પ્રકાશક
**શાહ ચંદુલાલ જમનાદાસ**
સ શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રન્થમાળા,
**છાણી (જી વડોદરા)**

## આ ગ્રન્થ મળવાના સ્થલો

૧ પ્રકાશક પાસેથી

૨ **શ્રી જૈન પ્રવચન કાર્યાલય**
ઠે શેઠ મનસુખભાઈની પોળ સામે,
કાળુપુર રોડ, અમદાવાદ

૩ **શ્રી સરસ્વતી પુસ્તક ભંડાર**
હાથીખાના, રતનપોળ, અમદાવાદ

૪ **સોમચંદ ડી. શાહ**
કલ્યાણ પ્રકાશન મંદિર, **પાલીતાણા**

૫. **શ્રાવક ભીમશી માણેક**
૨૨૦, કીકા સ્ટ્રીટ, શ્રી ગોડીજીની
ચાલ સામે, પહેલે મજલે, મુંબાઈ-૨

શ્રી વીર સં ૨૪૭૯
વિક્રમ સં ૨૦૦૯
ઈ સને ૧૯૫૩
પ્રથમાવૃત્તિ, પ્રત ૨૦૦૦
મૂલ્ય – ત્રણ રૂપીઆ

મુદ્રક
**શાહ મણિલાલ છગનલાલ**
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ–અમદાવાદ



આ ગ્રન્થના પ્રકાશનમા
આર્થિક સહાયક

ખભાતનિવાસી સ્વર્ગસ્થ શેઠ શ્રી
અમરચદ પ્રેમચદના સુપુત્ર સ્વ
શેઠ શ્રી ઉજમશીભાઇ ઠાકરશીભાઈના
સુપુત્રો



ખંભાતનિવાસી સ્વ૦ શેઠ શ્રી
ઉજમશીભાઈ હાકરશીભાઈના ધર્મપત્ની



## ગં. સ્વ. સુશ્રાવિકા ભૂરીબેન

# પ્રકાશન અંગે આભાર-દર્શન

આભાર-દર્શનની વિચારણામા, વ્યાખ્યાનકાર પુણ્ય પુરૂષ સૌથી પહેલા યાદ આવે તે સ્વાભાવિક છે તેમા ય, એ મહાપુરૂષના જ શુભ નામથી આ ગ્રન્થમાલા અકિત થઈને અભિવૃદ્ધિને પામ્યા કરે છે

આ પછી, એ જ આચાર્યભગવાનના વિદ્વાન્ વિનેય રત્ન પૂ મુનિરાજ શ્રી **વિક્રમવિજયજી** મહારાજ યાદ આવે છે, કે જેમણે પૂ આચાર્યદેવશ્રીના શ્રી ભગવતીજી સૂત્રને અવલબીને અપાએલા વ્યાખ્યાનોનુ અવતરણ કરવાનુ કષ્ટસાધ્ય કાર્ય નિયમિતપણે કર્યું છે, તેમ જ, જેઓશ્રી, પોતાના અન્ય ગુરૂબન્ધુઓની જેમ, આ ગ્રન્થ-માળાના અભ્યુદય પ્રત્યે સદા લક્ષ્ય આપતા આવ્યા છે

આ પછી, એ અવતરણોનો અભ્યાસ કરીને, આ ગ્રન્થમા અપાએલા વ્યાખ્યાનોનુ સાર રૂપે સયોજન તથા સપાદન કરનાર શ્રીયુત ચીમનલાલ નાથાલાલ શાહ (**શ્રીકાન્ત**) યાદ આવે છે, કે જેમણે પૂ આચાર્યદેવ શ્રીની પ્રત્યેના ગુરૂભક્તિના ભાવને જ પ્રધાન બનાવીને, પહેલા ભાગની જેમ આ બીજા ભાગના પણ સયોજન અને સપાદનનુ કાર્ય કર્યું છે

 

આ પછી, શેઠ શ્રી શાન્તિલાલભાઇ યાદ આવે છે, કે જેમણે મુંબાઈના પૂ આચાર્યદેવશ્રીના આ વ્યાખ્યાનોનુ શ્રવણ કરતી વેળાએ જ, વ્યાખ્યાનો ચિરજીવ સાહિત્યના સ્વરૂપને પામે—એવી ઇચ્છાને વ્યક્ત કરવા સાથે, પ્રકાશનમા દ્રવ્યસહાય આપવાની ભાવના પણ દર્શાવી હતી અને આ પ્રકાશન એ ભાવનાના અમલને આભારી છે શેઠ શ્રી શાન્તિલાલભાઇ ખભાતના શેઠ શ્રી અમરચદ પ્રેમચદના કુટુબના છે, કે જે કુટુબ શાસનરાગ, ધર્મારાધન અને ઔદાર્ય માટે સુપ્રસિદ્ધ છે

આ સ્થલે, શ્રી જૈન પ્રવચન કાર્યાલયને પણ યાદ કર્યા વિના ચાલે નહિ આ ગ્રન્થના મુદ્રણ આદિનુ તમામ કાર્ય શ્રી **જૈન પ્રવચન કાર્યાલય** હસ્તક કરાવાયુ છે ઓછામા ઓછા ખર્ચે પણ પુસ્તકને સુશોભિત બનાવવાની પૂરેપૂરી કાળજી રાખવા બદલ તેમ જ અમોએ આ ગ્રન્થ શ્રી **જૈન પ્રવચન** સાપ્તાહિકના સને ૧૯૫૪ના ગ્રાહકોને ભેટ આપવાનો નિર્ણય કરતા તેમણે તે નિર્ણયને સહર્ષ વધાવી લીધો એ બદલ, અમે શ્રી જૈન પ્રવચન કાર્યાલયના મહાનુભાવ કાર્યકરોને અત્રે યાદ કર્યા છે

ઉપર્યુક્ત સર્વનો સાદર આભાર માનવા સાથે, આ ગ્રન્થમાળા પ્રત્યે સૌની મમતાને ઇચ્છીએ છીએ

—પ્રકાશક.

## સમ્પાદકીય નિવેદન—

વર્તમાન શાસનના નાયક ભગવાન **શ્રી મહાવીર** પરમાત્માના પાંચમા ગણધરભગવાન **શ્રી સુધર્માસ્વામીજી**એ રચેલા અને નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયેલા આચાર્યભગવાન **શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી** મહારાજાએ સટીક બનાવેલા—આ પંચમાંગસૂત્ર શ્રી ભગવતીજી સૂત્રને અવલંબીને, પૂ. જૈનરત્ન, વ્યાખ્યાન-વાચસ્પતિ, કવિકુલ કિરીટ, આચાર્યદેવ **શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી** મહારાજાએ વિ. સં. ૧૯૮૧મા **સુરતમા**, ૧૯૮૨મા **બુહારીમા**, ૧૯૮૮મા **ખંભાતમા**, ૧૯૯૦મા **પાલીતાણામા**, ૧૯૯૧મા, **સીરોહીમા**, ૧૯૯૩મા **ખંભાતમા**, ૧૯૯૪મા **ઇડરમા**, ૧૯૯૬મા **ફલોધીમા**, ૧૯૯૭મા **બીકાનેરમા**, ૧૯૯૯મા **વડાલીમા**, ૨૦૦૦મા **ખંભાતમા**, ૨૦૦૧ તથા ૨૦૦૨મા **મુંબાઇમા**, ૨૦૦૩મા **વાપીમા** અને ૨૦૦૫મા **કરાડમા** વ્યાખ્યાનો આપ્યા હતા તે પૈકી વિ. સં. ૨૦૦૧, ૨૦૦૨ અને ૨૦૦૩ના વ્યાખ્યાનોનું અવતરણ, પૂ. આચાર્યદેવશ્રીના વિદ્વાન્ વિનય-પૂ. મુનિરાજ **શ્રી વિક્રમવિજયજી** મહારાજે કરી ગયેલું એનું સંયોજન અને સંપાદન કરવાનું સદ્ભાગ્ય આ સેવકને સાંપડે એવી સદ્ગુરૂની સત્કૃપા થઈ એના જ ફલસ્વરૂપે, વિ. સં. ૨૦૦૯ મા આ બીજો ભાગ તૈયાર થવા પામ્યો છે.

સયોજનપૂર્વક સપાદન કરવામા, ભાષા અને ભાવ બન્નેની જાળવણી કરવાની ભાવના હતી, પરન્તુ માનાથી તેમ બની શકયુ નહિ, એટલે આ ગ્રન્થના પહેલા ભાગની જેમ આ બીજા ભાગના વ્યાખ્યાનોને પણ, પૂ ગુરૂદેવશ્રીના ભાવને ગ્રહણ કરીને તેને મે મારી ભાષાપદ્ધતિએ રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે આમ કરવામા, જે કાઈ પણ ક્ષતિ રહી જવા પામી હોય, તે મારી ઉણપોને આભારી છે અને આમા જે કાઈ પણ સારૂ છે, તે પૂ ગુરૂદેવશ્રીને તેમ જ પૂ મુનિરાજ શ્રી વિક્રમવિજયજી મહારાજને આભારી છે

આ કાર્યમા પૂ ઉપાધ્યાયજી **શ્રી જયન્તવિજયજી** ગણિવર, પૂ મુનિરાજ **શ્રી ભાસ્કરવિજયજી** મહારાજ અને પૂ મુનિરાજ **શ્રી નેમવિજયજી** મહારાજ આદિએ પણ મને સહાયક બનવાની જે મમતા દર્શાવી છે, તેની પવિત્ર યાદને અહી શબ્દદેહ આપવામા હુ ગૌરવ અનુભવું છુ

સયોજન કરીને સપાદન કરતા, ભગવાન શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાથી વિરૂદ્ધ જો કોઈ પણ વચન આમા અનુપયોગાદિથી આવી જવા પામ્યુ હોય અગર તો મુદ્રણમા દૃષ્ટિદોષાદિથી કે ટાઈપો તૂટી જવા વિગેરેથી જે કોઈ ભૂલો રહી ગઈ જવા પામી હોય, તો તે બદલ મિચ્છા મિ દુક્કડ જાહેર કરવા સાથે, વિવેકી વિદ્વાનોને તે સુધારી લેવાની અને મને સૂચવીને ઉપકૃત કરવાની વિનતિ કરૂ છુ

—સ.

# થોડુંક શુદ્ધિ-સૂચન

આ પુસ્તકના છપાએલા ફરમાઓ ઉપર દૃષ્ટિએ જોતાં, કોઈ કોઈ ગ્રન્થને અશુદ્ધિઓ રહી જવા પામી છે કે થઈ જવા પામી છે એમ જણાયું નજરે ચઢેલી અશુદ્ધિઓમાંથી જે ખાસ મહત્ત્વની લાગી, તેની શુદ્ધિનું સૂચન અત્રે કરાય છે

| પૃ | પં | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩ | सिज्ञितस्य | सक्षितस्य |
| ૩ | ૫ | तस्य, नाना | तस्य, सुवर्णमण्डितो दैशकस्य, नाना |
| ૩ | ૭ | स्तिक पर्याया . | स्तिक-पर्याया |
| ૩ | ૧૫ | धयक | धयरक |
| ૩ | ૧૭ | कुलोत्पनै | कुलोत्पन्नै |
| ૬૧ | ૨૧ | એવા નામ રી એવા નામથી | એવા નામથી |
| ૬૮ | ૧૧ | ઠેકાણે | ઠેકાણે |
| ૯૦ | ૧૦ | ત્રીજે | ત્રીજા |
| ૯૫ | ૭ | કાચ્યોનો | કાન્યોનો |
| ૯૭ | ૧૦ | सिज्क्षितस्य | संक्षितस्य |
| ૯૭ | ૧૯ | प्रचार | पचार |
| ૯૭ | ૨૬ | ममर्थयो | समर्थयो |
| ૯૮ | ૩ | कुलोत्पने | कुलोत्पन्ने |
| ૯૯ | ૧૧ | कुंअर | कुंअर |
| ૯૯ | ૧૯ | थी | श्री |
| ૧ ૦ | ૧ | સેવાવું | સેવવું |
| ૧૦૫ | ૧૭ | સયય | સયમ |
| ૧૩૮ | ૨૦ | નોભાનું | મૂભાતૂ |
| ૧૯૫ | ૩ | દરૂણ | દારૂખુ |
| ૨૦૫ | ૮ | स्वरुपस्य | स्वरूपस्य |
| ૨૦૭ | ૨૪ | જયકુવરના | જયકુજરના |
| ૨૧૧ | ૫ | स्वरुपस्य | स्वरूपस्य |
| ૨૧૨ | ૧૬-૧૭-૧૮ | " | " |
| ૨૧૩ | ૪-૫ | " | " |

# શ્રી ભગવતીજી સૂત્રનાં વ્યાખ્યાનો

## બીજા ભાગની અનુક્રમણિકા



### ૧–મંગલાચરણ અને અભિધેય

## શાસ્ત્રપ્રસ્તાવના-વિભાગ

### ૨-સમુન્નત જયકુંજર જેવું શ્રી ભગવતીજી

## ૪–અવ્યય સ્વરૂપ

## ૫–શબ્દમા રહેલી ઘનોદાત્તતા



## ૬–લિંગ અને વિભક્તિ



## ૭–પ્રસિદ્ધિ

## ૮—મહલક્ષણ



## ૯—દેવતાધિષ્ઠિત



## ૧૦—મુનાર્ગમ હિત ઉદ્દેશક

## ૧૧–હાથીનુ ને સૂત્રનુ આચરણ

## १२–सूत्रदेह



## १३–चार अनुयोगो

## ૧૨-સૂત્રદેહ



## ૧૩-ચાર અનુયોગો

## ૧૨-સૂત્રદેહ



## ૧૩-ચાર અનુયોગો

## ૧૮–જ્ઞાન–ચરણ

## ૧૫-દ્રવ્ય-પર્યાય

## ૧૬-નિશ્ચય-વ્યવહાર



## ૧૭-યોગ અને ક્ષેમ



## ૧૮-પ્રસ્તાવનાથી અનુમાન



## ૧૯-નિગમનની મહત્તા

## ૨૧-ઉત્સર્ગ ને અપવાદનો સબધ



## ૨૨-યશ પ્રસાર



## ૨૩-અંકુશ તરીકે સ્યાદ્વાદ



## ૨૪-હેતુઓ રૂપી શસ્ત્રો

## ૨૫-શત્રુસૈન્યના નાશ માટે નિયુક્ત



## ૨૬-શ્રી ગણધરદેવની મતિથી રચાએલ



## ૨૭-ટીકારચના અંગે સ્પષ્ટીકરણ



---

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः ।

# શ્રી ભગવતીજી સૂત્રનાં વ્યાખ્યાનો

## બીજો ભાગ—શાસ્ત્રપ્રસ્તાવના



સૂત્રકાર ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી મહારાજ

ટીકાકાર પૂ. આ૦ શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજ



• વ્યાખ્યાનકાર •

પૂ જૈનરત્ન, વ્યાખ્યાનવાચસ્પતિ, કવિકુલકિરીટ, આચાર્યભગવાન

શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ

# મંગલાચરણ ને અભિધેય-કથન

सर्वज्ञमीश्वरमनन्तमसङ्गमग्र्य
सार्वीयमस्मरमनीशमनीहमिद्धम् ।
सिद्ध शिवं शिवकर करणव्यपेत,
श्रीमज्जिनं जितरिपु प्रयत प्रणौमि ॥ १ ॥

[ શ્રી જિનસ્તુતિ રૂપ આ એક શ્લોકને અંગેનું વિવેચન આ પુસ્તકના પહેલા ભાગમાં પ્રસિદ્ધ થઈ ચૂક્યું છે ]



[ શાસ્ત્રપ્રસ્તાવના નામે બીજા ભાગ રૂપ આ પુસ્તકમાં, શરૂઆતમાં નીચે આપવામાં આવતા બે શ્લોકોને અંગેનું વિવેચન છે અને તે પછીથી, ટીકાકાર મહર્ષિએ ગોઠવેલી જય કુંજરની ઘટનાવાળી શાસ્ત્રપ્રસ્તાવનાને અંગેનું વિવેચન છે ]

नत्वा श्रीवर्धमानाय, श्रीमते च सुधर्मणे ।
सर्वानुयोगवृद्धेभ्यो, वाण्यै सर्वविदस्तथा ॥ २ ॥
एतट्टीकाचूर्णी जीवाभिगमादिवृत्तिलेशांश्च ।
संयोज्य पञ्चमाङ्गं विवृणोमि विशेषतः किञ्चित् ॥ ३ ॥
॥ युग्मम् ॥

## શાસ્ત્રપ્રસ્તાવના

'व्याख्यान समवायस्य चतुर्थमङ्गम्। अथावसरप्राप्तस्य-' विआहपण्णत्ति इतिसंज्ञितस्य-पञ्चमाङ्गस्य-समुन्नतजयकुञ्जरस्येव ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य, उपसर्गनिपाताऽव्ययस्वरूपस्य घनोदारशब्दस्य लिङ्गविभक्तियुक्तस्य, सदाख्यातस्य, सल्लक्षणस्य, दैवताऽधिष्ठितस्य, नानाविधाद्भुतप्रवरचरितस्य षट्त्रिंशत्प्रश्नसहस्रप्रमाणसुन्नतदेहस्य, चतुरनुयोगचरणस्य, ज्ञान-चरणनयनयुगलस्य, द्रव्यास्तिक पर्यायास्तिकनयद्वितयदन्तमुशलस्य, निश्चय-व्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य योग-क्षेमकर्णयुगलस्य प्रस्तावनावचनरचनाप्रशस्तशुण्डाऽदण्डस्य, निगमनवचनाऽतुच्छपुच्छस्य कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य, उत्सर्गाऽपवादवादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य, यशःपटहपटुप्रतिरवाऽऽपूर्णादिक्चक्रवालस्य, स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य, विविधहेतुहेतिसमूहसमन्वितस्य मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य, बलनियुक्तकल्पगणनायकप्रतिप्रकल्पितस्य, मुनिधोरेयनावाधमधिगमाय पूर्वमुनिनिशिल्पकल्पितयोर्बहुप्रवरगुणत्वेऽपि दुरवगमतया महतामेव वाञ्छितवस्तुसाधनक्षमयोर्वृत्ति-चूर्णिनाम्न्यो तदन्यया च जीवाभिगमादिविविधविवरणदक्षलेशाना सघट्टेन वृद्धतरा अत एवाऽमहतामप्युपकारिणी, हस्तिनायकादेशाच्चि गुरुजनवचनात् पूर्वमुनिशिल्पिकुलोत्पत्तेरस्माभिर्नादितेवेय वृत्तिरारभ्यते।" इति शास्त्रप्रस्तावना।

卐

રચના રૂપ પ્રવૃત્તિના અંશ તરીકે ગણીએ અને માનીએ, તો તે પણ સાચું છે, અને એ દૃષ્ટિએ આપણે મંગલાચરણના આ તબક્કે પણ એમ કહી શકીએ કે–' આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા પંચમાંગ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની રચના કરવા રૂપ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયા છે'

આ વાતને જરાક વિશદ બનાવીએ આ વાત આપણે એ અપેક્ષાએ કરી રહ્યા છીએ કે–હમણાં અહીં જે બે ગાથાઓ બોલવામાં આવી, તે બે ગાથાઓની રચના જે સમયે આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ કરી, તે સમયે જો આપણે તેઓશ્રીની આ પ્રવૃત્તિને વિષે બોલવાનું હોય, તો આપણે તેઓશ્રીની આ પ્રવૃત્તિના સંબંધમાં શું બોલી શકીએ ? ' આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા પંચમાંગ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની રચના કરવાને માટે ઉત્સાહિત બન્યા છે '–એમ બોલી શકીએ ? કે ' આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા પંચમાંગ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની રચના કરવામાં પ્રવૃત્ત થયા છે '–એમ બોલી શકીએ ? કે પછી, એ બન્ને ય કથનો કરી શકાય એવાં છે ? કોઈ કહેશે કે–" ઉત્સાહિત બન્યા છે ' એમ તો જરૂર કહેવાય, પણ ' પ્રવૃત્ત થયા છે '–એમ કેમ કહેવાય ? " આવો પ્રશ્ન કરનાર, પોતાના પ્રશ્નકથનના સમર્થનમાં, એમ પણ કહી શકે કે– "પ્રવૃત્ત થયા છે ' એમ તો ત્યારે જ કહી શકાય, કે જ્યારે સૂત્રની વ્યાખ્યાને લખવાની શરૂઆત કરી હોય, આ તો હજુ મંગલાચરણ માત્ર છે "

આવી વાતોનો પણ, શાસ્ત્રોમાં વિચાર કરવામાં આવ્યો

છે અને જ્ઞાની મહાપુરૂષોએ આવી બાબતોના પણ ઘણા સુન્દર અને બુદ્ધિશાલી ખુલાસાઓ આપેલા છે. મંગલ કહેવાય કોને ?, મંગલ આવશ્યક ખરૂં કે નહિ ?, જે કોઇ મંગલનું આચરણ કરે તેનો તેણે જે હેતુથી મંગલનું આચરણ કર્યું હોય તે હેતુ સિદ્ધ થાય જ—એમ ખરૂં કે નહિ ? જો મંગલાચરણ કરવા છતાં પણ મંગલાચરણ કરનારાએ જે હેતુથી મંગલાચરણ કર્યું હોય, તે હેતુ સિદ્ધ ન થાય તો તેમાં કારણ શું ? અને દ્રવ્ય મંગલ શું ?, ભાવમંગલ શું ?, તથા ઉત્કૃષ્ટ મંગલ ક્યારે બને ?—આવી તો અનેક વાતોનું નિરૂપણ, મહાપુરૂષોએ, મંગલનું નિરૂપણ કરતાં કર્યું છે. એમાં, આ પણ એક વાત છે કે—મંગલને ગ્રન્થથી અગર શાસ્ત્રથી ભિન્ન ગણાય કે અભિન્ન ગણાય ? મંગલને શાસ્ત્રથી ભિન્ન શાથી ગણાય અને મંગલને શાસ્ત્રથી અભિન્ન શાથી ગણાય ?—એ બન્નેય બાજુઓની બાબતોની યથાયોગ્ય વિચારણા કરીને, મહાપુરૂષોએ ઠરાવ્યું છે કે—' મંગલ, એ શાસ્ત્રથી કથંચિદ્ ભિન્ન પણ છે અને મંગલ, એ શાસ્ત્રથી કથંચિદ્ અભિન્ન પણ છે '

## મંગલ શાસ્ત્રથી ભિન્ન કેમ ?

જો કેવળ શાસ્ત્રમાંની જ વાતને લક્ષ્યમાં રાખીને કહેવાય, તો તો મંગલને શાસ્ત્રથી ભિન્ન જ કહેવું પડે; કારણ કે—મંગલ શા માટે છે ? જે શાસ્ત્રની રચના કરવાની અભિલાષા છે, તે શાસ્ત્રની રચનાને નિર્વિઘ્નપણે સમાપ્ત કરી શકાય, એ માટે મંગલનું આચરણ છે। વળી શિષ્ટ પુરૂષોએ આચરેલો જે શુભાચાર, તેના અનુગામી બનાય, એટલે કે—શિષ્ટ પુરૂષોને અનુસરવા . . . આચરવાને માટે મંગલ છે"

શિષ્ટ પુરૂષોને અનુસરવાનો જેમ પોતાને લાભ મળે, તેમ શિષ્યજનોમા પણ શિષ્ટજનોને અનુસરવાની બુદ્ધિ પેદા થાય, એ માટે મગલ છે ! આમ મગલના અનેક હેતુઓ છે એટલે શાસ્ત્રની રચના કરવી છે માટે મગલ છે, એમ તો નક્કી થયુ ને ? માટે શાસ્ત્ર જૂદુ અને મગલ જૂદુ—એમ કહી શકાય. આ અપેક્ષાએ જ્યારે બોલવુ હોય, ત્યારે અહીં આપણે એમ કહેવું પડે કે—' આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા પચમ અંગસૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની રચના કરવાને માટે ઉત્સાહિત બન્યા છે '

## મગલ શાસ્ત્રથી અભિન્ન છે ?

પરન્તુ, અહીં બીજી અપેક્ષા પણ વિચારણીય છે મગલને આચરનારના આશયનો વિચાર કરો શાસ્ત્રની રચના કરવાને માટે મગલનુ આચરણ કરનારના હૈયે, એ વખતે કયો ભાવ હોય છે ? એને એમ જ લાગે છે કે—' હુ અમુક શાસ્ત્રની રચના કરવાને માટે બેઠો છુ ' અગર તો ' મેં અમુક શાસ્ત્રની રચના શરૂ કરી ' વળી, કોઇ પણ શાસ્ત્રને વાચવાનુ તમે શરૂ કરો એ વખતે તમને કોઇ પૂછે કે—' શું વાચો છો ? ' તો એ વખતે તમે કહેશો કે—' હુ અમુક શાસ્ત્ર વાચુ છુ ' પછી ભલે ને તમે એ વખતે એ શાસ્ત્રના મગલને જ વાચતા હો ! જેમ અહીંનો જ દાખલો લ્યો અહીં અત્યારે આપણે શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિના મગલને જ વાચી રહ્યા છીએ આમ છતા પણ, તમને જો કોઈ પૂછે કે—'વ્યાખ્યાનમા હાલ શું વચાય છે ?' તો તમે પ્રાય એમ જ કહો કે—' વ્યાખ્યાનમા હાલ શ્રી ભગવતીજી સૂત્ર વચાય છે ' પણ તમે એમ

નહિ કહો કે–'વ્યાખ્યાનમા શ્રી ભગવતીજી સૂત્ર વાચવાનુ હોવાથી, હાલ મગલની વાત ચાલે છે' કોઇ પૂછશે કે–'શ્રી ભગવતીજી સૂત્રને વાચવાની શરૂઆત અહીં ક્યારે થઈ?' તો તમે તે જ દિવસ બતાવશો, કે જે દિવસે શ્રી ભગવતીજી સૂત્રના મગલને વાચવાની શરૂઆત થઈ હોય શ્રી ભગવતીજી સૂત્રને અગે અને સાભળનારને અગે જે કાઈ વિધિ કરાય છે, દીપકને ધૂપ મૂકાય છે, સાથીયા કરાય છે અને ફળ તથા નાણું મૂકાય છે, એ બધુ પણ કરવાનુ ક્યારથી શરૂ થાય છે ? જ્યારથી શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિના મગલને વાચવાનો શુભ આરભ કરાય છે, ત્યારથી જ ને ? એટલે મગલને તમે શાસ્ત્રથી અભિન્ન પણ માન્યું જ ને? આવી રીતિએ તમે વિચાર કરો, તો તમને લાગશે કે–મગલ, એ પણ શાસ્ત્રના એક વિભાગ રૂપ જ બની જાય છે આ મગલ કેવલ મગલને માટે જ નથી, પરન્તુ અમુક શાસ્ત્રની રચના કરવામા અગર અમુક શાસ્ત્રની વાચનામા હું પ્રવૃત્ત થાઉં છું–એવા આશયની આમા પ્રધાનતા રહેલી છે આ અપેક્ષાને લક્ષ્યમા રાખીને જ્યારે આપણે બોલતા હોઇએ, ત્યારે આપણે એમ પણ બોલી શકીએ કે–'આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પાચમા અગસૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની રચના કરવામા પ્રવૃત્ત થયા છે'

એકેય વચન મિથ્યા નથી

આથી તમે સમજી શક્યા હશો કે–ભિન્ન ભિન્ન અપેક્ષાએ 'ઉત્સાહિત બન્યા છે'–એવું કહેવું એ જેમ બરાબર છે, તેમ 'પ્રવૃત્ત થયા છે'–એવું કહેવું એ પણ બરાબર જ છે.

આટલી વાતમાં પણ અપેક્ષાવાદ આવ્યો ને? આવે જ, કારણ-કે–વગર અપેક્ષાનુ વચન, એ સત્ય વચન હોઈ શકતું જ નથી. આપણે, એ વાત પહેલાં જ વિચારી આવ્યા છીએ કે–આ શાસન ભગવાન શ્રી જિનેશ્વરદેવોનુ છે અને ભગવાન શ્રી જિનેશ્વરદેવો સ્યાદ્વાદી જ હોય છે એ તારકોનુ અને એ તારકોને અનુસરનારાઓનુ કોઈ પણ વચન હો, એ વચન **સ્યાત્** પદથી લાંછિત હો વા **સ્યાત્** પદથી લાંછિત ન હો, પરન્તુ એ વચનમાં **સ્યાત્** પદ રહેલુ જ છે, નિર્વિવાદપણે રહેલુ છે, એમ જ સમજવુ જોઈએ આ કારણે જ, ભગવાન શ્રી જિનેશ્વરદેવોનુ અગર તો એ તારકોને ઉપયોગપૂર્વક અનુસરીને બોલનારાઓનુ વચન 'મિથ્યા' કે 'મિથ્યાત્વવાળુ' હોઈ શકતુ નથી શ્રી જૈન શાસનના શાસ્ત્રોના કોઈ પણ એક વચનને ય 'મિથ્યા' કે 'મિથ્યાત્વવાળુ' કહેવાનુ ઘોર પાપ તો તેઓ જ કરી શકે છે, કે જેઓ મિથ્યાત્વના સપાટામાં સપડાઈ જવા પામ્યા હોય અને એથી જેઓની મતિ મિથ્યાત્વ નામના આત્માના મહાશત્રુથી મોહિત થઈ જવા પામી હોય સ્યાદ્વાદીના વાક્યમાં સાક્ષાત્ **સ્યાત્** પદ ન હોય તો પણ, એ વાક્યને ઉચ્ચારતી વેળાએ એમના હૈયે **સ્યાત્** પદ હતું જ હતુ–એમ માનીને અને સમજીને જ, એ વાક્યનો અર્થ કરવો જોઈએ

## ભાવમંગલની આચરણાનો રસ

આપણે જોઈ રહ્યા છીએ કે–આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા શ્રી ભગવતીજી સૂત્રની વિવૃત્તિની એટલે કે ટીકાની રચના કરવાને માટે ઉદ્યુક્ત બન્યા છે અને

એ માટે ભાવમંગલની આચરણા કરી ગયા છે આ પાંચમા અંગસૂત્રની ટીકાની રચના કરવા પૂર્વે, આ મહર્ષિએ, શ્રી ઠાણાંગ સૂત્ર નામના ત્રીજા અંગસૂત્રની તેમ જ શ્રી સમવાયાંગ સૂત્ર નામના ચોથા અંગસૂત્રની-એમ બે સૂત્રોની બે ટીકાઓની રચના કરેલી છે એ બન્નેય ટીકાઓની આદિમાં પણ, આ મહર્ષિએ ભાવમંગલની આચરણા કરેલી જ છે. એ બન્નેય ટીકાઓની આદિમાં ભાવમંગલની આચરણા કરેલી હોવા છતાં પણ, આ મહર્ષિ અહીં ત્રીજી ટીકાની આદિમાં પણ મંગલની આચરણા કરે છે શાથી ? બાર અંગસૂત્રો પૈકીના ત્રીજા અંગસૂત્રથી તે અગીઆરમા અંગસૂત્ર સુધીના સૂત્રોની-એમ કુલ નવ અંગસૂત્રોની નવ ટીકાઓની રચના કરવાને માટે તેઓશ્રી પ્રવૃત્ત થયા છે, તો એકલા ત્રીજા જ અંગસૂત્રની ટીકાની આદિમાં ભાવમંગલની આચરણા કરીને, પછી કોઈ અંગસૂત્રની ટીકાની આદિમાં ભાવમંગલની આચરણા કરી ન હોત તો ન ચાલત ? જેને ચલાવ્યે જ રાખવું હોય, તે તો ગમે તેમ ચલાવ્યે રાખે, પણ આ તો મહર્ષિ છે સમજે છે કે-અંગસૂત્ર તો બદલાયું ને ? વળી, એ મહાપુરૂષને ભાવમંગલની આચરણાનો કેટલો બધો રસ હતો, તે પણ આ ઉપરથી આપણે કલ્પી શકીએ છીએ.

નવની જ રચના કેમ કરી ?

આ મહાપુરૂષે નવ અંગસૂત્રોની જ ટીકાઓની રચના શા માટે કરી, તે તો આપણે વિચારી આવ્યા છીએ આ, મહાપુરૂષે જે વખતે આ નવ અંગસૂત્રોની ટીકાઓની રચના કરી, તે વખતે શ્રી આચારાંગ સૂત્ર નામના પ્રથમ અંગસૂત્ર

ની અને શ્રી સૂયગડાગ સૂત્ર નામના બીજા અગસૂત્રની ટીકાઓ, કે જેની રચના આચાર્યભગવાન શ્રીમત્ શીલાકસૂરીશ્વરજી મહારાજાએ કરેલી હતી, તે વિદ્યમાન હતી, પરન્તુ બાકીના અગસૂત્રોની તેઓશ્રીએ રચેલી ટીકાઓ અપ્રાપ્ય બની જવા પામી હતી આ કારણે જ, શાસનદેવીની પ્રેરણાને સાદર ઝીલી લઇને, આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, ત્રીજા અગસૂત્રથી માડીને અગીઆરમા અગસૂત્ર સુધીની ટીકાઓની રચના કરવાના શુભ કાર્યનો આરભ કર્યો હતો તે સમયે બારમુ અગસૂત્ર તો પોતે જ વિચ્છેદને પામી ગયેલુ હતુ, એટલે 'આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ બારમા અગસૂત્રની ટીકાની રચના કેમ કરી નહિ ?'–એ પ્રશ્નને તો અવકાશ જ પ્રાપ્ત થતો નથી.

મંગલ સાથે અભિધેયનું કથન :

પોતે રચવા ધારેલી નવ અગસૂત્ર–ટીકાઓ પૈકીની ત્રીજી સૂત્રટીકા, કે જે આ શ્રી ભગવતીજી સૂત્ર નામના પાચમા અગસૂત્રની ટીકા છે, તેની રચના કરવાને માટે ઉદ્યુક્ત થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ ભાવમગલની આચરણા કરતા, શરૂઆતમા શ્રી જિનસ્તુતિ કરી છે એક શ્લોક દ્વારા, સામાન્ય પ્રકારે શ્રી જિનસ્તુતિ કરવા દ્વારા, એ મહર્ષિએ સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કરતા, પરમ તારક ભગવાન શ્રી જિનેશ્વરદેવોની પદર વિશેષણોથી સ્તુતિ કરી અત્યાર સુધીમા આપણે એ પદર વિશેષણોને અગે કેટલીક વિચારણા કરી આવ્યા છીએ આ રીતિએ, સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તુતિ કર્યા

બાદ પણ, એ મહર્ષિ બે શ્લોકો દ્વારા ફરમાવે છે કે–"શ્રી વર્ધમાનસ્વામીજીને, શ્રીમત્ સુધર્માસ્વામીજીને, સર્વ અનુયોગ-વૃદ્ધોને અને શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીને નમસ્કાર કરીને, આ શ્રી ભગવતીજી સૂત્રની જે ટીકા તથા ચૂર્ણી છે તેને અને શ્રી જીવાભિગમાદિ અંગસૂત્રોની જે વૃત્તિઓ છે–તેના અંશોને, સંયોજીને હું આ પાંચમા અંગસૂત્રની કાંઈક વિશેષ પ્રકારે વિવૃત્તિને કરું છું" આ કથનમાં સ્પષ્ટ રૂપમાં મંગલ પણ છે અને અભિધેય પણ છે મંગલ તો પહેલા શ્લોક રૂપ શ્રી જિનસ્તુતિ દ્વારા થઈ જ ગયું હતું ને? છતાં પણ, અહીં એક એ વિશેષતા છે કે–બીજા શ્લોક દ્વારા અભિધેયને કહેવાને માટે, બીજા શ્લોકમાં પણ મંગલ કર્યું અને તે બન્નેને કેવો સંબંધ છે–એ પણ સૂચિત કરી દીધું

## હિતશિક્ષા

'આમને નમસ્કાર કરીને આમ કરું છું'–એમ કહેવા પાછળ તો, મોટી હિતશિક્ષા રહેલી છે એ શીખવે છે કે–તમારે જે વાત કહેવાની હોય, તે વાતને કહેવાનું સૂચન પણ તમારે આ રીતિએ નમસ્કાર કરીને તે પછી જ કરવું જોઈએ નમસ્કારમાં પણ કેટલાકને યાદ કર્યા? ઉપકારી એવા કોઈને અગર ઉપકારી એવી કોઈ પણ વસ્તુને ય એ મહાપુરૂષે પોતાના નમસ્કારમાંથી બાતલ રાખેલ નથી, એમ કોઈને પણ, જો તે વિવેકી અને સમજુ હોય તો, કહેવું પડે સારૂં કામ કરતા પહેલા, નમસ્કાર કરવાને માટે સઘળા ય ઉપકારિઓને યાદ કરે છે અને સઘળી ઉપકારક વસ્તુઓને પણ યાદ કરે છે આ વાત તમારા ખ્યાલમાં તો આવે

ઉપકારી વ્યક્તિઓ ને વસ્તુઓ

પહેલા સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોને નમસ્કાર, પછી ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને જૂદો નમસ્કાર, પછી ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર અને તે પછીથી સઘળા ય અનુયોગવૃદ્ધ મહાપુરૂષોને પણ નમસ્કાર ! હવે કોઈ ઉપકારી વ્યક્તિ બાકી રહી જાય છે ખરી ? નહિ જ કોઈ ઉપકારી વ્યક્તિ તો બાકી રહી જતી નથી, પણ ઉપકારી વસ્તુઓ તો બાકી રહી જાય છે જો કે-ભગવાન શ્રી જિનેશ્વરદેવોને કરેલ નમસ્કારમા પણ સમાવેશ કરવા ધારીએ તો સઘળી ય ઉપકારી વ્યક્તિઓનો અને સઘળી ય ઉપકારી વસ્તુઓનો સમાવેશ કરી શકાય તેમ છે કારણ કે-કોઈ પણ સારી વ્યક્તિનુ અને કોઈ પણ સારી વસ્તુનુ મૂળ તો ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોના પ્રતાપે જ, એટલે કે-એ પરમ તારકોએ ફરમાવેલી આજ્ઞાઓને સારી રીતિએ-યથાયોગ્યપણે અનુસરવાના પ્રતાપે જ, કોઈ પણ વ્યક્તિ પરમ રીતિએ ઉપકારી બની શકે છે. એ પરમ તારકોની આજ્ઞાને યથાયોગ્ય રીતિએ અનુસર્યા વિના, કોઈ પણ વ્યક્તિ પરમ રીતિએ ઉપકારી બની શકે -એ શકય જ નથી એ જ રીતિએ, સારી પણ વસ્તુને સારી વસ્તુ તરીકે સ્વતન્ત્રપણે ઓળખાવનાર જો કોઈ પણ હોય, તો તે જેમ ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે, તેમ સારી પણ વસ્તુઓને જીવો પોતાને માટે સારી વસ્તુઓ તરીકે પરિણમાવી શકે-એ માટેનો વાસ્તવિક માર્ગ સ્વતન્ત્રપણે બતાવનાર કોઈ હોય, તો તે ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ છે. આમ

હોવાથી, 'ભગવાન શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરવામા ઉપકારી એવી સઘળી ય વ્યક્તિઓને તેમ જ ઉપકારી એવી સઘળી ય વસ્તુઓને પણ નમસ્કાર થઈ જાય છે'–એમ જો કહીએ, તો તે પણ વ્યાજબી જ ગણાય, પરન્તુ સઘળા ય જીવો આવો તાત્પર્યાર્થ શોધી શકે નહિ આથી, આ મહાપુરૂષે તો એવો માર્ગ લીધો કે–ક્યા ક્યા ઉપકારિઓને નમસ્કાર કરવો એ યોગ્ય છે, તેને સામાન્ય સમજવાળા જીવો પણ સમજી શકે એ માટે જ, આ મહાપુરૂષે માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોને નમસ્કાર કરીને નહિ અટકતા અને ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને પણ નમસ્કાર કરીને નહિ અટકતા, ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને પણ નમસ્કાર કર્યો અને તે પછીથી સઘળા ય અનુયોગવૃદ્ધોને પણ નમસ્કાર કર્યો આમ, સઘળી ય ઉપકારી વ્યક્તિઓને નમસ્કાર કર્યા બાદ, ઉપકારી એવી સઘળી ય વસ્તુઓને નમસ્કાર કરવાને માટે, આ મહાપુરૂષે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીને નમસ્કાર કર્યો શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીમા, કોઈ પણ સારી વસ્તુનુ પ્રતિપાદન ન હોય, એ બને ? નહિ જ શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણી બતાવે બધી વસ્તુઓને, પણ ગ્રાહ્ય તરીકેનુ પ્રતિપાદન તો સારી–ઉપકારક વસ્તુઓનુ જ કરે ને ? હિંસાદિકને પણ બતાવે અને અહિંસાદિકને પણ બતાવે, પરન્તુ સાથે સાથે જ એ વાત હોય કે–હિંસાદિક તજવા યોગ્ય છે અને અહિંસાદિક આચરવા યોગ્ય છે આમ, શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીમા સઘળી ય ઉપકારક વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે અને એથી એમ કહી શકાય, કે–શ્રી સર્વજ્ઞ ભગવાનની વા[illegible] નમસ્કાર કર[illegible] જગતભરમા જે કાઈ પણ

વસ્તુઓ છે, હતી કે હશે, તે સર્વને નમસ્કાર કર્યો એક પણ ઉપકારી વસ્તુ એમાથી બાતલ નહિ

<u>કૃતજ્ઞતા અને નમ્રતા</u>

ટીકાકાર આચાર્યભગવાનમા આ કેવો ઉમદા પ્રકારનો કૃતજ્ઞતા ગુણ છે ? નમસ્કાર કરવાને માટે નમ્ર બનવું પડે છે અને સાચો નમ્રતા ગુણ, કૃતજ્ઞતા ગુણ વિના આવી શકતો નથી ટીકાકાર આચાર્યભગવાનમા જો સુન્દર પ્રકારનો વિવેક ન હોત અને એ સાથે કૃતજ્ઞતા ગુણ જો તેઓશ્રીમા ન હોત, તો પ્રસગ તો એવો હતો કે–એ અહકારના મદથી પીડાતા હોત જ્ઞાન તો હતુ જ અને તેમા મળી શાસન દેવીની સહાયક પ્રેરણા, એના યોગે આવુ અગસૂત્રોની ટીકા રચવા જેવુ મહા કઠિન કાર્ય પણ કરવાને માટે તેઓશ્રી સમર્થ બની શકયા આટલી શક્તિ અને સામગ્રીનો યોગ મળે, પછી 'હુ'કારને આવતા વાર કેટલી ? આવા વખતે મનમા ખુમારી આવે કે મન નમ્રતાભાવને ભજનારૂ બને ? દુન્યવી તુચ્છ સામગ્રી પણ જો બીજાઓના કરતા જરા સારા પ્રમાણમા તમને મળી ગઈ હોય, તો તેના યોગે તમને કેવા પ્રકારનો અનુભવ થાય છે ? બજારમા ચાર જણા તમારી સલાહ લેવાને માટે આવતા હોય અને બજારમા તમારી સામાન્ય પ્રકારે પણ જો એવી નામના થાય કે–' આ શેઠની સલાહ એવી વ્યાજબી હોય છે કે–એ મુજબ જો વર્તીએ તો જરૂર ફાવીએ ' તો એ વખતે તમારા હૈયામા 'હુ'પણાનો કેવોક ભાવ જાગે છે ? એના યોગે, બીજાઓની સાથે તોછડાઈથી બોલવાની અને તોછડાઈથી વર્તવાની કેવી ટેવ

પડી જાય છે ? તમે લોકો જો તમારી સ્થિતિનો પણ બરાબર વિચાર કરો, તો ય તમને આ અને આવા મહાપુરૂષોમાં જે મહત્તાનો સુયોગ હતો, તેનો સુન્દર ખ્યાલ આવે. તમને તમારા ઉપકારિઓ યાદ આવે છે ખરા ? તમારી સમજ મુજબ તમે જે જે કાર્યમાં ઉપકાર માનતા હો, તેવા પ્રકારનો ઉપકાર જેના જેના દ્વારા તમારા ઉપર થવા પામ્યો હોય, તે બધા ઉપકારોને કદી પણ સદ્ભાવપૂર્વક યાદ કરવાનું તમને મન થાય છે ખરૂં ? કોઈ પણ સારા કામનો આરંભ કરતા પહેલાં, પોતાના ઉપકારિઓને યાદ કરવા અને ઉપકારિઓને યાદ કરીને તેમને નમસ્કાર કરવો-આવી રીતિએ તમે વર્તતા તો નથી, પણ આવી રીતિએ વર્તવાનો પ્રયત્ન કરવાનો વિચાર પણ તમને કદી આવેલો છે ખરો ? જો આ વિચાર તમને વારંવાર આવતો હોત, જો આવા પ્રકારનો વિચાર આવે એવા પ્રકારે તમારૂં હૈયું કેળવાએલું હોત, તો 'ટીકાકાર આચાર્યભગવાને ભગવાન શ્રી જિનેશ્વરદેવોને, શ્રી વર્ધમાન સ્વામીજીને, ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને, સઘળા ય અનુયોગવૃદ્ધોને અને શ્રી સર્વજ્ઞભગવાનની વાણીને નમસ્કાર કર્યો'-એ વાતને સાંભળતાની સાથે જ, તમને એમ થઈ ગયું હોત કે-'આ મહાપુરૂષમાં કેવો કૃતજ્ઞતાનો અને નમ્રતાનો ઉમદા ગુણ છે ?'

## આજના સાંસારિક વ્યવહારોમાં આવી જવા પામેલી કલુષિતતા

કૃતજ્ઞતા ગુણ અને નમ્રતા ગુણ, એ બન્ને ય ગુણો માણસ માત્રને માટે આવશ્યક છે. આ ગુણો એવા છે કે-

વચ્ચે પણ, સાસુ અને વહુ વચ્ચે, ભાઈ-ભાઈ વચ્ચે, શેઠ-નોકર વચ્ચે, રાજા-પ્રજા વચ્ચે અને મોટા-નાના વચ્ચે કેટલી બધી તગદીલી વધતી જાય છે? પરસ્પરથી પરસ્પરને હુંફનો અનુભવ થવાને બદલે, પરસ્પરને પરસ્પર તરફના ભયનો અનુભવ થાય છે આવા વખતમા પણ શાણા માણસો જાળવી જાળવીને વર્તે છે, હૈયાનો ભાવ કળાઇ ન જાય તેની કાળજી રાખે છે, પરન્તુ અન્તઃકરણમા એક-બીજા પ્રત્યે જે ભાવો હોવા જોઇએ, તેમા તો મોટી ખામી જ આવી જવા પામી છે, અને આ તો તમારા પોતાના પણ અનુભવની જ વાત છે ને?

## દેવસ્થાનોમા અને ધર્મસ્થાનોના આવેલી ઉણપોનુ તથા ભક્તિની ખામીનુ મૂળ પણ શુ છે?

કૃતજ્ઞતા ગુણની અને નમ્રતા ગુણની ખામીને લીધે, ધાર્મિક વ્યવહારોમા પણ ઘણો બીગાડો થઈ જવા પામ્યો છે અને દિવસે દિવસે એ બીગાડો પણ વધતો જ જાય છે શ્રાવક તરીકેના તમારા જે જે ધાર્મિક વ્યવહારો ગણાય છે તેમા અને સાધુ તરીકેના અમારા જે જે ધાર્મિક વ્યવહારો ગણાય છે તેમા-એ બધાયમા આજે કૃતજ્ઞતા ગુણ સબધી અને નમ્રતા ગુણ સબધી ખામીને લીધે, ઘણા અનિચ્છનીય અશુભ તત્ત્વો આવી જવા પામ્યા છે અને શુભ તત્ત્વો ધીમે ધીમે ઘટતા જાય છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો અને ગુર્વાદિકનો આપણા ઉપર કેવો કેવો અને કેટલો કેટલો ઉપકાર છે, એ વિષે તમારાઓમા અને અમારાઓમા, વારવાર વિચાર કરનારાઓ કેટલા? દેવ-ગુરૂના ઉપકારને

યાદ કરીને, એ ઉપકારીઓની વિશેષ વિશેષ પ્રકારે ભક્તિ કરવાના મનોરથો કરનારા કેટલા ? તમે બધા જો તમારી શક્તિ-સામગ્રી મુજબ દેવની અને ગુરૂની ભક્તિ કરવાની વૃત્તિવાળા હો, તો દેવસ્થાનો અને અન્ય ધર્મસ્થાનો જે રીતિએ આજે ઉણપો ભોગવી રહ્યા છે, તે રીતિએ તે સ્થાનોને ઉણપોને ભોગવવી પડે ખરી ? દેવસ્થાનોમા અને અન્ય ધર્મ સ્થાનોમા તમારા દ્રવ્યનો વ્યય કરવાનો તમને ઉલ્લાસ કેટલો ? "ભગવાન શ્રી જિનેશ્વરદેવોની હું ત્રિકાલપૂજા કરૂ, એ તારકોની પૂજા કરવાને માટે મારી શક્તિ મુજબના પણ ઉત્તમોત્તમ દ્રવ્યોને હુ એકઠાં કરીને પૂજામા વાપરૂ, આ શરીર તથા કુટુમ્બાદિકને માટે તો હુ ઘણુ ય ખર્ચ કરૂ છું, પણ દેવ-ગુરૂની ભક્તિમા હુ મારા દ્રવ્યનો જેટલો વ્યય કરૂ, તેટલો જ લેખે છે, જે ધર્મસ્થાનોમા હુ ધર્મક્રિયાઓને કરી શકુ છુ તથા ધર્મશ્રવણાદિ કરૂ છુ, તે ધર્મસ્થાનો માટે મારે દરરોજ-દર રોજ નહિ તો દર મહિને-દર મહિને નહિ તો દર વર્ષે પણ મારે મારી શક્તિ મુજબ અમુક રકમ તો આપવી જ જોઇએ" -આવા આવા વિચારો તમને આવે છે ખરા ? જે જે બાબતોમા તમે અણુસમજુ છો તે તે બાબતોની વાત ન કરીએ, તો પણ જે બાબતો તમારી સમજમા છે તેવી બાબતોમા પણ તમે દેવસ્થાનોમા અને અન્ય ધર્મસ્થાનોમા તમારી મુડીને ખર્ચવાનો વિચાર કરતા નથી, એમા તમારી કૃતજ્ઞતાની પણ ખામી છે-એમ તમને લાગે છે ખરૂ ?

પ્રશ્ન૦ કૃપણતા નડે છે.

કૃપણતા પણ નડે, પરન્તુ કૃતજ્ઞતા ગુણ હોય તો તે કૃપણતાને ધક્કો માર્યા કરે કૃતજ્ઞ માણસ

સ્થાને વ્યય ન કરી શકતો હોય, તો એને પોતાની કૃપણતા ઉપર રોષ ઉપજે બાકી, તમે લોકો ખરેખર કૃપણ છો ? મોટે ભાગે તો તમે લોકો ઉડાઉ છો, એમ આજની તમારી રીતભાત ઉપરથી જણાય છે તમે આજે ખાવા–પીવા, પહેરવા–ઓઢવા, ફરવા–હરવા અને દોરદમામ દેખાડવા પાછળ કેટકેટલા ઉડાઉ ખર્ચાઓ કરો છો, તે તો જૂઓ ! વળી તમે દેવસ્થાનાદિમા નથી જ ખર્ચતા–એવુ પણ કહી શકાય નહિ, પણ તમે મોટે ભાગે કેવા પ્રકારે ખર્ચો છો, એનો જરા વિચાર કરો દેવસ્થાનો અગર તો અન્ય ધર્મસ્થાનોમા તમે જ્યારે કોઈ કોઈ વાર ચડસમા આવી જાવ છો અથવા તો શરમમા લેવાઇ જાવ છો અથવા તો નામનાના લોભમા તણાઈ જાવ છો, એવા એવા વખતે તો તમે મોટી રકમો પણ ખર્ચી નાખો છો, પણ રોજ દેવ–ગુરૂના ઉપકારોને યાદ કરીને, તેઓની ભક્તિમા પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવાનો ઉમગ તમે અનુભવો છો ? રોજ વિચાર આવે છે ખરો કે–' આજે આ શરીરની સેવામા અને કુટુબના પોષણાદિમા મેં કેટલો ખર્ચો કર્યો અને દેવ–ગુરૂની ભક્તિમા મેં કેટલોક ખર્ચો કર્યો ?' જો એ વિચાર આવે, તો તમને જ થાય કે–' હુ કેટલો બધો મૂર્ખ છુ ? આ શરીર નાશવન્ત છે, હું આ શરીરને ગમે તેટલુ સાચવું, તો ય મારૂં માનેલુ આ શરીર મારૂ રહેવાનુ નથી અને આ કુટુબિઓ પણ કર્મના સબધે મળી આવેલા છે અને કર્મનો સબધ પૂરો થતા વિખુટા પડી જવાના છે, આમ છતા ય, આ શરીર અને આ કુટુમ્બિઓને માટે આટલો બધો ખર્ચ અને જે દેવ–ગુરૂ મને મોક્ષમાર્ગની સાચી આરાધનામા પ્રેરક અને

સહાયક છે, તેમની ભક્તિ માટે કાં તો કશો ખર્ચ નહિ અથવા તો નહિ જેવો ખર્ચ ?' પણ કૃતજ્ઞતા ગુણ હોય અને એવી દેવ-ગુરૂના ઉપકારનો તમને તમારી સમજ મુજબ પણ વિચાર આવ્યા કરતો હોય, તો તમને આવો વિચાર આવે ને ?

દેવ ગુરૂ-ધર્મની વાતમાં આવેલી તોછડાઈ

કૃતજ્ઞતા ગુણની ખામીને લીધે જેમ ભક્તિના કાર્યોમાં મોટી ખામી આવી જવા પામી છે, તેમ નમ્રતા ગુણની ખામીને લીધે દેવ-ગુરૂની આશાતના થાય એવી પ્રવૃત્તિઓ પણ વધતી જાય છે તમારે જ્યારે કોઈ પણ મોટા માણસને મળવાને માટે જવાનુ હોય છે, ત્યારે તમને સ્વાભાવિક રીતિએ જ વિચાર આવે છે કે-'ત્યા મારે કેવા વેષ આદિને ધારણ કરીને જવું જોઈએ તથા ત્યાં મારે કેવી રીતિએ પ્રવેશ કરવો જોઈએ, કેવી રીતિએ નમન કરવું જોઈએ, કેવી રીતિએ બોલવું જોઇએ અને કેવી રીતિએ જેમને હુ મળવા જાઉં છુ તેમના વચનને ઝીલવુ જોઇએ' તેમા ય જો રાજા-મહારાજા, વાઇસરોય કે ગવર્નર વિગેરેને તમારે મળવાને માટે જવાનુ થાય, તો તમને કેટકેટલા વિચારો આવે ? આવી કોઈ વિચારણાનો અનુભવ, દેવ-ગુરૂની પાસે જવાની વાત વેળાએ, તમને થયો છે ખરો ? આજે દેવસ્થાનો અને અન્ય ધર્મસ્થાનોમા આવનારા લોકોમાં, મોટે ભાગે ઠસ્સો, ખુમારી અને બેદરકારી આદિ જોવાને મળે છે ભગવાનની સમક્ષ વાત કરતા પણ, ઠસ્સો અને સ્થાનના ગૌરવ પ્રત્યેની બેકાળજી દેખાઈ આવે છે અમુક આચારો રૂઢ થઈ ગયેલા છે, એટલે ખમાસમણા દેવા એ વિગેરે તો થાય છે, પણ

એમા જે નમ્રતાનો ભાવ ભળવો જોઇએ, તેમા મોટી ખામી જાય છે ગુરૂઓની સાથે વાતચીત કરતા અને ગુરૂઓના શ્રીમુખે ધર્મોપદેશનુ શ્રવણ કરતી વેળાએ પણ, નમ્રતા ગુણનો કેટલો બધો અભાવ છે-તે ઘણી વાર જણાઈ આવે છે સામે ગુરૂ મહારાજ મળ્યા હોય ને જે નમ્રતાનો ભાવ હૈયામા પેદા થવા જોઇએ, તે ભાગ્યે જ પેદા થાય છે ગોચરી વહોરવાને માટે સાધુ-સાધ્વી તમારે ઘેર આવે, તે વખતે તમારામા નમ્રતાનો ભાવ કેટલોક હોય છે, એ તમે જ જરા તપાસી જોજો તમે અંદર અંદર વાત કરતા હો અને ગુરૂ-મહારાજની વાત નીકળે, ત્યારે તમે ગુરૂમહારાજ માટે જે રીતિએ બોલો, તે ઉપરથી પણ તમારા નમ્રતા ગુણની કલ્પના થઈ શકે આજે તો સારા જેવા ગણાતા માણસો પણ ગુરૂ-મહારાજની ઘસાતી વાત ગમે ત્યા બોલી નાખે છે અને ગુરૂમહા-રાજની નિન્દાને સાભળતા વે ત જ જે આચકો આવવો જોઇએ, તે આચકો નથી આવતો, પણ ઘણી વાર તો રસપૂર્વક એમા ભાગ લેવાઈ જાય છે ધર્મના સિદ્ધાન્તોની વાતમા પણ આવી તોછડાઈ આવવા માડી છે વાતમા કાઈ સમજતા ન હોય અને પોતાનુ ડહાપણ ડોળ્યા વિના રહે નહિ એમા સિદ્ધાન્ત વિરૂદ્ધ બોલાઈ જાય, તેનો ય વિચાર નહિ. આવુ પણ ઘણું બને છે અને તેમા નમ્રતા ગુણની ખામી ઘણો ભાગ ભજવે છે.

## સહેલાઈથી ધર્મને પામી શકે

કૃતજ્ઞતા ગુણ અને નમ્રતા ગુણ-એ બે ગુણો તો એવા છે કે-જે આત્મામા એ ગુણો હોય, તે આત્મા ધર્મને પામેલો ન હોય તો પણ, જો તેને ધર્મની પ્રાપ્તિની સામગ્રી મળી

જાય છે, તો તે ઘણી સહેલાઈથી ધર્મને પામી શકે છે કૃતઘ્ન અને ઉદ્ધત માણસો, આ જગતમા પણ આબાદીને સાધી શકતા નથી પણ બરબાદીને સાધે છે, તો પછી એવા ઓને ગમે તેટલી ઉત્તમમા ઉત્તમ પ્રકારની ધર્મસામગ્રી મળી હોય, તો પણ એવાઓ ધર્મને પામે જ શી રીતિએ ? જે આત્મા કૃતજ્ઞતા ગુણવાળો હોય છે, તે આત્મામા 'સામામા શુ સારૂ છે'–એ જોવાનો ગુણ આવી જાય છે એને બીજાનો પોતાના ઉપરનો નાનો પણ ઉપકાર મોટો લાગ્યા કરે છે, એટલુ જ નહિ, પણ કોઇએ એનુ ભલુ ઇચ્છયુ છે–એટલી વાતની પણ જો એને ખબર પડે, તો ય એ વાત એના અતરમા વસી જાય છે અને એને પણ એ પોતાના ઉપરનો ઉપકાર માને છે આ કૃતજ્ઞતા ગુણની સાથે, જો નમ્રતા ગુણ હોય, તો એને સદ્‌ગુરૂનો યોગ બહુ સારી રીતિએ ફળે કારણ કે–એ સદ્‌ગુરૂનુ બહુમાન કર્યા વિના રહે નહિ અને સદ્‌ગુરૂએ કહેલી કોઈ પણ વાત જો પોતાને ન સમજાય, તો ય તે સામો થાય નહિ પણ અવસરોચિત રીતિએ પૂછીને પોતાની શકાનુ સમાધાન કરવાને મથે

સહેલાઈથી ધર્મને આરાધી શકે

કૃતજ્ઞ અને નમ્ર માણસ, ધર્મને જેમ સહેલાઇથી પામી શકે છે, તેમ ધર્મની આરાધના પણ સહેલાઇથી કરી શકે છે ધર્મી જનોને ધર્મની આરાધના કરવામા તેમની કૃતજ્ઞતા અને નમ્રતા બહુ મદદરૂપ બને છે માણસ ધર્મને પામે, એટલે તો એનામા વિવેક આવે ઉપકાર કોને કહેવાય અને વિનય કોનો કેવો થાય–એને એ સમજે એટલે પછી તો, એ કૃતજ્ઞતાના નામે કે નમ્ર બનીને ધર્મને '

એવું કરે જ નહિ ઉપરાન્ત, ભગવાન શ્રી જિનેશ્વરદેવો અને એ તારકોને અનુસરનારા મહાપુરૂષો આદિ પ્રત્યે તો, એને ભક્તિભાવ ખૂબ જ વધી જાય કારણ કે-જ્યારે જીવને ભગવાન શ્રી જિનેશ્વરદેવોના અને એ તારકોના માર્ગને અનુસરનારા મહાપુરૂષોના ઉપકારનો સાચો ખ્યાલ આવે છે, ત્યારે તો એને એમ થઈ જાય છે કે-' મારા અનન્તાનન્ત કાલમાં, મારા ઉપર અન્ય કોઈએ, કદી પણ આવા પ્રકારનો ઉપકાર કર્યો જ નથી ' આથી, એ જીવ કોઈ પણ સારૂં કામ કરતા પહેલાં, પોતાના પરમ ઉપકારીઓને અને પરમ ઉપકારક વસ્તુઓને યાદ કર્યા વિના તથા તેમને નમન કર્યા વિના રહી શકતો જ નથી એ મુજબ જ, ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ અહીં પહેલા શ્લોકમાં સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સામુદાયિક રીતિએ પંદર પદર વિશેષણોથી સ્તવના કરી પછીથી પણ, બીજા શ્લોકમાં ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને, સઘળા ય અનુયોગવૃદ્ધોને અને સાથે સાથે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીને પણ યાદ કરીને નમસ્કાર કર્યો છે અને તે પછીથી જ પોતાના અભિધેયનું સ્પષ્ટીકરણ કર્યું છે

## સુદેવના સ્વરૂપમાં નિશ્ચિત બનવાની પહેલી જરૂર

આ પંચમાંગ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉદ્યત બનેલા, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, સૂત્રની ટીકાનો શુભારંભ કરવાને માટે, સૂત્રની ટીકાને સંપૂર્ણ કરતા સુધીમાં

વિઘ્નો આવે નહિ અને વિઘ્નો આવે તો ય તે વિઘ્ન કરી શકે નહિ તેમ જ શિષ્ટાચારનું પાલન થાય-એ વિગેરે આશયોને અવલમ્બીને મંગલની આચરણાને કરતા એ મહાપુરૂષે, સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની, પદર વિશેષણો દ્વારા, પહેલા શ્લોકમાં સ્તુતિ કરી એ પદર વિશેષણો વિષે તો આપણે કાંઇક વિસ્તારથી વિચારણા કરી આવ્યા છીએ. તમને બધું તો યાદ નહિ હોય, પણ એ પદર વિશેષણો કયા કયા છે અને દરેક વિશેષણની શી શી વિશિષ્ટતા છે, એટલું તો યાદ હશે ને? તત્ત્વત્રયીમાં પહેલું તત્ત્વ દેવતત્ત્વ, અને એ તત્ત્વના સ્વરૂપનો જેટલો સાચો ખ્યાલ આવે, તેટલો સુગુરૂના સ્વરૂપનો અને સુધર્મના સ્વરૂપનો પણ સહેલાઈથી ખ્યાલ આવે સુદેવના સ્વરૂપના વિષયમાં સુનિશ્ચિત નહિ બનનારાઓ, કદી પણ સુગુરૂના સ્વરૂપના વિષયમાં અને સુધર્મના સ્વરૂપના વિષયમાં સુનિશ્ચિત બની શકતા નથી પહેલા શ્લોકમાંના પદર વિશેષણો એવાં હતાં કે-એ વિશેષણોનો અને એ વિશેષણોના પરમાર્થનો જો ખ્યાલ આવે, તો બુદ્ધિશાલી આત્મા, સુદેવના સ્વરૂપના વિષયમાં સુનિશ્ચિત બની જાય અને એના પરિણામે એ આત્મા સુગુરૂના સ્વરૂપના વિષયમાં તેમ જ સુધર્મના સ્વરૂપના વિષયમાં પણ સુનિશ્ચિત બની જાય

એવા તો થોડા, પણ તમે શામાં?

આથી, આવી મહત્ત્વની વાતને તમે વિસરી જવા દીધી નહિ હોય અને યથાશક્તિ યાદ કર્યા કરી હશે, એવી કલ્પના કરવાનું મને મન તો થાય ને? આ પણ, પ્રેરણા કરવાની

એક પદ્ધતિ છે તમને આ રીતિએ કહ્યુ હોય, તો તમને વાતને યાદ રાખવાનુ મન થાય અને પહેલા કહેવાએલી વાતો કદાચ વિસરાઈ જવા પામી હોય, તો તે વાતોને જાણી લઈને તેની વિચારણાદિ કરવાનુ મન થાય બાકી તો, મને લાગે છે કે-જેમને એ પદરે પદર વિશેષણો ક્રમ વાર યાદ હોય અને એ વિશેષણોના પરમાર્થનો ખ્યાલ હોય, એવા શ્રોતાઓની સખ્યા તો બહુ જ નાની હશે એક પણ શ્રોતા એવો નહિ હોય-એમ તો નહિ કહેવાય, પણ જે વાત ઘણા ઓને ઘણી જ સારી રીતિએ યાદ રહેવી જોઇએ એ જરૂરી છે, તે વાત કોઈ કોઇને અને તે પણ પ્રાય સ્થૂલ રૂપે યાદ હશે-એમ કહેવુ એ વધારે ઠીક લાગે છે તમારો નબર એવા પ્રકારના અલ્પસખ્યકોમા પણ આવી શકે એવો છે કે પછી બાકીના અધિકસખ્યકોમા તમારો નબર ગણાઈ જાય એવો છે-એનો નિર્ણય કરવાનુ કાર્ય તમને પોતાને જ સોપુ છુ તમે સમજી ગયા ને ?

## તત્ત્વત્રયીના સ્વરૂપને જાણવાની જરૂર

આત્માના કલ્યાણને માટે દેવતત્ત્વના, ગુરુતત્ત્વના અને ધર્મતત્ત્વના સ્વરૂપના વિષયમા સુનિશ્ચિત બની જવાની તો એટલી બધી જરૂર છે કે-એ વિના, આત્મા પ્રગતિના પથે ચઢયો-એવુ તાત્ત્વિક દૃષ્ટિએ કહી શકાતુ નથી આમ છતા પણ, જગતના જીવો જો કોઈ પણ વિષયમા વધુમા વધુ બેદરકાર હોય, તો તે દેવ-ગુરુ-ધર્મ રૂપ તત્ત્વત્રયીના સ્વરૂપના વિષયમા જ વધુમા વધુ બેદરકાર છે એટલે જગતમા દુ ખી જીવોની સખ્યા ઘણી જ મોટી હોય અને સુખી જીવોની સખ્યા

અતિ અલ્પ હોય–એ કોઈ નવાઈ પમાડે એવી વસ્તુ જ નથી પ્રગતિની વાતો કરનારાઓ ઘણા હોય, પણ એમા પ્રગતિના પથે ચઢેલાઓ વિરલા હોય અને પ્રગતિના નામે પણ પીછેહઠ કરી રહેલાઓ ઘણા હોય, એ ય સ્વાભાવિક છે તમારે જો સાચી પ્રગતિ સાધવી હોય, આત્માને પ્રગતિના પથે ચઢાવવો હોય અને એમ કરતે કરતે પ્રગતિની એ અન્તિમ અવસ્થાએ પહોચવુ હોય, કે જ્યાથી અશ માત્રેય અવગતિની કદી પણ સભાવના સરખી ય ન હોય, પીછેહઠનુ કોઈ કારણ જ ન હોય, તો તમારે આ જીવનમા સૌથી પહેલો અને સૌથી વિશેષ પ્રયત્ન દેવતત્ત્વના, ગુરૂતત્ત્વના અને ધર્મતત્ત્વના સ્વરૂપને જાણવાના વિષયમા કરવો જોઇએ અને એમ કરીને દેવતત્ત્વના, ગુરૂતત્ત્વના અને ધર્મતત્ત્વના સ્વરૂપના વિષયમા સુનિશ્ચિત બની જવું જોઇએ

## સુનિશ્ચિત બનવું એટલે ?

દેવ–ગુરૂ–ધર્મ રૂપ તત્ત્વત્રયીના સ્વરૂપના વિષયમા સુનિશ્ચિત બનવું, એટલે શુ ? પૃથક્કરણ કરવા જોગી સમજ મેળવવી અને એ સમજનો સદુપયોગ કરવો સુદેવ કોને કહેવાય તથા કુદેવ કોને કહેવાય, સુગુરૂ કોને કહેવાય તથા કુગુરૂ કોને કહેવાય અને સુધર્મ કોને કહેવાય તથા કુધર્મ કોને કહેવાય–એવું પૃથક્કરણ કરી શકાય, એવી દેવ–ગુરૂ–ધર્મ રૂપ તત્ત્વત્રયીના સ્વરૂપના વિષયમા સમજ મેળવવી જોઇએ, તેમ જ એ સમજનો સદુપયોગ કર્યો ત્યારે જ કહેવાય, કે જ્યારે કુદેવનો ત્યાગ કરવાપૂર્વક સુદેવનો સ્વીકાર કરવામા આવે, કુગુરૂનો ત્યાગ કરવાપૂર્વક સુગુરૂનો સ્વીકાર કરવામા આવે અને કુધર્મનો ત્યાગ કરવા–

પૂર્વક સુધર્મનો સ્વીકાર કરવામા આવે જે આત્માઓ આટલુ કરી શકે, તેઓને દેવ-ગુરૂ-ધર્મના સ્વરૂપના વિષયમા સુનિશ્ચિત બનેલા કહી શકાય આવા દેવ-ગુરૂ-ધર્મના સબધમા સુનિશ્ચિત બનેલા આત્માઓ, સુદેવ-સુગુરૂ-સુધર્મની ઉપાસના, સેવા અને આચરણા જેટલા વધુ પ્રમાણમા પોતાનાથી શક્ય હોય, તેટલા વધુ પ્રમાણમા ઉપાસના, સેવા અને આચરણા કરવાને માટે ઉત્સાહિત બન્યા કરે છે કારણ કે-તેઓને એમ લાગે છે કે-' આ સસારમા ઉપાસના, સેવા અને આચરણા તો એક માત્ર સુદેવ-સુગુરૂ-સુધર્મની જ કરવા લાયક છે, કેમ કે-સસારના જીવ માત્રને માટે પરમ કલ્યાણનું પરમ કારણ તો આ જ એક છે '

રાગ-દ્વેષથી તો ઘણુ યાદ રાખો છો

આવો ભાવ, તમારા હૈયામાં પેદા થવા પામ્યો છે કે નહિ ? આવો ભાવ તમારા હૈયામા પેદા થવા પામ્યો હોય, તો તે સુવિશુદ્ધ બને, દૃઢ બને અને ઉત્તેજના પેદા કરનારો બને-એ માટે તેમ જ જો આવો ભાવ તમારા હૈયામા હજી સુધી પણ પેદા થવા પામ્યો ન હોય, તો આવો ભાવ તમારા હૈયામા પેદા થવા પામે-એ માટે આ વાત છે તમે કાઈ બરાબર યાદ રાખતા નથી-એમ કહીને તમને તરછોડવાને માટે આ વાત નથી, પણ તમને આને યાદ રાખવાની કેટલી બધી જરૂર છે-એનો ઢાઈક પણ ખ્યાલ આવે, એ માટે આ વાત છે સસારમા તમે ઓછુ યાદ રાખો છો ? રાગને વશ બનીને ય તમે ઘણું યાદ રાખો છો અને દ્વેષને વશ બનીને પણ તમે ઘણું યાદ રાખો છો, એ યાદ તમને મુઝવનારી

અને મારનારી છે, ભવાન્તરોમા ભમાવનારી છે, ત્યારે અહીં જે યાદની ભલામણ કરાય છે, તે યાદ તો તમને તારનારી છે તે માટે વિવેકી બનવુ આવશ્યક છે તમને જો પહેલા જ શ્લોકમાના પદરે વિશેષણો યાદ હોય અને એ પદરે ય વિશેષણોનો પરમાર્થ જો તમારા ખ્યાલમા હોય, તો તમે એ વિષે વારંવાર વિચાર કરી શકો અને એથી ભગવાન શ્રી જિનેશ્વરદેવો પ્રત્યેની તથા શુદ્ધ મોક્ષમાર્ગ પ્રત્યેની તમારી શ્રદ્ધા ખૂબ જ નિર્મલ અને દૃઢ બની જવા પામે

## જે રીતિએ હેતુ સરે તેમ હોય તે રીતિએ કહે

ટીકાકાર મહર્ષિએ, પહેલા શ્લોકમા સઘળા ય ભગવાન શ્રી જિનેશ્વરદેવોની સ્તવના કર્યા પછીથી, અમુક અમુકને નમસ્કાર કરીને-એમ બીજા શ્લોક દ્વારા જણાવીને, ત્રીજા શ્લોક દ્વારા પોતાના અભિધેયને સ્પષ્ટ કર્યુ છે બીજા શ્લોકમા જેમને જેમને નમસ્કાર કરવામા આવ્યો છે, તેમા સૌથી પહેલા ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી છે સઘળા ય શ્રી જિનેશ્વરદેવોની સર્વસામાન્યપણે જે સ્તુતિ કરવામા આવી, તેમા ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીની સ્તુતિ પણ થઈ જ ગઈ, છતા પણ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી એવુ નામોચ્ચારણ કરવા પૂર્વક 'નમસ્કાર કરીને' એમ કહેવાયુ છે, માટે એ વાત વિચારવા જેવી છે ને ? યેનકેન પ્રકારેણ ગ્રન્થને વિસ્તૃત બનાવવો, એવી મહાપુરૂષોની ભાવના હોતી જ નથી જરૂરી લાગે એટલુ કહેવુ, એ જ એ મહાપુરૂષોની ભાવના હતી હેતુ ટૂકમા કહેવાથી સરે તેમ હોય, તો ટૂકમા કહેવું અને વિસ્તારથી કહેવામા હેતુ સરે તેમ હોય, તો વિસ્તારથી કહેવુ-એ જ મહાપુરૂષોનુ લક્ષ્ય હોય

છે એટલે સર્વસામાન્ય જિનસ્તુતિ કર્યા પછીથી પણ, ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના નામોચ્ચારણ પૂર્વક જે નમસ્કાર કરાયો છે, તે સૂચવે છે કે–એમ કરવા પાછળ પણ એ મહાપુરૂષનો કોઈ ગભીર આશય રહેલો છે, માટે એ મહાપુરૂષનો આશય શો હશે, એ વાતનો પણ તમને કાંઈક ખ્યાલ આવે–એવી રીતિએ વિચાર કરવો એ જરૂરી છે

સામાન્ય-વિશેષનો સમન્વ

તમે જાણતા તો હશો કે–સામાન્ય કરતા વિશેષ એ વધુ વ્યવહારપ્રવૃત્ત હોવાથી લોકગ્રાહ્ય બને છે જેમ કે–કોઈને પણ એમ કહેવામા આવે કે–'વનસ્પતિ લાવ' તો એ વિચારમા પડી જશે કે–'મારે કયી વનસ્પતિ લાવવી ?' અવસરનો અને આશયનો જાણ આદમી તો કદાચ સમજી જાય કે–'આ અવસરે મને એમણે વનસ્પતિ લાવવાનુ જે કહ્યુ છે, તે અમુક વનસ્પતિને લક્ષ્યમા રાખીને જ કહ્યુ છે' અને એથી એ બુદ્ધિશાલી આદમી, 'વનસ્પતિ લાવ'–એમ કહેનારને એ જ વનસ્પતિ લાવી આપે, કે જે વનસ્પતિને લાવવાનુ એને સૂચન કરાયુ હોય, પરન્તુ સઘળા ય કાંઈ એવા બુદ્ધિશાલી, એટલે કે–એવા અવસરના અને આશયના જાણ હોય, એ સભવિત છે ? નહિ જ એવા બુદ્ધિશાલી તો થોડાક જ હોય, એટલે સામાન્યપણે તો એમ જ કહેવું પડે કે–'લીંબડાના પાદડા લાવ' અગર તો 'આંબાના પાદડા લાવ' આમ કહ્યુ હોય, તો સામાન્ય માણસ પણ જરૂરી વનસ્પતિને લઈ આવી શકે તાત્પર્ય એ છે કે–વ્યવહાર વિશેષ નામથી ચાલે છે વ્યવહાર વિશેષ નામથી ચાલતો હોવા છતા પણ, સામાન્ય

વગર વિશેષ હોય જ નહિ સામાન્ય વગર જેમ વિશેષ હોય નહિ, તેમ વિશેષ વગર સામાન્ય પણ હોય નહિ સામાન્ય હોય તો વિશેષ હોય અને વિશેષ હોય તો સામાન્ય હોય સામાન્ય વનસ્પતિ જ જો હયાતિમા ન હોય, તો લીંબડો, આંબો આદિ વનસ્પતિમા ગણાતા વૃક્ષ વિશેષો હોય નહિ અને લીંબડો, આંબો આદિ કોઈ પણ વૃક્ષાદિ વિશેષ જ જો ન હોય, તો વનસ્પતિ પણ હોય નહિ જો માણસ જાત જ હયાતિમા ન હોય, તો બ્રાહ્મણ વિશેષ, ક્ષત્રિય વિશેષ આદિ ક્યાથી હોય ? અને બ્રાહ્મણ વિશેષ, ક્ષત્રિય વિશેષ આદિ હયાતિમા હોય, તો સામાન્ય માણસજાત પણ હયાતિમા છે –એમ માનવું જ પડે સમજવાનુ એ છે કે–સામાન્ય પણ આદરણીય છે અને વિશેષ પણ આદરણીય છે એમ શ્રી જિનને સામાન્યથી ય સ્તવાય અને વિશેષથી ય સ્તવાય

વિશેષ દ્વારા સામાન્યની સમજણ દૃઢ બને

બીજી વાત એ છે કે–વિશેષો દ્વારા સામાન્યની સમજણ સારી રીતિએ આપી શકાય છે અથવા તો સામાન્યની સમજણને સુસ્થિર બનાવવાને માટે વિશેષનુ વર્ણન કરવુ ઘણુ લાભદાયી નિવડે છે ટીકાકાર મહર્ષિએ, પહેલા શ્લોક દ્વારા સર્વસામાન્ય શ્રી જિનસ્તુતિ કરતા, પદર વિશેષણો વાપર્યા અને એ પદર વિશેષણોને વાપરીને સઘળા ય શ્રી જિનેશ્વરદેવો કેવી કેવી વિશિષ્ટતાવાળા હોય છે–એનો ખ્યાલ આપ્યો, પણ એ પદરેય વિશેષણોને સર્વ પ્રકારે યોગ્ય એવી વ્યક્તિનુ નામ દીધુ હોય, તો એથી ભગવાન શ્રી જિનેશ્વરદેવોના સ્વરૂપ વિષેની સમજ સુદૃઢ બને ને ? એ માટે પણ, ટીકાકાર મહ-

ર્ષિએ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીનુ નામ દઈને જે નમસ્કાર કર્યો છે તે વ્યાજબી ઠરે છે કોઈ પૂછે કે–'આ પહેલા શ્લોકમાં જે પદર વિશેષણો કહ્યા, તે પદર વિશેષણોવાળા આત્માઓ કેવા હોય ?' તો એમ કહી શકાય કે–'ભગવાન શ્રી વર્ધમાન સ્વામીજીના ચરિત્રને જોઇ લો. ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના ચરિત્રને જોતા, તમને લાગશે કે–એ પદર વિશેષણોથી કથનીય સઘળુ ય એ તારકમા યથાસ્થિતપણે હતું '

## કરવા વારેલા કાર્યોનો વધુમા વધુ મમ્બન્ધ ચોવીસમા ભગવાન સાથે હોવાથી તેઓના નામનું ઉચ્ચારણ

અત્ર, એ વાત પણ ધ્યાન બહાર જવી જોઇએ નહિ કે–'અત્યાર સુધીમા, એક માત્ર ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી જ એવા થઈ ગયા છે, કે જે ટીકાકાર મહર્ષિએ પહેલા શ્લોકમા વાપરેલા પદરેય વિશેષણોને સુયોગ્ય હતા અને અન્ય કોઈ પણ આત્મા એવો થયો જ નથી–એવું છે જ નહિ' ટીકાકાર મહર્ષિએ પહેલા શ્લોકમા વાપરેલા પદરે પદર વિશેષણો જેઓશ્રીને માટે યથાસ્થિતપણે, તદ્દન વ્યાજબીપણે જ વાપરી શકાય–એવા આત્માઓ તો, અત્યાર સુધીમા અનન્તા થઈ ગયા છે એવા આત્માઓ ભવિષ્યમા પણ અનન્તા થવાના છે એવા આત્માઓ વર્ત્તમાનમા શ્રી મહાવિદેહ ક્ષેત્રમા વિહરમાન પણ છે આમ છતા પણ, બીજા કોઈ પણ ભગવાનના નામનુ ઉચ્ચારણ નહિ કરતા, ટીકાકાર મહર્ષિએ અત્ર માત્ર ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના જ નામનુ ઉચ્ચારણ કર્યું, તો તેનુ કારણ શુ ? આપણને એ વાત કબૂલ છે કે–એવા આત્માઓ અનન્તા થઈ ગયા છે, પણ એ અન-

ન્તાના નામ-ઠામ આદિનો ખ્યાલ ટીકાકાર મહર્ષિને પણ ન હોય અનન્તાના નામ-ઠામ આદિનું જ્ઞાન કોનામા સંભવી શકે ? અનન્તજ્ઞાનીમા જ ! જે અનન્તજ્ઞાની બનેલ ન હોય, તેને કદી પણ અનન્તાના વ્યક્તિગત નામ-ઠામ આદિનું જ્ઞાન હોય જ નહિ આપણે જાણીએ છીએ કે-ટીકાકાર મહર્ષિ અનન્તજ્ઞાની બનેલા તો નહોતા જ ટીકાકાર મહર્ષિ અનન્તજ્ઞાની બનેલા નહોતા, માટે પહેલા શ્લોકમા વપરાએલા પદરે પદર વિશેષણો જેઓને વ્યાજબીપણે લાગુ પડે-એવા આત્માઓ અનન્તા થઈ ગયેલા હોવા છતા પણ, તે દરેકે દરેકના નામાદિની ખબર, ટીકાકાર મહર્ષિને પણ ન હોય એ સ્વાભાવિક છે, પરન્તુ અમુક અમુક શ્રી જિનેશ્વરદેવોના પવિત્ર નામોની તો તેમને ખબર હોય અન્ય ક્ષેત્રોમા થઈ ગયેલા અગર તો હાલ વિહરમાન એવા ભગવાન શ્રી જિનેશ્વરદેવોના નામોની વાતને બાજૂએ રાખીએ, તો પણ આ શ્રી ભરતક્ષેત્રને વિષે ગત ઉત્સર્પિણી કાલમા થઈ ચૂકેલા શ્રી જિનેશ્વરદેવોના નામાદિની તેમ જ આગામી ઉત્સર્પિણી કાલમા થનારા શ્રી જિનેશ્વરદેવોના નામાદિની તો આજે પણ કેટલાકોને ખબર છે ગત ઉત્સર્પિણી કાલમા થઈ ચૂકેલા ચોવીસ ભગવન્તોના નામોને સાંભળવા છે ? સાભળો —

પહેલા શ્રી **કેવલનાણી** નામના ભગવાન,
બીજા શ્રી **નિર્વાણી** નામના ભગવાન,
ત્રીજા શ્રી **સાગર** નામના ભગવાન,
ચોથા શ્રી **મહાજશ** નામના ભગવાન,
પાચમા શ્રી **વિમલ** નામના ભગવાન,
છટ્ઠા શ્રી **સર્વાનુભૂતિ** નામના ભગવાન,

સાતમા શ્રી **શ્રીધર** નામના ભગવાન,
આઠમા શ્રી **શ્રીદત્ત** નામના ભગવાન,
નવમા શ્રી **દામોદર** નામના ભગવાન,
દશમા શ્રી **સુતેજ** નામના ભગવાન,
અગિઆરમા શ્રી **સ્વામી** નામના ભગવાન,
બારમા શ્રી **મુનિસુવ્રત** નામના ભગવાન,
તેરમા શ્રી **સુમતિ** નામના ભગવાન,
ચૌદમા શ્રી **શિવગતિ** નામના ભગવાન,
પંદરમા શ્રી **અસ્તાગ** નામના ભગવાન,
સોલમા શ્રી **નમિ** નામના ભગવાન,
સત્તરમા શ્રી **અનિલ** નામના ભગવાન,
અઢારમા શ્રી **યશોધર** નામના ભગવાન,
ઓગણીસમા શ્રી **કૃતાર્થ** નામના ભગવાન,
વીસમા શ્રી **જિનેશ્વર** નામના ભગવાન,
એકવીસમા શ્રી **શુદ્ધમતિ** નામના ભગવાન,
બાવીસમા શ્રી **શિવકર** નામના ભગવાન,
તેવીસમા શ્રી **સ્યન્દન** નામના ભગવાન, અને-
ચોવીસમા શ્રી **સમ્પ્રતિ** નામના ભગવાન

ભેગાભેગી, આ શ્રી ભરતક્ષેત્રને વિષે આગામી ઉત્સર્પિણી કાલમા જે ચોવીસ ભગવન્તો થવાના છે, તે તારકોના પવિત્ર નામોને પણ સાભળી લો

પહેલા શ્રી **મહાપદ્મ** નામના ભગવાન,
બીજા શ્રી **સૂરદેવ** નામના ભગવાન,
ત્રીજા શ્રી **સુપાર્શ્વ** નામના ભગવાન,
ચોથા શ્રી **સ્વયપ્રભ** નામના ભગવાન,

ન જાય, પરન્તુ વર્ત્તમાન અવસર્પિણી કાલમા થઈ ગયેલા પણ ચોવીસ ભગવન્તોમાથી, ટીકાકાર મહર્ષિએ શ્રી વર્ધમાનસ્વામીજીના જ નામનુ ઉચ્ચારણ કર્યું, તો તેનુ કારણ શુ ? વર્ત્તમાન અવસર્પિણી કાલમા જે ચોવીસ તીર્થંકર ભગવાનો થઈ ગયા છે, તે તારકોના પવિત્ર નામોને તો તમે બધા જ જાણતા હશો ને ? ભૂત ચોવીસીના નામોનો અને ભાવિ ચોવીસીના નામોનો ખ્યાલ તો આજે ઘણાઓને નથી, પરન્તુ જૈન કુળમા જન્મવા છતા પણ, વર્ત્તમાન અવસર્પિણી કાલમા થઈ ગયેલા ચોવીસેય ભગવાનોના નામોનો જેમને બરાબર ખ્યાલ ન હોય, એવા પણ માણસો છે થોડા વખત પહેલા તો, પાઠ શાળાઓમા ભગવાનના અને ભગવાનના માતા-પિતા આદિના નામો, ભગવાનના લાછનો વિગેરે ગોખાવતા હતા, પણ હવે એમા ય કેટલેક અશે ફેરફાર થઈ જવા પામ્યો છે ખરેખર, ભગવાન પ્રત્યેના બહુમાનભાવની ખામી, બીજી ઘણી ખામી ઓને પેદા કરી દે છે ખેર, આપણે તો એ વાત ચાલી રહી છે કે-આ અવસર્પિણી કાલમા પણ-

પહેલા શ્રી **ઋષભદેવ** ભગવાન,
બીજા શ્રી **અજિતનાથ** ભગવાન,
ત્રીજા શ્રી **સભવનાથ** ભગવાન,
ચોથા શ્રી **અભિનન્દનસ્વામી** ભગવાન,
પાચમા શ્રી **સુમતિનાથ** ભગવાન,
છઠ્ઠા શ્રી **પદ્મપ્રભસ્વામી** ભગવાન,
સાતમા શ્રી **સુપાર્શ્વનાથ** ભગવાન,
આઠમા શ્રી **ચન્દ્રપ્રભસ્વામી** ભગવાન,
નવમા શ્રી **સુવિધિનાથ** ભગવાન,

દશમા શ્રી **શીતલનાથ** ભગવાન,
અગીઆરમા શ્રી **શ્રેયાંસનાથ** ભગવાન,
બારમા શ્રી **વાસુપૂજ્યસ્વામી** ભગવાન,
તેરમા શ્રી **વિમલનાથ** ભગવાન,
ચૌદમા શ્રી **અનન્તનાથ** ભગવાન,
પંદરમા શ્રી **ધર્મનાથ** ભગવાન,
સોલમા શ્રી **શાન્તિનાથ** ભગવાન,
સત્તરમા શ્રી **કુંથુનાથ** ભગવાન,
અઢારમા શ્રી **અરનાથ** ભગવાન,
ઓગણીસમા શ્રી **મલ્લિનાથ** ભગવાન,
વીસમા શ્રી **મુનિસુવ્રતસ્વામી** ભગવાન,
એકવીસમા શ્રી **નમિનાથ** ભગવાન,
બાવીસમા શ્રી **નેમિનાથ** ભગવાન અને
તેવીસમા શ્રી **પાર્શ્વનાથ** ભગવાન,

–એમ તેવીસ તીર્થપતિ ભગવન્તોના થઈ ગયા બાદ, ચોવીસમા તીર્થપતિ તરીકે ભગવાન શ્રી **વર્ધમાનસ્વામીજી** થયા છે, આમ છતાં પણ, પ્રથમ તીર્થપતિ શ્રી ઋષભદેવ ભગવાન આદિ કોઈના પણ નામનું ઉચ્ચારણ નહિ કરતાં, ચોવીસમા તીર્થપતિ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના નામનું જ ઉચ્ચારણ ટીકાકાર મહર્ષિએ કર્યું છે, તો તેનું વિશિષ્ટ કારણ કયું છે?

પ્રશ્ન૦ શ્રી વર્ધમાનસ્વામી ભગવાન ચોવીસમા તીર્થપતિ છે, પરન્તુ નિકટના ઉપકારી ભગવાન તો એ જ છે, એટલે એમના નામનું ઉચ્ચારણ ટીકાકાર મહાત્માએ કર્યું છે, એવું તો માની શકાય ને?

તમે જે વાત કહી તે બરાબર છે, પણ એ વાતેય કેટલુંક

સ્પષ્ટીકરણ માગે છે શ્રી તીર્થંકર ભગવાનોમા, ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી નિકટના ઉપકારી તીર્થંકર ભગવાન છે, પરંતુ મગલની આચરણા કરતા, ઘણા મહર્ષિઓએ, પહેલા તીર્થંકર ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજી આદિની પણ પ્રથમ સ્તુતિ કરેલી છે એટલે અહીં મુખ્ય વાત તો એ છે કે–ટીકાકાર મહર્ષિ જે કાર્યને ઉદ્દેશીને મગલની આચરણા કરી રહ્યા છે, તે કાર્યનો જો કોઈ પણ તીર્થંકર ભગવાનની સાથે વધુમા વધુ સમ્બન્ધ હોય, તો તે ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીની સાથે છે

**પ્રશ્ન૦** એ કેવી રીતિએ ?

તમે જાણો છો કે–આ શ્રી ભગવતીજી સૂત્ર, એ પાચમુ અગસૂત્ર છે આ અગસૂત્રયુક્ત દ્વાદશાગીની રચના પાચમા ગણધરભગવાને કરેલી છે, પણ આ દ્વાદશાગી અર્થથી કોણે કહેલી છે ? કહેવુ જ પડશે કે–આ દ્વાદશાગી પણ અન્ય ગણધરભગવાનોની દ્વાદશાગીઓની જેમ જ અર્થથી તો ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીએ જ કહેલી છે, એટલે આમાના પાચમા અગસૂત્રની ટીકાની રચના કરવાનુ જે કાર્ય, તે કાર્યને જો કોઈ પણ તીર્થંકર ભગવાનની સાથે વધુમા વધુ સમ્બન્ધ હોય, તો તે ભગવાન શ્રી વર્ધમાનસ્વામિજીની સાથે જ છે; અને એ કારણે પણ, ટીકાકાર મહર્ષિ, ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને તેમના નામોચ્ચારણપૂર્વક નમસ્કાર કરે છે, તે સ્થાને જ ગણાય.

### શ્રી મહાવીર નામ વધુ વ્યવહારપ્રચલિત છે

તમે જાણતા તો હશો જ કે–આ અવસર્પિણી કાલમા આ શ્રી ભરતક્ષેત્રને વિષે થયેલા ચોવીસમા તીર્થંપતિ ભગવાનને અનેક નામોથી ઓળખાવાય છે અને સ્તવાય

છે જેમ પહેલા તીર્થપતિ શ્રી ઋષભદેવસ્વામી ભગવાનને, શ્રી આદિનાથ આદિ તરીકે પણ ઓળખાય છે અને વધુ પ્રચલિત પણ એ જ નામ છે, તેમ ચોવીસમા તીર્થપતિ શ્રી વર્ધમાનસ્વામીજીને શ્રી મહાવીર આદિ તરીકે પણ ઓળખાય છે અને વધુ પ્રચલિત પણ એ જ નામ છે જો કે– શાસ્ત્રોમા અનેક ઠેકાણે ચોવીસમા તીર્થપતિ ભગવાનને શ્રી વર્ધમાનસ્વામીજી એવા નામથી સ્તવાયા છે, જેમ કે– લોગસ્સમા પણ **वद्धमाणस्स** પદ આવે છે અને '**नमोऽस्तु वर्धमानाय**' આદિ પણ આવે છે, તો પણ સૂત્રાદિકમા અનેક સ્થલોએ શ્રી મહાવીર એવા નામનો જ વ્યવહાર કરાએલો છે શ્રી કલ્પસૂત્ર જેવામા પણ '**समणे भगवं महावीरे**' ઈત્યાદિ પ્રયોગો જોવાને મળે છે આમ, વર્ત્તમાન કાલની ચોવીસીના ચોવીસમા તીર્થપતિનુ શ્રી 'મહાવીર' એવું નામ અતિશય પ્રસિદ્ધ અને વ્યવહારપ્રચલિત હોવા છતા પણ, ટીકાકાર મહર્ષિએ, એ તારકના નામનુ ઉચ્ચારણ કરવામા, શ્રી વર્ધમાન એવા નામને પસદ કર્યું છે, તેમા પણ કોઈ ઉમદા આશય રહેલો હોય, એ સુસંભવિત છે

## શ્રી વર્ધમાન નામની સ્થાપના

આ અવસર્પિણીના ચોવીસમા તીર્થપતિ ભગવાનનુ, શ્રી વર્ધમાન એવું નામ, તેઓશ્રીના પિતા શ્રી સિદ્ધાર્થ રાજાએ સ્થાપિત કર્યું હતું, જ્યારે તેઓશ્રીનુ શ્રી મહાવીર એવુ નામ, ઈન્દ્રે સ્થાપિત કર્યું હતું આ બન્ને ય નામોની સ્થાપનાની પાછળ ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુઓ હતા

ભગવાનનુ, શ્રી વર્ધમાન એવુ નામ પાડવાનો વિકલ્પ

તો, એ તારકનો આત્મા જ્યારે શ્રીમતી ત્રિશલા માતાના ઉદરમા ગર્ભપણે રહેલો હતો, ત્યારે જ ઉત્પન્ન થવા પામ્યો હતો

ભગવાનનો આત્મા, પહેલા તો, આષાઢ સુદી છઠના દિને ઋષભદત્ત નામના બ્રાહ્મણની દેવાનન્દા નામની ભાર્યાના ઉદરમા અવતર્યો હતો, અને ત્યા જ, ગર્ભમા આવ્યાને બ્યાશી દિવસો સુધીનો ભગવાનનો આયુ કાળ પસાર થયો હતો. બ્યાશીમા દિવસે, એટલે મારવાડી ગણત્રીના મહિનાઓના હિસાબે આસો વદી તેરમના દિવસે અને ગૂજરાતી ગણત્રીના મહિનાઓની અપેક્ષાએ ભાદરવા વદી તેરમના દિવસે, અર્ધ રાત્રિના સમયે, સૌધર્મેન્દ્રની આજ્ઞાથી, હરિણગમેષી નામના દેવે, શ્રી ત્રિશલા માતાના ઉદરમા રહેલા ગર્ભને દેવાનન્દાની-કુક્ષિમા અને દેવાનન્દાની કુક્ષિમા રહેલા ગર્ભને શ્રી ત્રિશલા માતાની કુક્ષિમા સક્રમાવ્યો હતો

જે દિવસે, ભગવાનનો આત્મા દેવાનન્દાની કુક્ષિમા અવતર્યો હતો, તે દિવસે પણ હસ્તોત્તર ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર હતું અને જે દિવસે ભગવાનના આત્માનુ શ્રી ત્રિશલા માતાના ઉદરમા સક્રમણ કરાયુ, તે દિવસે પણ હસ્તોત્તર નક્ષત્ર હતું આમ જે દિવસથી ભગવાન શ્રી ત્રિશલા માતાના ઉદરમા આવ્યા, તે દિવસથી ઇન્દ્રની આજ્ઞાને અનુસરીને તિર્યગ્જૃભક દેવતાઓ, વારવાર, વિવિધ મહાનિધાનોને શ્રી સિદ્ધાર્થ રાજાના ભવનમા ભરવા લાગ્યા આથી, તે આખુ જ્ઞાતકુળ પણ ધન, ધાન્ય, રાજ્ય, રાષ્ટ્ર, બળ, વાહન, કોષ્ઠાગાર, પ્રીતિ-સત્કાર વિગેરેથી અત્યન્ત વૃદ્ધિ પામવા લાગ્યુ આ ઉપરાન્ત, એવા રાજાઓ, કે જેઓ પૂર્વે શ્રી સિદ્ધાર્થ રાજાને પણ નમ્યા નહોતા, જેઓ પોતાના બાહુ-

બળને અંગે ભારે ગર્વને ધારણ કરતા હતા, જેઓ વિષમ સ્થાનોમા ભરાઇ રહ્યા હતા અને જેઓ દૂર વસતા હતા, એવા પણ રાજાઓ આવીને શ્રી સિદ્ધાર્થ રાજાને નમ્યા અને તેમણે શ્રી સિદ્ધાર્થ રાજાની તાબેદારીનો સ્વીકાર કર્યો.

શ્રી સિદ્ધાર્થ રાજાને અને શ્રીમતી ત્રિશલા માતાને લાગ્યુ કે-આ સઘળો ય પ્રભાવ, ગર્ભસ્થ આત્માના પુણ્યપ્રકર્ષ નો છે આથી, તેઓને એક વાર એવો વિકલ્પ ઉત્પન્ન થવા પામ્યો કે-'જ્યારથી આ ગર્ભ ઉત્પન્ન થયો છે, ત્યારથી આપણે ધન, ધાન્ય અને કનકાદિક વૈભવથી વૃદ્ધિ પામ્યા છીએ, માટે જ્યારે આ પુત્રનો જન્મ થશે, ત્યારે આપણે આ પુત્રનુ વર્ધમાન એવુ ગુણનિષ્પન્ન નામ પાડીશું '

જે વધ્યા જ કરે, તેને વર્ધમાન કહેવાય અત્યારે દેખીતી રીતિએ તો વર્ધમાન ભગવાનના માતા-પિતા હતા, કારણ કે-વિવિધ વૈભવોથી તેઓ જ વૃદ્ધિને પામી રહ્યા હતા, પરન્તુ તેઓ પોતાની એ વૃદ્ધિને પોતાની વૃદ્ધિ નહિ સમજતા હતા, પરન્તુ એમ સમજતા હતા કે-આ સઘળી ય વૃદ્ધિ ગર્ભસ્થ આત્માના પુણ્યોદયને જ આભારી છે અને એથી આ સઘળી ય વૃદ્ધિ વસ્તુત એ ગર્ભસ્થ આત્માની પોતાની છે તેમની આવી માન્યતા હતી, માટે જ તેમણે એ ગર્ભસ્થ પુત્ર જ્યારે જન્મે ત્યારે તેનુ વર્ધમાન એવુ ગુણનિષ્પન્ન નામ સ્થાપિત કરવાનો નિર્ણય કર્યો

જેવુ નામ હોય તેવા ગુણો હોય અથવા તો જેવા ગુણો હોય તેવુ નામ હોય, એવા નામને ગુણનિષ્પન્ન નામ કહેવાય છે

દેવલોકમાથી ચ્યવીને આ

છઠના દિવસે દેવાનદાના ઉદરમા અવતર્યો હતો એ દિવસથી માડીને, બરાબર નવ માસ અને સાડા સાત દિવસો ગયે છતે, એટલે ચૈત્ર મહિનાની સુદી તેરસના દિવસે પણ મધ્ય રાત્રિના સમયે, એ આત્મા શ્રીમતી ત્રિશલા માતાના ઉદર માથી બહાર આવ્યો, એટલે કે-જન્મને પામ્યો એ પછી, બારમા દિવસે, એટલે મારવાડી ગણત્રી અનુસાર વૈશાખ વદી અને ગૂજરાતી ગણત્રી અનુસાર ચૈત્ર વદી દશમના દિને ભગવાનનો નામકરણ મહોત્સવ કરવામા આવ્યો

એ દિવસે, પોતાના કૌટુમ્બિક જનોને તથા ક્ષત્રિયકુંડ નગરના પ્રધાન સ્નેહી જનોને પણ શ્રી સિદ્ધાર્થ રાજાએ આમન્ત્ર્યા હતા તેમને શ્રી સિદ્ધાર્થ રાજાએ પરમ આદરપૂર્વક ભોજન કરાવ્યુ હતું અને ભોજન કરાવ્યા બાદ તેમનો સત્કાર કરીને તેમને બેસાડ્યા હતા

એ વખતે શ્રી સિદ્ધાર્થ રાજાએ એ લોકોની સમક્ષ જાહેર કર્યું હતું કે-' હે પ્રધાન જનો ! જે દિવસથી આ કુમાર દેવીના ગર્ભમા અવતર્યો, તે દિવસથી હુ હાથી, ઘોડા, ભંડાર, કોષ્ઠાગાર તથા રાજ્ય અને સુખી સ્વજન-પરિજન વડે અત્યન્ત વૃદ્ધિ પામતો આવ્યો છુ, આથી, પૂર્વે પણ મને એવો સકલ્પ ઉત્પન્ન થયો હતો કે-આ કુમાર જ્યારે જન્મે ત્યારે આનુ વર્ધમાન એવું નામ પાડીશુ ! એટલે અત્યારે પણ તમારી સમક્ષ આ કુમારનુ વર્ધમાન એ જ નામ હો !'

એ વખતે હાજર રહેલા શ્રી સિદ્ધાર્થ રાજાના કૌટુમ્બિક જનો અને પ્રધાન સ્નેહી જનોએ પણ, શ્રી સિદ્ધાર્થ રાજાના ' કુમારનુ વર્ધમાન એવુ નામ રાખવાના ' પ્રસ્તાવને, ખૂબ આનન્દથી વધાવી લીધો હતો

## શ્રી મહાવીર નામની સ્થાપના

આ પ્રકારે ભગવાનના માતા-પિતાએ ભગવાનનું વર્ધમાન એવું નામ સ્થાપિત કર્યું, જ્યારે ઇન્દ્રે ભગવાનનું 'મહાવીર' એવું નામ સ્થાપિત કર્યું ઇન્દ્રે પણ ભગવાનનું મહાવીર એવું નામ જે સ્થાપિત કર્યું, તે ભગવાનના ગુણોને અનુલક્ષીને જ સ્થાપિત કર્યું ઇન્દ્ર તો અવધિજ્ઞાની હોય છે ઇન્દ્રે જોયું કે-આ ભગવાન ઉપર બારેમા ભારે ઉપસર્ગો આવવાના છે, પરન્તુ ગમે તેવા ભયજનક ભારે ઉપસર્ગોથી પણ આ ભગવાન કપાયમાન થવાના નથી અને ક્ષમાવત જ રહેવાના છે, માટે આ ભગવાનનું 'મહાવીર' એવું નામ રાખવું, એ જ યોગ્ય છે એમ સમજીને, ઇન્દ્રે ભગવાનનું શ્રી મહાવીર એવું નામ સ્થાપિત કર્યું

## દૃષ્ટિબિન્દુનો ફરક શાથી?

ભગવાનના માતા-પિતાની દૃષ્ટિમા અને અવધિજ્ઞાની એવા ઇન્દ્રની દૃષ્ટિમા, કેટલો બધો ફરક છે-એનો તમને ખ્યાલ આવે છે? ઇન્દ્ર વિવેકી છે, માટે ઇન્દ્રની આભ્યન્તર દૃષ્ટિ છે અને ભગવાનના માતા-પિતા અવિવેકી છે માટે તેમની બાહ્ય દૃષ્ટિ છે, એવું નથી ઇન્દ્ર વિવેકી છે, તો ભગવાનના માતા-પિતા કાંઈ અવિવેકી નથી બન્ને ય વિવેકગુણથી સપન્ન હોવા છતા પણ, એકની દૃષ્ટિ ગુણ તરફ છે અને બીજાની દૃષ્ટિ પુણ્યપ્રકર્ષ તરફ છે, તેનું કારણ શું? મુખ્ય કારણ તો એ જ છે કે-ઇન્દ્રને ભગવાનના ગુણોના સબધમા જેવું જ્ઞાન છે, તેવું જ્ઞાન ભગવાનના માતા-પિતાને નથી ઇન્દ્ર અવધિજ્ઞાની ... ભગવાન પોતાના જીવન દર

ભારે ઉપસર્ગોના સમયે પણ કેવા અચલ અને ક્ષમાવન્ત રહેવાના છે, એ જોઈ-જાણી શકે છે, જ્યારે ભગવાનના માતા-પિતાને તેવું જ્ઞાન નથી વળી ભગવાનના માતા-પિતાના હૈયામા મુખ્યત્વે સ્નેહરાગનુ જોર છે, જ્યારે ઈન્દ્રની સેવા તો ગુણ-રાગને અગે છે આથી, ભગવાનના માતા-પિતા ભગવાનનુ 'વર્ધમાન' એવું નામ સ્થાપિત કરે, એ પણ સ્વાભાવિક છે અને ઈન્દ્ર ભગવાનનુ 'મહાવીર' એવુ નામ સ્થાપિત કરે, એ પણ સ્વાભાવિક છે

## ભગવાનના ધીરપણાની અને વીરપણાની ઇન્દ્રે કરેલી પ્રશંસા

પ્રશ્ન૦ બાલક્રીડાના પ્રસગને લઈને ભગવાનનુ વીર નામ પડ્યાનુ સભળાય છે ને ?

એવો ઉલ્લેખ પણ આવે છે ભગવાન જે સમયે આઠ વર્ષની પૂરી ઉમ્મરના નહોતા થયા, તે સમયે સમાન વયના મત્રિપુત્ર, સામતપુત્ર, શ્રેષ્ઠિપુત્ર, સેનાપતિપુત્ર આદિ બાળકો, કે જેઓ રમવામા વિચક્ષણ હતા, તેમની સાથે બાલભાવને સુલભ એવી ક્રીડા કરતા હતા તેમા, એક પ્રકારની વૃક્ષક્રીડા પણ તેઓ કરતા હતા વૃક્ષક્રીડાની રમત રમવાને માટે, એવી શરત નક્કી કરી હતી કે-'જે બાળક વૃક્ષ પર પહેલો ચઢી જાય અને પહેલો ઉતરી જાય, તે બાળક બીજા બાળકોની પીઠ ઉપર સ્વારી કરીને તેમને ચલાવે' આવી શરતવાળી રમત રમાતી હતી, તે દરમ્યાનમા બન્યુ એવું કે-સૌધર્મેન્દ્રે દેવતાઓની સમક્ષ ભગવાનના ધીરપણાની અને વીરપણાની પ્રશસા કરી ભગવાનના ધીરપણાની અને વીરપણાની પ્રશસા કરતા, ઈન્દ્રે ત્યા સુધી કહી દીધુ કે-'દેવ, દાનવ કે ઈન્દ્ર પોતે પણ,

બાલવયસ્ક એવા ય ભગવાનને ડરાવી શકે તેમ નથી'

### એક દેવથી એ પ્રશંસા સહાઈ નહિ

આ વાત તદ્દન સાચી હતી જેવી હકીકત હતી, તેવી જ હકીકત ઇન્દ્રે કહી હતી પણ ભગવાનની એવી પ્રશંસા ઇન્દ્રે કરી, એ એક સામાન્ય દેવથી સહન થઈ શકી નહિ

ભગવાનની એવી પ્રશંસા કરનાર ઇન્દ્રનુ કથન અવિચારી છે, સ્વચ્છન્દી છે અને Cહતાઈની એક ચેષ્ટા સમાન છે–એમ એ દેવને લાગે છે, પણ એ વખતે તો એ દેવ 'ઇન્દ્ર પોતાના સ્વામી છે'–એમ સમજીને ચૂપ રહે છે એ દેવ પોતાના સ્વામીની સામે નથી બોલતો, તે વિનયને કારણે નથી બોલતો એમ નહિ, પણ એને ખબર છે કે–' ઇન્દ્ર જો કોપ્યા, તો આપણું તો આવી જ બનશે' જો એ દેવના વિનય હોત, તો તો એને વિચારેય આવત કે–' ઇન્દ્ર જેવા બલવાન પણ જ્યારે બાલવયસ્ક એવા ય ભગવાનની ધીરતાની અને વીરતાની પ્રશંસા કરે છે, ત્યારે એમા કાઈક તત્ત્વ જરૂર હશે!'

### ઇર્ષ્યાળુઓ ક્લિષ્ટ પરિણામોમાં રમતા હોય છે

પણ અહીં સ્વભાવદોષે જ અગત્યનો ભાગ ભજવ્યો છે એ દેવ પોતે અત્યન્ત ક્લિષ્ટ પરિણામવાળો અને અતુલ મિથ્યાત્વને લીધે વિવેકહીન હતો જેઓના પરિણામો અત્યન્ત ક્લિષ્ટ હોય છે, તેઓ કોઈની પણ સારી વાતને સહી શકતા નથી કોઈની પણ પ્રશંસાને સાભળતા, હૈયામા આનન્દ પ્રગટવો અને ઇર્ષ્યાનો ભાવ પેદા નહિ થવો, એ પણ એક ગુણ છે વિવેકને લઈને, પ્રશંસા વ્યાજબી છે કે નહિ અગર એ સ્થાને છે કે નહિ–એવા પ્રકારનો વિચાર આવવો, એ જુદી વસ્તુ છે અને–

ણુ પ્રશંસાને સાંભળતાં હૈયામાં ઇર્ષ્યાનો ભાવ પેદ
જૂદી વસ્તુ છે ઇર્ષ્યા, એ અત્યન્ત ક્લિષ્ટ પરિ
સૂચક વસ્તુ છે માણસે એટલી લાયકાત તો જરૂ
ળવવી જોઇએ કે–કોઈ ગમે તેવાની પણ પ્રશંસાને સાંભળત
મા કદી પણ ઇર્ષ્યાભાવ પ્રગટે નહિ કોઇનુ પણ સા
તમારા હૈયામાં ઇર્ષ્યાભાવને તો પેદા કરે જ નહિ–એવી તમા
સ્થિતિ છે ? કોઇનુ પણ સારૂ થતુ હોય, ભલુ થતું હો
તો એમા તમે નારાજ તો નહિ જ ને ? ચતુર્વિધ શ્રીસંઘ
ગણાતી કેટલીક વ્યક્તિઓમા પણ આજે ઇર્ષ્યાનો દોષ વ
જવા પામ્યો છે, એમ તમને લાગે છે ? સમાજમા, બીજ
ઓને સારા બનાવવાની પેરવી વધારે ચાલી રહી છે કે જે
સારૂ થતુ હોય તેનું ભૂડુ કરવાની પેરવી વધારે ચાલી ર
છે ? ઇર્ષ્યાને આધીન થયેલો અસત્ય પણ બોલે, આળો
ચઢાવે, છતી વસ્તુઓને અછતી કરવાને અને અછતી વસ્તુઓ
છતી કરવાને પણ મથે અને જ્યા તક મળે ત્યા કાનભંભેર
પણ કરે આવુ કરનારાઓ, કેટકેટલા ક્લિષ્ટ પરિણામે
રમતા હોય ? આવા ઇર્ષ્યાભાવને આધીન બની ચૂકેલા
બીજાઓનું તો બગાડી શકે કે નહિ–એ અનિશ્ચિત છે, પ
પોતાનુ તો અવશ્ય બગાડે છે બીજાઓનું બગાડી શકવ
તો, બીજાઓનો તેમનુ બગડે–તેવો પાપોદય સહાયક બ
જોઇએ, જ્યારે ઇર્ષ્યાળુનુ બગડવામા તો એનો પાપોદય સહ
બની જ ચૂકેલો છે એ ઇર્ષ્યાળુ બન્યો, એ જ એનો પાપોદય

ઇર્ષ્યાળુ અનેક દોષોને પાત્ર બને છે

ઇર્ષ્યાળુ બનેલા દેવને જેમ તેના સ્વામી ઇન્દ્રને

એવું લાગ્યું કે–સ્વામીનુ આ કથન અવિચારી છે, સ્વચ્છન્દી છે અને ઉદ્ધતાઈની ચેષ્ટા સમાન છે, તેમ અહીં પણ ઈર્ષ્યાળુ બનેલાઓને પોતાના વડિલો અને ગુરૂઓ આદિના નબધમા અયોગ્ય વિચારો આવવા, એ કોઈ અસભવિત વસ્તુ છે? ઈર્ષ્યાળુ, ગુણમા પણ દોષ જૂએ જેના પ્રત્યે ઈર્ષ્યાનો ભાવ હોય, તેના જ ગુણોને એ દોષ રૂપે જૂએ–એમ નહિ, પરન્તુ જેના પ્રત્યે ઈર્ષ્યાનો ભાવ હોય, તેની પ્રશસા કરનારના પણ ગુણોને એ દોષ રૂપે જૂએ ઈર્ષ્યાળુ દોષદષ્ટિવાળો બનીને, અવિનીત આચરણને આચરનારો અને ક્રૂર સ્વભાવવાળો પણ બને. એ એવો વિચાર પણ નહિ કરે કે–'મારી ઈર્ષ્યાના પાપે હું બીજાઓના કેટકેટલા બૂહામા નિમિત્ત બની રહ્યો છુ !' પણ પોતાના બૂહાનુ જેને ભાન નથી, તેને બીજાનો વિચાર આવે જ શી રીતિએ ? જે ઈર્ષ્યાળુ બને છે, તેનામા પરનિન્દાનો અને સ્વપ્રશસાનો દોષ પણ આવ્યા વિના રહેતો નથી સજ્જન બનવાને ઈચ્છતા અને સજ્જન બન્યા રહેવાને ઈચ્છતા માણસે, પરનિન્દા અને સ્વપ્રશસા–એ બન્ને ય દોષોથી સદાને માટે દૂર રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ માન માણસના મોઢે જેમ પરનિન્દા શોભે નહિ, તેમ સ્વપ્રશસા પણ શોભે નહિ પૂર્વકાળના કથાનકોમા કેટલેક સ્થળે એવા પ્રસગો પણ આવે છે કે–ઉત્તમ આત્માઓ પોતાના મુખે પોતે કયા કુળના છે અને કયા સ્થાનનાછે, એ વિગેરેનો પરિચય આપવાનુ પણ પસદ કરતા નહિ

દેવ ક્ષોભ પમાડવાને માટે જાતે આવ્યો

પેલો દેવ વિચાર કરે છે કે–' અચિન્ત્ય માહાત્મ્યવાળા

ઈન્દ્રો પણ, એક માનવી બાળકને ય ક્ષોભ પમાડી શકે નહિ, એ શું સંભવિત છે?' અર્થાત્–એને એ અસંભવિત લાગતું હતું એટલે એ દેવે નિર્ણય કર્યો કે–'હું પોતે જ ત્યાં જાઉં અને તે બાળકના ધૈર્યની પરીક્ષા કરૂં!'

આ પ્રમાણેનો નિશ્ચય કરીને, તે દેવ ત્યાં આવ્યો, કે જ્યાં શ્રી વર્ધમાનકુમાર સમવયસ્કોની સાથે વૃક્ષક્રીડા કરતા હતા ત્યાં આવીને તે દેવે, દેખાવ માત્રથી પણ અતિ ભયને ઉપજાવે એવા સર્પના રૂપને ધારણ કર્યું અને જે વૃક્ષ ઉપર ચઢવા-ઉતરવાની રમત રમાવાની હતી, તે વૃક્ષની નીચેના ભાગમાં તે રહ્યો વિકરાળ અને ભયંકર એવા સર્પને જોતાની સાથે જ, બીજા બાળકો તો ત્યાંથી નાસવા જ લાગ્યા, પરન્તુ શ્રી વર્ધમાનકુમાર તો જરા ય ક્ષોભ પામ્યા નહિ તેમણે તો, પોતાના હાથથી પેલા સર્પને એક દોરડીની જેમ પકડીને, દૂર ફેંકી દીધો

## દેવ હાર્યો

એ બનાવને જોઈને, પેલા બાળકો પાછા આવ્યા અને રમત શરૂ કરવા માંડી પેલો દેવ જ્યારે સર્પ બનવા દ્વારા પણ શ્રી વર્ધમાનકુમારને ક્ષોભ પમાડી શકયો નહિ, ત્યારે તેણે એક નાના રાજકુમારનું રૂપ ધારણ કર્યું અને તે પણ પેલા બાળકોની જેમ શ્રી વર્ધમાનકુમારની સાથે રમવાને માટે આવ્યો

રમતના ક્રમ અનુસાર સઘળા બાળકોએ વૃક્ષ ઉપર ચઢવા માંડયુ તેમાં, શ્રી વર્ધમાનકુમાર જ, સૌથી પહેલા વૃક્ષની ટોચે પહોંચી ગયા અને વૃક્ષની ટોચે પહોંચીને વૃક્ષની ઉપરથી નીચે

ઉતર્યા પણ સૌથી પહેલા

આથી, એક પછી એક–એમ બધા બાળકોએ, જીતેલા એવા શ્રી વર્ધમાનકુમારને, પોતાની પીઠ ઉપર આરૂઢ કર્યા અને પછી એક ઘોડાની જેમ બે હાથોના અને બે પગોના મળીને ચાર પગોના દેખાવથી પાંચ ચાલ્યા અનુક્રમે, પેલા બનાવટી બાળ-કુમાર, કે જે દેવ છે, તેનો વારો આવ્યો તેણે પણ, પહેલા તો, શ્રી વર્ધમાનકુમારને પોતાની પીઠ ઉપર આરૂઢ કર્યા, પણ શ્રી વર્ધમાનકુમારને પોતાની પીઠ ઉપર આરૂઢ કરીને, તે દેવે, તેમને ક્ષોભ પમાડવાનો પ્રયત્ન આરંભ્યો

તત્કાલ, એ દુષ્ટ બુદ્ધિવાળો દેવ, વિકરાળ રૂપ કરીને મોટા મોટા પર્વતોને પણ નીચા કરે તેમ વધવા લાગ્યો, તેના પાતાલ જેવા મુખમાં રહેલી જીભ, તક્ષક જાતિના નાગ જેવી દેખાવા લાગી, ઉંચા પર્વત જેવા તેના માથા ઉપર રહેલા કેશો, દાવાનળની જ્વાલાઓ જેવા દેખાવા લાગ્યા, તેની ભય કર દાઢો, કરવત જેવી જણાવા લાગી, તેની આંખો, અંગારાથી ભરેલી સઘડીઓના જેવી દેખાવા લાગી, તેના નસકોરાં, ગિરિ ગુફાઓની જેમ ઘોર દેખાવા લાગ્યા, અને તેની બે ભ્રમરો, જાણે બે મોટી સર્પિણીઓ જ હોય એવી દેખાવા લાગી

આ પ્રમાણે પેલો દેવ પોતાના વિકરાળ રૂપને વધારી રહ્યો હતો, એથી શ્રી વર્ધમાનકુમાર જરા ય ક્ષોભ પામ્યા નહિ એ તો ત્રણ નિર્મલ જ્ઞાનોએ સહિત હતા તરત જ એમણે ઉપયોગ મૂક્યો કે–' આ કોણ છે ? ' અને શ્રી વર્ધમાનકુમારે જાણ્યુ કે–'આ દેવ તો મારી પરીક્ષા કરવાને માટે છે !' એટલે શ્રી વ[illegible] તે દેવની પીઠ ઉપર એક મુઠ્ઠી મારી, કે [illegible] મત બની ગયો.

કેટલુ જબ્બર પરાક્રમ ? આ પ્રમાણે શ્રી વર્ધમાનકુમારની વીરતાનો અને ધીરતાનો અનુભવ થવાથી, તે દેવ ભગવાનને નમી પડ્યો અને પ્રભુને ખમાવીને તે પોતાના સ્થાનકે ચાલ્યો ગયો આ પ્રસગને અનુલક્ષીને પણ ઇન્દ્રે શ્રી વર્ધમાન કુમારનું વીર એવુ નામ સ્થાપિત કર્યાનુ કહેવાય છે

યોગ્યતા પહેલી જોઇએ

અયોગ્ય આત્માઓની પાસે, ઉત્તમ પણ આત્માઓની પ્રશસા કરવામા ય, કેટલુ બધું જોખમ રહેલુ છે ? એકને પ્રશસા કરવાનુ મન થાય અને એકને પાડવાનુ મન થાય, એવું નાટક તો, આ સસારમા ઠામ ઠામ ચાલી રહ્યુ છે આ પ્રસગ ઉપરથી બોધ લેવા જેવો છે કયો ? યોગ્ય બનવાનો ! લાયકાત કેળવવાનો ! કારણ કે–દરેકે દરેક સારી વસ્તુ લાયકાતની અપેક્ષા રાખે છે અરે, હોજરીમા અયોગ્યતા હોય છે તો દૂધ પણ પચી શકતું નથી, તો પછી આ તો ગુણોની વાત છે ગુણોની વાતમા યોગ્યતા તો પહેલી જોઇએ

ટીકાકાર મહર્ષિના હૈયાનો વર્ધમાનભાવ

ટીકાકાર મહર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ પદર વિશેષણો દ્વારા સર્વસામાન્ય શ્રી જિનસ્તુતિ કર્યા બાદ, બીજા શ્લોકની શરૂઆતમા, આ અવસર્પિણી કાલમા આ શ્રી ભરતક્ષેત્રને વિષે થઈ ગયેલા ચોવીસ તીર્થંકર ભગવાનો પૈકીના ચોવીસમા તીર્થંકર ભગવાનને, તેમના નામનું ઉચ્ચારણ કરવા પૂર્વક નમસ્કાર કર્યો છે એને અગે આપણે અત્યાર સુધીમા કેટલીક વાતો કરી આવ્યા તેમા વાત એ હતી કે–શ્રી મહાવીર'એ નામ વિશેષ લોકપ્રચલિત

અને ઇન્દ્રસ્થાપિત હોવા છતા પણ, ટીકાકાર મહર્ષિએ શ્રી વર્ધમાન એવા નામનુ ઉચ્ચારણ કેમ કર્યું ? એ માટે આપણે જોઈ આવ્યા કે-શ્રી વર્ધમાન એવુ નામ ક્યા સયોગોમા સ્થાપિત કરવામા આવ્યું હતુ અહીં પણ એમ લાગે છે કે-ટીકાકાર મહર્ષિના હૈયામા વર્ધમાનભાવ રહેલો છે અને એથી જ એ મહાપુરૂષે ' नत्वा श्रीमहावीराय ' એમ નહિ લખતા, ' नत्वा श्रीवर्धमानाय ' એમ લખ્યું હોય ટીકાકાર મહર્ષિને હજુ તો આગળ વધવુ છે ને ? નવ અગસૂત્રોની ટીકાની રચના કરવી છે, તેમા હજુ તો તેમણે ત્રીજા અગસૂત્ર અને ચોથા અગસૂત્ર-એ બે અગસૂત્રોની ટીકાઓની રચના કરી છે આ પચમાગ સૂત્રની ટીકાની રચના, એ તો તેમની ત્રીજી ટીકારચના છે આ ત્રીજી ટીકારચનાને પૂર્ણ કરીને, છ ટીકા રચનાઓને કરવાની તેમની ભાવના છે એમા ય, આ પાચમા અગસૂત્રની ટીકાની રચના કરવી, એ કોઈ સાધારણ કાર્ય નથી, પણ અસાધારણ કાર્ય છે, એમ કહીએ તો પણ ચાલે. એટલે તેમના હૈયામા વર્ધમાનભાવ રહેલો જ છે અને એ વર્ધમાનભાવને અગે, અહીં મગલાચરણમા વર્તમાન શાસનના નાયકને, શ્રી વર્ધમાન નામથી નમસ્કાર કરે તે યોગ્ય જ છે

શુકુન કરના શબ્દ આગળ

અહીં કોઇ કહેશે કે-'વર્તમાન શાસનના નાયક ભગવાનને શ્રી મહાવીર એવા નામથી સ્મરીને અને એ નામના ઉચ્ચારણપૂર્વક નમસ્કાર કરીને, ટીકાકાર મહર્ષિએ પોતાના કાર્યને આગળ ધપાવ્યું હોત, તો શું એથી તેમનો હેતુ બર આવત નહિ ?' એવું કહેનારને કહેવાય કે-શ્રી મહાવીર એવા

નામના ઉચ્ચારણપૂર્વક નમસ્કાર કરવાથી પણ હેતુ સરે, જરૂર સરે, પણ સામાન્ય નિયમ એવો છે કે-હૈયામા જેવા પ્રકારનો ભાવ હોય અથવા તો જેવુ બનવાનુ હોય, તેવા જ શબ્દો પ્રાય મુખમાથી નીકળે છે

જ્યારે સતી દ્રૌપદીને છોડાવી લાવવાને માટે શ્રી કૃષ્ણની સાથે પાડવો પદ્મોત્તર નામના રાજાના દેશમા ગયા, ત્યારે પદ્મોત્તર રાજા તેમની સાથે યુદ્ધ કરવાને માટે આવી પહોચતા, શ્રી કૃષ્ણે પાડવોને કહ્યુ કે-'આની સાથે તમે યુદ્ધ કરો, અથવા તો, હુ યુદ્ધ કરૂ અને તમે જૂઓ'

એ વખત પાડવોએ શ્રી કૃષ્ણને કહ્યુ કે-'આવા કાયરની સાથે આપના જેવાને તે લડવાનુ હોય ? આપની આજ્ઞાથી અમે જ તેની સાથે લડીશુ, પછી જોઇએ તો તે જીને અને જોઇએ તો અમે જીતીએ'

પાડવોના આવા શબ્દો માત્રથી, શ્રી કૃષ્ણ, એ યુદ્ધનું પરિણામ કેવું આવશે, તે સમજી ગયા, પણ પછી પોતે યુદ્ધ કરીને બાજીને સુધારી લેશે-એમ ધારીને કાઈ બોલ્યા નહિ

હવે પદ્મોત્તર રાજાની સાથે યુદ્ધમા ઉતરેલા પાડવો, પોતાનું ધાર્યું નહિ નિપજી શકવાથી, શ્રી કૃષ્ણને શરણે આવ્યા એ વખતે, શ્રી કૃષ્ણે હસતા હસતા કહ્યુ કે-" તમે યુદ્ધમા જતી વખતે જે 'એ જીતશે કે અમે જીતીશુ'-એમ બોલેલા, તે ઉપરથી જ હું તો સમજી ગયો હતો કે-તમે હારીને પાછા આવવાના છો"

દુનિયામા પણ કહેવાય છે કે-" શકુન કરતા શબ્દ આગળા" સારામા સારા ગણાય તેવા શુકન થયા હોય, પણ નીકળતા કે પેસતા કાને જો ખરાબ શબ્દ પડે, તો સારા

શુકનનું ફળ રહી જાય અને ખરાબ શબ્દનું ફળ આવી મળે તમે કોઈક કામે જતા હો અને એ વખતે અચાનક જો તમારા કાને એવા ભાવાર્થના શબ્દો પડે કે-'તારું કામ સિદ્ધ થશે' અથવા તો 'તું ફાવીશ' તો એવા પ્રકારના શબ્દો એવા ભાવિના સૂચક ગણાય કે-તમે જે કામે જઈ રહ્યા છો, તે કામમાં તમે જરૂર સફળ નિવડવાના! કોઈ પણ કાર્યે જવાની વાત થાય અને તમે કહો કે-' એ કાર્ય મારાથી નહિ થાય તો!' તો એ વસ્તુ તમારી ભાવિ નિષ્ફલતાની સૂચક ગણાય. આમ શબ્દોનું પણ ઘણું મહત્ત્વ છે

આ દૃષ્ટિએ વિચારીએ, તો આપણને એવી કલ્પના કરવાનું મન થઈ જાય કે-ટીકાકાર મહર્ષિના હૈયામાં જે વર્ધમાનભાવ રહેલો, તે સફલ થવાનો હોવાથી, તેવા જ નામથી તેમને ભગવાનને નમસ્કાર કરવાનું મન થયું

<u>ચાર અતિશયો</u>

હવે 'नमः श्रीवर्धमानाय' એમાં વર્ધમાન પૂર્વે જે શ્રી શબ્દ વાપરવામાં આવેલ છે, તે શું સૂચવે છે? એ શ્રી શબ્દ એવું સૂચન કરે છે કે-ભગવાન શ્રીયુક્ત છે એટલે કે-ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી, કે જેઓ શ્રીએ કરીને યુક્ત છે, તેમને નમસ્કાર કરીને-એ પ્રમાણે ટીકાકાર મહર્ષિનું કહેવું છે ભગવાનની શ્રી એટલે લક્ષ્મી કયી? પ્રધાન લક્ષ્મી તો કેવલ જ્ઞાન જ ને? આ રીતિએ, ટીકાકાર મહર્ષિએ અહીં ભગવાનના જ્ઞાનાતિશયને સ્પષ્ટ રૂપે જણાવ્યો, અને જ્ઞાનાતિશયને

વવા દ્વારા, ભગવાનના જે ચાર

શયો ગણાય" જણાવ્યા-એમ કહી

જ્ઞાનાતિશય ત્યારે જ પ્રગટે છે, કે જ્યારે **અપાયા-પગમાતિશય** પ્રગટ્યો હોય અપાયાપગમાતિશય પ્રગટયા વિના, જ્ઞાનાતિશય પ્રગટતો જ નથી એનુ કારણ એ છે કે-કેવલજ્ઞાની તો વીતરાગ જ બની શકે છે જે વીતરાગ બનેલ નથી, તે કેવલજ્ઞાની બની શકે, એ શકય જ નથી જેણે જેણે પોતાના કેવલજ્ઞાન રૂપ આત્માના ગુણને પ્રગટ કરવો હોય, તેણે તેણે પહેલા પોતાના રાગનો સર્વથા ક્ષય કરી જ નાખવો જોઇએ અને પોતાના રાગનો સર્વથા ક્ષય કરવા દ્વારા વીતરાગ બનવું જ જોઇએ ભગવાન તો રાગ-દ્વેષની જડને જ ઉખેડનારા છે રાગ-દ્વેષની જડ જેનામા હોય, તે કષ્ટ પામે છે પ્રભુ રાગ-દ્વેષની જડને જ ઉખેડનારા હોવાથી, તેઓ બાહ્ય કષ્ટોને પણ દૂર કરનારા છે એ અતિશયને અપાયા પગમાતિશય કહેવામા આવે છે ભગવત જ્યા જ્યા વિચરે, ત્યા ત્યા ઇતિ આદિ ઉપદ્રવો થતા નથી આ વિશિષ્ટતા, શ્રી તીર્થંકર-નામકર્મના ઉદયને આભારી છે એટલે જ, જે કોઈ વીતરાગ બને, તે બધા અપાયાપગમાતિશયથી સમ્પન્ન બને-એવો નિયમ નથી, પરન્તુ ભગવાન શ્રી અરિહન્તદેવોના આત્માઓ જ જ્યારે વીતરાગ બને છે, ત્યારે અપાયાપગ માતિશયથી અન્વિત બને છે વીતરાગ બન્યા પહેલા, એ અતિશય કેમ નહિ? ખુદ પોતે જ અપાયની જડ રાગ-દ્વેષથી અન્વિત છે, ત્યા અન્યોના અપાયોનો અપગમ થવા રૂપ અતિશય, સભવિત બને જ શી રીતિએ? વીતરાગ બન્યા પછીથી જ, પણ વીતરાગ બન્યા પછીથી તરતમા જ આત્મા કેવલજ્ઞાની બને છે, એટલે અપાયાપગમાતિશયના અને જ્ઞાના તિશયના પ્રગટીકરણ વચ્ચે સમયનો લાબો તફાવત રહેતો નથી.

એ જ રીતિએ, કેવલજ્ઞાન પ્રગટ થતાની સાથે જ **પૂજાતિશય અને વચનાતિશય** પ્રગટે છે, કેમ કે-કોઈ પણ ભગવાનને કેવલજ્ઞાન થતાની સાથે જ, દેવતાઓ આવીને સમવસરણની રચના કરે છે તેમ જ ત્યારથી આઠ પ્રાતિહાર્યો ભગવાનના જીવનભરના સાથીદારો બની જાય છે કેવલજ્ઞાની ભગવાન જ્યાં સુધી નદેહે વિચરે છે, ત્યાં સુધી એ તારકની સેવામાં ઓછામાં ઓછા એક કરોડ દેવતાઓ તો, સદાને માટે, સાથે રહે છે આ બધો પૂજાતિશય છે આમ તો, ભગવાન જ્યારથી ચ્યવે અગર ઉદ્વર્તન પામે અને માતાના ગર્ભમાં આવે, ત્યારથી જ દેવેન્દ્રાદિથી પૂજાવા માંડે છે; પરન્તુ ભગવાન પૂજાયા જ કરે-એવા પ્રકારનો જે પૂજાતિશય, તે તો કેવલજ્ઞાન થતાની સાથે તરતમાં જ પ્રગટે છે

જેમ પૂજાતિશય કેવલજ્ઞાન થતાં તરતમાં જ પ્રગટે છે, તેમ ભગવાનનો **વચનાતિશય** પણ કેવલજ્ઞાન થતાં તરતમાં જ પ્રગટે છે એ તારક બોલે એક ભાષામાં ને સાંભળનાર સૌને ભગવાન પોતપોતાની ભાષામાં બોલતા હોય એવું લાગે. દેવો ને માનવો જ સમજી શકે-એમ નહિ, પણ પશુ-પક્ષીઓ પણ સમજી શકે ભગવાન કોઈ વાત કહે અને એ વાત નહિ સમજાવાથી મનમાં જ્યાં સંશય પેદા થાય, ત્યાં તો એને એનો સંશય ભેદાઈ જાય એવું સાંભળવાને મળે એને થાય કે-ભગવાન મારા મનમાં હમણાં જ ઉત્પન્ન થવા પામેલા સંશયને સમજી ગયા અને તેનો ખુલાસો આપી દીધો ભગવાનની દેશના ચાલે, તે જાણે મધુર સંગીત ચાલી રહ્યું એવું લાગે. ગમે તેવો મિથ્યાદૃષ્ટિ જીવ પણ, ભગવાનના વચનનો-વિરોધ કરી શકે નહિ આ બધો ભગવાનના વચના-

તિશયનો પ્રભાવ છે આપણે મુદ્દો તો એ છે કે—એક માત્ર જ્ઞાનાતિશયને કહેવા માત્રથી પણ, ભગવાનના ચારેય અતિશયો કહેવાઈ જાય છે

## સર્વોત્તમ કોટિના ચારિત્ર વિના સર્વોત્તમ કોટિનું જ્ઞાન પ્રગટે જ નહિ

ભગવાન અનન્તજ્ઞાની છે, માટે તેમને કરવામા આવેલો નમસ્કાર, આપણા જ્ઞાનાવરણને કમ કરે છે, દૂર કરે છે જ્ઞાનીને નમતા, જ્ઞાનીનો વિનય કરતા, જ્ઞાનીની ઉપાસના કરતા, જ્ઞાનીને અનુસરતા જ્ઞાન આવે, તેમ તેમની આશાતના કરતા, તેમના કહેલાથી વિપરીતપણે વર્તતા, તેમની નિન્દા કરતા, તેમનુ યથાશક્તિ યોગ્ય બહુમાન નહિ કરતા, આપણા જ્ઞાનની હાનિ થાય છે—આપણુ જે જ્ઞાનાવરણ કર્મ છે, તે જોરદાર બને છે એ જ રીતિએ, ચારિત્રવાનને નમતા ચારિત્ર મળે છે ચારિત્રને અને જ્ઞાનને જેવો તેવો સબધ નથી માત્ર જ્ઞાનથી પણ મુક્તિ મળે નહિ અને માત્ર ચારિત્રની ક્રિયાઓથી પણ મુક્તિ મળે નહિ મુક્તિ માટે તો, જ્ઞાન પણ જોઈએ અને ચારિત્ર પણ જોઈએ આમ તો, ચારિત્ર એ જ્ઞાનનુ ફળ છે, જ્ઞાન જો જ્ઞાન રૂપ હોય, એટલે કે—જ્ઞાન જો સમ્યગ્જ્ઞાન હોય, તો એનું ખરેખરૂ ફલ ચારિત્ર જ છે, પરન્તુ એ વાતને કદી પણ નહિ ભૂલવી જોઈએ કે—સર્વોત્તમ કોટિનુ ચારિત્ર આવ્યા વિના, કદી પણ, સર્વોત્તમ કોટિના જ્ઞાની બની શકાતું નથી કેવલજ્ઞાની કોણ બની શકે? જે યથાખ્યાત નામના સર્વોત્તમ કોટિના ચારિત્રનો સ્વામી બને તે! સામાયિકાદિ પાચ પ્રકારના ચારિત્રો છે તેમા પાચમુ યથાખ્યાત

નામનુ ચારિત્ર છે યથાખ્યાત ચારિત્ર એટલે ભગવાને જેવું એકાન્તે નિર્મલ ચારિત્ર કહ્યુ છે, તેવું નિર્મલ ચારિત્ર, કોઈ પણ પ્રકારના અતિચારની અભાવનાથી પણ રહિત એવું તદ્દન સુવિશુદ્ધ ચારિત્ર એ ચારિત્રને પામેલો આત્મા જ વીતરાગ બન્યો થકો કેવલજ્ઞાનને ઉપાર્જે છે

## ચારિત્રપ્રેમ સાથે જ્ઞાનપ્રેમનો સબંધ

એટલે, જ્ઞાનની અધિકતાના અને જ્ઞાનની નિર્મલતાના અર્થિએ, કદી પણ ચારિત્રની ઉપેક્ષા નહિ જ કરવી જોઈએ બીજ જેમ સુંદર અને સડા વગરનુ હોય છે, તેમ તેનુ ફળ પણ તેવું જ હોય છે જેને ચારિત્રનો પ્રેમ નથી, તેનો જ્ઞાનનો પ્રેમ, એ સાચો જ્ઞાનપ્રેમ જ નથી જ્ઞાનનો પ્રેમી, ચારિત્રનો પ્રેમી ન હોય, એ બને જ નહિ સાચો જ્ઞાની તે છે, જ્ઞાનનો સાચો અર્થી પણ તે છે, કે જે પોતાના રાગ-દ્વેષને ક્ષીણ કરી નાખવાને ઈચ્છે છે, અને રાગ-દ્વેષને ક્ષીણ કરી નાખવાનુ અમોઘ સાધન ચારિત્ર છે આથી, જેઓ આજે જ્ઞાનના નામે ચારિત્રાચારોની અવગણના કરવામા હિત જૂએ છે અગર તો પોતાના જ્ઞાનના શ્રમના નામે પોતાની ચારિત્રશીલતાની ખામીનો બચાવ કરે છે, તેઓ વસ્તુત જ્ઞાનના ઉપાસક છે કે નહિ, તે તેમણે પોતે જ વિચારવાની જરૂર છે

## શ્રી માષતુષ મુનિવર

તમને 'માષતુષ' એવા નામથી એવા નામથી ઓળખાતા મુનિવરના પ્રસગની ખબર છે? એમને જ્ઞાનાવરણીય કર્મનો ઉદય એવો તો જોરદાર થઈ ગયેલો, કે જેથી એ મહામુનિ, લાખ પ્રયત્ને પણ '**મા રુષ**' અને '**મા તુષ**'

એટલાને પણ, પોતે બરાબર ગોખી શકે એ માટે ય યાદ રાખી શકવાને સમર્થ નિવડતા નહોતા જ્ઞાનાવરણીય કર્મના એવા જોરદાર ઉદયવાળા પણ એ મહામુનિએ, પોતાના પુરૂષાર્થના બળે, માત્ર જ્ઞાનાવરણીય કર્મને જ જડમૂળમાંથી ભેદી નાખ્યુ– એમ નહિ, પરન્તુ પોતાના ચારેય ઘાતિકર્મોને મૂળમાથી ભેદી નાખ્યા અને કેવલજ્ઞાનને ઉપાર્જ્યું

મોટી ઉમ્મરે દીક્ષિત

જ્ઞાનાવરણીય કર્મનો તેવા પ્રકારનો જોરદાર ઉદય, એ મહામુનિને જન્મથી જ હતો, એવું નહિ હતું તેઓ મૂળ એક ભરવાડના પુત્ર હતા મોટી ઉમ્મરે તેમને સદ્દગુરૂનો સુયોગ મળી ગયો જીવ લાયક અને ભવિતવ્યતા સુન્દર, એટલે એમને એ સદ્દગુરૂનો સુયોગ સુન્દર પ્રકારે ફળ્યો સદ્દગુરૂના સુયોગને પામીને, એમનો આત્મા વૈરાગ્યવાસિત બન્યો અને એમનામા વિવેકગુણ પ્રગટ્યો વિવેકગુણ પ્રગટતા, એમના ચારિત્રમોહ કર્મનો પણ એવો ક્ષયોપશમ થવા પામ્યો કે– એ મોટી ઉમ્મરે પણ દીક્ષિત બન્યા

આ સાભળીને હૈયે ચીરાડો પડ્યો?

વિચાર કરો કે–કેવા લાયક જીવ છે? વય ઘણી વધી જવા પામી છે અને બાલપણથી [illegible] છતા પણ સદ્દગુરૂનો સુયોગ એ [illegible] ? તમને સદ્દગુરૂનો સુયોગ ક્યારથી [illegible] તમને નાનપણથી જ સદ્દગુરૂઓનો [illegible] પણથી [illegible] ને [illegible]

કદી પણ આવે છે ખરો ? તમારા પુણ્યે તમને જે ધર્મ સામગ્રી મેળવી આપી છે, તે ધર્મસામગ્રીની કિંમત તમે તમારા હૈયામા આકી છે ? સસારસુખની સામગ્રીની કિંમત તમારા મનમા કેટલી વસેલી છે-એ કાઈ અજાણ્યુ નથી, પણ ધર્મ સામગ્રીની-મોક્ષસુખની સાધક અને એવી સામગ્રીની કિંમત તમારા મનમા કેટલી વસેલી છે-એ તો બહુ નિરાશા ઉપજાવે એવી બાબત છે ને ? સદ્‌ગુરૂનો સુયોગ ફળે ક્યારે ? એ સુયોગની કિંમત સમજાય ત્યારે ને ? સદ્‌ગુરૂના સુયોગની કિંમત ક્યારે સમજાય ? તમે આત્માના સ્વરૂપાદિનો વિચાર કરો ત્યારે ને ? તમને આ વાતને સાભળતા, હૈયે એવો ય ચીરાડો પડ્યો ખરો કે-'એક ભરવાડને ત્યા જન્મેલો મોટી ઉમ્મરનો માણસ પણ જો માત્ર એક વારના સદ્‌ગુરૂના સુયોગમા આટલુ બધુ પામી ગયો, તો મને લગભગ રોજનો અને તે ય પ્રાય બાલપણથી સદ્‌ગુરૂનો સુયોગ થયેલો હોવા છતા પણ, મારામા એવી તે શી ખામી છે, કે જેને લઈને મને એ ભરવાડપુત્ર જેટલો પણ આ સદ્‌ગુરૂનો સુયોગ ફળતો નથી ?'

## જ્ઞાન જાણવાને માટે જ નથી પણ આચરવાને માટે છે

આવા દૃષ્ટાન્તો તો આત્માને જગવનારા નિવડે, પણ તમે વિચાર કરો તો ને ? કથા કાઈ કથારસથી સાભળવાની નથી, પણ એમાનો સાર પોતાના આચરણમા ઉતારવાને માટે કથાને સાભળવાની છે તમને ખબર તો છે ને કે-જ્ઞાન, એ માત્ર જાણવાને માટે જ નથી, પણ આચરવાને માટે છે ? ખરો જ્ઞાની કયો ? જે ખરાને ખરૂ અને ખોટાને ખોટુ સમજે, તે જ ખ[illegible] -એમ નહિ, ખરો જ્ઞાની તો તે

જે જેટલુ જાણે તે યથાર્થ સ્વરૂપે જાણે અને એ જાણપણાનો ઉપયોગ કરીને ખોટાને છોડવાને માટે અને ખરાને સ્વીકાર વાને માટે ઉદ્યમશીલ બને 'આ તજવા જેવું છે અને આ આચરવા જેવું છે'–એવી ખાલી વાતો કરે, પણ 'જે તજવા જેવું છે તેને હુ કેમ તજી શકુ અને જે આચરવા જેવું છે તેને હું કેમ આચરી શકુ'–એવો વિચાર કરીને, એ વિચારને અમલમા મૂકવાનો પ્રયત્ન કરે નહિ, એવો માણસ ગમે તેટલુ ભણેલો હોય, ગમે તેવો જાણકાર હોય, તો પણ વસ્તુત જ્ઞાની નથી સમ્યગ્જ્ઞાન, સમ્યગાચારમા વર્તતા બનવાની ભાવનાને પેદા કર્યા વિના રહે જ નહિ એટલે જ્ઞાન માત્ર જાણવાને માટે નથી, પણ આચરવાને માટે છે આ દૃષ્ટિએ જો તમે સાભળતા હો, તો પેલા ભરવાડને સદ્‌ગુરૂનો સુયોગ ફળ્યો–એ વાતને સાભળતાની સાથે જ, તમને તમારો વિચાર આવે તમને એમ થાય કે–'એમને સદ્‌ગુરૂનો સુયોગ જેવો મળ્યો તેવો ફળ્યો અને મને હજુ પણ સદ્‌ગુરૂનો સુયોગ જેવો ફળવો જોઇએ, તેવો કમ ફળ્યો નથી ?' અને આમ લાગે, એટલે અત્યાર સુધીમા સદ્‌ગુરૂનો સુયોગ જેટલે અંશે ન ફળ્યો હોય, એટલે અંશે સદ્‌ગુરૂનો સુયોગ નહિ ફળવા બદલ, તમારા હૈયામા દુ ખ પેદા થાય તેમ જ એ દુ ખ તમારા હૈયામા 'સદ્‌ગુરૂનો સુયોગ હવે કેમ ફળે ?'–એ માટેનો પ્રયત્ન કરવાના વિચારને જન્માવે

યોગોદ્વહન

જે પુણ્યવાનનો પ્રસગ ચાલી રહ્યો છે, તે દીક્ષિત બન્યા અને સદ્‌ગુરૂની આજ્ઞા મુજબ સયમનુ પાલન કરવા લાગ્યા

સદ્દગુરૂએ પણ, એ મહામુનિમા યોગ્યતા જોઇને, યોગોદ્વહન કરાવવાપૂર્વક એ મહામુનિને શ્રી આવશ્યકસૂત્રની અનુજ્ઞા આપી શ્રી આવશ્યકસૂત્ર આદિની અનુજ્ઞા આપ્યા બાદ, એ સદ્દગુરૂએ, એ મહામુનિને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના યોગ કરાવવા માડ્યા સદ્દગુરૂઓ, સુયોગ્ય શિષ્યોને, ચારિત્રસપદા અને જ્ઞાનસપદામા વધારાયો કરે, એ તદ્દન સ્વાભાવિક જ છે

જ્ઞાનાવરણીય કર્મનો જોરદાર ઉદય

હવે બન્યુ એવુ કે-જે વખતે શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના યોગ ચાલુ હતા અને શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની વાચના ચાલુ હતી, તે સમય દરમીઆનમા, એ મહામુનિને, ભવિતવ્યતાને વશ, પૂર્વસચિત એવા જ્ઞાનાવરણીય કર્મનો ઉદય થયો જ્ઞાનાવરણીય કર્મના એ જોરદાર ઉદયના પ્રતાપે, એ મહામુનિ, કાઈ પણ યાદ રાખવાને માટે અશક્ત બની ગયા એમને એક શબ્દ પણ પૂરો યાદ રહે નહિ, એવી કારમી સ્થિતિ પેદા થઈ જવા પામી એમના ગુરૂમહારાજને પણ એમ થઈ ગયુ કે-હવે કરવુ શુ? આ મહામુનિએ તો, જ્યા સુધી યાદ રહે નહિ ત્યા સુધી આગળ વાચના લેવી જ નહિ-એવો નિર્ણય કર્યો અને યોગનો તપ જારી રાખ્યો

મુનિ અને તપ

એમના હૈયામા એવો ભાવ હતો જ નહિ કે-ક્યારે તપથી છૂટાય! યોગોદ્વહનના તપને, એ મહામુનિ, બન્ધન રૂપ માનતા નહોતા એ મહામુનિ તો માનતા હતા કે-ભગવાને સૂત્રદાન યોગોદ્વહનપૂર્વક દેવાનુ ફરમાવ્યુ છે, માટે દ્વહન પણ [illegible] કર્મની નિર્જરાનુ કારણ છે

તપ એ કાંઈ યોગોદ્વહનના કાળમાં જ કરવાની વસ્તુ છે, એવું પણ નથી એક માત્ર મોક્ષની સાધનાને માટે જ સંસારને તજી દઈને સંયમને સ્વીકારનારા મુનિઓ, તપના ઘણા અર્થી હોય છે કારણ કે–નિર્જરાના પરમ કારણ તરીકે ભગવાને તપને જ જણાવેલ છે મુનિજીવનમાં તપનું સ્થાન નિત્યનું છે, પણ નૈમિત્તિક નથી એ જ કારણસર, મુનિઓ આહારને વાપરવા છતાં પણ ઉપવાસી ગણાય છે આહારને લીધા વિના તપ કરવાની સ્થિતિ રહે તેમ નથી–એવું લાગે, ત્યારે મુનિઓ નિર્દોષ આહારને ગ્રહણ કરે એમ આહાર લેતા મુનિઓ, જ્યાં તપ કરવા જોગી સ્થિતિ લાગે, ત્યાં તપ કર્યા વિના રહે નહિ વળી, બાર પ્રકારના તપોની અપેક્ષાએ વિચાર કરીએ, તો મુનિઓનું જીવન તપથી રહિત હોય, એવું બને જ નહિ મુનિ હોવા છતાં પણ જે તપથી કટાળે, તપથી ભાગે, તેનાથી મુક્તિ પણ ભાગે કદાચ એનું મુનિજીવન રમણીય બન્યું રહેવાને બદલે, રૌદ્રસ્વરૂપને ધરનારૂ બની જાય એટલે મુનિઓનું લક્ષ્ય સદા તપ તરફ પણ હોય જ

કેવા પદો ગોખવાને આપ્યા?

એ મહામુનિના જ્ઞાનાવરણીય કર્મના જોરદાર પ્રતાપવાળા ઉદયના પ્રતાપને જોઈએ, એ મહામુનિને આરાધનામાં યોજી રાખવાને માટે તથા તેમનું જ્ઞાનાવરણીય કર્મ ક્રમે કરીને ક્ષીણતાને પામે એ હેતુથી, એ મહામુનિના ગુરૂ મહારાજાએ, તેમને એટલું જ માત્ર ગોખ્યા કરવા રૂપ પ્રયત્ન કરવાનું જણાવ્યું કે–" मा रुष, मा तुष। " પોતાના ગુરૂ મહારાજાની આજ્ઞા મુજબ, એ મહામુનિ, " मा रुष, मा तुष " એટલા જ

માત્ર પદોને ગોખવાના પ્રયત્નમા લાગી ગયા **'મા રુષ'** એટલે કોઈના ય પ્રત્યે રોષ કરવો નહિ અને **'મા તુષ'** એટલે કોઈના ય પ્રત્યે રાગ કરવો નહિ ન તો રોષ કરવો ને ન તો રાગ કરવો! ઉપકારી ગુરૂ મહારાજાએ, એ મહા મુનિને ગોખવાને માટે પણ કેવા સુન્દર પદો શોધી આપ્યા? આટલા જ પદોના ભાવને જે હૈયે ઉતારી દે, તેનો બેડો પાર થઈ જાય ને?

માષતુષ નામ પડયુ

અને, ખરેખર, એ મહામુનિએ એ પદોના ભાવને તો આબાદ હૈયે ઉતારી દીધો ગુરૂ મહારાજાએ આપેલા એ પદોને, એ મહામુનિ નિરન્તર મોટા અવાજે ગોખવા લાગ્યા, પણ જ્ઞાનાવરણીય કર્મના ઉદયનુ જોર એટલુ બધુ હતું કે-એ પદો પણ એ મહામુનિને અખડપણે યાદ રહેતા નહોતા **'મા રુષ, મા તુષ'** એટલુ ગોખવા માડતા વિસ્મૃતિ થઈ જતી અને 'માષતુષ' થઈ જતું આથી, તેઓ નાના છોકરાઓના પણ હાસ્યપાત્ર થઈ પડયા છોકરાઓએ એ મહામુનિને 'માષતુષ' મુનિના નામથી ઓળખવા અને ઓળખાવવા માડયા ઘણા લોકો તેમની મશ્કરી અને નિન્દા કરવા લાગ્યા આમ છતા પણ, એ મહામુનિ તો, પોતાના તેવા પ્રકારના કર્મોદયને જ યાદ કરતા અને સવેગ રસમા ઝીલતા એટલુ જ નહિ, પણ જ્યારે જ્યારે તેમને કોઈ મશ્કરીમા પણ **'માષતુષ નહિ, પણ મા રુષ, મા તુષ'**-એમ યાદ આપતું, ત્યારે ત્યારે તેમને એમ લાગતું કે-આણે મારા ઉપર ઉપકાર કર્યો.

આદર્શ

આ કસોટી, એ જેવી–તેવી કસોટી નથી આવું બે–ચાર દહાડા, બે–ચાર મહિના કે બે–ચાર વર્ષો સુધી ચાલ્યુ નથી, પરન્તુ આવું બાર બાર વર્ષો સુધી ચાલ્યુ છે બાર બાર વર્ષો સુધી એકધારો ગોખવાનો પ્રયત્ન ચાલુ રાખવો અને લોકો ગમે તેટલી હાંસી અગર નિન્દા કરે, તો પણ મગજ ઉપરનો કાબૂ ગુમાવવો નહિ તેમ જ સમતારસમા લીન બન્યા રહેવુ, એ ગજબની અસાધારણ બાબત છે. મુનિઓને માટે અને ગૃહસ્થોને માટે પણ, આ એક સદાને માટે હૃદયમા સ્થાપી રાખવા લાયક ઉદાહરણ છે છદ્મસ્થ દશામા આવો એકધારો ઉપશમભાવ કોઈક જ ઠેકાણે મળે એની સાથે જ્ઞાન માટેનો એ મહામુનિનો જે પ્રયત્ન, તે પણ એવો છે કે–એનો જોટો ભાગ્યે જ મળે આવડે તો ભણે–એવા તો હજુ મળે, પરન્તુ ગમે તેટલી વાર ગોખવા છતા ય આવડે નહિ અને તેમ છતા પણ જ્ઞાનોપાર્જનના પ્રયત્નને છોડે નહિ–એવાઓ તો વિરલ જ સમજવા થોડીક મહેનત કરી અને આવડ્યુ નહિ એટલે કટાળે અને ભણવાનુ મૂકી દે–એવો વર્ગ જ મોટો હોય એ રીતિએ પણ જ્ઞાનોપાર્જનના પ્રયત્નથી દૂર ભાગી જનારાઓને માટે, આ એક સુન્દર, ગજબની પ્રેરણા આપે એવો આદર્શ છે

અનન્તજ્ઞાની બન્યા

એ મહામુનિએ, આ રીતિએ બાર બાર વર્ષો સુધી પ્રયત્ન કર્યો એ પ્રયત્નના પ્રતાપે, એ મહામુનિ ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થયા ક્ષપકશ્રેણિ ઉપર આરૂઢ થઈને, એ મહા-

મુનિએ અન્તર્મુહૂર્ત્ત માત્ર જેટલા સમયમા જ, ચારે ઘાતિ કર્મોને ક્ષીણ કરી નાખ્યા અને એમ એ મહામુનિ પહેલા શ્રી વીતરાગ બન્યા અને તરત જ અનન્તજ્ઞાની પણ બન્યા "मा रुष, मा तुष" એટલા પદોનુ જ્ઞાન તો શુ, પરન્તુ એ મહામુનિને જગતમા જેટલા જીવ-અજીવાદિ પદાર્થો છે તેનુ અને તેના સર્વ પર્યાયોનુ પણ સર્વકાલીન જ્ઞાન થયુ આવા મહામુનિઓને તો, આપણે ક્રોડ ક્રોડ વાર નમીએ સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-ઉભયની પ્રેરણા, આ મહામુનિના જીવનમાથી મળી રહે છે.

ગૃહસ્થવેષમાં છતા ગૃહસ્થભાવમા નહિ

આપણે તો, એ વાત વિચારી રહ્યા હતા કે-જ્ઞાનને અને ચારિત્રને એવો સબધ છે કે-જ્ઞાનના નામે પણ ચારિત્રની અવગણના કરી શકાય નહિ ચારિત્રની પ્રાપ્તિમા જેમ જ્ઞાન સહાયક બને છે, તેમ જ્ઞાનની પ્રાપ્તિમા ચારિત્ર પણ સહાયક બને છે, અને સર્વોત્તમ કોટિનુ જ્ઞાન તો, સર્વોત્તમ કોટિના ચારિત્ર વિના પ્રાપ્ત થતુ જ નથી અત્ર કોઈ એવો પ્રશ્ન કરે એ સભવિત છે કે-'જો સર્વોત્તમ કોટિના ચારિત્ર વિના સર્વોત્તમ કોટિનુ જ્ઞાન પ્રગટતુ જ નથી, તો પછી જેઓ ગૃહસ્થપણે કેવલજ્ઞાની બન્યા, તે શી રીતિએ કેવલજ્ઞાની બન્યા ?' આવો પ્રશ્ન પૂછનારે સમજવુ જોઈએ કે-આ માત્ર બાહ્ય ચારિત્રની જ વાત નથી માત્ર બાહ્ય ચારિત્ર તો, વધુમા વધુ, નવમા ગ્રૈવેયક સુધીની સ્થિતિને જ પમાડી શકે છે, પરન્તુ જ્યારે બાહ્ય ચારિત્રની સાથે અન્તઃભાવનો સુયોગ ય છે, ત્યારે જ એ ચારિત્ર

જે જે પુણ્યાત્માઓ ગૃહસ્થવેષમા રહ્યા થકા કેવલજ્ઞાનને પામ્યા છે, તે તે પુણ્યાત્માઓ તે વખતે બાહ્ય દૃષ્ટિએ ભલે ગૃહસ્થવેષમા હતા, પરન્તુ આભ્યન્તર દૃષ્ટિએ તો તેઓ ગૃહસ્થભાવમા વર્તતા નહોતા એ પુણ્યવાનોએ પણ ક્ષપકશ્રેણિ માંડેલી જ એ પુણ્યવાનો પણ સર્વોત્તમ કોટિના ચારિત્રના પરિણામોના સ્વામી બનેલા જ અને તે પ્રકારથી જ તેઓ કેવલજ્ઞાનને પ્રગટાવવાને માટે સમર્થ બન્યા હતા એવા પુણ્યાત્માઓ, ક્ષપકશ્રેણિ માંડતા પહેલા પણ, ચારિત્રની ભાવનાવાળા તો ખરા જ એ તો એમને એમનુ ચારિત્રમોહ કર્મ નડતર રૂપ હતુ, માટે તેઓ સંસારમા રહેલા હતા સંસારમા રહેવા છતા પણ, એમનુ હૈયુ સંસારમા રહેવાને માટે રાજી નહોતું જ

## પ્રયત્ન જારી રાખો તો ધ્યેય યારી આપે

અહીં, ખરી વાત તો એ વિચારવા લાયક છે કે-'કર્મનો ઉદય ગમે તેટલો જોરદાર હોય, તેમ છતા પણ જે આત્મા ધીરજથી પોતાના પુરૂષાર્થને ચાલુ રાખે છે, તે આત્મા કેવી સફળતાને પ્રાપ્ત કરી શકે છે !' જ્ઞાનાવરણીય કર્મના ઉદયનું જોર કેવું ? '**મા રુષ, મા તુષ**' એટલું પણ યાદ રહી શકે નહિ એવું ! અને બાર વર્ષે પરિણામ કેવું આવ્યુ ? અનન્ત જ્ઞાનનુ સંપાદન ! કર્મના જોરદાર ઉદયની સામે પણ આગળ ધપ્યે જવાનો પ્રયત્ન જારી રાખનારાઓ જરૂર ફાવી જાય છે કર્મના ઉદયને જાણીને નિ સત્ત્વ બનવું નહિ. કર્મના ઉદયને જાણીને વિચાર કરવો કે-'આ જેમ જોર કરે, તેમ મારે આને તોડવાનો પ્રયત્ન કરવો એમ કરતા પડી ય જવાય, પાછા ય પડાય, પણ એનો એ પ્રયત્ન જારી રાખવો'

એ મહામુનિ ભૂલી જતા, છતા ગભરાતા નહિ 'માષતુષ' તો 'માષતુષ' પણ એનુ રટણ તો એ કર્યા જ કરતા હતા ને? અને જ્યા કોઈ યાદ આપે, ત્યા શુદ્ધ પદોને ગોખવાનો પ્રયત્ન પણ કરતા હતા ને? એટલે ભૂલ થઈ જાય, મહેનત કરવા છતા ય તત્કાલ સફલતા ન મળે—એ બધુ સભવિત છે, પરન્તુ પ્રયત્ન જો બરાબર જારી રાખ્યો હોય, તો ધ્યેય ચારી આપ્યા વિના રહે જ નહિ

## જ્ઞાન-જ્ઞાની-જ્ઞાનનાં માધનોની આશાતના

એ મહામુનિ તો, જ્ઞાનોપાર્જનનો એટલો બધો પ્રયત્ન કરતા હતા, પણ એમની જેમણે હામી અને નિન્દા કરી હશે, તેમણે કેવુ કર્મ ઉપાર્જ્યું હશે? જ્ઞાનને માટેનો અવિરત પ્રયત્ન કર્યા કરનારા મહામુનિની હામી અને નિન્દા કરવાથી, કેવુ ઘોર જ્ઞાનાવરણીય કર્મ બંધાય? તેમા ય, આ તો પાછા ચારિત્રશીલ મહાપુરૂષ હતા! આજે પણ આવી ગભીર ભૂલ ઘણાઓ કરે છે કોઈ બોલવામા જરાક ભૂલ કરે, એટલે મશ્કરી કરે કર્મના ઉદયવાળાઓની મશ્કરી કરવી, એ પોતે, એના કરતા પણ વધારે ભારે કર્મના બોજથી ભારે બનવા જેવુ છે એ મહામુનિએ જ્યારે તેવા પ્રકારનુ જ્ઞાનાવરણીય કર્મ ઉપાર્જ્યું હશે, ત્યારે કાઈક ગભીર પ્રકારની જ્ઞાનની અગર જ્ઞાનીની અગર જ્ઞાનના સાધનોની આશાતના તો કરી હશે ને? એ વગર કાઈ આવુ ભયકર કોટિનુ જ્ઞાનાવરણીય કર્મ બધાય ખરૂ? ત્યારે વિચાર એ કરવો જોઈએ કે-'આપણે જાણતા અજાણતા પણ કોઈ જ્ઞાનીની કે જ્ઞાનના સાધનની અથવા તો જ્ઞાનની આશાતના થાય એવુ તો

કાઈ કરતા નથી ને ?' કોઈ તોતડા બોબડાને દેખીને પણ તેની હાસી કરવાથી જ્ઞાનાવરણીય કર્મ બધાય છે, એ સમજો છો ? એ મહામુનિને એમના જ્ઞાનાવરણીય કર્મનો ઉદય કેવા અવસરે નડ્યો, એની ખબર છે ને ? એ તો, એમની ભવિતવ્યતા સારી કે–એ એટલા બધા પ્રયત્નશીલ બની શકયા, બાકી, એ વખતે જો એમને કટાળો આવ્યો હોત અને જ્ઞાન પ્રત્યે જ જો દુર્ભાવ જાગ્યો હોત, તો તેઓ કદાચ એથી પણ ઘોર પ્રકારના જ્ઞાનાવરણીય કર્મને ઉપાર્જનારા બનત ને ?

<u>કર્મનુ પરવશપણુ ડખે છે ?</u>

જેમ આપણે શ્રી નન્દિષેણના પ્રસગમા જોયુ હતું કે–એ મહાપુરૂષે પોતાના ભોગફલ કર્મને નિષ્ફલ બનાવવાને માટે, તેઓએ વેશ્યાના વચનને સ્વીકાર્યું તે પહેલા, ભગીરથ પુરૂષાર્થ કર્યો હતો ! અને વેશ્યાને ત્યા રહ્યા રહ્યા પણ, બાર વર્ષોમા એમણે પોતાના ચારિત્રમોહ કર્મને નિર્બલ બનાવી દેવાને માટે, રોજ દશ દશને પ્રતિબોધીને ત્યાગી બનાવવાનો ક્રમ જાળવી રાખ્યો હતો ને ? એટલે, જેમને પોતાનું કર્મ જોરદાર છે–એમ લાગતુ હોય, તેમણે પણ, એ કર્મને નબળુ પાડી દેવાના પ્રયત્નો કર્યા જ કરવા જોઇએ પરન્તુ આજે પોતાનુ કર્મ જોરદાર છે–એવી વાતો કરનારાઓમા કેટલાએ કેટલા સાચા છે, એનો વિચાર કરવો પડે તેમ છે પુરૂષાર્થ કાઈ કરવો નહિ અને મારૂં કર્મ જોરદાર છે–એમ માત્ર મોઢેથી બોલવુ, એનો અર્થ જ કાઈ નથી જો કર્મ જોરદાર હોય, તો કર્મ પ્રત્યેનો રોષ વધે કે ઘટે ? જેને ચારિત્રને સેવવાની

ભાવના હોય, તે જો કર્મના પરવશપણાથી ચારિત્રને સેવી શકતો ન હોય, તો એને કર્મનું પરવશપણું વધારે ખટકવું જોઈએ ને ? તમને કર્મનું પરવશપણું ખટકે છે ખરૂં ? વારંવાર તમને એમ થાય છે કે-'ક્યારે મારૂં કર્મ નબળું પડે અને ક્યારે હું ભગવાને કહેલા માર્ગનો મન-વચન-કાયાથી આરાધક બનું ?' ક્યારે હું સંસારને તજીને સંયમને સેવનારો બનું, એમ થાય છે ? એવું કાંઈ થતું ન હોય અને કર્મના જોરની વાત કરવી, એ તો બહાનું માત્ર છે

## ચારે અતિશયો સાથે પ્રગટે છે

ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના નામની પૂર્વે ટીકાકાર મહર્ષિએ વાપરેલા શ્રી શબ્દ ઉપરથી આ બધી વાતો થઈ ભગવાનના નામની સાથે 'શ્રી'ની યોજના, એ એમ સૂચવે છે કે-ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી જ્ઞાનાતિશયથી સમ્પન્ન હતા ભગવાન જ્ઞાનાતિશયથી સંપન્ન હતા-એમ કહેવાથી, ભગવાન અપાયાપગમાતિશયથી, પૂજાતિશયથી અને વચનાતિશયથી પણ સમ્પન્ન હતા, એમ સમજાઈ જાય એવું છે કારણ કે-જ્ઞાનાતિશયનું પ્રગટીકરણ, ભગવાન વીતરાગ બને તે પછીથી જ થાય છે અને ભગવાન વીતરાગ બનતાની સાથે જ, અપાયાપગમાતિશય પ્રગટ થાય છે અપાયાપગમાતિશયના અને જ્ઞાનાતિશયના પ્રગટીકરણ વચ્ચે જેમ સમયનું કાંઈ ખાસ છેટું હોતું નથી, તેમ જ્ઞાનાતિશયના પ્રગટીકરણ પછી તરત તરત જ પૂજાતિશય અને વચનાતિશય-એ બે અતિશયો પ્રગટ થઈ જ જાય છે; એટલે ભગવાનના ચારેય અતિશયો સાથે પ્રગટે છે, એમ પણ સ્થૂલ રીતિએ કહેવું હોય તો કહી

શકાય આથી, એમ પણ કહી શકાય કે-ઘાતિકર્મોના ક્ષયથી કેવલજ્ઞાન થતા આ ચાર અતિશયો પ્રગટે છે. અહીં તો વાત એટલી જ છે કે-ટીકાકાર મહર્ષિએ અપાયાપગમાતિશય, જ્ઞાનાતિશય, પૂજાતિશય અને વચનાતિશય-એ ચારે ય અતિશયોથી સમ્પન્ન એવા ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને નમસ્કાર કર્યો છે

નમસ્કાર એ ચમત્કાર છે

નવાગી ટીકાકાર આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, આ પચમાગસૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની ટીકાને રચવાને માટે મગલની આચરણા કરી રહ્યા છે તેમા, સર્વસામાન્ય શ્રી જિનસ્તુતિ કર્યા બાદ અને ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને નમસ્કાર કર્યા બાદ, ટીકાકાર મહર્ષિ, શ્રીમાન્ સુધર્માસ્વામીજીને નમસ્કાર કરે છે જેમ જેમ નમસ્કરણીયોને વધારે ને વધારે નમસ્કાર થાય, તેમ તેમ નમસ્કાર કરનારનો આત્મા પણ વધારે નિર્મલ થાય નમસ્કરણીય પૂજ્યોને નમસ્કાર કરનારાઓ, સસારને તરનારા છે, જ્યારે નમસ્કરણીય પૂજ્યોને નમસ્કાર કરતા અચકાનારાઓ સસારમા લટકનારા તથા ભટકનારા છે, વારવાર મરનારા છે નમસ્કરણીય પૂજ્યોને કરાતો નમસ્કાર, એ તો એક ચમત્કાર છે, જાદુ છે, અજબ ઇલ્મ છે, અપૂર્વ વિજ્ઞાન છે, કમાલ કરનારો મત્ર છે, કે જે હજારો અપમગલોને હરીને પણ મગલ કરે છે, પણ એ નમસ્કાર હૈયાના સદ્ભાવપૂર્વકનો હોવો જોઇએ અને એમા આશયની મલિનતા નહિ હોવી જોઈએ આશયની મલિનતા નમસ્કારના ફલને મલિન બનાવી દેનારી નિવડે છે.

## શ્રી બાહુબલિજીએ નમવામાં નાનમ માની ત્યા સુધી કેવળજ્ઞાન થયુ નહિ

નમસ્કરણીય પૂજ્યોને નમસ્કાર કરવામા જ્યા સુધી નાનમ માની, ત્યા સુધી શ્રી બાહુબલિજી જેવા ઘોર તપને તપનારા મહાપુરૂષ પણ, કેવલજ્ઞાનને પામી શક્યા નહિ એ પ્રકારે નાનમ માનવાનો એક જ ભાવ, એમને એમની મોટપ મળવામા અતરાય કરી રહ્યો હતો માટે તો એમના સસારીપણાના બેન બ્રાહ્મી સાધ્વીજીને–

'વીરા! ગજ થકી હેઠા ઉતરો!'

—એ પ્રકારે ઉપદેશ આપવો પડયો

શ્રી બાહુબલિજીને શામા નાનમ લાગી હતી? પોતાના નાના ભાઈઓ, કે જે પોતાની પૂર્વે દીક્ષિત બન્યા હતા અને કેવલજ્ઞાન પામ્યા હતા, તેમને વન્દન કરવામા! એમા નાનમ લાગવા જેવું શુ હતું? ભલે એ નાના ભાઈઓ હતા, પણ સન્માન તો કેવલી બનેલા માટે જ કરવાનુ હતું! ત્યા કાઈ નાના ભાઈ ગણીને વન્દન કરવાનું નહોતું, પણ કેવલજ્ઞાનને અનુ લક્ષીને વન્દન કરવાનુ હતું! નાનો પણ પહેલા દીક્ષિત થયો ને કેવલજ્ઞાન પામ્યો, એટલે ગુણાધિક વન્દનીય ગણાય

આ વાતને શ્રી બાહુબલિજી સમજતા જ નહોતા? શ્રી બાહુબલિજી પણ મહા વિવેકી હતા શ્રી બાહુબલિજી જો મહા વિવેકી ન હોત, તો એમણે જે સયોગોમા પોતાની મુષ્ટિથી પોતાના મસ્તકના વાળોને ઉખેડી નાખીને સસારનો ત્યાગ કરી દીધો, એ સયોગોમાં એમને એવો લોચ કરવાનો અને સસારને તજીને ભાગવતી દીક્ષાને ગ્રહણ કરવાનો

જ આવત નહિ એમણે તો જેવો વિચાર આવ્યો, તેવો જ તેનો નિર્ણય કરીને, તેનો અમલ પણ કરી દીધો

એમા ય, એક વાત તો હતી જ કે–' અમારને તજી દઉં તે હા, પરન્તુ ભરતની તાબેદારીને તો સ્વીકારૂં જ નહિ ' જો કે–લોચ કર્યો ત્યારે સ્થિતિ જૂદી હતી મહારાજા શ્રી ભરતને મારવાને માટે જ તેમણે મુષ્ટિ ઉપાડી હતી, પણ મુષ્ટિ ઉપાડી અને વિચાર આવ્યો કે–'આનુ પરિણામ શુ ? મહા અનર્થ ! મોટા ભાઈનુ મૃત્યુ ! મારા જ હાથે ?' બસ, એ જ વખતે વૈરાગ્ય જોરદાર બન્યો ને શ્રી ભરત મહારાજાને મારવાને માટે ઉપાડેલી મુષ્ટિથી જ, પોતે પોતાના મસ્તક ઉપરના કેશોનો લોચ કર્યો પણ એવો, શ્રી ભરત મહારાજાને મારવાને માટે મુષ્ટિ ઉપાડવાનો પ્રસગ, શાથી ઉભો થયો ? શ્રી ભરત મહારાજાની તાબેદારીનો સ્વીકાર કરવો નહોતો માટે !

એ નિમિત્તે શ્રી બાહુબલિજી વૈરાગ્યના સ્વામી બનીને સયમી તો બન્યા, પણ માનકષાય ત્યા ય પોતાનું જોર અજમાવે છે શ્રી બાહુબલિજીને વિચાર આવે છે કે–'અત્યારે જો હું પિતાજીની પાસે જઈશ, તો મારે મારા પૂર્વદીક્ષિત કેવલજ્ઞાની એવા નાના ભાઈઓને વન્દન કરવુ પડશે, આથી પહેલા હું કઠોર સયમને સાધીને કેવલજ્ઞાની બનુ અને તે પછીથી જ પિતાજી એટલે ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજીની સેવામા જાઉં, કે જેથી મારે મારા એ નાના ભાઈઓને વન્દન કરવુ પડે નહિ '

શ્રી બાહુબલિજી જાણતા હતા કે–'કેવલજ્ઞાની કેવલ જ્ઞાનીને વાદે એવો વ્યવહાર નથી ' કેવલજ્ઞાની મુનિઓ ખુદ ભગવાનને પણ વન્દન કરે નહિ કેવલજ્ઞાનીઓમા એમ જોવાનુ

નહિ કે-આ પહેલા કેવલજ્ઞાની થયેલા છે, માટે પછીથી જે કેવલજ્ઞાની થયા હોય તે એમને વન્દન કરે આથી, શ્રી બાહુબલિજીએ નિર્ણય કર્યો કે-' પહેલા હુ કેવલજ્ઞાનને ઉપાર્જુ અને તે પછીથી ભગવાનની પાસે જાઉં ! ' એટલે કેવલી બનેલા પૂર્વદીક્ષિત નાના ભાઈઓને વન્દન કરવામા એમને નાનમ લાગી ને ?

પણ એમ જે નાનમ લાગી, તે નડી કેટલી ? કેવલજ્ઞાનને પ્રગટવા જ દે નહિ, એવી નડી ! જ્યારે બ્રાહ્મીના શબ્દોથી એ પ્રતિબોધને પામ્યા અને જ્યા પોતાના નાના ભાઈઓને પણ વન્દન કરવાના વિચારથી પગ ઉપાડ્યો, ત્યા જ તેમને કેવલજ્ઞાન થયુ એટલે કેવલજ્ઞાન અટકેલુ કેટલા પૂરતું ? નાનમ લાગ્યાના ભાવે જ કેવલજ્ઞાનને અટકાવેલુ ને ?

પૂજ્યોને નમવામા જ મોટપ

નમસ્કરણીય પૂજ્યોને નમસ્કાર કરવામા નાનમ માન વાની હોય જ નહિ એ જો નાનમ હોય, તો પણ એમા મોટપને આપવાની મહાન્ શક્તિ રહેલી છે, જ્યારે એ કહેવાતી નાનમથી જેઓ નાસતા-ભાગતા ફરે છે, તેઓ તો વધારે ને વધારે નાના બનતા જાય છે અને ખરેખરી મોટપ જ તેમનાથી ભાગતી ફરે છે એટલે વિવેકી આત્માઓએ તો, સદાને માટે, નમસ્કરણીય પૂજ્યોને શુદ્ધ આશયથી શુદ્ધ ભાવે નમવામા જ, મોટપ માનવી જોઇએ

શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર

ટીકાકાર આચાર્યભગવાને જેમ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને નમસ્કાર કર્યો છે, તેમ તે પછીથી તરત જ પાચમા

ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને પણ નમસ્કાર કર્યો છે પહેલા ગણધરભગવાન તો શ્રી ગૌતમસ્વામીજી મહારાજા થયા છે, છતા પણ અહીં શ્રી સુધર્માસ્વામીજીનુ નામ દઈને જે નમસ્કાર કરવામા આવ્યો છે, તેમા વિશિષ્ટ હેતુ રહેલો છે જે અગસૂત્રની ટીકાની રચના કરવાને માટે ટીકાકાર મહર્ષિ ઉદ્યત બન્યા છે, તે અગસૂત્રના ગ્રથયિતા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી છે

ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીએ તો અર્થથી દ્વાદશાગી કહી, પરન્તુ એ અર્થને સૂત્રાકારે ગુથ્યો કોણે ? ગણધરભગવાનોએ આપણે શરૂઆતમા એ વાત વિચારી આવ્યા છીએ કે–ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના શાસનમા કુલ અગીઆર દ્વાદશાગીઓ રચાઈ હતી કારણ કે–ભગવાને અગીઆર ગણધરોની સ્થાપના કરી હતી અને એ દરેક ગણધરભગવાનોએ પોતપોતાની દ્વાદશાગીની રચના કરી હતી એ અગીઆર દ્વાદશાગીઓમા, એક માત્ર પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી દ્વાદશાગી જ, શ્રી વીર પ્રભુના શાસનમા પરપરાએ પ્રવર્તમાન રહી

ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ ગણધરોની સ્થાપના કરતા, સૌથી પહેલા શ્રી ગૌતમસ્વામીજીના મસ્તક ઉપર વાસક્ષેપ કર્યો હતો, પરન્તુ તે પછીથી તરત જ પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને આગળ રાખીને ગણની અનુજ્ઞા આપી હતી, કારણ કે–અગીઆરેય ગણધરોમા ચિરજીવ ગણધર એ જ હતા

બીજા બધા ય ગણધરોએ અન્તમા પોતપોતાનો ગણ શ્રી સુધર્માસ્વામીજીને જ સુપ્રત કર્યો હતો આથી, ભગવાન શ્રી

મહાવીર પરમાત્માના શાસનમા જે કોઈ શ્રમણો થાય, તે બધા ય શ્રી સુધર્માસ્વામીજીના સતાન રૂપ ગણાય છે

શ્રી સુધર્માસ્વામીજીનો જન્મ, કુલ્લાગ નામના સન્નિવેશમા બ્રાહ્મણકુળમા થયો હતો તેમના પિતાનુ નામ ધમ્મિલ હતુ અને તેમની માતાનુ નામ ભદ્દિલા હતુ તેઓ ચૌદ વિદ્યાના પારગામી બન્યા હતા અને જેમ શ્રી ઈન્દ્રભૂતિજી પોતાને સર્વજ્ઞ માનતા હતા, તેમ આ સુધર્માસ્વામીજી પણ પોતાને સર્વજ્ઞ માનતા હતા શ્રી ઈન્દ્રભૂતિજી આદિના દીક્ષાપ્રસગની હકીકતને તો તમે જાણતા જ હશો શ્રી સુધર્માસ્વામીજી પોતાની પચાસ વર્ષની ઉમ્મરે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે દીક્ષિત થયા હતા તેમના દીક્ષિત થયા બાદ, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા, ત્રીસ વર્ષો જેટલા સમય સુધી વિહરમાન રહ્યા, પણ તેટલા સમયમા તેમને કેવલજ્ઞાન થયુ નહિ ભગવાન નિર્વાણને પામ્યા બાદ બાર વર્ષોનો સમય જતા, શ્રી સુધર્માસ્વામીજીને કેવલજ્ઞાન થયુ એટલે પોતાની ઉંમરના બાણુ વર્ષો વ્યતીત થયે છતે, પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી કેવલજ્ઞાનને પામ્યા કેવલજ્ઞાનને પામ્યા બાદ, એ પુણ્યપુરૂષ આઠ વર્ષ પર્યન્ત જીવ્યા અને સો વર્ષના આયુષ્યકર્મને ભોગવીને તેઓ મોક્ષે ગયા

અગીઆર ગણધરોમા, સૌથી છેલ્લે શ્રી સુધર્માસ્વામીજી મોક્ષે ગયા અને એમની જ પાટપરંપરા આજે ચાલુ છે આથી, પહેલા, દ્વાદશાગીને અર્થથી પ્રરૂપનારા ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને નમસ્કાર કર્યા બાદ, ટીકાકાર મહર્ષિએ, આ શ્રી ભગવતીજી સત્ર રૂપ પાચમા અગસૂત્રને ગુથનારા પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર કર્યો છે

**આમાં આશાતના નથી:**

આ રીતિએ નમસ્કાર કરવામા, શ્રી ગૌતમસ્વામીજી આદિની આશાતના થાય છે–એવું કાઈ છે જ નહિ જેમ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને નમસ્કાર કર્યો–એથી ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજી આદિ ભગવાનોની આશાતના થઈ–એમ કહેવાય નહિ, તેમ શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર કર્યો–એથી શ્રી ગૌતમસ્વામીજી આદિની આશાતના થઈ–એમ કહેવાય નહિ, કારણ કે–ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજી આદિને નમસ્કાર નહિ કરવો અગર તો ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામીજી આદિને નમસ્કાર નહિ કરવો–એવું પણ, ટીકાકાર મહર્ષિના હૈયામા હતું નહિ અને ભગવાન શ્રી વર્ધમાન સ્વામીજીને નમસ્કાર કરવા દ્વારા તેમના કરતા ભગવાન શ્રી ઋષભદેવસ્વામીજી આદિને અગર તો ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર કરવા દ્વારા ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામીજી આદિને હીન બતાવવા, એવું પણ ટીકાકાર મહર્ષિના હૈયામા હતું નહિ જે ગુણોથી સર્વે સમાનપણે સમ્પન્ન હોય, તે જ ગુણોને આગળ ધરીને, 'અમુક વિશેષ જ હતા' અથવા 'અમુક જ વિશેષ હતા'–એમ કહેવાય, તો તો ત્યા કહેવુ પડે કે–આશાતના છે એમા ભલે એકની પ્રશસા રહી, પણ એમા એકની પ્રશસાના નામે અન્યની આશાતના છે, એમ કહેવું પડે, પણ આમા તો એવુ કાઇ છે જ નહિ આ તો જે કાર્ય પ્રસ્તુત છે, તે કાર્યનો જેમની જેમની સાથે વધુમા વધુ સમ્બન્ધ છે, એ સમ્બન્ધને લક્ષ્યમા લઇને, તેમને તેમને યથાસ્થાને નમસ્કાર કરાયો છે

## શ્રી સુધર્માસ્વામીજીની લક્ષ્મી

ટીકાકાર મહર્ષિએ અહી પણ નમસ્કાર કરતા '**શ્રીમતે ચ સુધર્મણે**' એમ કહીને, પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને પણ 'શ્રીવાળા' તરીકે વર્ણવ્યા છે એમની શ્રી કયી ? આવા મહાપુરૂષોની શ્રી, તે બાહ્ય લક્ષ્મી નહિ જાણવી, પણ આભ્યન્તર લક્ષ્મી જાણવી પ્રભુના શાસનમા આત્મલક્ષ્મીની જ ખરી કિંમત છે એની જ મહત્તા છે કોરી બાહ્ય લક્ષ્મીની કાઈ કિંમત જ નથી બાહ્ય લક્ષ્મીની સાચી સફળતા પણ, આત્મિક લક્ષ્મીના યોગે જ સાધી શકાય છે આ મહાપુરૂષે બાહ્ય લક્ષ્મીને તો તજી દીધી હતી બાહ્ય લક્ષ્મીમા જોડાવાથી કોઈ મહાપુરૂષ થયા નથી શ્રી સુધર્માસ્વામીજી જ્યારે દીક્ષિત બન્યા અને શ્રી ગણધરપદને પામ્યા, ત્યારે એ કેવલજ્ઞાની નહિ હતા કેવલજ્ઞાની નહિ હોવા છતા પણ, એમણે એ વખતે ચૌદ પૂર્વની પણ રચના કરી હતી, એટલે એ શ્રુતકેવલી તો ખરા જ બધા જ ગણધરભગવાનો શ્રુતકેવલી તો હોય જ એ પણ, એ મહાપુરૂષોની મોટી લક્ષ્મી ગણાય આથી જ, તેમના નામનુ ઉચ્ચારણ કરતા, તેમના નામની પૂર્વે શ્રીમત્ શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે

### ગણધરભગવાનનો ય ઉપકાર

અત્ર કોઈ કહેશે કે–' ભગવન્તે કહ્યુ ત્યારે ગણધરોએ ગુથ્યુ ને ? ભગવન્તે કહ્યુ જ ન હોત, તો ગણધરો ગુથત શી રીતિએ ? માટે ઉપકાર તો ભગવાનનો !'

બરાબર [illegible] નારનો ઉપકાર તો છે જ, [illegible]

રનો ય [illegible] ગણધરોએ દ્વારશાગીને

શિષ્યોને વાચના આપી શકાઇ શ્રી સુધર્માસ્વામીજી રોજ પાચ સો પાચ સો શિષ્યોને વાચના આપતા હતા જે કાળે પ્રભુ વિદ્યમાન હતા, તે કાળે પણ સાધુઓને દ્વાદશાગી મળી તો ગણધરભગવાનોથી જ ! વળી ભગવાને તો માત્ર ત્રિપદી જ કહી હતી ને ? ભગવાનના શ્રીમુખેથી ત્રિપદી માત્રનુ શ્રવણ કરવાના સુયોગે, દ્વાદશાગીની રચના કરવા જોગુ સામર્થ્ય તો, ગણધરભગવાનોનુ જ ગણાય ને ? એ જ ત્રિપદીને અન્ય કોઈ ખુદ ભગવાનના શ્રીમુખેથી સાભળે, તો પણ એના શ્રવણ યોગે, ગણધરભગવાનોના આત્માઓને જેવો બોધ થાય છે તેવો બોધ, કોઈને થાય નહિ અને બીજો કોઈ એટલુ સાભળી લઈને દ્વાદશાગીની રચના પણ કરી જ શકે નહિ એવા પ્રકારની શક્તિ તો, ગણધરભગવાનોના આત્માઓને માટે જ અનામત રહી છે અને રહેશે

પૂર્વકાલીન સર્વ મહાપુરૂષોને નમસ્કાર

ટીકાકાર મહર્ષિ, ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને અને ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર કરીને અગલા ચરણમા અટકી ગયા છે, એવુ પણ નથી ટીકાકાર મહર્ષિએ તો, '**सर्वानुयोगवृद्धेभ्य** '–એમ જણાવીને, પોતાની પહેલા થયેલા સર્વ મહાપુરૂષોને પણ નમસ્કાર કર્યો છે કારણ ? અગસૂત્રો આદિ પોતા સુધી પહોચ્યા, એમા એ સર્વ મહાપુરૂષોનો હિસ્સો પણ છે અને તે પણ જેવો–તેવો ઉપકાર નથી ભગવાને દ્વાદશાગીને અર્થથી કહી અને ગણધરદેવોએ દ્વાદશાગીને સૂત્ર રૂપે ગુથી, પણ એને યથાશક્ય જાળવીને, સાચવી–સભાળીને, મહાપુરૂષોએ જેટલા પ્રમાણમા બની શકે તેટલા

પ્રમાણમા એને અસ્તિત્વમા નાખી ન હોત, તો આપણને એમાનુ કાઈ પણ મળી શકત શી રીતિએ ? એટલે, એ મહાપુરૂષોનો પણ ઉપકાર તો ખરો જ આ રીતિએ નમસ્કાર કરવામા, ગુણવન્તોનુ ગૌરવ તો છે જ, પરન્તુ એ મહાપુરૂષોએ કરેલો ઉપકાર લક્ષ્ય બહાર નથી, એમ પણ એ દ્વારાએ જણાવી શકાય છે અને એમ કરીને કૃતજ્ઞતા ગુણનુ મહત્ત્વ પણ સમજાવી શકાય છે અહીં સુધી દ્વાદશાગીનુ જે શ્રુત આવ્યુ, તે આવ્યુ કોના દ્વારા ? કહેવું જ પડશે કે–આચાર્યોની પરપરા દ્વારા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી તો, ભગવાન શ્રી મહાવીર પરમાત્મા નિર્વાણને પામ્યા પછીથી, વીસે વર્ષે જ મોક્ષે ગયા, એટલે તેમની પછીની વચલી બધી આચાર્યપરમ્પરા આ વાણીને ધારણ કરનારી બની એ આચાર્યોએ, આચાર્યોની પરપરાએ શિષ્યોને યોગોદ્વહન કરાવી કરાવીને સૂત્રો ભણાવ્યા અને એના પરમાર્થને જણાવ્યો એ રીતિએ, સૂત્રો સચવાતા સચવાતા આવ્યા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ, અન્તિમ કેવલી શ્રી જમ્બૂસ્વામીજીને ગણ સુપ્રત કર્યો અને તે પછીથી તો, આ ટીકાકાર મહર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા થયા ત્યા સુધીમા તો, સખ્યાબધ આચાર્યો, શ્રુતધરો થઈ ગયા ટીકાકાર મહર્ષિ સમજે છે કે–એ બધા મહાપુરૂષોના પ્રતાપે જ, આટલુ પણ શ્રુત અમને પ્રાપ્ત થવા પામ્યું છે આથી, ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને અને પાચમા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીને નમસ્કાર કર્યા પછીથી, [illegible] 'सर्वानुयोगवृद्धेभ्य' [illegible] ભગવાન [illegible] જીના શાસનમા, શ્રી

બીજીની પાટપરંપરાએ થઈ ગએલા, સર્વેય મહાપુરૂષોને નમસ્કાર કર્યો છે

આત્મામા આ દૃષ્ટિ પેદા થવી જોઈએ

આ રીતિએ એવા પુણ્યપુરૂષોને નમસ્કાર કરવાનુ મન ક્યારે થાય ? એ પુણ્યપુરૂષોએ જે ઉપકાર કર્યો છે, તે ઉપકાર પરમ ઉપકાર તરીકે આપણા હૈયામા વસે ત્યારે ને ? ભગવાન શ્રી જિનેશ્વરદેવનો, ગણધરભગવાનનો અને તે પછીની આચાર્યપરંપરાનો ઉપકાર તો અનુપમ છે, જેની જોડી ન મળી શકે એવો છે, જે ઉપકાર વિના આપણો કદી પણ ઉદ્ધાર ન થાય એવો છે અને જે ઉપકારને આપણે ઝીલી શકીએ તો આપણો પરમોદ્ધાર પણ થયા વિના રહે નહિ એવો એ ઉપકાર છે, પરન્તુ એ દૃષ્ટિ, આપણા આત્મામા પેદા થવી જોઇએ ને ? આપણા આત્મામા એ દૃષ્ટિ પેદા થયા વિના, આપણે, ભગવાન શ્રી જિનેશ્વરદેવો આદિને સાચો, હૈયાના વિશુદ્ધ અને ઉલ્લાસ પામતા ભાવપૂર્વકનો નમસ્કાર કરી શકીએ જ નહિ આપણને જ્યારે એમ થઈ જાય કે–'આ ભગવન્ત આદિએ મોક્ષમાર્ગને સ્થાપીને અને એને વહેતો રાખીને, અનાદિકાળથી સસારમા ભટકતા એવા આપણને, સસારથી એટલે કે સઘળા ય દુ ખોથી છૂટવાની જે આપણી ભાવના, તે ભાવના ફળે એવો માર્ગ દર્શાવવાનો આપણા ઉપર ઉપકાર કર્યો છે' ત્યારે આપણે ભગવાન શ્રી જિનેશ્વરદેવો વિગેરેને જે નમસ્કાર કરીએ, એ નમસ્કાર એવો હોય કે–માત્ર માથુ જ નમતુ ન હોય, પણ એ તારકોના ચરણે જાણે હૈયુ ઢળી પડતું હોય

વાણીનો ઉપકાર

આ ટીકાકાર મહર્ષિને એ દૃષ્ટિ પ્રાપ્ત થએલી હતી. આવા પ્રકારની દૃષ્ટિ, એ મહાપુરૂષના આત્મામાં, ઘણી નિર્મળ હતી આથી જ, તેઓએ સર્વસાધારણ શ્રી જિનસ્તુતિ કરીને, વર્તમાન શાસનના સ્થાપક ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીને, વર્તમાન દ્વાદશાંગીના પ્રણેતા શ્રી સુધર્માસ્વામીજીને અને અનુયોગ દ્વારા શ્રુતનું સંરક્ષણાદિ કરનાર મહાપુરૂષોને નમસ્કાર કર્યો બાદ, 'वाण्यै सर्वविदस्तथा'–એ પ્રમાણે કહીને, શ્રી સર્વજ્ઞ ભગવંતની વાણીને નમસ્કાર કર્યો છે ટીકાકાર મહર્ષિએ પૂર્વે જે બધાને નમસ્કાર કર્યા, તે બધામાં મુખ્ય કારણ રૂપે તો વાણી જ છે ને? કેમ કે–એ બધાએ જે ઉપકાર કર્યો છે, તે વાણી દ્વારાએ કર્યો છે જો પ્રાણીને આ વાણી જ ન મળે, તો તે દેવ–ગુરૂ–ધર્મ તથા પરંપરાને શી રીતિએ પિછાની શકે? સારી રીતિએ ગુણની ખાણી રૂપ વાણીને હૃદયમાં ઉતારી હોય, તો બધા યાદ આવે આપણે ભગવાનને પણ નમસ્કાર મુખ્યત્વે વાણીના કારણે કરીએ છીએ પ્રભુએ વાણીનો વિકાસ કરીને શાસનની સ્થાપના કરીને ઉપકાર કર્યો છે પ્રભુની સાથેનો આપણો સંબંધ, પ્રભુએ વાણી દ્વારા શાસન સ્થાપ્યું તે છે ભગવાનની વાણીના મર્મને પામીને જે ભગવાનને પૂજતો હોય, તે સંસારથી છુટતો હોય આવો આત્મા, સાચી રીતિએ અને સારી રીતિએ ભગવાનની પૂજા કરનારો બને છે સમ્યગ્દૃષ્ટિ પુણ્યાત્માની ભાવના, શ્રી જિનને પૂજતાં જિન થવાની હોય, વીતરાગ બનવાની હોય ભગવાનની પૂજા વિધિપૂર્વક અને કેવળ આત્માના ઉદ્ધારને માટે

થાય, તો તે ક્રિયા તદ્હેતુ-ક્રિયા તથા અમૃત-ક્રિયા બને છે દ્રવ્યપૂજાને ભાવપૂજાની પ્રાપક બનાવવાની છે શ્રી જિનાજ્ઞાનુ પાલન, એ મોટી ભાવપૂજા છે શ્રી જિનાજ્ઞાના પાલન રૂપ ભાવપૂજાને કરનારા પુણ્યાત્માઓ, અવશ્ય વીતરાગ અને સર્વજ્ઞ બને છે

સર્વજ્ઞવાણી સર્વ નયોથી સપૂર્ણ

શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીનો પ્રભાવ જ એ છે કે-તે હૃદસ્થ બને તો તરી શકાય છે મહા હિંસકોને-'માર, માર' કરતા આવ્યા હોય તેમને, ઠારવામા-ક્રૂરતાને ચૂર ચૂર કરવામા, શૂરતા આપનારી વાણી છે મીઠી વાણી ભલભલાને મુગ્ધ બનાવે છે કટુ વાણી શાન્તને પણ ક્રૂદ્ધ બનાવે છે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણી સર્વ નયે પૂરી છે વાચકશેખર શ્રીમદ્ યશો વિજયજી ગણિવર મહારાજાની વાણીની પ્રશસા કરતા, શ્રી દેવચદ્રજી કહે છે કે-

'વાણી વાચકજશ તણી રે, કોઈ નયે ન અધુરી રે!'

આ પદ્ય વાકયમા બીજી વાત પણ કહી દીધી વાચકોમા યશવાળા ભગવાન છે અને ભગવાનની વાણી કોઈ પણ નયે અધુરી નથી, પરન્તુ સર્વ નયોથી સપૂર્ણ છે

આરાધે તે તરે ને વિરાધે તે ડૂબે

એ વાણી, જ્યા સુધી જેના કાનમા નથી પડી, ત્યા સુધી તે ભવરાનમા છે, ત્યા સુધી જીવ ચોરાશીના સ્થાનમા છે આ વાણી એવી છે કે-જીવમા જો લાયકાત હોય, તો જીવને ભાનમા લાવે જીવ ભાનમા આવે, તો તેને માટે વાણી સફળ, બાકી તો, ભલે ને ડાંડ-મગ્ગ ડગતો હોય, પ્રતિક્રમણ

કરતો હોય, સ્તુતિ વિગેરે કરતો હોય, પણ એ બધુ ય
ભાનમા ! આ વાણી જો યોગ્ય પાત્રે પડે, તો જીવ ભાનમા
આવ્યા વિના રહે નહિ જીવોનુ તમામ કલ્યાણ કરનારી
વાણી છે હિંસકોને, ભયકર પાપિઓને વાણી ઠારે છે કોઇને
સુધારવો હોય, તો પણ વાણી કામ કરે છે વિષય, કષાય,
મમતાભાવ, ખેંચતાણ પણ વાણીથી જ છે ને ? જગતમા ક્લેશ
પણ વાણી કરાવે છે ક્લેશકર, દુ ખદાયક વાણી સર્વજ્ઞની
નથી ક્લેશને હરનારી વાણી શ્રી વીતરાગની છે શ્રી વીત
રાગની વાણીને અનુકૂળ રહેનારો તરે અને શ્રી વીતરાગની
વાણીને પ્રતિકૂળ રહેનારો મરે દ્વાદશાગીના યોગને પામીને,
આરાધીને, અનન્તા તર્યા તથા વિરાધીને અનન્તા મર્યા
દ્વાદશાગી સ્વતન્ત્રપણે નથી તો કોઈને તારતી કે નથી તો
કોઈને ડૂબાવતી, પરન્તુ એની આરાધના કરનારા પોતાની
આરાધનાના બળે તરે છે અને એની વિરાધના કરનારા પોતાની
વિરાધનાના કારણે ડુબે છે પ્રભુની વાણી તો એવી પ્રભાવક
છે કે-સિહ જેવા હિંસક પ્રાણિએ પણ એક વાર સાભળી, તો
એને તરત ખ્યાલ આવ્યો અને એણે હિંસાને તજી દીધી
પ્રભુની વાણીનો પ્રભાવ જ એવો છે, પણ નાલાયકો તો
સઘળા ય સારાના પ્રભાવને હોઈયા કરી જનારા હોય છે

<u>સર્વે કલ્યાણનુ મૂળ સર્વજ્ઞવાણી</u>

દુનિયાને ફાની કરનારી વાણીને વદનારા તો ઘણા છે,
પણ દુનિયાને શાણી બનાવનારી વાણીને વદનારા વિરલ છે
એવા પણ વિરલોને પેદા કરનારી શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણી છે
આ સસારમા જે કાઈ પણ સારૂં છે, તે શ્રી સર્વજ્ઞ ભગવાનની

વાણીમા છે આ સસારમા જે કાઈ પણ સારૂ છે, તે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીના પ્રતાપે જ છે સારાની સારા તરીકેની પિછાન પણ, શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીના પ્રતાપે જ થાય છે જીવે, પોતાના અને પરના કલ્યાણને માટે, શું તજવા જેવું છે અને શુ સેવવા જેવુ છે, જે તજવા યોગ્ય છે તે શાથી તજવા યોગ્ય છે અને જે સેવવા યોગ્ય છે તે શાથી સેવવા યોગ્ય છે, એને જણાવનાર શ્રી સર્વજ્ઞ ભગવાનની જ વાણી છે. બીજા જે કોઈ મહાપુરૂષોએ એ વાત કહી, તે શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીના આધારે કહી સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એ ત્રણેયનુ મૂળ શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણી છે એટલે કલ્યાણ માત્રનૂ મૂળ શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણી છે આથી જ, ટીકાકાર મહર્ષિ ઉપકારિઓને યાદ કરી કરીને નમસ્કાર કરતા, શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીને નમસ્કાર કરવાને પણ ચૂક્યા નથી શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીને પણ નમસ્કાર કર્યા પછીથી જ, તેઓએ, પોતે કયા કાર્યનો કયી રીતિએ આરભ કરે છે, તે જણાવ્યુ છે

બીજા શ્લોકનો ત્રીજા શ્લોક સાથેનો સબંધ

ટીકાકાર મહર્ષિએ, ત્રીજા શ્લોકમા પોતાના અભિધેયનું સ્પષ્ટીકરણ કર્યું છે બીજા શ્લોકમા ભગવાન શ્રી વર્ધમાન સ્વામીજી આદિને નમસ્કાર કરતા, '**नमामि** એટલે કે હું નમસ્કાર કરૂ છુ ' અથવા તો '**नम** એટલે કે નમસ્કાર હો !'-એ પ્રમાણે નહિ કહેતા, '**नत्वा** એટલે કે નમસ્કાર કરીને '-એ પ્રમાણે કહ્યુ છે **नमामि** અગર તો **नम**-એ પ્રમાણેનૂ પદ હોત, તો તો બીજા શ્લોકની વાત બીજા શ્લોકમા

' પૂર્ણ થઈ જાત, પરન્તુ નત્વા એવા પદનો પ્રયોગ કરીને, કાકાર મહર્ષિએ, બીજા શ્લોકમા કહેલી વસ્તુની સાથે, ત્રીજા લોકમા કહેવાની વસ્તુને સબધ છે—એમ જણાવ્યુ છે બીજો લોક, એ એક અપૂર્ણ વાકય છે, જ્યારે બીજો શ્લોક અને જો શ્લોક—એ બન્ને ય મળીને, એક પૂર્ણ વાકય બને છે ઈ માણસ જો 'હુ ગામ જઈને' અથવા તો 'હુ અમુક મ કરીને' એટલુ બોલે, તો એને સાભળનાર ઝટ સમજી ાય છે કે—આને આગળ બોલવાનુ બાકી છે એમ અહીં પણ, કાકાર મહર્ષિએ બીજા શ્લોક દ્વારા, એમ ફરમાવ્યુ છે કે— શ્રી વર્ધમાનસ્વામીજીને, શ્રીમાન્ સુધર્માસ્વામીજીને, સર્વ નુયોગવૃદ્ધોને અને સર્વજ્ઞની વાણીને નમસ્કાર કરીને' ટલે એમ સમજાઈ જાય છે કે—ટીકાકાર મહર્ષિને આગળ ઈક કહેવાનુ અવશ્ય બાકી છે અને જે કહેવાનુ છે, તે પહેલા હેવાની સાથે સબધ ધરાવે છે ત્રીજા શ્લોકમા ટીકાકાર મહર્ષિએ રમાવ્યુ છે કે—' આ પાચમા અગસૂત્રની જે ટીકા તથા ચૂર્ણી તેને અને શ્રી જીવાભિગમ વિગેરે સૂત્રો છે, તેની જે જે ત્તિઓ છે—તેના અશોને સમ્યક્ પ્રકારે યોજીને, આ પાચમા ગસૂત્રનુ હુ કાઇક વિશેષપણે વિવરણ કરુ છુ' એટલે કે— ાચમા અગસૂત્રનુ કાઇક વિશેષપણે વિવરણ કરવુ, એ ટીકા ાર મહર્ષિએ પોતે કરવા ધારેલુ કાર્ય છે એ કાર્યને કરવાની ોતાની વિચારણાનો ખ્યાલ આપતા, તેઓશ્રીએ કહ્યુ છે કે— હુ એ કાર્યને, આ સૂત્રની જે ટીકા અને ચૂર્ણી છે તેને તેમ ' શ્રી જીવાભિગમ સૂત્ર આદિ સૂત્રોની વૃત્તિઓના અશોને મ્યક્ પ્રકારે યોજીને, કરવાનો છુ' ત્રીજા શ્લોકમા કહેવી ા વાત તો, બીજા શ્લોક સાથે સબધ રાખ્યા વિના પણ,

કહેવાય એવી છે ને? કોઈ જો બીજા શ્લોકને બોલ્યા વિના જ આ ત્રીજા શ્લોકને બોલે, તો આ ત્રીજા શ્લોકમા કહેવા એલી વસ્તુને બીજા શ્લોકમા કહેવાએલી વસ્તુની સાથે સબધ છે—એવી કલ્પના આવી શકે નહિ, પરન્તુ કોઈ જો બીજા શ્લોકને બોલે, તો ઝટ કલ્પના આવે કે—આ શ્લોકમા કહેવા એલી વાતને આગળ જે વાત કહેવાવાની છે, તેની સાથે સબધ છે, કારણ કે—બીજા શ્લોકમા नत्वा એવા પદનો પ્રયોગ કરાએલો છે

ત્રીજા શ્લોક સાથેના સબધથી શુ સૂચિત કરાયુ છે?

આમ, બીજા શ્લોકનો, ત્રીજો શ્લોકની સાથે સબધ રાખવાનુ કારણ શુ? ખરેખર, આ સબધને રાખીને, ટીકા કાર મહર્ષિએ ઘણું ઘણુ મૂક સૂચન કરી દીધુ છે જે કાર્યને કરવાને માટે હુ પ્રવર્તમાન થાઉં છુ, તે કાર્યને ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીની સાથે પણ સબધ છે, ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીની સાથે પણ સબધ છે, અનુયોગવૃદ્ધ એવા સર્વની સાથે પણ સબધ છે અને શ્રી સર્વજ્ઞ ભગવાનની વાણીની સાથે પણ સબધ છે—એમ, ટીકાકાર મહર્ષિએ બીજા શ્લોકનો ત્રીજા શ્લોકની સાથે સબધ રાખીને, સૂચિત કરી દીધુ છે એ સબધ કેવા પ્રકારનો છે, એ વિષે તો આપણે અગાઉ વાત થઈ ગઈ છે, એટલે તેના પુનરૂચ્ચારણની અહીં આવશ્યકતા છે નહિ આ ઉપરાન્ત, બીજા શ્લોકનો ત્રીજા શ્લોકની સાથે સબધ રાખીને, ટીકાકાર મહર્ષિએ ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી આદિ પ્રત્યેના પોતાના સમર્પિતભાવને સેવકભાવને અથવા તો એ સર્વ પ્રતિની પોતાની વફાદારી

ભાવને પણ સૂચિત કર્યો છે 'ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજી આદિને નમસ્કાર કરીને હું આ કાર્યને કરૂં છુ'-એમ કહેવાનું તાત્પર્ય એ છે કે-'હું એવુ જ કહીશ, કે જે આ બધાને નમસ્કાર કરનારને કહેવું શોભે અથવા તો આમાના કોઈને પણ કિંચિદ્ માત્રેય દૂષણ લાગે એવું હું કહીશ નહિ!'

આધાર લઈને બોલવાની શાસનની પદ્ધતિ

ત્રીજા શ્લોકમા પણ, ટીકાકાર મહર્ષિએ, એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે-આ ટીકા હું સ્વતન્ત્રપણે રચવાનો નથી સ્વતન્ત્રપણે એટલે નિરાધારપણે હું આ ટીકાને રચવાનો નથી ટીકાકાર મહર્ષિ કહે છે કે-'હું આધાર લેવાનો છુ' અને પોતે કોનો કોનો આધાર લેવાના છે, તેનો નિર્દેશ પણ તેમણે કર્યો છે શ્રી જૈન શાસનની આ પદ્ધતિ છે આધાર લીધા વિના કોઇ બોલે જ નહિ ભગવાન શ્રી જિનેશ્વરદેવો તો, કેવલ જ્ઞાન થયા પછીથી જ ધર્મતીર્થની સ્થાપના કરે છે, એટલે એ તારકોને તો બીજા કોઈના ય આધારની અપેક્ષા રહેતી નથી, પરન્તુ, એ સિવાયના જે કોઈ હોય, તેમણે જો ઉત્સૂત્રકથના દિથી બચીને સત્યવાદી જ બન્યા રહેવું હોય, તો યોગ્યનો આધાર લેવો જ જોઈએ દ્વાદશાગીની રચના કરવા જોગા સામર્થ્યને ધરનારા ગણધરભગવન્તોએ પણ, પહેલા ભગવાનના વચનોનો આધાર લીધો અને એથી જે કાઈ કહ્યુ, તે ભગવાનના નામે જ કહ્યુ સર્વજ્ઞ-વચનનો કેટલો બધો મહિમા છે? એના આધારને ગ્રહણ કરીને જે કાઈ ચાલે, તે સ્વય તરે અને બીજાઓના પણ તરવાના આધાર રૂપ બને શ્રી સુધર્મા સ્વામીજીની પાટે થયેલા શ્રી જમ્બૂસ્વામીજીએ પણ આધાર

લીધેલો એ પછીના મહાપુરૂષોએ પણ આધાર લીધેલો

## નિરાધારપણે બોલવાને નાલાયક

શ્રી જૈન શાસનની આ જ પદ્ધતિ છે શ્રી જૈન શાસનમા નિરાધારપણે બોલવાનો તો છદ્મસ્થ એવા કોઇને ય વસ્તુત અધિકાર નથી, કારણ કે-છદ્મસ્થો નિરાધારપણે બોલવાને માટે નાલાયક છે જ્યા સુધી પૂર્ણ જ્ઞાનનો અભાવ, ત્યા સુધી નિરાધારપણે બોલવાને માટેની નાલાયકાત પોતાની આવા પ્રકારની નાલાયકાતને સમજવી અને સ્વીકારવી, એ પણ બધાઓથી બનતુ નથી પોતાની નાલાયકાતને સમજવી અને સ્વીકારવી, એ પણ તથાપ્રકારની લાયકાતવાળા આત્માઓથી જ બને છે ઉચ્છૃંખલ આત્માઓ તો, 'હુ'કારનો જ ભોકાર કરતા હોય છે પીઠ પાછળનુ કે પડદા પાછળનુ જાણવાની પણ જેઓમા શક્તિ નથી, એવાઓ ય કેટલીક વાર પોતે મહાજ્ઞાની હોવાનો દાવો કરતા જોવાય છે જ્યારે પીઠ પાછળનુ કે પડદા પાછળનુ જાણી શકે-એવા પણ જ્ઞાનિઓ કહે છે કે-'જ્યા સુધી અમે સર્વ પદાર્થોના સર્વકાલીન સર્વ પર્યાયોને જાણી શકીએ નહિ, ત્યા સુધી અમારે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનનો આધાર લેવો જ જોઇએ' માણસ માત્રે વિચાર કરવો જોઇએ કે-જ્યા સુધી મારાથી ભૂલ થવાનો સભવ છે, ત્યા સુધી મારે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનનો આધાર લેવો જ જોઇએ આ પ્રકારની મનોવૃત્તિ, શ્રી જૈન શાસનમા થઈ ગયેલા મહાપુરૂષોમા હતી, માટે જ એ મહાપુરૂષોના વચનોને પણ શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોની માફક માન્ય કરવામા આવ્યા છે અને માન્ય કરવામાં આવે છે

## યોગ્ય આધાર લેવામાં ગૌરવની હાનિ નથી

શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોનો આધાર લેવો-એમાં જેઓ પોતાના ગૌરવની હાનિ સમજે છે, તેઓ વસ્તુત ગૌરવ શામા અને ગૌરવની હાનિ શામા, એ વાતને જ સમજતા નથી અલ્પજ્ઞ અથવા તો અસર્વજ્ઞ માણસ, શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોનો આધાર લઈને બોલે, એમા વાસ્તવિક રીતિએ તો, એનુ પોતાનુ પણ ગૌરવ જ છે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોનો આધાર લઈને જે બોલે છે, તે જે કાઈ બોલવા માગે છે, તે સાચું અને એકાન્તે સ્વ-પર-હિતકારી બોલવા માગે છે, એમ સાબીત થઈ જાય છે મિથ્યા વચન કે કોઇનુ પણ કોઈ પણ પ્રકારે અહિત કરનારૂ વચન એને બોલવું નથી, એ વાત એના એવા વર્તનથી જ સિદ્ધ થઈ જાય છે એ સાચો સત્યાગ્રહી છે, એમ જણાઈ આવે છે સાચો સત્યાગ્રહી તે જ છે, કે જે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોનો આધાર લઈને જ બોલવાનુ પસદ કરે છે એવા માણસ ઉપર કોઈ પણ માણસ નિ શકપણે વિશ્વાસ મૂકી શકે છે જે માણસ સૌને આ પ્રકારે વિશ્વસનીય લાગે, તેનુ ગૌરવ વધ્યુ કહેવાય કે તેના ગૌરવની હાનિ થઈ કહેવાય? કોઈ કહેશે કે-બીજાનુ કહ્યુ કહેવામા કિમત શી? પણ બીજાનુ કહ્યું કહેવામા કિમત તો ત્યારે નહિ, કે જ્યારે જેનુ કહ્યુ કહેવામા આવે છે, તે અસવજ્ઞ અને મિથ્યાભાષી હોય! જે શ્રી સર્વજ્ઞ ભગવાનનુ કહેલુ છે અને જે શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોને અનુસરીને કહેવાએલુ છે, એને કહેવામા તો કિમત જ છે એનાથી સાબીત થાય છે કે-આમને પોતાના જ્ઞાનની ઓછપનુ ભાન છે જ્ઞાનની ઓછપ હોવા છતા પણ,

જેવો જ્ઞાનીપણાનો મિથ્યાડંબર કરે છે, તેવો મિથ્યાડંબર આ કરતા નથી તેમ જ પોતામા જ્ઞાનની ઓછપ હોવાથી અજાણતા પણ મિથ્યા વચન, ઉત્સૂત્રવચન બોલવા દ્વારા પોતાનુ કે પરનુ હિત હણાઈ જવા પામે નહિ–તેની પણ આમણે તકેદારી નાખી છે આવા ઉત્તમ ગુણસમ્પન્ન જીવને માટે, એમ કેમ કહેવાય કે–એ બીજાનુ કહ્યુ કહે છે, માટે એમના કથનની કિંમત શી ? એવા ઉત્તમ ગુણસમ્પન્ન જીવને માટે, એવુ તો તેઓ જ બોલે, કે જેઓ બહુ નાલાયક હોય

## યોગી કનેિ લેખક ને કવિ તરીકે પંકાવા મથનારા ય છે

અહીં, ટીકાકાર મહર્ષિ, શ્રી ભગવતીજી સૂત્રનુ વિવરણ કાઇક વિશેષપણે કરવાને ઇચ્છે છે, પણ એ વિવરણમા ટીકાકાર મહર્ષિ એ જ કહેવાને ઇચ્છે છે, કે જે શ્રી સર્વજ્ઞ ભગવાને અને શ્રી સર્વજ્ઞ ભગવાનના વચનોને અનુસરીને મહાપુરૂષોએ કહેલુ છે આથી જ, તેઓએ એ વાત સ્પષ્ટપણે જણાવી છે કે–હું આ શ્રી ભગવતીજી સૂત્રની જે ટીકા અને જે ચૂર્ણી હાલ વિદ્યમાન છે, તેનુ તેમ જ શ્રી જીવાભિગમ વિગેરે સૂત્રોની જે જે ટીકાઓ છે–તેના અશોનુ આ ટીકામા સમ્યક્ પ્રકારે યોજન કરીશ ટીકાકાર મહર્ષિ કેટલા બધા પ્રમાણિક છે–એ વાત પણ, તેમના આ કથન ઉપરથી ફલિત થાય છે જેના આધારે પોતે ચાલવાના છે, ટીકાની રચનાનુ કાર્ય કરવાના છે, તેને પ્રમાણિકપણે પહેલેથી જ જાહેર કરી દે છે આજના કહેવાતા સાહિત્યકારોમાના કેટલોકોમા આ પ્રમાણિકતા પણ જોવાને મળતી નથી આજના રચનારાઓમા કેટલાક એવા છે કે–તેઓ અન્યના ગ્રન્થોમાથી ફકરાઓના ફકરાઓ અને કડીઓની

ઢડીઓ ઉઠાવી લે અને એ બધાની રચના પોતાના નામે ચઢાવી દે! એમ ચોરી કરીને, લેખક તરીકેની અને કવિ તરીકેની નામનાને મેળવવાના લાલચુઓ, આજના જગતમા સહેલાઇથી જડી આવે છે એમ લેખક તરીકે પકાવું કે કવિ તરીકે પકાવું, એના કરતા તો મૂગા મરવુ એ સારૂ છે, એવું પ્રમાણિક માણસોનુ મન્તવ્ય હોય છે પ્રમાણિક માણસો, બીજાના લેખનોનો કે કાવ્યોનો આધાર લે નહિ–એવું છે જ નહિ, પરન્તુ પ્રમાણિક માણસો, પોતે જેટલો જેટલો બીજાના લેખનનો કે કાવ્યનો આધાર લીધો હોય, તેને યથાયોગ્ય રીતિએ જાહેર કર્યા વિના પણ રહે નહિ.

# શાસ્ત્રપ્રસ્તાવના-વિભાગ

## ૨-સમુન્નત જયકુંજર જેવું શ્રી ભગવતીજી

પ્રસ્તાવના કોને કહેવાય?

આ પ્રમાણે મંગલને આચર્યા પછીથી અને પોતાના અભિધેયનુ સ્પષ્ટીકરણ કર્યા પછીથી, નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયેલા, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પોતે રચવા ધારેલા આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકા રૂપ શાસ્ત્રની પ્રસ્તાવના કરે છે ટીકાકાર મહર્ષિએ શાસ્ત્રપ્રસ્તાવના પણ ઘણી જ સુન્દર અને ઘણી જ અર્થગંભીર કરી છે પ્રસ્તાવના તે કહેવાય, કે જે પ્રસ્તાવના જે ગ્રન્થને ઉદ્દેશીને કરવામા આવી હોય, તે ગ્રન્થ કેવો મહત્ત્વનો છે અને તે ગ્રન્થમા કેવી કેવી વસ્તુઓનુ વર્ણન કરવામા આવ્યુ છે, તેનો પ્રસ્તાવનાના વાચકને ખ્યાલ આવી જાય પ્રસ્તાવના વાચનારના દિલ ઉપર એવી અસર થવા પામે કે-'મારે આ ગ્રન્થ સાંગોપાંગ વાચવો અને વિચારવો જોઈએ' જે પ્રસ્તાવના, ગ્રન્થના મહત્ત્વને સમજાવતી ન હોય અને ગ્રન્થમા વર્ણવાએલા વિષયોનો ખ્યાલ આપતી ન હોય, એ પ્રસ્તાવના વાસ્તવિક રીતિએ પ્રસ્તાવના જ નથી પ્રસ્તાવના વાચનારને, પ્રસ્તાવના વાચે ને એમ થાય કે-ઓહો,

આટલો બધો સુન્દર અને મહત્ત્વનો આ ગ્રન્થ છે? આ ગ્રન્થમા કહેવાની પદ્ધતિ પણ આટલી બધી સુન્દર છે? અને આ ગ્રન્થમા આટલા બધા વિષયોનુ વર્ણન છે? આનૂ નામ પ્રસ્તાવના કહેવાય ટીકાકાર મહર્ષિ તો મહા વિદ્વાન છે, એટલે એ મહાપુરૂષે અહીં જે પ્રસ્તાવના લખી છે, તે આવી જ છે

શાસ્ત્રપ્રસ્તાવના

મગલનુ આચરણ ને અભિધેયનૂ કથન કર્યા પછીથી, આ શાસ્ત્રની પ્રસ્તાવના કરતા, ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે-

" व्याख्यातं समवायाख्य चतुर्थमङ्गम् । अथावसरायातस्य -' विआहपण्णत्ति ' त्तिसिज्झितस्य-पञ्चमाङ्गस्य समुन्नतजय कुञ्जरस्येव ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य, उपसर्गनिपाताऽव्ययस्वरूपस्य, घनोदारशब्दस्य, लिङ्गविभक्तियुक्तस्य, सदाख्यातस्य, सल्लक्षणस्य देवताऽधिष्ठितस्य सुवर्णमण्डितोद्देशकस्य, नानाविधाद्भुतप्रवरचरितस्य, षट्त्रिंशत्प्रश्नसहस्रप्रमाणप्रदेहस्य, चतुरनुयोगचरणस्य ज्ञान-चरणनयनयुगलस्य, द्रव्यास्तिक-पर्यायास्तिकनयद्वितयदन्तमुशलस्य, निश्चय-व्यवहारनय समुन्नतकुम्भद्वयस्य, योग-क्षेमकर्णयुगलस्य, प्रस्तावनावचनरचनाप्रकाण्डशुण्डाऽदण्डस्य, निगमनवचनात्युच्चपुच्छस्य, कालादिप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य, उत्सर्गाऽपवादवादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य, यशःपटहपटुप्रतिरवाऽऽपूर्णदिक्चक्रवालस्य, स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य, विविधहेतुहेति-समूहसमन्वितस्य, मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदल-नाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य, बलनियुक्तकल्पगण-नायकमतिप्रकल्पितस्य मुनियोधरनायाथमधिगमाय पूर्वमुनि शिल्पिकल्पितयोर्यद्यप्रवरगुणत्वेऽपि ह्रस्वतया महतामेव वाञ्छि-तवस्तुसाधनसमर्थयोर्वृत्ति-चूर्णिनाडिकयो तदन्येषा च जीवा

भिगमादिविविधविवरणदव-फलेशाना सघट्टेन वृद्धतरा अत पवाऽमहतामप्युपकारिणी, हस्तिनायकादेशादिव गुरुजनवच नाम् पूर्वमुनिशिल्पिकुलोतपनेरस्माभिर्नाडिकेवेय वृत्तिरारभ्यते।" इति शास्त्रप्रस्तावना।

## શ્રી ભગવતીજીને જયકુંજરની ઉપમા

શાસ્ત્રપ્રસ્તાવનામા, ટીકાકાર પરમર્ષિ, સૌથી પહેલી વાત તો એ ફરમાવે છે કે–'સમવાય નામનુ જે ચોથુ અંગસૂત્ર છે, તેની ટીકાની રચનાને મેં સંપૂર્ણ કરી' પછી ફરમાવે છે કે–'હવે અવસરપ્રાપ્ત પાચમુ અગસૂત્ર છે' અવસરાયાત અથવા અવસરપ્રાપ્ત એટલે જેને માટે અવસર આવી લાગ્યો છે તે ચોથા પછી અવસર પાચમાનો જ ગણાય ને ? એટલે પાચમુ અગસૂત્ર, એ હવે અવસરપ્રાપ્ત છે અવસરપ્રાપ્ત એવા આ પાચમા અગસૂત્રનુ નામ છે–'विआहपण्णत्ति' અહીં માત્ર 'विआहपण्णत्ति' એવા નામનો નિર્દેશ કરીને જ, ટીકાકાર મહર્ષિએ, 'આની ટીકા શરૂ કરાય છે'–એમ કહી દીધુ નથી 'આની ટીકા શરૂ કરાય છે'–એમ જણાવતા પૂર્વે તો, ટીકાકાર મહર્ષિએ આ શ્રી પચમાગ સૂત્રને સમુન્નત જયકુજરની ઉપમા આપી છે આ ઉપમા એકદેશીય નથી, પણ પ્રાય સર્વદેશીય છે અલકાર શાસ્ત્રોમા પણ નિપુણ એવા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, આ સૂત્રને જયકુજરની પ્રાય પૂર્ણ ગણાય તેવી ઉપમા આપી છે જયકુજરની ઘટના કરીને, એમણે, આ સૂત્રની પિછાન કરાવેલ છે આ ઉપમા એ 'ચદ્રવત્ મુખ'ના જેવી એકદેશીય નથી, પરન્તુ અનેકવિધ સમાનતાવાળી ઉપમા આપી છે, કોઇ કહેશે કે–'આ હવા

તો કડવી ઝેર જેવી છે' તો એમા ઝેરની ઉપમા આવી, પરન્તુ એ ઉપમાની સાથે સબધ કેટલો? કડવાશ પૂરતો! દવા પણ કડવી અને ઝેર પણ કડવું, માટે જ એ ઉપમા! બાકી ગુણ-દોષમા તો મોટો ફરક! દવા માદાને સાજો કરે અને ઝેર સાજાને પણ માદો કરીને મારે! અહીં હાથીની ઉપમા આવા પ્રકારની નથી, પણ આ સૂત્ર એક હાથી સમાન છે, સમુન્નત એવા જયકુજર સમાન છે, એ પ્રમાણે કહેવાએલ છે એટલે સ્હેજે પ્રશ્ન થાય કે-સમુન્નત જયકુજરના અમુક અમુક અગો છે, અમુક અમુક ઉપાગો છે, તો એ બધુ શુ આ સૂત્રમા છે? ટીકાકાર મહર્ષિ કહે છે કે-હા, એ બધુ ય છે એટલા માટે તો 'समुन्नतजयकुञ्जरस्येव'-એમ જણાવીને, જય કુજરમા જે જે મહત્ત્વનુ હોય છે, તે બધુ આ પાચમા અગ સૂત્રમા કેવી કેવી રીતિએ ઘટે છે, એ દર્શાવ્યુ છે એ દર્શાવ્યા બાદ, ટીકાકાર મહર્ષિએ, કેવા પ્રકારે નાડિકા રૂપ ટીકા શરૂ કરાય છે, તે પણ કહ્યુ છે

<u>જયકુજરથી પણ જય અપાવનારી જબ્બર શક્તિ આ સૂત્રમા છે</u>

અહીં આપણે પહેલો વિચાર તો એ કરવાનો છે કે-આ પંચમાગ શ્રી ભગવતીજી સૂત્રને સમુન્નત જયકુજરની સાથે ઘટાવવાનુ કારણ શુ છે? આ સૂત્રની રચના જય પમાડનારી છે, શીઘ્ર જય પમાડનારી છે માટે! જેણે જય મેળવવો હોય, તેણે આ સૂત્રને આત્મસાત્ બનાવી લેવુ જોઇએ આ સસારમા જય કોને નથી જોઇતો? સસારમા સૌ જયના અર્થી છે, સાધન હાથ લાગવું અને જયના

નને મેવાડું, એ તો તેમનાથી જ બની શકે છે, કે જેઓનું તેવુ નસિબ હોય સાચો જય તો, આત્મા પોતાના આન્તર શત્રુઓને હંફાવે, રીબાવે અને મારે, એમા જ રહેલો છે આન્તર શત્રુઓ ઉપરનો જય, એ જ ખરો જય છે જેના આન્તર શત્રુઓ મરે, તે અવ્યાબાધ સુખનો ભોક્તા બને. એવા જયને પામવાને માટે, આ શ્રી ભગવતીજી સૂત્રનુ શ્રવણ, એ પણ અમોઘ કારણ છે આ શ્રી ભગવતીજી સૂત્રનુ શ્રવણ જો વિધિપૂર્વક, ભાવપૂર્વક, બહુમાનપૂર્વક કરવામા આવે, તો આ સૂત્રનુ શ્રવણ કરનારો આત્મા, ત્રણ ભવોમા જ આન્તર શત્રુઓનો પૂરો વિજેતા બનીને, અપૂર્વ અને અનુપમ જયને પામનારો બને છે આન્તર શત્રુઓના જયમા જેમ આ શ્રી ભગવતીજી સૂત્ર અમોઘ સાધન છે, તેમ બાહ્ય શત્રુઓના જયમા જયકુંજર એ અમોઘ સાધન છે યુદ્ધમા વાહન તો જોઇએ ને ? બાહ્ય યુદ્ધને માટે રાજાઓ વાહન તરીકે હાથીને જ પસંદ કરતા યુદ્ધ કરવાને જતા રાજાઓ હાથી ઉપર બેસીને યુદ્ધમા જતા અને હાથી તેમને યુદ્ધ કરવામા ઘણી મદદ રૂપ નિવડતો એમા ય, જયકુંજરની વાત જ શી કરવી ? તેમ આન્તરિક યુદ્ધને માટે જેઓ શ્રી ભગવતીજી સૂત્રમા અપાએલા વિષયને વાહન રૂપ બનાવે, તેઓને આન્તરિક યુદ્ધમા શ્રી ભગવતીજી સૂત્રમા અપાએલો વિષય, અદ્ભુત મદદ કરે છે

<u>જેની પાસે જયકુંજર તે જીતે</u>

જયકુંજરમા જય અપાવવાની કેવી અદ્ભુત શક્તિ હોય છે, એનો આજે તો તમને અનુભવ થાય તેમ નથી આજે

એવા હસ્તિરત્નો દુર્લભ જ બની ગયા છે અને યુદ્ધની પદ્ધતિ પણ ફરી ગઈ છે આગળનુ યુદ્ધ, યુદ્ધ કરનારના પોતાના સત્ત્વનુ દ્યોતક બનતું હતું આગળના યુદ્ધમા યુદ્ધ કરનારાઓને હાનિ આદિ થાય—એ જુદી વાત છે, પણ સામાન્ય પ્રજાનો આજે થાય છે તેવો મગે તેમા થતો નહિ આજે તો, યુદ્ધનો વ્યૂહ ગોઠવનાર એવી સલામત જગ્યાએ એશ—આરામમા બેઠો હોય છે કે—એને પ્રાય ઉની આચ પણ આવે નહિ, અને યુદ્ધમા ઉતરેલાઓ કયા ય હોય અને મરે હજારો નિર્દોષોનો થતો હોય, એવુ ય બને છે બોમ્બ ફેંકાય ત્યારે કાઇ માત્ર યુદ્ધમા ઉતરેલાઓ જ મરે ? પહેલાના યુદ્ધમા તો, નીતિનિયમો પણ ઘણા જળવાતા હતા એ પ્રકારનુ યુદ્ધ હોય કે વર્ત્તમાન પ્રકારનુ યુદ્ધ હોય, બન્ને ય પાપના જ કારણો છે વિષયની અને કષાયની આધીનતાના એ પણ નાટકો છે સાચુ યુદ્ધ તો, આન્તર રિપુઓની સાથે ખેલવા જેવુ છે પણ જ્યારે અહીં આ સૂત્રને જયકુંજરની ઉપમા જ આપવામા આવી છે, તો જયકુંજર કેવો જય અપાવનારો હોય છે, તેનો પણ તમને ખ્યાલ આપવો જોઇએ ને ? એ માટે આ વાત છે જયકુંજર ઉપર બેસીને યુદ્ધમા જનારાઓ, જ્યા સુધી જયકુંજર જીવતો હોય ત્યા સુધી, કદી પણ હારીને આવતા નહિ અને જય કુંજરને ગમે તેનાથી મારી શકાતો પણ નહિ

<u>સેચનક નામનો જયકુંજર</u>

હલ્લ—વિહલ્લની પાસે જયકુંજર હતો અને જ્યા સુધી જયકુંજર તેમની પાસે રહ્યો, ત્યા સુધી મહા પ્રતાપી—કણિક જેવો રાજા પણ, તેમને હરાવી શકયો નહિ

શકયો નહિ તમને આ વાતની ખબર છે ? ભગવાન શ્રી મહાવીર પરમાત્મા જે સમયે સદેહે વિચરીને આ પૃથ્વીતલને પાવન કરી રહ્યા હતા, તે સમયની આ વાત છે એ હાથીનુ નામ સેચનક હતુ એ હાથીનુ નામ સેચનક કેમ પડયુ હતું, એ હાથીના જીવને શ્રી નંદિષેણના જીવની સાથે પૂર્વભવનો કેવો સબધ હતો અને એ હાથી શ્રી શ્રેણિક મહારાજાની પાસે કેવા સયોગોમા આવ્યો હતો—એ વિગેરે વાત તો, આપણે અગાઉ ભગવાનના 'અન્નમ' એવા વિશેષણની વિચારણા વખતે વિચારી આવ્યા છીએ શ્રી નંદિષેણ સાથેના પૂર્વભવના સ્નેહ-સબધને લઈને વિચારણા કરતા, એ સેચનક હાથીને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ અને એથી એ શ્રી નંદિષેણને વશ થયો, બાકી તો મહારાજા શ્રી શ્રેણિકે એને કાબૂમા લેવાને માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યા હતા, પણ એ કાબૂમા આવ્યો નહોતો એ જ હાથી, હલ્લ–વિહલ્લની પાસે કેવી રીતિએ આવ્યો અને એ હાથીની સહાયથી હલ્લ–વિહલ્લે રાજા કૂણિકના સૈન્યને કેવી રીતિએ ત્રાસ પમાડયો, એ વિગેરે વૃત્તાન્ત પણ આપણને અહીં અવસર પ્રાપ્ત થયો છે, તો આપણે જોઈ લઈએ સેચનક હાથીનો પહેલાનો પ્રસગ જોયો છે, તો હવે એનો પછીનો પ્રસગ પણ જોઈ લો !

## કપિયારા મુનિની અવજ્ઞા

મહારાજા શ્રી શ્રેણિકને ઘણા પુત્રો હતા, પરન્તુ તેમા શ્રી અભયકુમાર તો પરમ બુદ્ધિનિધાન હતા બુદ્ધિનિધાન એવા શ્રી અભયકુમારે, પોતાના પિતાની અને રાજ્યની જેમ અનેકવિધ સેવાઓ કરી હતી, તેમ તેમણે શાસનની પણ

અનેકવિધ સેવાઓ કરી હતી આ શ્રી ભગવતીજી સૂત્રના પ્રણેતા ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ દીક્ષિત કરેલા કઠિયારા મુનિના અપમાનનુ નિવારણ કરીને, તેમના પ્રત્યે પણ લોકના હૈયામા સન્માનનો સુન્દર ભાવ શ્રી અભયકુમારે જ પેદા કર્યો હતો બનાવ એવો બનેલો કે-ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીની પાસે, રાજગૃહી નામની મહારાજા શ્રી શ્રેણિકની રાજધાનીની નગરીમા, એક કઠિયારાએ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી દીક્ષાને ગ્રહણ કરેલ એ મુનિ, ગૌચરી વિગેરેના કારણે જ્યારે જ્યારે નગરીમાં ફરતા હતા, ત્યારે ત્યારે એ નગરીના જે લોકો તેમની પૂર્વાવસ્થાને જાણતા હતા, તે લોકો તે મુનિનો સ્થાને સ્થાને તિરસ્કાર કરવા લાગ્યા રસ્તે ચાલતા તેમની એ લોકો મશ્કરી અને નિન્દા કરવા લાગ્યા

કેવી અવળી ગંગા વહી રહી છે?

એ કાળમા અને એવા સ્થાનમા પણ એવા ય લોકો હતા ગરીબ માણસને ત્યાગનો અધિકાર જ નહિ ? આજે કેટલાકો કહે છે કે-ખાવા-પીવાનુ અને પહેરવા-ઓઢવાનુ સારૂ મળે અને સુખે મળે, એ માટે સાધુ થાય છે ! અલ્યા, ખાવા-પીવાનુ અને પહેરવા-ઓઢવાનુ સારૂ મળે અને સુખે મળે, એ માટે ભયકર કુકર્મોને કરનારા, હિંસાદિને આચરનારા; ગમે તેનો વિશ્વાસઘાત કરનારા, ઉઠાઉગીરી કરનારા, અનીતિ-અપચાદિ કરનારા અને વિષયવિલાસના અથવા તો વ્યભિચારના ધામો ચલાવનારાઓ, આ દુનિયામા કેટલાક છે? સામાન્ય રીતિના સુખી ગણાય એવા પણ માણસો, આજે સુખે સારૂ ખવાય-પીવાય,

ઓઢાય, એ માટે કેટકેટલી બદમાશીઓનો આશ્રય લે છે? એ બધા મારા માણુનો, જેમની નિન્દા કે મશ્કરી ન કરી શકાય એવા માણુનો, જેમનો તિરસ્કાર કરી શકાય નહિ એવા માણુસો અને ખાવા-પીવાનુ તથા પહેરવા-ઓઢવાનુ સારૂ મળે-એ માટે જો કોઈ સાધુ થાય તો તે ખરાબ માણુસ, જેની નિન્દા ને મશ્કરી કરવી પડે એવો માણુસ, જેનો તિરસ્કાર કરી શકાય એવો માણુસ, એવુ એ લોકો માનતા હશે? ખાવા-પીવાનુ અને પહેરવા-ઓઢવાનુ સારૂ મળે અને સુખે મળે-એ માટે જ કોઈ સાધુ થયો એમ માનો, પણ એણે જગતની દૃષ્ટિએ કરી કરીને પણ ખરાબ શુ કરી નાખ્યુ? ચોરી વિગેરેના માર્ગે નહિ જતા, એ સાધુ થયો-એ જ એનો મહાન્ અપરાધ? ભાગ્યશાલિઓ! જરા વિચાર તો કરો કે-' આ સસારના સુખમા લુબ્ધ બનેલાઓમા અને ત્યાગમાર્ગ પ્રત્યે રોષ ધરનારાઓમા, કેવી અવળી ગગા વહી રહી છે!

## મોક્ષને માટે જ સાધુપણાનો ઉપદેશ

બાકી, ખાવા-પીવાનુ અને પહેરવા-ઓઢવાનુ સુખે મળે અને સારૂ મળે, એ માટે સાધુ થવાનુ છે જ નહિ સાધુ તો મોક્ષની જ સાધનાને માટે થવાનુ છે સસારના સુખને સાધવાને માટે સાધુપણું ઉપદેશાયુ ય નથી અને ઉપદેશાતું પણ નથી સાધુ થવાને ઈચ્છનારે, માત્ર સંસારના સુખના સાધનોને જ છોડવાના છે-એમ નથી, પરન્તુ સસારના સુખની આશાને-સસારના સુખની અભિલાષાને પણ છોડવાની છે આ લોકના પૌદ્‌ગલિક સુખની ઈચ્છાથી કરાતી કોઈ પણ ધર્મક્રિયાને વિષાનુષ્ઠાન અને પરલોકના પૌદ્‌ગલિક સુખની ઈચ્છાથી

કરાતી કોઈ પણ ધર્મક્રિયાને ગરાનુષ્ઠાન કહીને, એમ વિષ રૂપ અને અગર ગરલ રૂપ અને-એવા પ્રકારે ધર્માનુષ્ઠાનને આચ રવાનો તો, આ શાસનમા નિષેધ કરાએલો છે શ્રાવકોને પુણ્યની જે અભિલાષા થાય, તે પણ પરપરાએ મોક્ષની ઈચ્છા વાળી જોઈએ સાધુએ તો, પુણ્યની પણ ઈચ્છા કરવાની નહિ એનુ લક્ષ્ય તો એક માત્ર નિર્જરા તરફ હોય એટલે સાધુ થનારમા ભવવિરાગનો ભાવ તેજ જોઈએ

એવાને અમે દીક્ષા આપીએ નહિ

અમારી પાસે કોઈ માણસ આવે અને એ જો એમ કહે કે-' ખાવા-પીવાનુ તથા પહેરવા-ઓઢવાનુ મને સારૂ મળે અને સુખે મળે, એ માટે મને દીક્ષા આપો ! ' તો અમે એને દીક્ષા આપીએ નહિ અમે એને સમજાવવાનો પ્રયત્ન કરીએ કે-' આટલા માટે સાધુ થવાનુ હોય નહિ સયમનુ કષ્ટ તૂ આટલા સુખ ખાતર વેઠવાને તૈયાર થયો છો, એને બદલે મોક્ષના સુખને માટેજ સયમને સેવવાને તૈયાર થા ને ? મોક્ષના સુખને ધ્યેય રૂપ બનાવીશ, તો તને કઠોર પણ સયય કષ્ટ રૂપ નહિ લાગે અને ખાવા-પીવાનુ તથા પહેરવા-ઓઢવાનુ સુખે અને સારૂ મળે-એ માટે જો તૂ સાધુ થઈશ, તો તૂ ક્યારે ભાગી જઈશ અથવા તો સાધુના વેષમા રહીને પણ તૂ ક્યારે ભામટો બની જઈશ, તે કહી શકાય નહિ વળી, સાધુને સદા ખાવા-પીવાનૂ અને પહેરવા-ઓઢવાનુ સારૂ જ મળે ને સુખે જ મળે, એ તારો ભ્રમ છે સાધુએ હૈયાથી સાધુપણામા જ રહેવું હોય, તો એણે ઘણા ઘણા વિપરીત સયોગોમાથી પણ પસાર થવું પડે ' આવું સમજા-

વવાથી પણ એ જો સમજે અને મોક્ષની ઈચ્છાથી સાધુપણાની ઈચ્છાવાળો બને તો ઠીક, બાકી તો, એવાને અમે સાધુપણું આપીએ નહિ એવાને ય કોઈ અતિશયજ્ઞાની ભવિષ્યના તેના હિતને જોઈને દીક્ષા આપે તો તે જૂદી વાત છે, પરન્તુ વિધિમાર્ગ તો એ જ છે કે–એવાને દીક્ષા અપાય નહિ.

નિન્દા કરવાની કુટેવ

હકીકત આ પ્રકારની હોવા છતાં પણ, તમને વાતનો મુદ્દો સમજાઈ જાય–એ પૂરતી આ વાત કરી કે–કદાચ ખાવા–પીવાનું અને પહેરવા–ઓઢવાનું સારૂં મળે અને સુખે મળે –એવા જ આશયથી કોઈએ દીક્ષા લઈ લીધી, તો પણ એણે જગતની દૃષ્ટિએ કયો મોટો ગૂન્હો કરી નાખ્યો? એવા આશયથી પણ દીક્ષા લેવાને માટે તૈયાર થાય એવા કેટલા છે, એ તો કહો! એવા જ આશયથી દીક્ષા લેનારા નીકળે, તો એથી પવિત્ર અને ત્યાગી એવી સાધુસંસ્થાના ગૌરવને હાનિ પહોંચે–એ વિગેરે વાત જૂદી છે, પણ સાધુસંસ્થાના ગૌરવની ચિન્તા જેટલી તમને છે, તેટલી પણ સાધુઓને નથી, એમ માની બેઠા છો? આજે તો, મોટે ભાગે તદ્દન ખોટા આરોપો ઉભા કરીને, સાધુઓની અને દીક્ષાના માર્ગની નિન્દા કરવાની, કેટલાકોને કુટેવ પડી ગઈ છે એવાઓ જો અસદ્ આગ્રહથી બદ્ધ ન હોય, તો નિરર્થક પાપમાં ડૂબતા બચી શકે–એ પૂરતી જ આ વાત પ્રસંગોપાત જણાવી દીધી.

કઠિયારા મુનિથી અવજ્ઞા સહાઈ નહિ

પેલા કઠિયારા મુનિનો, તેમની પૂર્વાવસ્થાને જાણનારા લોકોએ, સ્થાને સ્થાને તિરસ્કાર કરવા માંડ્યો અને તેમની

મશ્કરી તથા નિન્દા કરવા માંડી, એની એ કઠિયારા મુનિના હૈયા ઉપર ભારે અસર થઈ પોતાની આવી અવજ્ઞા તેમનાથી સહન થઈ શકી નહિ

બધા ય શ્રી માષતુષ મુનિવરના જેવા સહનશીલ બનીને સમતારસમાં ઝીલ્યા કરે, એવા કયાંથી હોય ? એવી અવજ્ઞાને સહન કરી લેનારા મુનિવરના ગુણ ગવાય, તેમને દૃષ્ટાન્તભૂત બનાવાય, પણ મુનિને એવી અવજ્ઞાને સહન કરી લેવાની ફરજ પાડી શકાય નહિ

ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજી જેવાએ પણ એવી અવજ્ઞાને સહન કરી લેવાની ફરજ પાડી નથી પોતાની અવજ્ઞાને નહિ સહી શકવાથી, એ કઠિયારા મુનિએ, ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીને, રાજગૃહીથી અન્યત્ર વિહાર કરી જવાની જ્યારે વિનતિ કરી, ત્યારે તેમણે એ મુનિને એમ નથી કહ્યું કે- સાધુ થઈને આટલું પણ સહન ન થાય, તે કાંઈ ચાલે ? તમે સાધુ છો, માટે સહન કરો !'

ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ તો, ત્યાંથી વિહાર કરી જવાનો વિચાર કરીને, પોતાનો એ વિચાર શ્રી અભય કુમારને જણાવ્યો છે

આમ તો સાધુઓ વિહાર કરે, એમાં નવાઈ જેવું કાંઈ છે જ નહિ, પરન્તુ જ્યારે અચાનક વિહારનો વિચાર થાય, ત્યારે એની પાછળ કોઈ કારણ વિશેષ તો હોય ને ? શ્રી અભયકુમાર તો મહા બુદ્ધિશાલી હતા શ્રી સુધર્માસ્વામીજીએ જેવો વિહારનો વિચાર જણાવ્યો, કે તરત જ એ સમજી ગયા કે-કોઈ ખાસ કારણ છે

આથી, શ્રી અભયકુમારે શ્રી સુધર્માસ્વામીજીને વિહા

રનુ કારણ પૂછ્યુ અને તેઓશ્રીએ પણ વિહાર કરવાના વિચા રનુ જે કારણ હતું, તે જ કારણ શ્રી અભયકુમારને કહી સભળાવ્યું

એક દિવસ વિહારને રોકવાની વિનતિ

આવુ કારણ જાણ્યા પછી, શ્રી અભયકુમાર જેવા ધર્મા સક્ત આત્માને ચેન પડે? પોતાના નગરમા જ મુનિજનની આવી અવજ્ઞા થાય, તે કોઈ પણ ધર્મી જનથી ખમાય ખરી? ધર્મશીલ આત્માને મુનિજનની અવજ્ઞાનુ નિવારણ કરવાનુ મન થયા વિના રહે જ નહિ મુનિજનની અવજ્ઞામા, શાસનની અવજ્ઞા પણ રહેલી છે લોકો જો આ રીતિએ મુનિજનોની અવજ્ઞા કરે, તો આ ક્ષેત્રમા મુનિજનોનો વિહાર દુર્લભ બની જાય ને? અનેક આત્માઓ શાસનને પામતા અને આરાધતા અટકી જાય ને? લોકનિન્દાની પરવા કર્યા વિના, ધર્મની આરા ધના કરવામા યોજાવુ અને ધર્મની આરાધના કરવામા મક્કમ રહેવુ, એ કાઈ બધા આત્માઓને માટે શકય છે? એટલે બીજાઓને માટે, ધર્મની આરાધનાને તો, જેમ બને તેમ નિર્વિઘ્ન બનાવવાનો, ધર્મી જનોએ પ્રયત્ન કરવો જોઇએ

શ્રી અભયકુમારના હૈયે આ વાત હતી જ, પણ એ એવા હતા કે-કહેવા કરતા કરી દેવું સારૂ આથી, તેમણે તે વખતે શ્રી સુધર્માસ્વામીજીને કાઈ જ નહિ કહેતા, તેમની પાસે તો માત્ર એક જ દિવસની માગણી કરી શ્રી અભયકુમારે કહ્યુ કે- 'આપ હવે માત્ર એક દિવસ રોકાઇ જવાની કૃપા કરો અને પછીથી આપને વિહાર કરવો હોય તો કરજો '

શ્રી સુધર્માસ્વામીજીએ પણ શ્રી અભયકુમારની એ વિનતિનો સ્વીકાર કર્યો અને શ્રી અભયકુમારે કહ્યા મુજબ તેઓ

રાજગૃહી નગરીમા કઠિયારા મુનિની સાથે જ રોકાઈ ગયા

જેવો પ્રસગ હોય તેવો ઉપાય અજમાવાય

શ્રી અભયકુમાર રાજદડના બળે જ મુનિનિન્દાનુ નિવારણ કરવાને ઇચ્છતા નહોતા લોકના હૃદયમા મુનિપણા પ્રત્યે સદ્ભાવને પેદા કરીને, મુનિજનની નિન્દાનુ નિવારણ કરવાને તેઓ ઇચ્છતા હતા એમા, શાસનની સેવાનો હેતુ પણ સરે અને લોકને ઉન્માર્ગથી વાળીને સન્માર્ગમા સ્થાપિત કરવાનો હેતુ પણ સરે એમને બે ય કર્તવ્ય અદા કરવા હતા મુનિજનની નિન્દાના નિવારણનુ અને લોકને કલ્યાણમાર્ગે વાળવાનુ આથી, શ્રી અભયકુમારે એવાજ પરિણામને લાવે-એવો ઉપાય અજમાવ્યો શ્રી અભયકુમારે જે ઉપાય અજમાવ્યો, તે ઉપાયથી જો મુનિજનની નિન્દાનુ નિવારણ થવા પામ્યું ન હોત, તો એ રાજદડનો ઉપયોગ નહિ જ કરત એમ નહિ એમ તો શ્રી વસ્તુપાલે વીરધવલ રાજાના મામાની આગળી કપાવી મગાવી હતી ને ? રાજા વીરધવલના મામાએ જે આગળી ચીંધીને મુનિવરનુ અપમાન કર્યું હતું, તે જ આગળીને શ્રી વસ્તુપાલે કપાવી મગાવી હતી અને એ દ્વારા એવી ધાક બેસાડી દીધી હતી કે-એ નગરમા, એ રાજ્યમા કોઈ પણ માણસ, નાના કે મોટા કોઈ પણ મુનિનુ અપમાન કરી શકે નહિ એ માટે તો, શ્રી વસ્તુપાલ ખુદ રાજાની સાથે પણ યુદ્ધમા ઉતરવાને તૈયાર થઇ ગયા હતા એટલે જેવો પ્રસગ હોય તેવો ઉપાય અજમાવાય, પણ ધર્મી જનો જ્યા સુધી પોતાનાથી શક્ય હોય, ત્યા સુધી મુનિજનોની નિન્દાનુ નિવારણ કર્યા વિના રહે જ નહિ છતી શક્તિએ

ગુરુ-ધર્મની નિન્દાને ઉપેક્ષાભાવે સહે, તેને ધર્મી કહેવાય નહિ

લોકનો સાન ઠેકાણે આવી

શ્રી અભયકુમારે બીજે દિવસે રાજ્યના ભંડારમાંથી ત્રણ કરોડ જેટલા રત્નોને કઢાવીને, એ રત્નોનો જાહેર માર્ગ ઉપર ઢગલો કરાવ્યો પછી પડહ વગડાવીને શ્રી અભયકુમારે આખી ય નગરીમા એવી ઉદ્‌ઘોષણા કરાવી કે-'અભયકુમાર ત્રણ કરોડ રત્નો આપી દેવાને ઇચ્છે છે, તો જેમને એ રત્નો જોઇતા હોય તે આવો !'

આવી ઉદ્‌ઘોષણાને સાભળીને, ઘણી મોટી સખ્યામા લોકો ત્યા એકત્રિત થઈ ગયા એ એકત્રિત થયેલા સર્વ લોકોને ઉદ્દેશીને, શ્રી અભયકુમારે કહ્યુ કે-'જે કોઈ પુરૂષ સચિત્ત જળ, અગ્નિ અને સ્ત્રી-એ ત્રણેનો સર્વથા ત્યાગ કરે, તેને આ રત્નનો ઢગલો હુ અર્પણ કરૂ છુ'

એટલે લોકોએ કહ્યુ કે-'આવું લોકોત્તર કાર્ય કરવાને કોણ સમર્થ છે ?'

તે વખતે શ્રી અભયકુમારે કહ્યુ કે-'તમારામાનો કોઈ જો સચિત્ત જળ, અગ્નિ અને સ્ત્રી-એ ત્રણેનો સર્વથા ત્યાગ કરવાને માટે સમર્થ ન હોય, તો પછી આ રત્નરાશિ તે કઠિયાર મુનિનો હો, કે જેમણે સચિત્ત જળ, અગ્નિ અને સ્ત્રી-એ ત્રણેયનો સર્વથા ત્યાગ જીવન પર્યન્તને માટે કર્યો છે !'

એ વખતે, જે લોકો કઠિયારા મુનિની મશ્કરી અ[ને] નિન્દા કરતા હતા, તે લોકો બોલી ઉઠ્યા કે-'અરે, એ [?] આવા ત્યાગી અને દાનપાત્ર સાધુ બન્યા છે ? અમે ના[હક] તેમનો ઉપહાસ કર્યો !'

આમ, શ્રી અભયકુમારના સુપ્રયત્નથી લોકોની સાન ઠેકાણે આવી આ રીતિએ લોકોના હૃદયમા એ કઠિયારા મુનિ પ્રત્યે પણ સદ્ભાવને પેદા કર્યા બાદ, શ્રી અભયકુમારે સમગ્ર લોકોને એવી આજ્ઞા પણ કરી કે-'હવે પછીથી કોઇએ પણ એ મુનિનો તિરસ્કાર કે ઉપહાસ કરવો નહિ!'

આ ઉપરથી તમને લાગે છે ને કે-લોકો ન સમજ્યા હોત, તો શ્રી અભયકુમાર કડક ઉપાય અજમાવીને પણ મુનિનિન્દાનુ નિવારણ તો કરત જ?

**પ્રશ્ન૦** લોકો સમજી ગયા, પછી એવી આજ્ઞા કરવાનુ કોઈ પ્રયોજન ખરૂ?

શ્રી અભયકુમાર લોકસ્વભાવના પણ જાણકાર હતા અત્યારે સમજી ગયા ને કાલે પાછા નિન્દા કરે તો? વળી જે લોકો ત્યા હાજર ન હોય, તે લોકો પણ એ મુનિજનનો તિરસ્કાર કે ઉપહાસ કરે નહિ, એ માટે ય એવી આજ્ઞા કરવી-એ આવશ્યક ગણાય

શ્રી અભયકુમારની મનોવૃત્તિ

આ વાતને કહેવાનો આશય તો એ છે કે-શ્રી અભયકુમાર કેવા ધર્મપ્રેમી હતા, તેનો તમને ખ્યાલ આવે શ્રી અભયકુમાર પોતે ધર્માસક્ત રહ્યા છતા જ, તેમના પિતા શ્રી શ્રેણિક મહારાજાનુ રાજ્ય ચલાવતા હતા તેમના હૈયે સસારના સુખની, રાજ્યની સ્પૃહા નહિ હતી, પણ મોક્ષની સ્પૃહા હતી અને એ માટે ધર્મની સ્પૃહા હતી

આથી જ, એક વાર જ્યારે શ્રી શ્રેણિક મહારાજાએ શ્રી અભયકુમારને કહ્યુ કે-'વત્સ! હવે તો તુ જ આ

રાજ્યનો સ્વીકાર કર, કે જેથી હુ ભગવાન શ્રી મહાવીર પરમાત્માની સેવાના સુખનો રોજ આશ્રય કરી શકુ !' ત્યારે શ્રી અભયકુમારે કહ્યુ કે-' આપ જે આજ્ઞા કરો છો તે ઘટિત છે, પરન્તુ તેને માટે થોડીક રાહ જૂઓ !'

શ્રી અભયકુમારે આવુ એટલા માટે નથી કહ્યુ કે-તક જોઈને રાજગાદીએ બેસવુ ! શ્રી અભયકુમાર પિતાની આજ્ઞાના ભગથી પણ ડરનારા હતા અને સસારથી પણ ડરનારા હતા પિતાની આજ્ઞાનો ભગ કરવો પડે નહિ અને પોતાના સસારને છેદવાની પોતાની ભાવના નફળ નિવડે, એવી શ્રી અભયકુમારની ઇચ્છા હતી આટલા માટે જ, તેમણે પોતાના પિતાને થોડીક રાહ જોવાની વિનતિ કરી હતી પોતાના સસારને છેદવાની પોતાની જે ભાવના, તેને જો રાજ્યનો સ્વીકાર કરવાથી બાધ પહોંચે તેમ હોય, એટલે કે-આ જીવનમા તેમને સાધુપણાને સ્વીકારીને મોક્ષમાર્ગની એકાન્તે આરાધના કરવાની જે ભાવના હતી, તે ભાવના જો રાજા બનવાના કારણે સફળ નિવડે તેમ ન હોય, તો તેમને રાજા થવુ જ નહોતુ ! પિતાની આજ્ઞા ખાતરેય રાજા થઈને તેમને પોતાની સાધુજીવનને જીવવાની ભાવનાને જતી કરવી નહોતી ! જો પિતાની આજ્ઞા પણ પળાય અને સાધુજીવનને જીવવાની પોતાની ભાવના પણ ફળે, એ બન્ને શક્ય હોય તો પિતાની આજ્ઞાના પાલન ખાતર તેમને રાજા બનવામા વાધો નહિ હતો, પણ પિતાની આજ્ઞાને પાળતા જો પોતાની સાધુજીવનને જીવવાની ભાવના નિષ્ફળ નિવડે તેમ હોય, તો એ માટે શ્રી અભયકુમાર હરગીજ તૈયાર નહિ હતા શ્રી અભયકુમારે શ્રી શ્રેણિકને જે રાહ જોવાનું કહ્યુ, તે એ કારણથી જ કહ્યુ

## શ્રાવકને સર્વ ભાવનાઓમા પ્રધાન ભાવના સાધુજીવનને પામવાની હોવી જોઇએ

શ્રી અભયકુમારની આ મનોવૃત્તિ સમજાય છે ? સુશ્રાવકોની મનોવૃત્તિ કેવા પ્રકારની હોય, તેનું શ્રી અભયકુમારના આ પ્રસગના સુન્દર દર્શન છે શ્રાવકની સૌથી પ્રબળ જો કોઈ પણ ભાવના હોય, તો તે સાધુજીવનને જીવવાની હોય ! શ્રાવક માતા-પિતાની આજ્ઞાને અવગણનારો ન હોય, શ્રાવક જ્યા સુધી શક્ય હોય ત્યા સુધી માતા-પિતાની આજ્ઞાનો અમલ કરવાની જ વૃત્તિવાળો હોય, પોતાના પૌદ્ગલિક સુખનો અના દર કરીને પણ શ્રાવક માતા-પિતાની આજ્ઞાનો આદર કરે આવો પણ શ્રાવક, જ્યારે માતા-પિતાની અમુક આજ્ઞાનો અમલ કરવાના કારણે, પોતાની સાધુજીવનને જીવવાની ભાવ નાને બાધ પહોચે તેમ છે-એમ સમજી જાય, ત્યારે એ કરે શું ? માતા-પિતાની આજ્ઞાના પાલનને ગૌણ બનાવે કે સાધુ જીવનને જીવવાની પોતાની ભાવનાને ગૌણ બનાવે ? એવા સમયે તો, જે શ્રાવક, માતા-પિતાની આજ્ઞાના પાલનને ગૌણ પદ આપીને પણ સાધુજીવનને જીવવાની પોતાની ભાવનાને પ્રધાન પદ આપે, તે જ શાણો શ્રાવક કહેવાય પણ આજે તો, સાધુ-જીવનને જીવવાની ભાવનાના જ ફાં-ફા છે ને ? આજે જેટલા શ્રાવકો ગણાય છે, આગેવાન શ્રાવકો ગણાય છે અથવા તો ધર્મી તરીકેની જેઓની ખ્યાતિ છે, તેઓમા પણ સાધુજીવનને પામવાની ભાવના અન્ય સર્વ ભાવનાઓ કરતાં પ્રબળ હોય, એ એમ ને એમ માની લેવાય એવું છે ખરૂં ? અન્ય સર્વ ભા. નાઓથી પ્રબળ સુજીવનને પામવાની હોય,

ભગવાન રાજ્યને લેવાનુ કહે ? રાજ્યને પણ છોડવાનુ કહે ? મહારાજા શ્રી ભરત જેવા પણ સમજે કે-' राज्य भवतरोर्बीजम ' એટલે કે-' રાજ્ય સંસાર રૂપી વૃક્ષનું બીજ છે ' અને ભગવાન એવા રાજ્યને લેવાનુ કહે, એ બને ? ભગવાનની વાત તો દૂર રહી, પણ સાધુ ય રાજ્યને ગ્રહણ કરવાનુ કહે નહિ સંસારની કોઈ પણ ક્રિયામા સાધુની અનુમતિ હોય જ નહિ સંસારની ક્રિયામા જો કોઈ પણ સાધુ ભૂલથી પણ અનુમતિ આપી દે, તો તે સાધુ પાપથી લેપાય

તો પછી, શ્રી અભયકુમાર જેવા સમજુ અને શ્રદ્ધાળુએ, ભગવાનને પૂછીને જ ' પિતાની આજ્ઞા ખાતર પણ રાજ્ય લેવુ કે નહિ ?'-એનો નિર્ણય કરવાનો વિચાર રાખ્યો, તેનુ કારણ શુ ?

એ કારણને જાણવાને માટે, શ્રી અભયકુમારે ભગવાનને શું પૂછ્યુ છે, એ જ ખાસ જાણવા જેવુ છે પ્રશ્ન કહો પણ બધો કહેવાય, ભગવાન ઉત્તર દીધા વિના રહે અને શ્રી અભયકુમારનો પોતાનો હેતુ પણ સરે, એવી રીતિએ શ્રી અભયકુમારે ભગવાનને પૂછ્યુ છે

શ્રી અભયકુમારે ભગવાનને એ જ માત્ર પૂછ્યું છે કે-' હે ભગવન્ ! આપના શાસનમા અન્તિમ રાજર્ષિ કોણ થશે ? '

એના જવાબમા ભગવાને ફરમાવ્યુ કે-' રાજા ઉદાયન '

શ્રી અભયકુમારે એ પણ જાણી લીધુ કે-અત્યારે રાજા ઉદાયન દીક્ષિત થઈ ચૂકેલા છે પોતાને નિર્ણય કરવાને માટે, શ્રી અભયકુમારને પણ આટલુ જ જાણવું હતું

<u>દીક્ષા લેવાને માટેની આજ્ઞાની માગણી</u>

ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસેથી આવીને,

પોતાના પિતા શ્રી શ્રેણિક મહારાજાને શ્રી અભયકુમારે કહ્યુ કે-'હે પિતાજી ! આપ ફરમાવો છો તેમ જો હુ રાજા થઈશ, તો પછી મારાથી મુનિ થવાશે નહિ કારણ કે-શ્રી ઉદાયન રાજા એ અન્તિમ રાજર્ષિ છે-એમ ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ કહ્યુ છે આપ વિચાર કરો કે-હું જો શ્રી મહાવીર પરમાત્મા જેવા સ્વામીને પામીને અને આપના જેવાના પુત્રપણાને પામીને પણ, મારા ભવ રૂપ દુ ખનો છેદ કરી શકુ નહિ, તો પછી મારા જેવો અધમ બીજો કયો પુરૂષ ગણાય ?'

વળી શ્રી અભયકુમારે કહ્યુ કે-'પિતાજી ! હું નામથી તો અભય છુ, પરન્તુ ભવ રૂપ ભયથી તો હું સભય જ છુ, માટે આપ જો આજ્ઞા આપો, તો હુ ત્રણેય ભુવનના જીવોને અભયનું દાન કરનારા એવા ભગવાન શ્રી વીર પ્રભુનો આશ્રય કરૂ ! રાજ્ય તો અભિમાન રૂપ સુખના હેતુભૂત છે મારે એવુ રાજ્ય જોઈતુ નથી, કારણ કે-સતોષ એ જ શ્રેષ્ઠ સુખ છે, એમ મહર્ષિઓનુ કહેવુ છે '

શ્રી અભયકુમારના અન્ત કરણમા સાધુજીવનને જીવવાની ભાવના કેટલી બધી પ્રબળ હતી, એનો ખ્યાલ આવ્યો ને ? એટલે એમણે પોતાની ઇચ્છા કેવી સુન્દર રીતિએ વ્યક્ત કરી ? પિતાની આજ્ઞાનો અનાદર કરવા જેવુ પણ થાય નહિ અને પોતાની ભાવના પણ બર આવે, એવા પ્રકારે વાત મૂકી છે ને ? એ રાજ્યને અભિમાન રૂપ સુખના હેતુભૂત માનતા હતા, એટલે કે-વિષય અને કષાય રૂપ સુખના હેતુભૂત માનતા હતા તેમ જ એવા સુખનો ત્યાગ કરવામા જ સાચુ સુખ છે, એમ માનતા હતા. રાજ્યના-સુખ

મોહના જોર સામે ધર્મરાગનુ જોર ફાવ્યુ

મહારાજા શ્રી શ્રેણિકે જ્યારે જોયુ કે–શ્રી અભયકુમાર રાજ્યને સ્વીકારવાને માટે કોઈ પણ રીતિએ રાજી થાય તેમ નથી, ત્યારે તેમણે પણ પોતાની ઈચ્છાને ગૌણ બનાવી દઈને, શ્રી અભયકુમારની સાધુજીવનને જીવવાની ઇચ્છાને પ્રધાન બનાવી દીધી મહારાજા શ્રી શ્રેણિકે, શ્રી અભયકુમારને દીક્ષા ગ્રહણ કરવાની રજા આનન્દપૂર્વક આપી મહારાજા શ્રી શ્રેણિકને શ્રી અભયકુમાર પ્રત્યે જેવો તેવો રાગ નહિ હતો શ્રી અભયકુમારે મહારાજા શ્રી શ્રેણિકના અગત તેમજ રાજ્ય સબધી કેટલાક કાર્યો તો એવા કરી આપ્યા હતા કે–બીજો કોઇ જ એમના એ કાર્યોને કરી આપી શકે નહિ, અને જો એ કાર્યો થાય નહિ, તો એથી મહારાજા શ્રી શ્રેણિકના મનોદુ:ખાદિનો પાર પણ રહે નહિ, એવા એ કાર્યો હતા શ્રી અભયકુમાર જેમ અજબ પિતૃભક્ત હતા, તેમ બુદ્ધિશાલિઓમા પણ અજોડ હતા આવા પુત્રને દીક્ષા લેવાની આજ્ઞા આનન્દ પૂર્વક આપવી, એ શુ રમત વાત છે ? મોહના જોર સામે ધર્મરાગનુ જોર જ્યારે ફાવે, ત્યારે જ આ બને ને ? મહારાજા શ્રી શ્રેણિકે પોતાનુ પિતા તરીકેનુ કર્ત્તવ્ય પાળવામા કચાશ નથી રાખી શ્રી અભયકુમારના ઉભય લોકના હિતની ચિન્તા તેમણે કરી છે જો તે સસારમા રહે, તો તેમને રાજ્ય આપવાની ઈચ્છા હતી અને જો તેમને સસારમા ન જ રહેવું હોય તો, તેમને દીક્ષા પણ હર્ષથી જ અપાવવી હતી પિતા બનેલાઓએ, આ વાત ધ્યાનમા લેવા જેવી છે ને ? તમારામાના ઘણા પિતા તો છે જ, પણ પિતા તરીકેના પોતાના કર્ત્તવ્યનો

વિચાર કરનાર કેટલા છે? તમારા સતાનો જો ભવભયથી ભયભીત બનીને સસારને તજવાને તૈયાર થાય, તો તમે બધા એમા રાજી તો ખરા ને?

## પુત્રની ને માતાની દીક્ષા

મહારાજા શ્રી શ્રેણિકની આજ્ઞા મળતા, શ્રી અભય કુમારે, ભગવાનની પાસે ભાગવતી દીક્ષાને ગ્રહણ કરી શ્રી અભયકુમારની પાછળ, શ્રી અભયકુમારની માતા શ્રીમતી નન્દાએ પણ ભાગવતી દીક્ષાને ગ્રહણ કરી શ્રી અભયકુમારે અને શ્રીમતી નન્દાએ, ભાગવતી દીક્ષાને ગ્રહણ કરતી વેળાએ, શ્રી હલ્લને અને શ્રી વિહલ્લને બે દિવ્ય કુડલો અને બે દિવ્ય વસ્ત્રો આપ્યા, કે જે તેમને અગાઉ મહારાજા શ્રી શ્રેણિકે આપેલા હતા આગળના પ્રસગમા, આ દિવ્ય કુડલજોડીનો અને દિવ્ય વસ્ત્રયુગ્મનો સબધ આવવાનો છે ઇર્ષ્યાના રૌદ્ર પરિણામનુ ત્યા દર્શન થવાનુ છે

## પરીક્ષા કરીને ગાદી સોંપાતી

શ્રી અભયકુમારે દીક્ષા લીધી, એટલે મહારાજા શ્રી શ્રેણિકને વિચાર થઈ પડ્યો કે-હવે આ રાજ્ય કોને સોંપવું? શ્રી અભયકુમાર જ્યા સુધી હતા, ત્યા સુધી તો આ વિચારને અવકાશ જ હતો નહિ, કારણ કે-રાજા થવાને એ સર્વ રીતિએ યોગ્ય હતા, પણ હવે પોતાના પુત્રોમાથી ક્યા પુત્રને રાજ્ય આપવું, એની ચિન્તા શ્રી શ્રેણિક મહારાજાને થઈ અગાઉના રાજાઓ, પોતાના પુત્રોમા પણ જે યોગ્ય જણાય, તેને જ રાજગાદી સુપ્રત કરતા હતા મહારાજા શ્રી શ્રેણિકના પિતાએ પણ અનેકવિધ પરીક્ષાઓ કરીને, શ્રી શ્રેણિકને રાજ્ય આપવુ

-એવો નિર્ણય કર્યો હતો રાજ્ય કોને આપવું ?-એની ચિન્તા રાજાઓ એટલા માટે કરતા હતા કે-એમના હૈયે પોતાના કુળનું હિત પણ વસેલુ હતું અને પ્રજાનું હિત પણ વસેલુ હતું બન્નેનું હિત જેનાથી સૌથી સારૂ સધાશે-એમ લાગે, તેને રાજાઓ રાજગાદી સોંપતા પ્રાય એમા તેઓ મોહને ફાવવા દેતા નહિ આવો ક્રમ, પ્રભુના શાસનમા પણ છે આચાર્યો પોતાના પદે યોગ્ય આત્માઓને જોઇને સ્થાપે આચાર્ય શ્રીમત્ પ્રભવસ્વામીજીએ શ્રી શય્યંભવસૂરિજીને જોઇને જ મેળવ્યા હતા અને શ્રી આર્યરક્ષિતસૂરિજી દ્વારા શ્રી ફલ્ગુરક્ષિતજીને જે આચાર્યપદ અપાયુ હતું, તે પણ તેમની યોગ્યતાને જોઇને જ અપાયું હતું એવા તો આ શાસનમા ઘણા પ્રસગો બનવા પામેલા છે અને બને છે

જેના સારા માટે તે જ દુશ્મન બન્યો

મહારાજા શ્રી શ્રેણિકે નિર્ણય કર્યો કે-'હવે આ રાજ્ય કૂણિકને સોંપવું' કૂણિકને રાજગાદીએ સ્થાપિત કરી દીધા પછીથી, પોતે સ્વતન્ત્રપણે કોઇને ય કાંઈ આપી શકે નહિ, એ માટે શ્રી શ્રેણિકે, કૂણિકને રાજગાદી આપતા પહેલા જ શ્રી હલ્લ-વિહલ્લને અઢારચક્રનો હાર તેમજ સેચનક હાથી -એ બન્ને ય વસ્તુઓ આપી દીધી મહારાજા શ્રી શ્રેણિકે આમા દૂરદેશી વાપરી હતી, પરન્તુ પરિણામ વિપરીત આવ્યુ
1 કૂણિકના જાણવામા આવ્યું કે-હાર અને હાથી હલ્લ-વિહલ્લને અપાઈ ગયા, પણ તેના જાણવામા એ આવ્યુ નહિ કે-પોતાને રાજ્ય આપવાને અગેની પિતા તરફની આ પૂર્વતૈયારી છે કૂણિકના હૈયામા એવો એક દૃઢ ભ્રમ પેદા થઈ ગયેલો હતો

કે–'પિતાજી સારી સારી ચીજો મારા ભાઈઓ હલ્લને અને વિહલ્લને આપે છે, જ્યારે મને તો સામાન્ય ચીજો જ આપે છે' આવો દૃઢ ભ્રમ હૈયામા જામેલો જ હતો અને એમા જાણવામા આવ્યુ કે–'હાથી અને હાર હલ્લ-વિહલ્લને અપાઈ ગયા' એટલે એના અન્તરમા ક્રોધનો મહાગ્નિ ભભૂકી ઉઠ્યો તેનો લોભ પણ જોર કરવા માડ્યો એથી, પિતાજી કોઇને પણ રાજ્ય આપી દે, તે પહેલા તેણે પિતાજીની પાસેથી બલાત્કારે રાજ્યને પડાવી લેવાનો નિર્ણય કર્યો

## પિતાને કેદખાને નાખીને રાજ્ય પડાવી લીધુ

કૂણિકે પોતાના નિર્ણયનો અમલ કરવાને માટે, પોતાના કાળ વિગેરે નામના દશ ભાઈઓને ભેગા કર્યા તેમને કૂણિકે સમજાવ્યા કે–'આપણા પિતાજી વૃદ્ધ થયા છે, તો પણ હજુ રાજ્યથી તૃપ્તિને પામતા નથી રાજ્યનુ રક્ષણ કરવાને માટે પુત્ર જ્યારે શક્તિમાન થાય છે, ત્યારે રાજાઓ પોતાના પુત્રને રાજ્યગાદી સોપી દે છે અને પોતે વ્રતનો સ્વીકાર કરે છે. ધન્ય છે આપણા મોટા ભાઈ અભયકુમારને, કે જેમણે પોતે યુવાન હોવા છતાં પણ, રાજ્યલક્ષ્મીને તજી દીધી ! પરન્તુ આપણા પિતા તો એવા વિષયાન્ધ છે કે–આટલી મોટી ઉંમરના થવા છતા પણ, રાજ્યનો ભોગવટો કરતા કાઈ વિચાર જ કરતા નથી આથી, મારો વિચાર એવો છે કે–આપણે બધા મળીને પિતાને બન્ધનમા નાખી દઇએ અને આપણો અત્યારે રાજ્યને ભોગવવાનો સમય છે, માટે આપણે રાજ્યને ગ્રહણ કરીએ આપણે આવુ કરીએ, તો તેમા આપણને અપવાદ લાગવા જેવુ કાઈ છે જ નહિ, કારણ કે–પિતા વિવેકવિકળ

ચયેલા છે આ પ્રમાણે પહેલા તો આપણે રાજ્યને ગ્રહણ કરી લઈએ અને તે પછીથી આપણે આ રાજ્યને અગીયાર ભાગે વહેંચી લઇને ભોગવીશું આપણે રાજ્યને ગ્રહણ કરી લીધા બાદ, આપણા પિતા બંદિખાને પડ્યા પડ્યા ભલે ને સેંકડો વર્ષ જીવે આપણને તેમા કશી જ હરકત જેવુ નથી '

કૂણિકે આ વાત કહી અને તેના ભાઈઓ તેમા સમત થઈ ગયા એ બધાએ મળીને, એકાએક મહારાજા શ્રી શ્રેણિક ઉપર હુમલો કર્યો, તેમને બાંધી લીધા અને બદિખાને નાખી દીધા એટલુ જ નહિ, પણ કૂણિક તો મહારાજા શ્રી શ્રેણિકનો એવો વૈરી બની ગયો હતો કે-તેમને કાંઈ ખાનપાન તો આપતો જ નહિ અને રોજ સવાર–સાજ સો સો ચાબુકો મારતો

સસારમા શું સભવિત નથી ?

ક્રોધ અને લોભનુ જોર, માણસને કેટલો બધો વિવેકભ્રષ્ટ કરી મૂકે છે ? એના હૈયાને એ કેટલુ બધુ ક્રૂર બનાવી દે છે ? પોતે પુત્ર છે અને આ પિતા છે–એ વાતને પણ એ ભૂલી જાય છે સસારમા શું સભવિત નથી ? માણસનો અશુભોદય જ્યારે જોરદાર બને છે, ત્યારે સગી પત્ની, સગો પુત્ર, સગો ભાઈ કે સગો પિતા પણ ભયકરમા ભયકર કોટિના દુશ્મનની ગરજ સારનાર બને, એમા આશ્ચર્ય પામવા જેવુ કાંઈ છે જ નહિ આ સસારમા આ અને આથી પણ વધારે ભયકર ઘટનાઓ સભવિત છે, પરન્તુ પુણ્યોદયના યોગે મળેલી અનુકૂળતાઓમા મુઝાઈ ગયેલાઓ, મધુબિન્દુ જેવા સસારના સુખોના સ્વરૂપને પિછાની શકતા નથી અને એથી જ તેઓ એ સુખોની પાછળ ઘેલા થઈને ફરે છે

## કૂણિકનો વેરભાવ પૂર્વભવથી જ હતો

પ્રશ્ન૦ કૂણિકને પોતાના પિતા પ્રત્યે આટલો બધો વૈરભાવ થઈ જવાનું કારણ શું ?

એક તો પૂર્વભવનું વૈર હતું અને આ ભવમા પણ ગેરસમજો થવા પામી હતી કૂણિક જ્યારે ગર્ભમાં હતો, ત્યારે તેની માતા ચેલ્લણાદેવીને, પોતાના પતિના માંસને ખાવાનો દોહદ ઉત્પન્ન થયો હતો એ ઉપરથી, એ સમજી ગઈ હતી કે-ગર્ભસ્થ જીવ, તેના પિતાનો વૈરી પાકવાનો છે કૂણિકના જીવને શ્રી શ્રેણિકના જીવ પ્રત્યે વૈરભાવ હતો, પરન્તુ શ્રી શ્રેણિકના જીવને કૂણિકના જીવ પ્રત્યે વૈરભાવ નહિ હતો જો તેઓને પરસ્પર વૈર ભાવ હોત, તો શ્રી અભયકુમારની બુદ્ધિનો ઉપયોગ કરીને પણ શ્રી શ્રેણિકે ચેલ્લણાદેવીના દોહદને પૂર્ણ કર્યો, તે કદાચ પૂર્ણ કર્યો ન હોત અને દોહદ પૂર્ણ કર્યો હોત, તો પણ શ્રી શ્રેણિકે જે રીતિએ કૂણિકના જીવનનું રક્ષણ કર્યું, તે રીતિએ કદાચ તેનું રક્ષણ કર્યું ન હોત પોતાના વૈરભાવના કારણે, કૂણિકને જે કાંઈ પણ પ્રતિકૂળ લાગતું, તે પ્રતિકૂળ તેના પિતા શ્રી શ્રેણિક જ કરાવે છે એમ લાગતું હતું જેમ કે-ચેલ્લણાદેવીના મનને ખાત્રી જ હતી કે-મારો આ પુત્ર એના પિતાનો વૈરી જ પાકચો છે, એટલે રોજ તે શ્રી હલ્લ-વિહલ્લને જ્યારે ખાંડના લાડુ મોકલતી હતી, ત્યારે કૂણિકને તે ગોળના લાડુ મોકલતી હતી. શ્રી શ્રેણિકને આની કાંઈ જ ખબર નહોતી, પરન્તુ પૂર્વભવના વૈરભાવના સસ્કારોને લીધે, કૂણિક તો એમ જ માનતો હતો કે-આવો ભેદભાવ મારા પિતા જ કરાવે છે વૈરભાવના કારણે, ભલા માટેની ચીજ પણ ભૂડા માટેની લાગે, એ સ્વાભાવિક છે.

વૈરભાવ સામે સાવધ રહેવાની જરૂર

આ ઉપરથી, એ વાત પણ ધ્યાનમા લેવા જેવી છે કે-કોઈની ય સાથે વૈરભાવ થઈ જવા પામે અથવા તો કોઈને ય આપણા પ્રત્યે વૈરભાવ થઈ જવા પામે, એવા પ્રયોગોથી સદાને માટે બચતા રહેવાનો પ્રયત્ન કરવો વિષયસુખમા પડેલાઓને અને કષાયથી ધમધમતા આત્માઓને, એવા પ્રસગો ઘણા આવવાનો સંભવ છે, બાકી તો, કોઇ કોઈ વાર ભવિતવ્યતા ય એવી હોય છે કે-આપણો આશય તદ્દન સારો હોય, તે છતા પણ બની જાય એવુ કે-સામાને એમ લાગે કે આ મને હેરાન જ કરવાને મથે છે અને એથી એના અન્તરમા આપણા પ્રત્યે વૈરભાવ પ્રગટે આમ છતા પણ, આપણને જો ખબર પડી જાય કે-આપણી કોઈ પણ પ્રકારની ભૂલ કરવાની બુદ્ધિ નહિ હોવા છતા પણ, ગેરસમજ માત્રથી કે ભવિત વ્યતાવશ પણ આપણા પ્રત્યે અમુકને વૈરભાવ જાગ્યો છે, તો આપણે તેને ખમાવ્યા વિના રહેવું જ નહિ એના હૈયામાથી આપણા પ્રત્યેના વૈરભાવને કાઢી નાખવાનો શકય એટલો પ્રયત્ન અવશ્ય કરવો એટલે, આપણે તો કોઈ પણ જીવ પ્રત્યે વૈરભાવ પ્રગટે નહિ અને કદાચ વૈરભાવ આવી જાય તો પણ તે ટકી શકે નહિ, એની પૂરેપૂરી કાળજી રાખવી જોઈએ આપણો વૈરભાવ આપણને તો ખૂબ જ હાનિ કરે જેના પ્રત્યે વૈરભાવ હોય, તેને હાનિ તો તેનો પાપોદય સહાયક બને ત્યારે પહોચાડી શકાય, પરન્તુ આપણો વૈરભાવ આપણને તો મહા પાપથી ભારે અવશ્ય બનાવી દે, કારણ કે-એ વૈરભાવના યોગે આપણું અન્તઃકરણ, આપણને, જેના-

પ્રત્યે વૈરભાવ હોય તેનુ ભૂડુ કેમ કરવુ—એવા પ્રકારની ભાવ નાઓમા જ રમતું હોય છે

ચેટનણાદેવીની પતિભક્તિ

મહારાજા શ્રી શ્રેણિકનો અશુભોદય પણ એવો છે કે—કૂણિકને કોઈ કાઈ કહી શકતુ નથી એ તો ચેલ્લણાદેવી પરમ પતિભક્તા હતી અને કૂણિક માતા પ્રત્યે એટલો દાક્ષિણ્ય-વાળો હતો કે-શ્રી શ્રેણિકની પાસે બીજા કોઇને પણ નહિ જવા દેનાર કૂણિક ચેટલણાદેવીને શ્રી શ્રેણિકની પાસે જવા દેતો હતો, એટલે ચેટલણાદેવી માયાથી કાઈક ખાન-પાન આપી આવીને, શ્રી શ્રેણિકના જીવનને ટકાવતી હતી, બાકી, ખાવા-પીવાનુ કાઈ મળે નહિ અને રોજ સવાર-સાજ સો સો ચાબુકોના માર પડે, એવા સયોગોમા ગમે તેવો માણસ પણ કેટલાક વખતને માટે જીવી શકે ?

કૂણિકનો પુત્રમોહ

આ પ્રમાણે દિવસો વહી જતા હતા, તેમા એક વાર એવો પ્રસગ બની જવા પામ્યો, કે જેને લઈને કૂણિકનો ભ્રમ તો ભાગી ગયો, પણ શ્રી શ્રેણિક પ્રત્યેનો તેનો વૈરભાવ પણ નષ્ટ થઈ જવા પામ્યો એ પ્રસગ એવા પ્રકારનો હતો કે—

કૂણિકને પોતાની પદ્માવતી નામની રાણીથી એક પુત્ર થયો કૂણિક, એ પુત્ર જ્યારથી જન્મ્યો ત્યારથી જ એને ખૂબ ખૂબ ચાહવા લાગ્યો પુત્રપ્રસવ થયાની વધામણી આવી, એટલે વધામણી લાવનાર દાસ-દાસીઓને તેણે પુષ્કળ દાન દીધુ અને પોતે અન્ત પુરમા જઈને પુત્રને હાથમા લીધો અને એ દ્વારા પરમ આનન્દને તેણે અનુભવ્યો એ પુત્ર જરા

મોટો થયો, એટલે એને પોતાની કમ્મરે બેસાડીને રાજા કૂણિક ફરવા લાગ્યો એ બાળ પુત્રની સાથે કણિક કાલુ કાલુ બોલીને બાળક જેવી ચેષ્ટાઓ કરવા લાગ્યો એ પુત્રને તે ખાતા-પીતા અને સુતા-બેસતા પણ નીચે મૂકતો નહિ

પુત્રમોહનુ આ નાટક કેટલુ બધુ વિચિત્ર છે ? પુત્ર પિતાને માટે કેવો ભયકર અને દુ ખદાયક પણ બની શકે છે, એનુ ઉદાહરણ કાઈ કૂણિકને શોધવાને જવું પડે તેમ હતું ? ખુદ પોતે જ એના ઉદાહરણ રૂપ હતો ને ? આમ છતા પણ, એ પોતાના પુત્ર ઉપર કેમ આટલો બધો મોહિત થતો હશે ? એને કદાચ એમ હશે કે-મારા પિતાએ મને મોહથી મુગ્ધ બનાવ્યો નહિ, માટે મે આવુ કર્યું, એટલે મારો પુત્ર મારા પ્રત્યે એવું આચરનારો બને નહિ, એ માટે હું મારા પુત્રને મોહથી મુગ્ધ બનાવી દઉં ! પણ ખરી વાત એ છે કે-મોહને પરવશ બનેલાઓ, નથી તો પોતાના વર્તન ઉપરથી શિખામણ લઈ શકતા કે નથી તો પારકા વર્તન ઉપરથી શિખામણ લઇ શકતા એ બીચારા તો સયોગોનુસાર ગજી ને રોષી થયા કરે છે

પુત્રપ્રેમની અતિરેકતામા ગૌરવનો અનુભવ

પુત્રમોહમા ગરકાવ બની ગયેલો રાજા કૂણિક, ધીરે ધીરે એમ માનતો થઈ ગયો કે-' મારો પુત્રપ્રેમ અજોડ છે પિતા તો ઘણા છે, પરન્તુ પુત્ર ઉપર મારા જેવો પ્રેમ રાખનારો પિતા મળવો મુશ્કેલ છે ' એના હૈયામા રહેલી આ માન્યતાએ, એક વાર શબ્દદેહને પણ ધારણ કરી લીધો. એક વાર પોતાના પુત્રને ખોળામા લઇને ભોજન કરવાને માટે બેઠેલા રાજા

કૂણિકે અડધુ ભોજન કર્યું હશે, ત્યા તો છોકરો મૂતર્યો અને એના મૂત્રની ધારા કૂણિકના ભોજનથાળમા પડી તેમ છતા પણ, પુત્રના પેશાબની ધારા અધવચ્ચે અટકી પડે નહિ એ માટે, કૂણિકે પોતાની સાથળને પણ હાલવા દીધી નહિ પુત્ર પેશાબ કરી રહ્યો, એટલે કૂણિકે જેટલુ અન્ન પેશાબવાળુ થયુ હતુ, તેને પોતાના હાથે બાજૂમા કરી દીધુ અને એ જ થાળમાથી તે પુન ખાવા લાગ્યો એમ ભોજન કરતા, એ પોતાના પુત્રપ્રેમની મનમા ને મનમા અનુમોદના કરવા લાગ્યો એને થયુ કે–હુ મારા પુત્ર ઉપર કેટલો બધો અસીમ પ્રેમ ધરાવું છુ ? એ આવા વિચારો કરતો હતો, ત્યા એની નજર પોતાની પાસે જ બેઠેલી, પોતાની માતા ચેટલણાદેવી ઉપર પડી એટલે, પુત્રપ્રેમના હર્ષાવેશમા તણાઈરહેલા તેણે, પોતાની માતાને પૂછયુ કે–'માતા ! ભૂતકાળમા કોઈને ય પોતાનો પુત્ર આટલો બધો પ્રિય હશે ખરો ? અથવા તો વર્તમાનમા પણ કોઈ એવો હશે ખરો, કે જેને પોતાનો પુત્ર મારા જેટલો પ્રિય હોય ?'

## કેટલાના પુત્ર બન્યા ને કેટલાને પુત્ર બનાવ્યા ?

વિચાર કરો કે–કેવો વિચિત્ર આ પ્રશ્ન છે ? આમા મોહની ઉન્મત્તતા સિવાય કાઈ પણ દેખાય છે ખરૂ ? કૂણિક તો એમ જ માની બેઠેલો કે–' એના જેવો પુત્રપ્રેમ ભૂતકાળમા કોઈને હતો પણ નહિ અને વર્તમાનમા કોઈને હશે પણ નહિ ! ' જો કે–તેની આ માન્યતા તદ્દન ખોટી છે, પણ ધારો કે–એની એ માન્યતા તદ્દન સાચી હોય, તો પણ એમા રાચવા જેવું શુ છે ? જેનો પુત્રમોહ જેટલો જોરદાર, તે તેટલો

સારો, એમ? આ સસારમા જીવ કેટલાના પુત્રપણાને પામ્યો હશે અને કેટલાને પુત્રપણે જન્માવ્યા હશે? જે પુત્રને જીવાડવો સ્વાધીન નહિ, સાજો રાખવો સ્વાધીન નહિ, સારો રાખવો સ્વાધીન નહિ અને જેનો વિયોગ નિશ્ચિત જ, તેમ જ જે પુત્ર મોટો થઇને સુખી બનાવનારો નિવડશે કે દુખી બનાવનારો નિવડશે–એનો પણ નિર્ણય નહિ, એવા પુત્ર ઉપર મોહ કરવો અને એ મોહમા પાછો ગૌરવનો અનુભવ કરવો, તે મિથ્યાત્વના પણ ગાઢપણાને સૂચવે છે કૂણિક નરકગામી જીવ છે, એટલે એના હૈયામા આવા આવા ભાવો પ્રગટે, એમા નવાઈ પામવા જેવુ કાઈ જ નથી

કૂણિક એવો જીવ હતો કે એને ભગવાનેય ફળે નહિ

આવા ગાઢ મિથ્યાદૃષ્ટિઓને તો ખૂદ ભગવાનનો યોગ મળે, તો પણ તે ફળે નહિ જેનુ મિથ્યાત્વ મદતાને પામ્યુ હોય અથવા તો જેનુ મિથ્યાત્વ મદતાને પામે અને જેની ભવિતવ્યતા સારી હોય, તેને જ ભગવાન જેવાનો યોગ પણ ફળી શકે છે ઘોર મિથ્યાદૃષ્ટિઓ તો, ભગવાનના યોગ દ્વારા પણ, મહા પાપને ઉપાર્જનારા બને છે રાજા કૂણિકને પાછલા કાળમા ભગવાન શ્રી મહાવીર પરમાત્માનો યોગ મળ્યો હતો તેની વસાવેલી ચપા નામની નગરીએ ખૂદ ભગવાન પધાર્યા હતા અને ભગવાનના સમવસરણમા રાજા કૂણિક ગયો પણ હતો એ વખતે ભગવાનની સાથે એને જે પ્રશ્નોત્તરો થયા હતા, તે જોઇએ તો લાગે કે–'તે જીવ ઘણી જ નાલાયક અવસ્થામા છે'

ભગવાનને તેણે પૂછ્યુ કે–'જેઓ જીવનભરને માટે

ભોગોનો પરિત્યાગ કરતા નથી, એવા ચક્રવર્તિઓ મરીને કયી ગતિમા જાય છે ?'

ભગવાને કહ્યુ કે-'એવા ચક્રવર્તિઓ મરીને સાતમી નરકે જાય છે'

એટલે કૂણિકે ફરીથી ભગવાનને પૂછ્યુ કે-'તો મારી ગતિ કયી થશે ?'

એના ઉત્તરમા ભગવાને ફરમાવ્યુ કે-' અહીંથી મરીને તુ છઠ્ઠી નારકીએ જઈશ'

આવા ઉત્તરને સાભળીને, જરા પણ ક્ષોભને પામ્યા વિના જ, કૂણિક ભગવાનને પૂછે છે કે-' હુ સાતમી નરકે કેમ નહિ જાઉં ?'

એટલે ભગવાન એને કહે છે કે-' તૂ ચક્રવર્તી નથી માટે ! જે ચક્રવર્તી હોય, તેની પાસે તો ચક્રવર્તીને યોગ્ય સામગ્રી હોય જેમ જ્યા ધર્મી હોય, ત્યા ધર્મ અવશ્ય હોય તેમ !'

અહીં તમારે એ વાત ધ્યાનમા રાખવાની છે કે-ભોગાદિનો મૃત્યુ પર્યન્ત પરિત્યાગ નહિ કરનારા ચક્રવર્તીઓ સાતમી નરકે જાય છે અને એ સિવાયના બીજા કોઈ જીવો સાતમી નરકે જતા જ નથી, એવું કાંઈ છે જ નહિ બીજા જીવો પણ સાતમી નરકે જનારા હોઈ શકે છે મનુષ્યગતિમાથી અને તિર્યંચગતિમાથી પણ ઘણા જીવો, સાતમી નરકને યોગ્ય આયુષ્યકર્મને ઉપાર્જીને, સાતમી નરકે પણ જાય છે એટલે અહીં ભગવાને જે એમ સૂચવ્યુ કે-'તૂ ચક્રવર્તી નથી, માટે તૂ સાતમી નરકે નહિ જાય'-તે, એ માટે જ સૂચવ્યુ છે કે-કૂણિકને પોતાને એવો ગર્વ હતો કે-હું ચક્રવર્તી જ છું એણે જ્યારે પૂછ્યુ, ત્યારે પોતે ચક્રવર્તી છે એવી જે એની તદ્દન ખોટી

માન્યતા હતી, તેને મનમા રાખીને જ પૂછ્યુ હતું અને એથી તેની એ માન્યતાને ઉદ્દેશીને જ ભગવાને એ પ્રમાણેનો જવાબ દીધો છે

ભગવાને જ્યારે એમ કહ્યુ કે-'તુ ચક્રવર્તી નથી' એટલે પાછું કૂણિકે ભગવાનને પૂછ્યુ કે-'હુ કેમ ચક્રવર્તી નથી? મારી પાસે પણ ચક્રવર્તીના જેવી ચતુરંગી સેના છે'

એ વખતે ભગવાને ખુલાસો આપ્યો કે-'ચક્રવર્તીની પાસે તો ચક્રાદિ ચૌદ રત્નો હોય છે તારી પાસે તે નથી ચૌદ રત્નોમાથી એક પણ રત્ન જેની પાસે ઓછુ હોય તેને ચક્રવર્તી કહી શકાય નહિ'

ભગવાન પાસેથી આ પ્રમાણે સાભળીને પણ એણે કર્યું શુ? ચક્રવર્તી બનવાનો ઉધમાત મચાવ્યો અને એમા જ એણે જીવ ખોયો ચક્રવર્તીને ચૌદ રત્નોમા સાત રત્નો એકેન્દ્રિય હોય છે અને સાત રત્નો પચેન્દ્રિય હોય છે કૂણિકે લોઢા વિગેરેના સાત એકેન્દ્રિય રત્નો બનાવી લીધા, પોતાની સ્ત્રી પદ્માવતીને સ્ત્રીરત્ન તરીકે કલ્પી લીધી અને અમુક હાથીને હસ્તિરત્ન, અમુક ઘોડાને અશ્વરત્ન-એ પ્રમાણે કલ્પીને, પોતાની પાસે ચક્રવર્તીને છાજતા ચૌદેય રત્નો છે, એમ માની લીધુ આ પ્રમાણે રત્નોની કલ્પના કરીને તે બેસી રહ્યો નહિ, પણ ચક્રવર્તીની જેમ તે છ ખડને સાધવાને માટે પણ નીકળ્યો એમા એ વૈતાઢ્યગિરિની તમિસ્રા ગુફાની પાસે ગયો અને તે ગુફાના પ્રહત દ્વારની જ્વાલાથી ભસ્મ થતા તેનુ મૃત્યુ થયુ ત્યા મૃત્યુને પામીને તે છઠ્ઠી નરકે ગયો

આવા જીવને ભગવાનનો યોગ ફળે શી રીતિએ?

ભગવાન મળ્યા ત્યારે એને પોતાના આત્મા વિષે કોઈ

પૂછવાનુ સૂઝયુ નહિ અને આવુ પૂછવાનુ સૂઝયુ ! પોતાને ચક્રવર્તી કહેવડાવવાને માટે એ સાતમી નરકે જવાને માટે પણ તૈયાર થઈ ગયો કૂણિકનો જીવ આવો ગાઢ મિથ્યાદૃષ્ટિ હતો, એટલે પુત્રરાગમા એ આંધળો બને અને પુત્ર પ્રત્યેની રાગાન્ધતામા એ ગૌરવનો આનદ અનુભવે, એ સ્થાને જ છે–એ વાત તમારી સમજમા આવી ગઈ ને ? આ વાત એટલા જ માટે કહી કે–કૂણિકના પુત્રપ્રેમની વાતને સાભળીને, કોઈ પોતાના પુત્રપ્રેમને વિકસિત કરવાને માટે, કૂણિક જેવાને આદર્શ બનાવી લેવાની ભૂલ કરે નહિ

ચેલ્લણાદેવીને મળેલી તક

આપણે પાછા મૂળ વાત ઉપર આવો કૂણિકે પોતાની માતા ચેલ્લણાદેવીને પ્રશ્ન કર્યો કે–' મારા જેવો પુત્રપ્રેમી પહેલા કોઈ થયો હશે ખરો ? અથવા તો અત્યારે કોઈ મારા જેવો પુત્રપ્રેમી હશે ખરો ? ' કૂણિકે આવુ પૂછયુ, એટલે ચેલ્લણાદેવીને ઘણા વખતથી હૈયામા સઘરી રાખેલી વાતને બોલવાની અને રોષને વ્યક્ત કરવાની તેમ જ પોતાના પુત્રના મગજને ઠેકાણે લાવવાનો યથાવસર પ્રયત્ન કરવાની તક મળી ગઈ એ તકનો ચેલ્લણાદેવીએ પૂરેપૂરો લાભ ઉઠાવ્યો પણ ખરો, કારણ કે–એ પરમ પતિભક્તા હતી અને પ્રસગને પિછાની લેવામા પ્રવીણ પણ હતી

ચેલ્લણાદેવીએ શ્રી શ્રેણિકના પુત્રપ્રેમની રજૂ કરેલી હકીકત

ચેલ્લણાદેવીએ કૂણિકને જવાબ આપતા કહ્યુ કે–' અરે પાપી ! તૂ જાણતો જ નથી કે–તારા પિતાને તૂ આ બાળકની જેમ અત્યન્ત વહાલો હતો તને ખબર નથી કે–તૂ જ્યારે

મારા પેટમા આવ્યો, ત્યારે મને બહુ જ ખરાબ દોહદ ઉત્પન્ન થયો હતો અને એથી હું ત્યારથી જ જાણી ગઈ હતી કે–તૂ તારા પિતાનો વૈરી છે, કારણ કે–જેવો ગર્ભ હોય, તેવા જ પ્રકારનો દોહદ સગર્ભા સ્ત્રીઓને ઉત્પન્ન થાય છે ગર્ભમા રહેલા પણ તને, તારા પિતાનો વૈરી જાણીને, તારા પિતાના કલ્યાણની કાંક્ષિણી એવી મેં ગર્ભપાતના પ્રયત્નો પણ કર્યા હતા, પરન્તુ તારૂં નસિબ એવું જબરૂં હતું કે–ગર્ભપાતને માટે જે જે ઔષધો લીધા, તે તે સર્વ ઔષધો તને હાનિકારક નિવડવાને બદલે, તારા માટે પુષ્ટિકારક પૂરવાર થયા વળી, તારા પિતાએ તો 'ક્યારે હું પુત્રના મુખને જોઈશ'–એવી આશાએ, તેમના અકલ્યાણના જ સૂચક એવા પણ મારા દોહદને પૂર્ણ કર્યો હતો તારા પિતાના મનમા તો તારે માટે કશો જ ખરાબ ભાવ નહિ હતો, પરન્તુ મારા મનમાં તો એ વાત અનાબર અંકિત થઈ ગઈ હતી કે–તૂ તારા પિતાનો વૈરી જ છે, એટલે જેવો તું જન્મ્યો કે તરત જ મેં તને ઉકરડે તજી દીધો હતો, પરન્તુ ત્યાથી પણ તારા પિતા જ તને પોતાના જીવની જેમ જાળવીને લઈ આવ્યા એ પછી પણ, તારા પિતાએ તારા પ્રત્યે ગજબનું વાત્સલ્ય કર્યું હતું તને મેં જે ઠેકાણે તજી દીધો હતો, ત્યા કુકડીના પિંછાથી તારી એક આગળી વીંધાઈ જવા પામી હતી અને પછી તે પાકી હતી અદરૂ કૃમિઓથી ખદબદીને દુર્ગન્ધ મારતી બનેલી એ આગળી, તને ભારે પીડા ઉપજાવતી હતી. તારી એવી દુર્ગન્ધ મારતી આગળીને પણ, તારા પિતા પોતાના મોઢામા રાખી મૂકતા હતા અને જેટલો વખત તેઓ તારી આગળીને મોઢામા રાખતા હતા, તેટલો વખત જ તને સુખનો અનુભવ થતો હતો તારા

પિતાએ એ રીતિએ તને વેદનાથી બચાવીને તારી આગળીના ઘાને રૂઝવ્યો હતો જે પિતાએ તને આવી રીતિએ મહા મુસ્કેલીએ લાલન-પાલન કરી શકાય એવા લાલન-પાલનથી ઉછેર્યો, તે પિતાના મોટા ઉપકારના બદલામા તેં તારા પિતાને કારાગૃહમા પૂર્યો છે !'

કૂણિક તો પોતાના પિતાના પોતા ઉપરના ઉપકારની વાતને સાભળીને, વ્યગ્ર બની ગયો તે પોતાના દુષ્કૃત્યથી કપી ઉઠ્યો, પણ પોતાના મનમા રહી ગયેલી એક ગેરસમજને દૂર કરવાને માટે, તેણે ચેટલણાદેવીને પૂછ્યુ કે-' તો પછી પિતાજી હલ્લ-વિહલ્લને ખાડના લાડવા મોકલતા અને મને ગોળના લાડવા મોકલતા, તેનુ કારણ શુ ?'

ચેટલણાદેવી, એ વાતનો પણ ખુલાસો કરતા કહે છે કે- ' ગોળના લાડવા તો હુ જ તને મોકલતી હતી, કારણ કે-તૂ તારા પિતાનો દ્વેષી છે-એમ મેં માનેલુ હોવાથી તૂ મને અણગમતો જ હતો.'

પતિભક્તિ વિના આવુ બોલાય નહિ

ચેટલણાદેવીએ સર્વ હકીકત કેવી સુન્દર, સ્પષ્ટ અને સીધી ગળે ઉતરે જાય એવી રીતિએ રજૂ કરી ? ચેટલણાદેવીના કથનમા જેમ પ્રવીણતા છે, તેમ પતિભક્તિ પણ ભારો ભાગ ભરેલી છે જે કાઈ દોષ રૂપ તને લાગ્યુ છે તે મારૂ કરેલુ છે અને તારા પિતાએ તો તારૂ સઘળુ ય સારૂ જ કરેલુ છે, એમ ચેટલણાદેવીએ કહ્યુ ને ? તારૂ ખરાબ કરવાને માટે હુ બધુ કરી ચૂકી છુ અને તારા પિતાએ તો તારૂ એકાન્તે ભલુ જ કર્યું છે, એવી વાત કરી ને ? હૈયાની પતિભક્તિ વિના,

આવી વાત, સાચી હોવા છતા પણ, આ રીતિએ અને આ સયોગોમા બોલાય ખરી ? એને એમ ન થાય કે-કદાચ આ, મારા પતિની જેમ મને પણ બદિખાને નાખી દેશે તો ? પણ એની ચેલ્લણાદેવીને ફીકર જ નહિ હતી આપણે તો, એ વિચારવુ છે કે-પતિ બદિખાને છે, તેનુ ચેલ્લણાદેવીને કેટલુ બધુ દુ ખ છે ? આ ઉપરથી, એ પણ સમજી શકાય છે કે-જો એનુ ચાલે એવુ હોત, તો એ એક ક્ષણને માટે પણ શ્રી શ્રેણિકને કારાગારમા રહેવા દેત નહિ, પરન્તુ તે સમયે કૂણિકનો પ્રભાવ એટલો બધો વિસ્તરેલો હશે, કે જેથી કોઈ પણ માણસ શ્રી શ્રેણિકની મુક્તિને માટે કાઈ જ કરી શકે નહિ

## કૂણિકનુ હૃદયપરિવર્તન અને શ્રી શ્રેણિકનો પ્રાણત્યાગ

ચેલ્લણાદેવીના વચનોની કૂણિકના હૈયા ઉપર અસાધારણ અસર થઈ એના પિતા પ્રત્યેનો એનો દ્વેષ ગળી ગયો પિતાના ઉપકારને જાણીને, એને પોતાની જાત ઉપર ધિક્કારનો ભાવ આવ્યો પોતાની જાતને નિન્દતા તેણે, તત્કાલ, પિતા પાસેથી પડાવી લીધેલુ રાજ્ય પિતાને સુપ્રત કરી દેવાનો નિર્ણય કર્યો માતાને પણ એણે એ વાત જણાવી પછી પૂરૂં ખાધા વિના જ, તે ખાતે ખાતે ઉભો થઈ ગયો અને પિતાના ચરણોમા નાખેલી બેડીને ભાગી નાખવાને માટે, લોહદડને લઈને તે એકદમ કારાગૃહ તરફ દોડ્યો પરન્તુ તેના આવા હૃદયપરિવર્તનની શ્રી શ્રેણિકને ખબર નથી કૂણિકને એમ લોહદડને, લઈને આવતો જાણીને, શ્રી શ્રેણિકને એવા એવા વિચારો આવ્યા, કે જેથી તેમણે કૂણિક ત્યા આવી પહોચે તે પહેલા તો, પહેલેથી પોતાની પાસે રાખી મૂકેલા તાલપુટ

નામના વિષને પોતાની જીભ ઉપર મૂકયુ અને એથી તત્કાળ એમના પ્રાણ ચાલ્યા ગયા

<u>કલ્પનાઓ કેવી ઠગારી પણ નિવડે છે?</u>

જૂઓ કે–કેવો વિચિત્ર સયોગ છે? કલ્પનાઓ કેટલીક વાર કેટલી બધી ઠગારી નિવડે છે, તેનો આ પણ એક નમુનો છે ને? આપણી પાસે દેખીતો પૂરાવો હોય અને એના જ આધારે આપણે કલ્પના કરી હોય, તે છતા પણ તે તદ્દન મિથ્યા કલ્પના હોય, એવું ય બને ને? કૂણિકને ગોળના લાડુનો દેખીતો પૂરાવો મળ્યો હતો, છતા તેની કલ્પના ખોટી હતી ને? કૂણિક લોહદડ લઈને દોડ્યો આવે છે–એવો દેખીતો પુરાવો હતો, છતા શ્રી શ્રેણિકની કલ્પના ખોટી હતી ને? એટલે દેખીતા પૂરાવાઓના આધારે પણ કલ્પનાઓમા દોડી જવા જેવુ નહિ ને? એવી કલ્પનાઓના બળે કોઈના ઉપર દોષારોપણ કરવામા, કેટલીક વાર, મહા ભયકર પણ પરિણામ આવી જાય છે પૂરાવાઓ ગેરસમજ ઉપજાવે તેવા પણ હોઈ શકે છે અને એના દ્વારા કરેલી કલ્પનાઓ આપણને ઠગનારી નિવડે, એ સ્વાભાવિક જ છે એટલે, શકનો લાભ પણ આરોપીને અપાય, એ સ્થાને છે આપણે ત્યા પણ જ્યા પરસ્પર વિરોધભાવ લાગે એવી વાત આવે અને જ્યા સુધી યથાયોગ્ય નિર્ણય કરી શકવા જોગી શક્તિ ન હોય, ત્યા સુધી 'तत्त्व तु केवलिगम्यम्'–એ પ્રમાણે કહીને, બન્ને ય વાતોને ઊભી રખાય છે ને? એવા વખતે, આત્માને એમ જે થાય કે–'જો હુ પૂર્ણજ્ઞાની હોઉં, તો કેવું સારૂ? હું અધુરો જ્ઞાની છુ, માટે જ આનો યથાયોગ્ય નિર્ણય કરી

શકતો નથી ને?' જો આવો વિચાર આવે, તો પોતાના કેવલજ્ઞાન રૂપ ગુણને પ્રગટાવવાની ભાવના પણ સતેજ બને

<u>શોકથી બચવા સ્થાન છોડ્યું</u>

કૂણિકે ત્યા આવીને જોયુ, તો તેણે પિતાને મૃત્યુ પામેલા જોયા એથી, એના દુ ખની અવધિ રહી નહિ તેના હૈયામા એટલો બધો ક્લેશ થયો કે—એના નિવારણને માટે મન્ત્રિઓએ પિંડદાનનો બનાવટી ઉપાય શોધી કાઢ્યો એથી એને કાંઈક શાતિ મળી, તો પણ જ્યારે જ્યારે તે પિતાની શય્યા, પિતાનુ આસન, એ વિગેરેને જોતો, ત્યારે ત્યારે એના હૈયામા શોક ઉત્પન્ન થયા વિના રહેતો નહિ એ કારણે, તેને માટે રાજગૃહી નગરીમા રહેવું, એ પણ અસહ્ય થઈ પડ્યુ આથી, તેણે ચપા નામની એક નવી નગરી વસાવી અને તે નગરીમા જ કૂણિક સપરિવાર રહેવા લાગ્યો

<u>શ્રી હલ્લ-વિહલ્લની પાસેથી હાથી વિગેરે લઈ લેવાનો</u>
<u>રાણી પદ્માવતીનો કૂણિકને આગ્રહ</u>

હવે શ્રી હલ્લ-વિહલ્લનો પ્રસગ આવે છે આ પ્રસગ સ્ત્રીસ્વભાવસુલભ ઈર્ષ્યામાથી અને વિષયાધીનસુલભ સ્ત્રીમુખ પણામાથી જન્મેલો છે તમને ખ્યાલમા તો હશે જ કે—શ્રી અભયકુમારે અને શ્રીમતી નન્દાએ દીક્ષા લેતી વખતે, શ્રી હલ્લ-વિહલ્લને દિવ્ય કુડલજોડીનુ તથા દિવ્ય વસ્ત્રયુગ્મનુ અર્પણ કર્યું હતું, અને ત્યાર બાદ કૂણિકને રાજ્ય આપવાની ઈચ્છાથી શ્રી શ્રેણિકે શ્રી હલ્લ-વિહલ્લને સેચનક હાથી તથા અઢાર [illegible] અર્પણ કર્યા હતા

શ્રી હલ્લ અને શ્રી વિહલ્લ-એ

ભાઈઓ સેચનક હાથી ઉપર બેસીને ફરવાને નીકળેલા તે વખતે તેમણે દિવ્ય કુડલોને, દિવ્ય વસ્ત્રોને તથા દિવ્ય હારને પણ ધારણ કરેલ એથી, એ બન્ને ય જાણે પૃથ્વી ઉપર દેવો જ કુમાર રૂપ ધરીને ઉતરી આવ્યા હોય, એવા શોભતા હતા.

એ રીતિએ સેચનક હાથી ઉપર આરૂઢ થઇને ફરતા તે બન્ને દેવરોને કૂણિકની રાણી પદ્માવતીએ જોયા દેવરોને સુખે ફરતા જોઇને આનન્દ પામવાને બદલે, રાણી પદ્માવતીને જૂદો જ વિચાર આવ્યો એના હૈયામા ઈર્ષ્યાભાવ પ્રગટ્યો.

એને એમ થઈ ગયુ કે–'આવા હાથીને, આવા કુડલોને, આવા વસ્ત્રોને અને આવા હારને યોગ્ય તો મારા પતિ છે. મારા પતિ રાજ્યના સ્વામી ભલે રહ્યા, પણ આ હાથી વિગેરે વિનાનુ મારા પતિનુ રાજ્ય, એ તો નેત્રો વિનાના મોઢા જેવું છે'

આવો વિચાર આવ્યો તો આવ્યો, પણ પાછો એને રાણી પદ્માવતીએ દાબી દીધો નહિ અને રાણી પદ્માવતીના એ વિચારે જોર પકડ્યુ

રાણી પદ્માવતીએ, શ્રી હલ્લ-વિહલ્લની પાસેથી એ હાથી, હાર, કુડલ અને વસ્ત્ર લઈ લેવાનુ, પોતાના પતિને કહ્યુ. માત્ર કહ્યુ એમ જ નહિ, પણ એ માટે આગ્રહ પણ કર્યો

એ વખતે, રાજા કૂણિકે તેણીને કહ્યુ પણ ખરૂ કે–'હલ્લ-વિહલ્લને પિતાએ જે આપ્યુ છે, તે મારે પાછુ લઈ લેવું એ યોગ્ય નથી, વળી, પિતા સ્વર્ગમા ગયા પછીથી તો, આ બન્ને ય ભાઈઓ મારે માટે વિશેષ પ્રસાદ કરવાને યોગ્ય છે'

કૂણિકના અન્ત કરણમા, અત્યારે તો પિતા પ્રત્યે સદ્ભાવ પ્રગટેલો હતો ને? જો પહેલાની વાત હોત, તો તો કદાચ કૂણિક કાંઈક જૂદો જ વિચાર કરત, પણ અત્યારે તેના હૈયામા

પોતાના મૃત પિતા પ્રત્યે ઘણો આદરભાવ છે એટલે તે પિતાના નામે પણ પદ્માવતીની વાતનો નિષેધ કરે છે

એ પ્રમાણે નિષેધ કરવા છતા પણ, રાણી પદ્માવતી માનતી જ નથી એ તો, પોતાનો આગ્રહ ચાલુ ને ચાલુ જ રાખે છે કૂણિકને જેમ શ્રી હલ્લ-વિહલ્લની પાસેથી એ હાથી વિગેરે લઈ લેવું એ ગમતું નથી, તેમ રાણી પદ્માવતી નારાજ રહ્યા કરે-એ પણ એને ગમતું નથી આ બેય અણગમતાં છે, પણ એમાનું એક અણગમતું એવું જોરદાર બની જાય છે કે-બીજુ અણગમતું પણ કરવાને માટે રાજા કૂણિક તૈયાર થઈ જાય છે આખર, રાજા કૂણિક, રાણી પદ્માવતીના આગ્રહને આધીન બની જાય છે અને શ્રી હલ્લ-વિહલ્લની પાસેથી સેચનક હાથી વિગેરેને માગી લેવાનું કબૂલ કરે છે

કામરાગનો નાચ

આમા, તમને કાઈ આશ્ચર્ય પામવા જેવું લાગે છે ખરૂ ? જ્યા કામરાગ જોર કરે છે, ત્યા દૃ પણ સ્નેહરાગ નબળો પડી જાય છે અને અન્તે કદાચ નાશ પણ પામી જાય છે એવી હકીકતને જણાવતા ઉદાહરણો શાસ્ત્રોમા તો ઘણા આવે છે, પરન્તુ તમને ય આનો થોડો-ઘણો અનુભવ તો હશે ને ? ગમતી બાયડી ખાતર મહા ઉપકારી એવા પણ માતા-પિતાની અવગણના કરનારાઓને, તમે જોયા-જાણ્યા છે ? સ્ત્રી પ્રત્યેના રાગથી સ્નેહી બન્ધુજનો આદિનો પણ તિરસ્કાર કરનારાઓ છે, એવું તમે સાભળ્યું છે ? અરે, અન્ય કોઈ સ્ત્રી ઉપર રાગ થઈ જવાથી, જેને પોતે પરણીને લાવ્યો હોય, જેની જોડે સસારનુ સુખ ભોગવ્યું હોય, જેને

જીવનભર પોતાની પાસે અને પોતાના હૈયામાં રાખવાનું વચન વારંવાર આપ્યું હોય તેમ જ જેના ઉપરના રાગને વશ બનીને માતા-પિતાદિનો અને સ્નેહી-સંબંધીઓનો ત્યાગ કર્યો હોય, એવી પણ પોતાની સ્ત્રીને દગો દેનારા આ સંસારમાં હોય છે, એવું તમારા ખ્યાલમાં આવ્યું છે ખરું? તમે બધા તો એમાંનું કાંઈ કરનારા કે એમાંનું કાંઈ કર્યું હોય તેવા નથી ને? જરા વિચાર તો કરી જોજો! કામરાગ જ્યારે નચાવતો હોય છે અને એને આધીન બનીને માણસ જ્યારે નાચતો હોય છે, ત્યારે તે વિવેકવિકલ તો બનેલો જ હોય છે, પરન્તુ સામાન્ય પ્રકારના સદ્વ્યવહારથી પણ તે વિકલ બની જાય છે. એવો માણસ, કદાચ ભણેલો-ગણેલો અને બુદ્ધિશાલી હોય, તો પણ એવા વખતે એને માટે ય, મૂર્ખ અને દુર્જનને શોભતા એણે વિચારો કરવા અથવા તો એણે એવું બોલવું અથવા તો એણે એવું આચરવું, એ વિગેરે પણ તદ્દન સુશક્ય બની જાય છે.

## કૂણિકની માગણી

કૂણિક જ્યારે રાણી પદ્માવતીના આગ્રહને નિવારી શક્યો નહિ, ત્યારે તેણે શ્રી હલ્લ-વિહલ્લની પાસેથી હાથી વિગેરેને માગવાનું કબૂલ કરી લીધું, અને તે અનુસાર, તેણે પોતાના સૌભ્રાતૃપણાના ભાવને દબાવી દઈને પણ, શ્રી હલ્લ-વિહલ્લની પાસે એ સેચનક હાથીની, દિવ્ય કુંડલોની, દિવ્ય વસ્ત્રોની અને દિવ્ય હારની માગણી કરી. કૂણિકે આવી માગણી કરવા છતાં પણ, શ્રી હલ્લ-વિહલ્લ બીજું કાંઈ જ બોલ્યા નહિ. તેમણે તો માત્ર એટલું જ કહ્યું કે-'જેવી આપની

આશા ' આ પ્રમાણે કૂણિકને કહીને, તે બન્ને પોતાના નિવાસે ગયા અને પોતાના નિવાસે જઈને તેઓ 'હવે શું કરવું?' -તેનો વિચાર કરવા લાગ્યા શ્રી હલ્લ-વિહલ્લને પહેલા એવો વિચાર આવ્યો તો ખરો કે-' કૂણિકનો આ અભિપ્રાય સારો નથી ' પણ તરત જ તેમણે વિચાર કર્યો કે-' આપણે આવો વિચાર કરવાનુ પ્રયોજન જ શું છે?'

## મમત્વ મન્દ બને ને મરે એવું કરો

શ્રી હલ્લ-વિહલ્લ ઉત્તમ આત્માઓ છે, માટે જ તેમને આવો વિચાર આવે છે ' કૂણિકનો અભિપ્રાય સારો નથી '-એવો વિચાર કરવાનુ પણ તેમને ગમતું નથી એ ઉપરથી તમને સમજાય છે ને કે-કૂણિકે હાથી વિગેરેને આપી દેવાનુ કહ્યુ, તે છતા પણ તેમને કૂણિક પ્રત્યે ક્રોધનો ભાવ નહિ આવ્યો હોય? જેમ જેની મમતા જોરદાર હોય છે, તેમ તેના ઉપરની ત્રાપ વધારે ક્રોધ ઉપજાવે છે શ્રી હલ્લ-વિહલ્લના હૈયે સેચનક હાથી આદિની મમતા સર્વથા નહોતી -એમ તો નહિ જ, પરન્તુ એ મમતા એવી નહોતી કે-એ બધાની માગણી મોટા ભાઈ કરે, એથી મોટા ભાઈ પ્રત્યે એમને ગુસ્સો આવે આ વાત પણ તમારે માટે ઘણી ઉપયોગી છે તમને ધનાદિક પ્રત્યે મમત્વ તો છે, પણ એ મમત્વ તમને તમારા વડિલો, બન્ધુજનો અથવા તો પુત્રાદિ પરિવાર પ્રત્યે અને આગળ વધીને કહીએ તો અન્ય કોઈ પ્રત્યે પણ દુર્ભાવને પેદા કરનારું બને નહિ, એની તો તમારે ખાસ કાળજી રાખવી જોઇએ એવી કાળજી રહ્યા કરે અને અવસરે પણ એમા ખામી આવવા પામે નહિ, એ માટે ' ધનાદિકનુ મમત્વ-

મારક છે, હેય છે'–એવી વિચારણા રોજ કરવી જોઇએ અને એવા એવા વિચારોથી મમત્વ મન્દ બને અને છેવટે મરે પણ ખરૂ–એવું તમારે કરવુ જોઇએ

## શ્રી ભરતજીના ૯૮ ભાઈઓના પ્રસગની યાદ

તમે કદાચ જાણતા હશો કે–અહીં જેવો પ્રસગ ઉપસ્થિત થવા પામ્યો છે, તેવા પ્રકારનો પ્રસગ મહારાજા શ્રી ભરતના સમયે પણ ઉપસ્થિત થવા પામ્યો હતો શ્રી ઋષભદેવ ભગવાન પોતાના સોએ પુત્રોને રાજ્ય વહેંચી આપીને પ્રવ્રજિત થયા હતા તે પછી, શ્રી ભરત ચક્રવર્તી બનનારા હતા માટે ચક્રરત્ન પ્રગટ થયુ અને તેમણે છએ ખંડને સાધ્યા છએ ખડને સાધીને આવવા છતા પણ, ચક્રરત્ન આયુધશાળામા પેસતુ નથી, કારણ કે–શ્રી ભરત મહારાજાના નવ્વાણું ભાઈઓએ શ્રી ભરત મહારાજાની આજ્ઞાને સ્વીકારી નહોતી આથી, શ્રી ભરતે જ્યારે પોતાના ભાઈઓને પોતાની આજ્ઞાનો સ્વીકાર કરવાનુ કહેવડાવ્યુ, ત્યારે તે કોઈને ગમ્યુ નહિ એ નહિ ગમવા છતા પણ, એક શ્રી બાહુબલિજી સિવાયના અઠ્ઠાણુંએ ભાઇઓએ ભગવાનની પાસે જ જઈને 'શું કરવુ?' –એનો નિર્ણય કરવાનો વિચાર રાખ્યો એ અઠ્ઠાણું ભાઈઓ પોતપોતાના રાજ્યને તજીને ભગવાનની પાસે ગયા એમને હૈયે એ વાત જરૂર હતી કે–'રાજ્ય પિતાજીએ આપ્યુ છે, પછી ભરતજીની આજ્ઞા માનવાની હોય શાની?' પણ એમણે કેવો રસ્તો લીધો, તેની આ વાત છે આ પ્રસગમા, શ્રી હલ્લ-વિહલ્લે પણ લગભગ એવો જ રસ્તો લીધો છે તેઓ કૂણિકની સાથે લડી લેવાને તૈયાર થયા નથી

## શ્રી હલ્લ-વિહલ્લ વૈશાલી પહોંચી ગયા !

શ્રી હલ્લ–વિહલ્લે વિચાર કર્યો કે–આપણે આ હાથી વિગેરે આમ આપી દઈએ એ યોગ્ય નથી અને અહીં રહીએ તો પરિણામ સારૂં આવે નહિ કૂણિક સાથે લડવું, એ પણ યોગ્ય નથી અને પિતાએ, માતાએ તથા વડિલ ભાઈએ આપણને યાદીને આપેલ જે વસ્તુઓ, તે કૂણિકને તેના માગવાથી આપી દેવી, એ ય યોગ્ય નથી આથી, તેમણે ચંપાનગરીને છોડીને અન્યત્ર ચાલ્યા જવાનો વિચાર કર્યો પોતાના હકની વસ્તુઓ ખાતર પણ ભાઈ સાથે લડવું પડે, એ તેમને ગમતું નહોતું અને જો તેઓ ત્યાં રહે, તો ભાઈની સાથે લડવાનો પ્રસંગ આવ્યા વિના રહે જ નહિ એવું હતું આથી, તેમણે નિર્ણય કર્યો કે–'આપણે કયાંક અન્યત્ર ચાલ્યા જઈએ' આવો નિર્ણય કરીને, તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને વૈશાલી નગરી તરફ ગયા તે સમયે વૈશાલી નગરીમાં શ્રી ચેટક નામે મહા પરાક્રમી રાજા હતા અને તે આ શ્રી હલ્લ–વિહલ્લના માતામહ થતા હતા શ્રી હલ્લ–વિહલ્લ વૈશાલી નગરીએ પહોંચતા, શ્રી ચેટક રાજાએ તેમનો સત્કાર કર્યો અને તેમને પોતાને ત્યાં જ પોતાના યુવરાજોની જેમ રાખ્યા

## કૂણિકની વિચિત્ર મનોદશા

શ્રી હલ્લ–વિહલ્લ ચંપાનગરીને રાતો રાત તજી ગયા હતા, એટલે સવારે જ કૂણિકને એવા સમાચાર મળ્યા કે–'હલ્લ–વિહલ્લ તો ધૂર્તની જેમ છેતરીને વૈશાલી નગરીએ ચાલ્યા ગયા છે ' એવા સમાચાર મળ્યા, એટલે કૂણિકને સૌથી પહેલાં તો એવો જ વિચાર આવ્યો કે–' સારું જ,

ઓની સલાહ મુજબ ચાલવાથી, હું ઉભયભ્રષ્ટ થયો કારણ કે–હાથી વગેરે રત્નો પણ મને મળ્યા નહિ અને મેં મારા ભાઈઓને પણ ગુમાવ્યા'

પરન્તુ, કૂણિક એ જબરો કષાયશીલ હતો, એટલે એણે એવો વિચાર કરીને, ન તો મનને મનાવી લીધુ કે ન તો એણે પોતાની થઈ ગયેલી ભૂલને સુધારી લેવાનો વિચાર કર્યો

એણે તો એવો વિચાર કર્યો કે–'ભલે જે થવુ હતું તે થઈ ગયુ, પણ હવે તો મારે આવી પડેલા આ કષ્ટને નિવારવું જ જોઈએ, એટલે કે–હવે તો મારે કોઈ પણ ભોગે મારા તે બન્નેય ભાઈઓને પાછા લાવવા જ જોઈએ જો હું મારા તે બન્ને ભાઈઓને પાછા લાવું નહિ અને મારા આ પરાભવને સહન કરી લઉં, તો મારામા અને વાણીયામા ફેર શો?'

કૂણિકની આ કેવી વિચિત્ર મનોદશા છે? પોતે હસ્તિ આદિની માગણી કરવામા ભૂલ કરી–એ વાતને એ પ્રધાનતા આપતો નથી અને પોતાના ભાઈઓ એ જ કારણે તેને અધારામા રાખીને ચાલ્યા ગયા–એ વાતને એ પોતાના મોટા પરાભવ તરીકેનુ મહત્ત્વ આપીને, આ વાતને જો પોતે જતી કરે તો તેમા પોતાનુ ગૌરવ જ હણાઈ જાય–એ રીતિએ વિચારણા કરે છે કૂણિકને પોતાની ભૂલ સમજાઈ છે, પોતાની ભૂલનો તેને ખ્યાલ આવ્યો ન હોય એવું નથી, આમ છતા પણ, તે હવે તો પોતાના ગૌરવની રક્ષાને ખાતર શું કરવું જોઈએ–એનો વિચાર કરે છે

<u>શ્રી જિનવચનનો રસ તારે ને સ્વવચનનો રસ ડૂબાવે</u>

આપણે ત્યા પાચ પ્રકારના જે મિથ્યાત્વો વર્ણવાએલા

છે, તેમા મિથ્યાત્વનો અભિનિવેશ નામનો પણ એક પ્રકાર વર્ણવાએલો છે પહેલા શ્રી જિનવચનનો જ રસ હોય, પરન્તુ ક્ષયોપશમવશાત્ જો એવું બને કે-શ્રી જિનવચનના રસમા મન્દતા આવે અને પોતાના વચનનો રસ પ્રધાન બની જાય, તો સમ્યગ્દૃષ્ટિ જીવ સમ્યગ્દર્શન ગુણને વમીને, અભિનિવેશ નામના મિથ્યાત્વનો સ્વામી બની જાય એટલે અભિનિવેશ નામના મિથ્યાત્વથી બચવું હોય, તેણે સ્વવચનના રસ ઉપર ખૂબ ખૂબ કાબૂ મેળવવો જોઈએ અને શ્રી જિનવચનના રસને હૈયામા સારી રીતિએ પ્રવાહિત રાખ્યા કરવો જોઈએ. શ્રી જિનવચનનો રસ, ઓછું ભણેલા પણ આત્માઓને આબાદ તારી દે છે, જ્યારે સ્વવચનનો રસ, ઘણું ભણેલા અને વિશિષ્ટ કોટિની ગણાય તેવી તર્કશક્તિને ધરનારા આત્માઓને પણ, બહુ જ ભયંકર રીતિએ ભવસાગરમા ડૂબાવી નાખે છે સ્વ વચનનો રસ, એ તો એક એવી વસ્તુ છે કે-ઘણા ઉત્કૃષ્ટ કોટિના ગણાય તેવા ચારિત્રાચારોને નિરતિચારપણે સેવવાના પ્રયત્ન વાળા અને શાસ્ત્રોના મહા જ્ઞાતા એવા પણ મહાત્માઓને, જો તેઓ બીનસાવધ બની જાય અને શ્રી જિનવચનનો તેમનો રસ જો મન્દપણાને પામી જાય, તો તેમને તેમનો સ્વવચનનો રસ મિથ્યાદૃષ્ટિ અને ઉત્સૂત્રપ્રરૂપક બનાવીને, કદાચ અનન્ત કાલને માટે પણ સંસારમા રૂલાવનારો બની જાય

<u>કામ ખરાબ કરે અને ચોમ્મુ સન્માન સારૂ મેળવે-એવું પણ પાપાનુબંધી પુણ્યના ઉદયે બને</u>

આ રીતિએ સ્વવચનનો રસ જો મહાત્માઓને પણ મુંઝવી શકે છે, તો પછી બીચારા કૂબુદ્ધિનું તો શું ગજું ? એ તો

ક્રોધાદિ કષાયોની જેમ માનકષાયને પણ પરવશ બની ગયેલો છે એના કષાયો જોરદાર છે અને એ કષાયોને આઘાત પહોચાડે—એવી સામગ્રી પ્રાપ્ત થવાને બદલે, એને એના કષાયોને પુષ્ટ કર્યા કરે—એવી સામગ્રી મળેલી છે એ માની બેઠેલો છે કે–બધુ મારૂ ધાર્યું થવુ જ જોઈએ અને મોટે ભાગે એનુ ધાર્યું થાય છે પણ ખરૂ આવા સંયોગોમા એના કષાયો પ્રતિદિન પુષ્ટ બનતા જાય, એમા નવાઈ પામવા જેવુ કાઈ છે જ નહિ આજે સ્પષ્ટપણે સમજાઈ જાય એવી પણ બાબ તોમા ઉત્સૂત્રપ્રરૂપણાઓ કરનારાઓ અને સસૂત્રપ્રરૂપણા કરનારા મહાત્માઓને ભાહનારાઓની કયી હાલત છે ? એવાઓને દેખીતી રીતિએ થોડી–ઘણી ફાવટ આવી જાય છે, એટલે એવાઓ વધારે ને વધારે ઉન્મત્ત બનતા જાય છે આ સસારમા, ખરાબમા ખરાબ કામો કરવા છતા પણ, તેવા કામો કરવામા ફાવટ આવ્યા કરે, એ બનવાજોગ છે પૂર્વનુ પુણ્ય જોરદાર હોય અને તે ઉદયમા વર્તતું હોય, તો કામ ખગબ કરે ને લોકનુ સન્માન સારૂ મેળવે, પોતે દુર્જન છતા અજ્ઞાન લોકમા સજ્જન ગણાય અને સજ્જનોને સતાપવામા સફલ નિવડે, એ બધુ શકય છે, પરન્તુ એવાઓનુ એ પ્રકારનુ પુણ્ય પાપાનુબધી જ હોય છે અને એથી એવાઓનુ ભાવિ ઘણું ભયકર હોય છે એવા પુણ્યને જે વખાણે, તે પણ પાપનો ભાગીદાર બને પુણ્યની ઈચ્છા કરનારાએ પણ કદી પાપાનુબધી પુણ્યની ઈચ્છા નહિ કરવી જોઈએ પાપાનુબધી પુણ્ય કરતા તો પુણ્યાનુબધી પાપ સારૂં,–એમ માણુસે પોતે પોતાને માટે વિચારી લેવું જોઈએ અને તે પણ ધર્મસામગ્રી મળે–એવા પ્રકારની અપેક્ષાપૂર્વક !

## કૂણિકના દૂતને શ્રી ચેટક રાજાએ આપેલો જવાબ

કૂણિકે નિર્ણય કરી લીધો કે-' હવે તો કોઈ પણ ભોગે હાથી વિગેરે રત્નો સહિત પોતાના ભાઈઓને તેણે પાછા પકડી લાવવા જોઇએ અને તેમ નહિ, તો છેવટ હલ્લ-વિહલ્લ જે ચાર રત્નોને લઈ ગયા છે, તે રત્નોને તો અવશ્ય પાછા મેળવવા જોઇએ '

આવો નિર્ણય કરીને, રાજા કૂણિકે પોતાના દૂતને સમજાવીને તૈયાર કર્યો અને વૈશાલી નગરીએ ચેટક રાજાની પાસે મોકલ્યો એ દૂત વૈશાલી નગરીએ પહોંચીને, શ્રી ચેટક રાજાની સભામા ગયો સભામા જઇને તે દૂત શ્રી ચેટક રાજાને પ્રણામ કરીને યોગ્ય આસને બેઠો. અને તે પછી તેણે સભ્યતાથી શ્રી ચેટક રાજાને કહ્યુ કે-' હલ્લ અને વિહલ્લ નામના રાજકુમારો હાથી વિગેરે રત્નોને લઇને અહીં ભાગી આવ્યા છે, તો આપ તે બન્ને કુમારોને એ રત્નો સહિત રાજા કૂણિકને સોંપી દો ! જો આપ એ બન્ને કુમારોને રત્નો સહિત રાજા કૂણિકને નહિ સોંપી દો, તો આપને રાજ્યભ્રષ્ટ કરી દેવામા આવશે, પરન્તુ એક ખીલીને માટે આખા દેવકુલનો ભ્રંશ થવા દેવો, એ આપને માટે યોગ્ય નથી '

કૂણિકના દૂતે કહેલી વાતને સાભળીને, શ્રી ચેટક રાજાએ તેને જવાબ આપતા કહ્યુ કે-' શરણે આવેલાને આપી દેવો નહિ, એવો તો સામાન્ય નિયમ છે, જ્યારે આ બન્ને તો, મારી પુત્રીના દીકરાઓ છે, એથી આ બન્ને મને પુત્રના જેવા પ્રિય છે, તેમ જ આ પાછા મારા ઉપરના વિશ્વાસે અહીં આવેલા છે, એટલે આમને હું સોંપી દઉં, એ તો મારાથી

બને જ નહિ '

શ્રી ચેટક રાજાએ આવો મધુર જવાબ આપ્યો, એટલે કૂણિકના દૂતે ફરીથી કહ્યુ કે–' આ બન્ને આપને શરણે આવેલા છે–એ કારણે જો આપ આ બન્નેને આપી શકતા ન હો, તો તેમની પાસેથી તમે હસ્તિ વિગેરે રત્નોને લઈ લો અને તે રત્નો મારા સ્વામી રાજા કૂણિકને અર્પણ કરી દો !'

આના જવાબમા, શ્રી ચેટક રાજાએ કહ્યુ કે–' કોઈના દ્રવ્યને આપવાને માટે કોઈ સમર્થ બની શકે નહિ, આવો ન્યાય તો રાજા અને રક બન્નેને માટે સરખો છે આ કારણે, ન તો આમના ઉપર બલાત્કાર કરીને હુ આમની પાસેથી કાઈ લઈ લઈશ અગર ન તો આમને સમજાવીને પણ હુ આમની પાસેથી કાઈ લઈ લઈશ આમની પાસેથી મારે લેવાની વાત તો દૂર રહી, પણ આ બન્ને તો મારા ભાણેજો હોઈને, મારે વિશેષે કરીને દાન દેવાને યોગ્ય છે કારણ કે–ભાણેજો ધર્મપાત્ર ગણાય છે '

## શ્રી ચેટક રાજાની પરાક્રમશીલતા અને ગુણસમ્પન્નતા.

શ્રી ચેટક રાજાએ આ પ્રમાણેના જવાબો આપવાથી, વિશેષ કાઈપણ બોલ્યા વિના, કૂણિકનો દૂત ત્યાથી પાછો ચાલ્યો ગયો કૂણિકનો દૂત વધારે બોલે પણ શું ? શ્રી ચેટક રાજાએ પૂરા ઉપશાન્તભાવને ધારણ કરીને જવાબો દીધા છે જવાબો પણ એવા દીધા છે, કે જે જવાબો પૂરેપૂરા યુક્તિસંગત ગણાય એમણે સીધે સીધુ એમ નથી કહી દીધુ કે– હલ્લ તથા વિહલ્લને નહિ સોપાય, પણ ન્યાયની રીતિને સમજાવીને, એવી રીતિએ કહ્યું છે કે–એમની જગ્યાએ કોઈ

પણ ન્યાયી રાજા હોય, તો તે પણ હલ્લને તથા વિહલ્લને સોંપી શકે નહિ આ ઉપરાંત, કૂણિકના દૂતે તો ત્યાં સુધી કહી દીધુ કે-'તમે જો આ બન્ને કુમારોને રત્નો સહિત નહિ સોંપી દો, તો તમારે રાજ્યભ્રષ્ટ થવુ પડશે' તે છતા પણ, શ્રી ચેટક રાજાએ એ વાતનો ઉત્તર સરખો ય આપ્યો નથી અને પોતે જરા સરખા ય તપ્યા પણ નથી પોતાની વાતમા પોતે બરાબર મક્કમ રહ્યા છે, પણ એમણે ખાલી થૂક ઉડાડવા જેવી વાત કરી જ નથી શ્રી ચેટકે આપેલા જવાબોનો વિચાર કરવામા આવે, તો લાગે કે-શ્રી ચેટક રાજા જરૂર પરાક્રમશીલ પણ હોવા જોઈએ અને અનેક ગુણોથી સમ્પન્ન પણ હોવા જોઈએ હકીકતમા છે પણ એમ જ એ એવા બાણા વળી હતા કે-એમનુ બાણ ખાલી જતુ નહિ જેના ઉપર એમનુ બાણ છૂટે, તે જીવથી જાય-એવુ જ બનતુ હતુ વળી, તેઓ મહા સમ્યગ્દૃષ્ટિ સુશ્રાવક હતા શ્રી ચેટક રાજા સંસારમા રહ્યા હતા ખરા, પણ તે ઉદાસીન ભાવે જ રહ્યા હતા એટલે સસારમા તે રહેવાને માટે રહ્યા નહોતા, પરન્તુ રહેવુ પડ્યુ હતુ માટે રહ્યા હતા બીજા કોઈના પણ લગ્ન કરવા નહિ-એવો તો એમને નિયમ હતો, તેમ જ યુદ્ધમા એક દિવસમા એક બાણથી અધિક બાણને છોડવુ નહિ, એવો ય તેમને નિયમ હતો આવા ગુણસમ્પન્ન અને આવા પરાક્રમી આત્માઓ એલ-ફેલ બોલે જ નહિ

<u>કૂણિકનુ યુદ્ધને માટે પ્રયાણ</u>

શ્રી ચેટક રાજાએ જે જવાબો આપ્યા હતા, તે તો એવા હતા કે-જો કૂણિકે જરા શાન્તિથી અને ધીરજથી એ

જવાબોને વિષે વિચાર કર્યો હોત, તો એનો કષાય પણ ઉપશાન્તભાવને પામત, પરન્તુ કોઈ પણ બાબતનો શાન્તિથી અને ધીરજથી વિચાર કરવા જોગી યોગ્યતા જ કૂણિકમા હતી નહિ. આથી, દૂતે પાછા આવીને જ્યારે શ્રી ચેટક રાજાએ આપેલા ઉત્તરને કહી સભળાવ્યો, ત્યારે તો તે વ્યાજબી પણ ઉત્તર, કૂણિકના ક્રોધ રૂપી અગ્નિને માટે વટોળીયા જેવો થઈ પડ્યો અગ્નિનો ને વટોળીયાનો યોગ થાય, એટલે અગ્નિ જેમ એકદમ ભભૂકી ઉઠે અને એનો વિસ્તાર વધતો જ જાય, તેમ કૂણિક પણ શ્રી ચેટક રાજાએ આપેલો ઉત્તર કાને પડતા, પોતાના મગજને કાબૂમા રાખી શક્યો નહિ એણે તો, તત્કાળ, શ્રી ચેટક રાજાની ઉપર ચઢાઈ કરવાને માટે જયભભા વગાડી ભભાનાદને સાભળીને, કૂણિક રાજાના સૈનિકો સર્વ પ્રકારે સજ્જ થઈ ગયા કૂણિકના કાળ વિગેરે નામના જે દશ ભાઇઓ હતા, તે પણ સર્વ રીતિએ સજ્જ થઇને સૈન્યની આગળ ચાલવા લાગ્યા દરેક કુમાર એક એક સૈન્યનો સેનાધિપતિ હતો

વિચાર કરો કે–વાત કેટલી સામાન્ય હતી અને એમાથી પરિણામ કેવું ભયકર આવી પહોચ્યું ? જો કૂણિક રાજા પદ્માવતી રાણીના આગ્રહને વશ બન્યો ન હોત, તો આ અકારણ યુદ્ધનો પ્રસગ જ ઉપસ્થિત થવા પામત નહિ

## કૂણિકના દશેય ભાઇઓ મરાયા

કૂણિક યુદ્ધ કરવાને માટે આવી રહ્યો છે, એવા સમાચાર આવી પહોચતા શ્રી ચેટક રાજાએ પણ યુદ્ધની કૂણિકના જેવી જ ભારે તૈયારી કરી યુદ્ધની તૈયારી કરી લઇને, શ્રી ચેટક રાજા પોતાના તાબાના દેશની સીમાએ પહોચી ગયા.

એ યુદ્ધમા એક-બીજાના સૈનિકો કેટલા હતા, દરેકની સાથે કેટકેટલા હાથી-ઘોડા-રથ વિગેરે હતુ, તેમ જ એક-બીજાએ કેવી કેવી વ્યૂહરચનાઓ કરી હતી-એ વિગેરે બાબતમા અહીં આપણે ઉતરવુ નથી

યુદ્ધના પહેલા દિવસે, કૂણિકે પોતાના પહેલા ભાઈ કાળને સેનાપતિ બનાવીને યુદ્ધ કરવાને માટે મોકલ્યો, તો એ શ્રી ચેટક રાજાના બાણથી મરાયો બીજા દિવસે બીજા ભાઈને કૂણિકે સેનાપતિ બનાવીને યુદ્ધ કરવાને માટે મોકલ્યો, તો તે પણ બીજે દિવસે શ્રી ચેટક રાજાના બાણથી મરાયો એમ દશ દિવસના યુદ્ધમા, કૂણિકના દશેય ભાઈઓ શ્રી ચેટક રાજાના બાણના ભોગ બની ગયા

દૈવી સહાય મેળવવાનો પ્રયત્ન

આથી કૂણિક હતાશ થઈ ગયો, શ્રી ચેટકની સાથે યુદ્ધ કરવાને માટે આવવામા પોતે ભૂલ કરી, એમ પણ કૂણિકને લાગ્યુ, પરન્તુ દશ દશ ભાઈઓને મૃત્યુના મુખમા હોમી દીધા પછીથી, પાછા કેમ વળાય ?-એ વિચારે કૂણિકને મુઝવ્યો. એથી એણે દેવતાનુ આરાધન કરવાનો નિર્ણય કર્યો દૈવી સહાય મેળવીને, શ્રી ચેટક રાજાને જીતી લેવાની એની ઇચ્છા હતી

એણે તપ આદર્યો અને કોઈ દેવનુ ધ્યાન ધરતો તે સ્થિર થયો કૂણિકે પૂર્વજન્મના તપ ઘણો કરેલો અને એમા આ જન્મનો તપ મળ્યો, એથી દૈવી સહાયને મેળવવાની તેની ઇચ્છા પૂર્ણ થઈ તેને એવી દૈવી સહાય મળી ગઈ, કે જેથી તે ઘોર સગ્રામ ખેલી શકે અને શ્રી ચેટક રાજાના બાણથી હણાય

શ્રી ચેટકને ભાગવું પડ્યું•

પછી તે યુદ્ધમાં ઉતર્યો શ્રી ચેટક રાજાએ તેના ઉપર બાણ મૂક્યુ, પણ દૈવી સહાયને લઈને, દિવ્ય અને અમોઘ એવું પણ શ્રી ચેટક રાજાનું બાણ નિષ્ફળ નિવડ્યું શ્રી ચેટક રાજાએ બીજુ બાણ છોડ્યું નહિ પહેલું બાણ નિષ્ફળ નિવડ્યું, એટલે શ્રી ચેટક રાજા પોતાની પ્રતિજ્ઞાને અનુસરીને યુદ્ધમાથી પાછા ફર્યા બીજે દિવસે પણ એમ જ બન્યુ

આની, શ્રી ચેટક રાજાના સાથીદારો અને સુભટો ઉપર પણ ખરાબ અસર થઈ તેમને લાગ્યુ કે-આપણા સ્વામીનું પુણ્ય ક્ષીણપ્રાય થઈ ગયું છે એથી પણ ધીરે ધીરે યુદ્ધની સ્થિતિ પલટાતી ગઈ

શ્રી ચેટક રાજાના ગણરાજાઓ ભાગીને પોતપોતાના નગરમા જતા રહ્યા અને એથી શ્રી ચેટક રાજાને પણ રણભૂમિને તજી દઈને, પોતાની વૈશાલી નગરીમા ભરાઈ જવું પડ્યુ.

પછી કૂણિકે પણ ત્યા આવીને એ વૈશાલી નગરીને ઘેરી લીધી, પરન્તુ વૈશાલી નગરી એવી સુરક્ષિત હતી કે-કૂણિક તે નગરીમા કેમેય પ્રવેશ કરી શક્યો નહિ

જયકુંજર દ્વારા જીત મેળવવાનો શ્રી હલ્લ-વિહલ્લનો પ્રયાસ

હવે જયકુંજર જેવા સેચનક નામના હાથીની જય અપાવવાની શક્તિનો પ્રસગ આવે છે રાજા કૂણિકે આખી ય વિશાલા નગરીને એવી સખ્ત રીતિએ ઘેરી લીધી હતી કે-એક પણ માણસ એ નગરીમાથી બહાર આવી શકતો નહોતો આમ છતા પણ, રોજ રાત્રિના સમયે સેચનક હાથી ઉપર બેસીને શ્રી હલ્લ અને શ્રી વિહલ્લ આવતા હતા અને કૂણિ-

કના ઘણા સૈન્યનો સંહાર કરીને સહીસલામત પાછા ચાલ્યા જતા હતા. ખૂબી એ હતી કે-સ્વપ્નમા દેખાએલા હાથીને જેમ પકડી કે મારી શકાય નહિ, તેમ આ સેચનક હાથીને પણ કોઈ પકડી કે મારી શકતું નહોતું અને એથી જ શ્રી હલ્લ-વિહલ્લ કૂણિકના સૈન્યમા પેસી, કૂણિકના ઘણા સૈન્યને મારી, રાતોરાત પાછા કુશળક્ષેમ વિશાલા નગરીમા પહોચી જઈ શકતા હતા

કૂણિકે હાથીને મારવાનો કરેલો ઉપાય

આમ થવાથી, છેક વિશાલા નગરીના દ્વાર સુધી પહોચી ગયેલા કૂણિકને પાછી ચિન્તા થઈ પડી, કારણ કે-પગર યુદ્ધે પણ એના સૈન્યનો ઘણો ભાગ નાશ પામી ગયો હતો

આથી, તેણે પોતાના મત્રીઓને બોલાવીને કહ્યું કે-'આમ તો આપણા આખા ય સૈન્યને હલ્લ-વિહલ્લ ખતમ કરી નાખશે, માટે આનો કોઈ ઉપાય કરવો જોઇએ કોઈ પણ ભોગે, હલ્લ-વિહલ્લને જીતી લેવા જોઈએ'

મત્રીઓએ કૂણિકને કહ્યું કે-'આપની વાત સાચી છે, પરન્તુ જ્યા સુધી હલ્લ-વિહલ્લ સેચનક હાથી ઉપર બેસીને આવે છે, ત્યા સુધી તો તેમને જીતી શકાશે જ નહિ. આથી, કરવુ એવુ જોઇએ કે જેથી સેચનક હાથી જ મૃત્યુ પામે એ માટે, સેચનક હાથીના આવવાના માર્ગે એક મોટી ખાઈ ખોદાવીને, એ ખાઇને ખેરના અગારાથી ભરી દેની અને પછી તેને ઢાકી દેની પછી સેચનક હાથી જ્યારે વેગથી દોડતો દોડતો આવશે, ત્યારે તે એ ખાઈમા પડી જશે અને ખાઈમા પડેલો તે મૃત્યુને પામશે.

કૂણિકને આ ઉપાય વ્યાજબી લાગ્યો, એટલે એણે તત્કાળ ખાઈ ખોદાવીને, એ ખાઈને ખેરના અગારાથી ભરી દીધા બાદ, એને ઢાકી દીધી

સેચનક હાથી જાણી ગયો ને થંભી ગયો

શ્રી હલ્લ-વિહલ્લને તો આની કશી જ ખબર નથી. તે તો સેચનક હાથી ઉપર બેસીને કૂણિકના સૈન્ય ઉપર ધસારો કરવાને માટે, વિશાલા નગરીની બહાર આવ્યા રોજ રોજ તેઓ કૂણિકના સૈન્યનો સહાર કરીને સલામત રીતિએ પાછા જઈ શકતા હતા, તેથી એમને પણ ગર્વ આવી ગયો હતો તેમને લાગ્યુ હતુ કે-પોતે એકલા હાથે કૂણિકને હગવી દઈ શકશે અને તે સમય તેમને બહુ નજદિક લાગતો હતો. આથી જ, તેઓ ડહાપણ વાપરવાના અવસરે ડહાપણ વાપરી શકયા નહિ અને ગર્વના ગાડપણનો ભોગ બન્યા

ખેરના અગારાઓથી ભરેલી ખાઈની પાસે આવી પહોચતાની સાથે જ સેચનક હાથી ઉભો રહી ગયો. તેને ખબર પડી ગઈ કે-આ ખાઈ છે અને આમા અગારા ભરેલા છે, એટલે એણે એક ડગલુ પણ આગળ ભર્યું નહિ

હાથીનો તિરસ્કાર

શ્રી હલ્લ-વિહલ્લે સેચનક હાથીને ચલાવવાનો ઘણો પ્રયાસ કર્યો, પરન્તુ તે ચાલ્યો નહિ એ વખતે એ બે ભાઈઓ એટલો વિચાર કરવાને પણ થોભતા નથી કે-'કોઈ દિવસ નહિ ને આજે જ આ હાથી ચાલતો નથી, તો તેમા જરૂર કોઈ ગૂઢ કારણ હશે !'

પણ જેવા પ્રકારની ભવિતવ્યતા હોય, તેવા પ્રકારના

વિચારો આવે-એ પણ શક્ય છે

ઘણા પ્રયાને પણ સેચનક હાથી જ્યારે ચાલ્યો નહિ, ત્યારે શ્રી હલ્લ-વિહલ્લ ગુસ્સામા આવી ગયા ગુસ્સામા આવી જઈને, તેમણે એ હાથીનો તિરસ્કાર કરવાપૂર્વક, એ હાથીને કહ્યું કે-' રે સેચનક ! આખર તું પશુ તે પશુ જ ! અત્યારે તો તૂ ખરેખર પશુ થયો છે એથી જ તૂ આ વખતે ત્નુમા જવાને માટે કાયર થઈ ગયો છે તારે માટે તો અમે દેશને છોડીને પરદેશમા આવ્યા, ભાઈનો પણ અમે તારે માટે ત્યાગ કર્યો, અને તારે કારણે જ આર્ય ચેટકને અમે મહા આપત્તિમા મૂકી દીધા છે જે પ્રાણી સદાને માટે સ્વામીનો ભક્ત બન્યો રહે છે, તે પ્રાણીને પોષવો એ સારૂં છે, પણ તને પોષવો એ સારૂં નથી, કારણ કે-તૂ તારા પ્રાણને વહાલા કરીને અમારા કાર્યની ઉપેક્ષા કરી રહ્યો છે '

પશુ છતા પણ કૃતજ્ઞ

આવી રીતિએ શ્રી હલ્લ-વિહલ્લે તિરસ્કાર કરવાથી, સેચનક હાથીને ગુસ્સો આવ્યો ગુસ્સો આવવા છતા પણ એ જાનવાન હતો, એટલે મરતા મરતા પણ સ્વામીનુ અનિષ્ટ તો નહિ જ કરવું, એની એણે કાળજી રાખી કેટલાક પશુઓમા પણ આ ગુણ હોય છે કે-જેનુ અનાજ એક વાર પેટમા પડ્યુ હોય, જેણે એક વાર પણ પોતાના ઉપર ઉપકાર કર્યો હોય, જેણે પાલન-પોષણ કર્યું હોય, તેનુ થાય તો ભલુ કરવું પણ તેનું ભૂડૂ તો હરગીઝ કરવું નહિ કેટલાક પશુઓમા પણ આ રીતિએ કૃતજ્ઞતા ગુણનું જેવું દર્શન થાય છે, તેવું દર્શન આજે

ગણાતાઓમા અને માનવીઓમા ય સારા તથા શ્રેષ્ઠ માનવીઓ ગણાતાઓમા ય ઘણે અંશે દુર્લભ થઈ પડયુ છે જેનામા કૃતજ્ઞતા ગુણ હોય છે અને તે સાથે નમ્રતા ગુણ હોય છે, તેને સારી સામગ્રીનો યોગ થતા, તે કેવો ઉત્તમજીવી બની શકે છે, એ વાત આપણે અગાઉ વિચારી ગયા છીએ કૃતજ્ઞતા ગુણ, એ એક એવો ગુણ છે કે—એ ગુણ નમ્રતા ગુણને પણ પેદા કર્યા વિના રહે નહિ જે કૃતજ્ઞ હોય, તેને પોતાના ઉપકારીને નમવાનું મન થયા વિના રહે નહિ અને એથી ઉદ્ધત સ્વભાવના માણસો પણ જો કૃતજ્ઞતા ગુણના સ્વામી બની જાય છે, તો તેમની ઉદ્ધતાઈ આપોઆપ ભાગી જવા પામે છે અને તેમનામા નમ્રતાનો ગુણ સહજ રીતિએ પ્રગટે છે

**સેચનક મૃત્યુને ભેટ્યો**

સેચનક હાથીને ગુસ્સો જરૂર આવ્યો છે, પણ તે શ્રી હલ્લ–વિહલ્લ પ્રત્યે નથી આવ્યો એને ગુસ્સો પોતાના જીવતર પ્રત્યે આવ્યો છે પોતાના સ્વામીની સેવા અખડપણે અને વફાદારીથી કરવા છતા પણ, સ્વામી જો વગર સમજ્યે તિરસ્કાર કરે, તો એવા જીવતરથી જ સર્યુ—એમ સેચનક હાથીને થઈ ગયુ છે આથી, તેણે મરવાનો અને મરતા મરતા પણ 'આ હતો તો વફાદાર જ'—એવું પોતાના સ્વામીને સમજાવી દેવાનો નિર્ણય કર્યો છે પોતાનો તિરસ્કાર કરતા શ્રી હલ્લ–વિહલ્લને સેચનક હાથીએ બળાત્કારે પણ પોતાની પીઠ ઉપરથી નીચે ઉતારી નાખ્યા અને જ્યા તેઓ પીઠ ઉપરથી નીચે ઉતરી પડ્યા, એટલે તરત જ સેચનક હાથીએ ખાઈમા ઝપાપાત કર્યો ત્યા એ તરત જ મૃત્યુ પામ્યો અને

લોકના શત્રુઓ પૂરતો જ ! એ જયનો લોભ, એ જયનો રસ, એ જયને મેળવવાને માટે કરેલ હિંસાદિ, એ બધાના પ્રતાપે કર્મ એવુ બધાય કે—જો એને તપ–સયમાદિથી નિર્જર્યુ ન હોય અને તેના ઉદયને ભોગવવાનો વખત આવે, તો એના પ્રતાપે આત્માને કેટકેટલા ય ભવોમા પરાજય ભોગવવો પડે જ્યારે શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને મેળવીને, જે એ જ્ઞાનને સ્વાયત્ત બનાવી દે, તે ઉભય લોકમા જયવાળો બનીને, સદા જયવન્તા વર્તવા જોગી શ્રી સિદ્ધિગતિની દશાને પ્રાપ્ત કરે છે એટલે જયને માટે જયકુજરને શોધીને, મેળવીને અને પોતાનો બનાવીને સુખ પામવું છે,—એવો વિચાર પણ વસ્તુત કરવા લાયક નથી જય જોઈતો હોય, તો આ લોકમા ય જય અપાવે, પરલોકમા ય જય અપાવે અને અન્તે સદાને માટે જયવન્તા બનાય એવી અવસ્થાને પમાડે, આવી અનુપમ શક્તિને ધરાવનાર શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને સપાદન કરીને, એ જ્ઞાનને સ્વાયત્ત એટલે આત્મપરિણત બનાવી દેવાને માટે પ્રયત્નશીલ બનવુ, એ જ ડહાપણ ભર્યું કામ છે

## સમુન્નત વિશેષણથી કયા વિરોધનુ સૂચન છે ?

જયકુજરને જેમ જૂદા જૂદા અગો અને ઉપાગો આદિ છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રને પણ એ અગોપાગાદિના સ્થાને ગણી શકાય—એવુ શુ શુ છે, એ અહીં ટીકાકાર મહર્ષિએ શાસ્ત્રપ્રસ્તાવનામા દર્શાવ્યુ છે, પરન્તુ એને દર્શાવવાને માટે ટીકાકાર મહર્ષિએ '**जयकुञ्जरस्येव**' એવા પ્રકારે વર્ણન નહિ કરતા, '**समुन्नतजयकुञ्जरस्येव**' એવા પ્રકારે વર્ણન કર્યું છે

લોકના શત્રુઓ પૂરતો જ! એ જયનો લોભ, એ જયનો રસ, એ જયને મેળવવાને માટે કરેલ હિંસાદિ, એ બધાના પ્રતાપે કર્મ એવુ બધાય કે–જો એને તપ–સયમાદિથી નિર્જર્યુ ન હોય અને તેના ઉદયને ભોગવવાનો વખત આવે, તો એના પ્રતાપે આત્માને કેટકેટલા ય ભવોમા પરાજય ભોગવવો પડે જ્યારે શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને મેળવીને, જે એ જ્ઞાનને સ્વાયત્ત બનાવી દે, તે ઉભય લોકમા જય વાળો બનીને, સદા જયવન્તા વર્તવા જોગી શ્રી સિદ્ધિગતિની દશાને પ્રાપ્ત કરે છે એટલે જયને માટે જયકુજરને શોધીને, મેળવીને અને પોતાનો બનાવીને સુખ પામવુ છે,–એવો વિચાર પણ વસ્તુત કરવા લાયક નથી જય જોઈતો હોય, તો આ લોકમા ય જય અપાવે, પરલોકમા ય જય અપાવે અને અન્તે સદાને માટે જયવન્તા બનાય એવી અવસ્થાને પમાડે, આવી અનુપમ શક્તિને ધરાવનાર શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને સપાદન કરીને, એ જ્ઞાનને સ્વાયત્ત એટલે આત્મપરિણત બનાવી દેવાને માટે પ્રયત્નશીલ બનવુ, એ જ ડહાપણ ભર્યું કામ છે

<u>સમુન્નત વિશેષણથી ક્યા વિશેષનુ સૂચન છે?</u>

જયકુજરને જેમ જુદા જુદા અગો અને ઉપાગો આદિ છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રને પણ એ અગોપાગાદિના સ્થાને ગણી શકાય–એવુ શુ શુ છે, એ અહીં ટીકાકાર મહર્ષિએ શાસ્ત્રપ્રસ્તાવનામા દર્શાવ્યુ છે, પરન્તુ એને દર્શાવવાને માટે ટીકાકાર મહર્ષિએ '**जयकुञ्जरस्येव**' એવા પ્રકારે વર્ણન નહિ કરતા, '**समुन्नतजयकुञ्जरस्येव**' એવા પ્રકારે વર્ણન કર્યું છે

લોકના શત્રુઓ પૂરતો જ! એ જયનો લોભ, એ જયનો રસ, એ જયને મેળવવાને માટે કરેલ હિંસાદિ, એ બધાના પ્રતાપે કર્મ એવું બંધાય કે-જો એને તપ-સંયમાદિથી નિર્જર્યું ન હોય અને તેના ઉદયને ભોગવવાનો વખત આવે, તો એના પ્રતાપે આત્માને કેટકેટલા ય ભવોમાં પરાજય ભોગવવો પડે જ્યારે શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને મેળવીને, જે એ જ્ઞાનને સ્વાયત્ત બનાવી દે, તે ઉભય લોકમાં જયવાળો બનીને, સદા જયવન્તા વર્તવા જોગી શ્રી સિદ્ધિગતિની દશાને પ્રાપ્ત કરે છે એટલે જયને માટે જયકુંજરને શોધીને, મેળવીને અને પોતાનો બનાવીને સુખ પામવું છે,-એવો વિચાર પણ વસ્તુત કરવા લાયક નથી જય જોઈતો હોય, તો આ લોકમાં ય જય અપાવે, પરલોકમાં ય જય અપાવે અને અન્તે સદાને માટે જયવન્તા બનાય એવી અવસ્થાને પમાડે, આવી અનુપમ શક્તિને ધરાવનાર શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને સંપાદન કરીને, એ જ્ઞાનને સ્વાયત્ત એટલે આત્મપરિણત બનાવી દેવાને માટે પ્રયત્નશીલ બનવું, એ જ ડહાપણભર્યું કામ છે

<u>સમુન્નત વિશેષણથી -આ નિરોપન્ન વચન છે?</u>

જયકુંજરને જેમ જુદા જુદા અંગો અને ઉપાંગો આદિ છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રને પણ એ અંગોપાંગાદિના સ્થાને ગણી શકાય-એવું શું શું છે, એ અહીં ટીકાકાર મહર્ષિએ ચાઅપ્રસ્તાવનામાં દર્શાવ્યું છે, પરન્તુ એને દર્શાવવાને માટે ટીકાકાર મહર્ષિએ ‘जयकुञ्जरस्येव’ એવા પ્રકારે વર્ણન નહિ કરતા, ‘समुन्नतजयकुञ्जरस्येव’ એવા પ્રકારે વર્ણન કર્યું છે

લોકના શત્રુઓ પૂરતો જ! એ જયનો લોભ, એ જયનો રસ, એ જયને મેળવવાને માટે કરેલ હિંસાદિ, એ બધાના પ્રતાપે કર્મ એવુ બધાય કે-જો એને તપ-સયમાદિથી નિર્જર્યુ ન હોય અને તેના ઉદયને ભોગવવાનો વખત આવે, તો એના પ્રતાપે આત્માને કેટકેટલા ય ભવોમા પરાજય ભોગવવો પડે જ્યારે શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને મેળવીને, જે એ જ્ઞાનને સ્વાયત્ત બનાવી દે, તે ઉભય લોકમા જયવાળો બનીને, સદા જયવન્તા વર્તવા જોગી શ્રી સિદ્ધિગતિની દશાને પ્રાપ્ત કરે છે એટલે જયને માટે જયકુજરને શોધીને, મેળવીને અને પોતાનો બનાવીને સુખ પામવુ છે,-એવો વિચાર પણ વસ્તુત કરવા લાયક નથી જય જોઇતો હોય, તો આ લોકમા ય જય અપાવે, પરલોકમા ય જય અપાવે અને અન્તે સદાને માટે જયવન્તા બનાય એવી અવસ્થાને પમાડે, આવી અનુપમ શક્તિને ધરાવનાર શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને સપાદન કરીને, એ જ્ઞાનને સ્વાયત્ત એટલે આત્મપરિણત બનાવી દેવાને માટે પ્રયત્નશીલ બનવું, એ જ ડહાપણ ભર્યું કામ છે

<u>સમુન્નત વિશેષણથી જ્યા નિરોપનુ સૂચન છે ?</u>

જયકુજરને જેમ જુદા જુદા અગો અને ઉપાગો આદિ છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રને પણ એ અગોપાગાદિના સ્થાને ગણી શકાય-એવુ શુ શુ છે, એ અહીં ટીકાકાર મહર્ષિએ શાસ્ત્રપ્રસ્તાવનામા દર્શાવ્યુ છે, પરન્તુ એને દર્શાવવાને માટે ટીકાકાર મહર્ષિએ 'जयकुञ्जरस्येव' એવા પ્રકારે વર્ણન નહિ

અર્થાત્-જયકુંજરને પણ 'સમુન્નત' એવા વિશેષણથી નવા-જ્યો છે 'જયકુંજરની જેમ'-એમ કહેવાને બદલે, ટીકાકાર મહર્ષિ જ્યારે 'સમુન્નત જયકુંજરની જેમ'-એ પ્રમાણે વર્ણન કરે છે, ત્યારે એમા પણ કોઈક વિશેષતા અવશ્ય રહેલી છે વિશેષણ હમેશા વિશેષતાને જ સૂચવનારૂ હોય જે વિશેષતાને સૂચવે નહિ, તે વિશેષણ નહિ 'જયકુંજર' કહેવાથી, દરેક જયકુંજરમા દરેક અવસ્થામા જે કાંઈ ઘટી શકે તેમ હોય, તેનો સગ્રહ તો થઈ જાય છે, પરન્તુ 'સમુન્નત' વિશેષણ દ્વારા કયી વસ્તુનો વિશેષ સગ્રહ કરવામા આવ્યો છે, એ વાત વિચારણા માગે છે 'શબ્દોના અનેક અર્થો થાય છે'-એ નિયમાનુસાર, સમુન્નત શબ્દના પણ અનેક અર્થો થાય છે, પરન્તુ અહીં સમુન્નત વિશેષણથી કયો ભાવ લેવો જોઇએ, એનો વિચાર કરવો પડે શબ્દોના અનેક અર્થો થાય છે, માટે જ્યા જ્યા જે જે શબ્દનો પ્રયોગ કરાયો હોય, ત્યા ત્યા તે તે શબ્દોના બધા અર્થોને લાગુ કરી શકાય અગર તો ગમે તે અર્થને લાગુ કરી શકાય, એવું છે જ નહિ શબ્દનો અર્થ કરતા, તેના ભાવને પકડતા, તેનુ સ્થાન જોવું જ પડે શબ્દના સ્થાનને જોઈને જો શબ્દનો અર્થ કરાય, તો તે શબ્દના વક્તાના આશય અનુસારનો અર્થ થાય

## સમુન્નતનો ઉત્તમ અર્થ સ્થાને નથી

અહીં 'સમુન્નત' શબ્દનો એક મહાશયે 'ઉત્તમ' એવો અર્થ કર્યો છે ટીકાકાર મહર્ષિએ જો 'સમુન્નત જયકુંજરની જેમ' એવું વર્ણન કરવાને બદલે, 'સમુન્નત કુંજરની જેમ' એવા પ્રકારે વર્ણન કર્યું હોત, તો તો અહીં

'સમુન્નત' શબ્દનો 'ઉત્તમ' એવો અર્થ કરવો, એ કાઈ કેય વ્યાજબી ગણાત, પરન્તુ એકલા 'કુંજર' શબ્દનો પ્રયોગ નહિ કરતા, 'જયકુંજર' શબ્દનો ટીકાકાર મહર્ષિએ પ્રયોગ કર્યો છે અને એથી હાથીની ઉત્તમતાને તો એ શબ્દમા જ ગ્રહણ કરી લીધી કે જયકુંજર એટલે જ હાથીઓમા ઉત્તમ એવો હાથી! આથી, 'સમુન્નત' શબ્દના પ્રયોગ દ્વારા ઉત્તમતાનુ સૂચન નથી કરાયુ, પરન્તુ બીજુ જ કાઈક સૂચન કરાયુ છે, એ વાતને તમે સમજી શકયા હશો

## સમુન્નત વિશેષણથી ભરયુવાનસ્થાનું સૂચન

તમે જાણતા તો હશો જ કે—દરેક જીવ પ્રાય યુવાવસ્થામા જ વધુમા વધુ શોભીતો દેખાય છે દુનિયામા કહેવત છે કે–'જુવાનીમા તો ગધેડી પણ રૂપાળી લાગે છે' રૂપાળો માણસ જુવાનીમા અધિક રૂપાળો દેખાય છે અને કાળો પણ માણસ જુવાનીમા સામાન્યપણે જેવો ગમે એવો રૂપાળો દેખાય છે બહુ કાળા બાળકને, પ્રૌઢને કે વૃદ્ધને જૂઓ અને બહુ કાળા પણ યુવાનને જૂઓ, તો તમને એમા ઘણો ફરક લાગશે એ શાથી? યુવાનીમા સવ અગોપાગોની શકય એટલી બધી ખીલવટ થઈ જાય છે યુવાનીની પહેલા પણ એમા કમીના હોય છે અને યુવાની વીત્યે પણ એમા કમીના હોય છે એવો વિચાર કરો કે–જયકુંજર બહુ શોભીતો હોય અને બહુ સમર્થ હોય, પણ એનુ શોભીતાપણું અને એનુ સામર્થ્ય, એની કયી અવસ્થામા વધારેમા વધારે પ્રમાણમા ખીલેલુ હોય? કહેવું જ પડશે કે–જયકુંજરનુ પણ શોભીતાપણું અને સમર્થપણું, એની યુવાવસ્થામા

જ વધારેમા વધારે પ્રમાણમા ખીલેલુ હોય એ અવસ્થામા એ જેવો શોભે છે અને જેવું કામ આપી શકે છે, તેવો તે તેના બાલપણામા કે વૃદ્ધપણામા શોભતો પણ નથી અને તેના બાલપણામા તથા વૃદ્ધપણામા તેવું કામ તે આપી શકતો પણ નથી આથી સિદ્ધ થાય છે કે-અહીં જે સમુન્નત શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે, તે એમ સૂચવે છે કે-શ્રી ભગવતીજી સૂત્રની સરખામણી કરવાને માટે જે જય કુંજર હાથીને ઉદાહરણ રૂપે ગ્રહણ કરવામા આવ્યો છે, તે જયકુંજરને પણ તે ભર યુવાવસ્થામા રહેલો હોય-એવી અવસ્થાવાળો કલ્પવામા આવ્યો છે અને એની ભર યુવાવસ્થાનું સૂચન કરવાને માટે જ ટીકાકાર મહર્ષિએ 'જયકુંજર' ના વિશેષણ તરીકે 'સમુન્નત' શબ્દનો પ્રયોગ કર્યો છે આકાશ તરફ વધતાને ઉન્નત કહેવાય છે અને પાતાળ તરફ વધતાને અવનત કહેવાય છે ઉંચે ચઢતા જવામા ઉન્નતભાવ છે અને નીચે ઉતરતા જવામા અવનતભાવ છે કોઈ કહેશે કે-'તો પછી વૃદ્ધાવસ્થામા યુવાવસ્થાના કરતા પણ વધારે ઉન્નતભાવ ગણાય' પણ સમજવું જોઈએ કે-વૃદ્ધત્વ તરફની ચાલ એ ક્રમશ ક્ષીણત્વ તરફની ચાલ છે એટલે કોરી ઉન્નતાવસ્થાને જણાવતા કોઈ વૃદ્ધાવસ્થાને ગ્રહણ કરવાની ભૂલ કરે નહિ, એ માટે અહીં 'સમુન્નત' એટલે 'સમ્યક્ પ્રકારે ઉન્નત' -એવો પ્રયોગ કરવામા આવ્યો છે મહાપુરૂષો, સમર્થ જ્ઞાની પુરૂષો, કોઈ પણ શબ્દનો પ્રયોગ તો શુ, પરન્તુ ઉપસર્ગ માત્રનો પ્રયોગ પણ, કોઈ આશય વિશેષને અવલબીને જ કરે છે અહીં ઉન્નત શબ્દની સાથે 'સમ્' ઉપસર્ગને યોજવામા ... કાર મહર્ષિનો આશય વિશેષ છે અને તે

આશય કેવા પ્રકારનો છે, તેનુ અહીં આપણે સ્પષ્ટીકરણ કર્યું

અંબાડી વિગેરેથી મંડિત પણ

'સમુન્નત' વિશેષણથી એ વાત પણ વિશેષમા લઈ શકાય કે-અહીં જે જયકુંજરને ઘટાવેલો છે, તે જયકુંજર જંગલમા રખડતી અવસ્થાવાળો નથી, પણ મહારાજાના મનોરથોને પૂર્ણ કરનારા તરીકે રહેલો છે તેમ જ તેના ઉપર મૂકાએલી અંબાડીથી વિશેષ સુશોભિત બનેલો છે એક તો જયકુંજર, એમા ય ભર યુવાવસ્થાવાળો અને અંબાડી વિગેરેથી મંડિત, પછી એના સામર્થ્યમા ને એની શોભામા કમીના શી રહે ? માટે એ જયકુંજર કેવો ? તો કે-સમુન્નત !

શોભે, શોભા આપે ને જય અપાવે

ભર યુવાવસ્થામા રહેલો જયકુંજર જેમ આગણે બાંધ્યો ય શોભે છે, એના ઉપર અંબાડી મૂકીને આરૂઢ થવાથી પણ શોભાપાત્ર બનાવે છે અને શત્રુઓની સામે એનો ઉપયોગ કરીએ તો જય અપાવે છે, જય જ અપાવે છે, જય અપાવે જ છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ જ્યા રહ્યુ હોય ત્યા શોભે છે, એના દર્શન માત્રથી પણ દર્શકને શોભા દે છે અને જો આ શ્રી ભગવતીજી સૂત્રનો સદુપયોગ કરતા આવડે, સઘળી ય સ્વારીઓને છોડીને આની જ માત્ર ભાવ સ્વારીએ આત્મા ચઢે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર આ લોકમા પણ જય અપાવે છે, પરલોકમા પણ જય અપાવે છે અને પરંપરાએ સદાને માટે જયવન્તા બનાવી દે છે

## ૩–પદપદ્ધતિનું લાલિત્ય :

<u>લલિત પદપદ્ધતિથી પ્રબુદ્ધ જનના મનનું રંજન કરનાર</u>

હવે સમુન્નત જયકુંજરમાં કહેવા લાયક, વર્ણવવા લાયક, જોનારની સાથે જ ધ્યાન ખેંચે એવું અને જોવું ગમે એવું શું શું છે–એ વિગેરેને જણાવવા સાથે, તે તે બધું શ્રી ભગવતીજી સૂત્રના પક્ષે કેવી રીતિએ ઘટે છે, એને પણ સાથે સાથે જ ટીકાકાર મહર્ષિએ જણાવેલ છે એમાં સૌથી પહેલી વાત એ જણાવી છે કે—

' ललितपदपद्धतिप्रबुद्धजनमनोरञ्जकस्य '

એટલે કે–લલિત એવી જે પદપદ્ધતિ, તેના દ્વારા પ્રબુદ્ધ જનોના મનનું રંજન કરનાર ! આ પદની વિભક્તિથી થતા સૂચનને અલગ રાખીને, આ પદ આવા અર્થનું સૂચક છે એમ કહી શકાય. આ બધા વિશેષણોની વિચારણા કરતાં, હાલ આપણે, વિભક્તિથી થતા સૂચનની વાતને નહિ ર્શાવાને ઇચ્છતા નથી કહે છે કે–સમુન્નત જયકુંજરની જેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ પોતાની લલિત પદપદ્ધતિથી પ્રબુદ્ધ એવા જે જનો, તેમના મનોનું રંજન કરનાર છે!

<u>ચાલ સૌથી પહેલી સારી જોઇએ</u>

"…સૌથી પહેલાં પદપદ્ધતિની જે વાત લીધી છે,

તે સહેતુક છે. એ હેતુ પણ તમારે જાણવો છે ને ? પદ એટલે પગ અને પદપદ્ધતિ એટલે પગલા માડવાની રીતિ, અર્થાત્-ચાલ એવી જ રીતિએ, સાહિત્યમા પદ એટલે વિભક્ત્યન્ત બનાવેલા શબ્દો-માત્ર શબ્દો જ એમ નહિ, પરન્તુ જે શબ્દો વિભક્તિએ સહિત બનેલા હોય તેવા શબ્દો એવા શબ્દોને પદ કહેવાય અનેક પદોના યોગથી પાદ અથવા તો વાકય બને છે એ પાદ અથવા તો વાકય સુન્દર કયારે લાગે છે ? સાહિત્યિક દ્રષ્ટિએ આનન્દ ઉપજાવે, એવુ કયારે લાગે છે? જે પદોની યોજના દ્વારા, જે પદોની ગોઠવણી દ્વારા એ પાદ અગર તો એ વાકય બન્યુ હોય, તે પદોની તે યોજના અથવા તો ગોઠવણી લલિત હોય ત્યારે ! હાથીમા સૌથી સારૂ શુ ? હાથીની ચાલ ! હાથીના પગને વખાણાતા નથી, પણ હાથીની ચાલને વખાણાય છે એટલા માટે તો, મનોજ્ઞ ચાલે ચાલનારી સ્ત્રીઓને 'ગજગામિની' એવી ઉપમા અપાય છે 'ગજગામિની' એટલે જેની ગમન કરવાની પદ્ધતિ ગજ એટલે હાથીના જેવી છે તે ! સૌથી પહેલા ચાલ જ ધ્યાન ખેંચે બીજુ બધુ સારૂ હોય, પણ જો ચાલ સારી ન હોય, તો બીજુ સારૂ શોભાપાત્ર બની શકતું નથી ચાલ સૌથી પહેલી સારી જોઇએ આ હેતુથી જ, ટીકાકાર મહર્ષિએ, અહીં પદપદ્ધતિની વાત સૌથી પહેલી લીધી છે

લાલિત્ય પ મા નહિ પણ પદપદ્ધતિમા

કોઈ ગ્રન્થમા પણ સૌથી પહેલી નજર એ ગ્રન્થોના પદોની ચાલ ઉપર પડે છે જે ગ્રન્થમા પદોની ચાલ સુન્દર હોય છે, તે ગ્રન્થને, વાચવાનુ દિલ ઝટ થાય છે ટીકાકાર

મહર્ષિ કહે છે કે—ઉન્નત જયકુંજરની ચાલ જેમ લલિત છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રમા પદોની જે પ્રકારે યોજના કરાએલી છે, તે યોજના લલિત છે પદો લલિત છે—એમ નહિ, પણ પદપદ્ધતિ લલિત છે વાસ્તવિક રીતિએ, કોઈ પણ પદમા સ્વતન્ત્રપણે પદલાલિત્ય હોઈ શકતુ જ નથી પદલાલિત્ય નિષ્પન્ન થાય છે, પદપદ્ધતિ લલિત હોય તો! તમે કોઈ પણ પદ એકનુ બોલો, તો તેમા લાલિત્ય શું આવે? કાઈ જ નહિ, પણ તમે જો ભિન્ન ભિન્ન પદોને સુન્દર પ્રકારે યોજીને બોલો, તો એ લલિત પદપદ્ધતિને અગે સઘળાય પદોમા લાલિત્યનુ આરોપણ કરી શકાય એટલે સમજવાનુ એ છે કે—આ શ્રી ભગવતીજી સૂત્રમા જે કાઈ કહેવાયુ છે—એની વાત તો પછીથી, પરન્તુ આ શ્રી ભગવતીજી સૂત્રમા જે કહેવાયુ છે, તેને કહેવાની પદ્ધતિ પણ લલિત છે! તમે જ્યારે કહેવાએલી વાતોના ભાવને સમજશો અને એથી તમે આનંદિત થશો—એ વાતને તો વાર છે, પરન્તુ આ સૂત્ર એવું છે કે—તમે વાચવા માડો, તેની સાથે જ તમને આ સૂત્રમા વપરાએલા પદોની યોજના આનદ આપ્યા વિના રહે નહિ એવી છે, એમ ટીકાકાર મહર્ષિ ફરમાવે છે સૂત્રના ભાવને પામીને તો, મનનુ રજન થવાનુ જ છે, પણ આ સૂત્રમા પદોને જે પદ્ધતિએ ગોઠવીને વાત કહેવાઈ છે, તે પદપદ્ધતિ પણ મનનુ રજન કરે એવી છે

## પદપદ્ધતિ લલિત હોવા છતા પણ તે પ્રબુદ્ધ જનોના મનનું રજન કરી શકે છે

આ પદપદ્ધતિ મનનુ રજન કરે એવી લલિત તો છે જ, પણ શું આ પદપદ્ધતિ સૌના મનનુ રજન ?

પદપદ્ધતિ લલિત છે, માટે એનામા જનમનનુ રજન કરવાનો ગુણ રહેલો જ છે, પણ વિચાર એ કરવાનો છે કે—આ પદ-પદ્ધતિ સૌના મનનુ રજન કરે એવી છે કે અમુકના મનનુ રજન કરે એવી છે? પદપદ્ધતિમા જનમનને રજન કરવાનો ગુણ છે—એમા શકા નથી, કારણ કે—આ પદપદ્ધતિ લલિત છે, પરન્તુ લલિત એવી પણ આ પદપદ્ધતિથી કેવા જનોના મનનુ રજન થવું એ સભવિત છે, એ જાણવાની જરૂર છે સર્વ જનોના મનનુ રજન આવી લલિત પણ પદપદ્ધતિથી થાય, એ સભવિત નથી, કારણ કે—આ પદપદ્ધતિમા જે લાલિત્ય રહેલુ છે, તે લાલિત્યને સર્વ જનો જાણી શકે, પિછાની શકે, એ સભવિત નથી એમા પદપદ્ધતિના લાલિત્યની ખામી ન ગણાય, પણ જે માણસોના મનનુ રજન આવી પદપદ્ધતિથી થાય નહિ, તેવા માણસોની ખામી ગણાય એટલા માટે તો, ટીકાકાર મહર્ષિએ '**जनमनोरञ्जक**' નહિ કહેતા, '**प्रबुद्धजनमनोरञ्जक**' એમ કહ્યુ છે આ પદપદ્ધતિ પ્રબુદ્ધ એવા જનના મનનુ રંજન કરનાર છે—એમ કહ્યુ છે બુડથલ માણસ ચાલમા સમજે શુ? હાથીની ચાલ સારી કે ગધેડાની ચાલ સારી, એનો ખુલાસો બુડથલ પાસે ન હોય એ તો વિચક્ષણ માણસ જ કહી શકે કે—હાથીની ચાલ સૌથી સારી અને તે અમુક અમુક કારણ-સર સારી તેમ સૂત્રના પદોની પદ્ધતિ લલિત હોવા છતા પણ, જે એ લાલિત્યને જાણવામા કુશળ હોય, તે જ એ લાલિત્યના કારણે મનોરંજનનો અનુભવ કરી શકે! જેને પદોનો અને પદોની પદ્ધતિનો ખ્યાલ નથી, એવો માણસ લલિત એવી પણ પદપદ્ધતિ દ્વારા મનોરજનનો અનુભવ કરી શકે નહિ બુદ્ધ એટલે જેને બોધ થયેલો છે તે, પદોના અર્થ

વિગેરેને સમજી શકે છે, પણ જેને પ્રકૃષ્ટપણે બોધ થયેલો હોય છે, તે જ પદોની પદ્ધતિમા રહેવી વિશેષતાઓને કે ઉણપોને સમજી શકે છે આથી જ અહીં ' પ્રબુદ્ધ ' એવું વિશેષણ ' જન ' શબ્દની પૂર્વે મૂકવામા આવ્યુ છે

હિત-નગી પણ સમજાય તેવું કહેવાય

તમે એવા ભણેલા નથી, કે જેથી તમને સમજાવવામા આવે તો પણ પદપદ્ધતિના લાલિત્યમાથી લૂટી શકાતો જે આનન્દ, તે આનન્દને લૂટીને તમે તમારા મનનુ રજન કરનારા બની શકો તમે જો એવા ભણેલા હોત, તો તો આ શ્રી ભગવતીજી સૂત્રમાના જૂદા જૂદા થોડાક વાક્યોને લઇને, તેમા કયા પદ પછી કયા પદને ગોઠવીને તેમ જ કયાં કયા અલકારાર્થક અવ્યયો મૂકીને વાક્યરચનાની લલિત કલાને કેવી રીતિએ ખીલવવામા આવેલી છે, એ બતાવવાનો પ્રયાસ કરવામા આવત એવા શ્રોતાઓની સમક્ષ જ એવો પ્રયાસ કરવો જોઈએ વક્તા એનુ નામ, કે જે શ્રોતાઓને સમજાય તેવુ અને સમજાય તેવી રીતિએ શ્રોતાઓના હિતને [illegible] કથન કરે લલિત પદપદ્ધતિ એવી પણ હોઈ શકે છે, [illegible] લાલિત્ય સામાન્ય પ્રકારના શ્રોતાજનોને પણ આનન્દ આપી શકે.

ભેંસ આગળ ભાગવત

તમને શ્રી સિદ્ધસેન દિવાકરવાળા પ્રસગની [illegible] હશે ગુરૂ મહારાજની સાથે જ્યારે તેમને [illegible] થયો, ત્યારે શુ થયુ હતું ? શ્રી સિદ્ધસેન [illegible] પણ તે શાથી ? શ્રી સિદ્ધસેન દિવાકર [illegible]

એ જેમ સમય [illegible]

કવિ પણ હતા ગુરૂ મહારાજની સાથે પહેલો વાદ, તે
એક ગામડાને નાકે ભરવાડોના ટોળા સમક્ષ થયો હ
પોતાનો પક્ષ તેમણે કાવ્યમય સંસ્કૃત ભાષામા સ્થાપ્યો હ
એમના કથનને સાભળનારા જો વિદ્વાનો હોય, તો એ
માથુ હાલી ઉઠે એવી લલિત પદપદ્ધતિથી અને સાથે
વિદ્વાન સાભળનારાઓને એમ લાગે કે–આમનુ આ
ઉપરનુ પ્રભુત્વ ગજબનુ છે–એવા એવા પદોની શ્રેણિથી એ
પોતાના પક્ષને સ્થાપન કર્યો હતો, પણ એ એટલુ
ગયા કે–'અત્યારે હુ વિદ્વાનો સમક્ષ નથી બોલી રહ્યો,
ગામડીયાઓ સમક્ષ બોલી રહ્યો છુ' અને એટલા જ
સુમાર, તેઓ જે કાઈપણ બોલ્યા, તે બધુ '**ભેંસ આ**
**ભાગવત**' એ કહેવતને ચરિતાર્થ કરનારૂ નિવડ્યુ

<u>પ્રબુદ્ધ જન એટલે વિદ્વાન અને અધિકારસંપન્ન એવા મુનિ</u>

આથી જ, અહીં ટીકાકાર મહર્ષિએ ખુલાસો કરી
છે કે–શ્રી ભગવતીજી સૂત્રમાની જે પદપદ્ધતિ છે, તે લ
છે ખરી, પરન્તુ તેનુ લાલિત્ય, પ્રબુદ્ધ એવા જે
તેમના જ મનોનુ રજન કરનાર છે 'જન' શબ્દની
'પ્રબુદ્ધ' વિશેષણને મૂકીને, ટીકાકાર મહર્ષિએ બહુ જ
અને બહુ જ અગત્યની સ્પષ્ટતા કરી દીધી છે અહીં
શબ્દથી 'પદોના અર્થોને સમજી શકે તેમ જ પદોની
પણ સમજી શકે એવો માણસ'–એટલો અર્થ લેવા
'મોક્ષનો અર્થી અને મોક્ષને માટે સાચા માર્ગે પ્રયત્ન
–એવો અર્થ લેવાની પણ જરૂર છે મોક્ષનો અર્થી પણ

પણ તે પદોના અર્થોને અને પદપદ્ધતિના લાલિત્યને સમજી શકે નહિ-એ બનવાજોગ છે, કારણ કે-તે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમનો વિષય છે, પરન્તુ પદોના અને પદપદ્ધતિના લાલિત્યને સમજી શકવાને માટે સમર્થ એવો જીવ, જો મોક્ષનો અર્થી હોય અને ભગવાને કહેલા મોક્ષના માર્ગે જ પ્રયત્નશીલ હોય, તો એ આ પદપદ્ધતિના લાલિત્ય દ્વારા ઘણો અને તે પણ પાછો નિર્દોષ આનન્દ અનુભવી શકે જાણકાર હોય પણ મોક્ષનો અર્થી ન હોય, તો થાય શું? એનો આનન્દ ટકી શકે નહિ, કારણ કે-એના હૈયામા નસારનો જે રસ બેઠેલો છે, તે રસને આઘાત પહોંચાડે એવી જ વાત શ્રી ભગવતીજી સૂત્રમા કહેલી છે વળી આ અગમૂત્રાદિને વાચવાનો અધિકાર માત્ર સાધુઓને જ છે અને તે સાધુઓ પણ કેવા? અનેક અગસૂત્રોનું યોગોદ્વહન કરવાપૂર્વક અધ્યયન કરી ચૂકેલા અને આ સૂત્રનું અધ્યયન કરવાને માટે આવશ્યક એવા યોગોદ્વહનને કરનારા! એ સિવાયના સાધુઓને આ સૂત્રને વાચવાનો અધિકાર નથી, પછી તમને-શ્રાવકોને આ સૂત્રને વાચવાનો અધિકાર તો હોય જ શાનો? એટલે આ સ્થલે જો 'પ્રબુદ્ધ જન' એટલે 'વિદ્વાન અને અધિકારસપન્ન મુનિજન' એવો અર્થ ઘટાડીએ, તો વધારે વ્યાજબી ગણાશે બાકી, જેઓ ભણેલા ન હોય, સમજી શકે એવા ન હોય, તેઓને માટે તો જેવી દશા શ્રી સિદ્ધસેન દિવાકરની લલિત પદપદ્ધતિની થઈ, તેવી દશા આ સૂત્રમાની લલિત પદપદ્ધતિની પણ થાય જો કે-આ સૂત્રો મન્ત્રાક્ષર સ્વરૂપ છે, અર્થને તથા ભાવને નહિ સમજી શકવા છતાં પણ શ્ર[illegible] કરનારને મહાલાભ કરે-એવા આ સૂત્રો-

જ્યારે જે બ્રાહ્મણને રાજાએ પુરોહિતપદે સ્થાપિત કર્યો હતો, તે બ્રાહ્મણ નગરમાં ફરતો કાશ્યપ પુરોહિતની પત્ની અને કપિલની માતા યશાના જોવામાં આવ્યો તે વખતે એ બ્રાહ્મણ નાચતા ઘોડા ઉપર બેઠેલો હતો અને તેના માથે રાજાએ આપેલું મોટું છત્ર હતું

એ બ્રાહ્મણને એ પ્રમાણે ગેલ કરતો જોવાથી, યશા બ્રાહ્મણીને પોતાના મૃત પતિની સમૃદ્ધિ યાદ આવી અને એથી તે રુદન કરવા લાગી

કર્મોના ઉદયને સમભાવે વેદો

જો યશા વિવેકી અને ધીરજવાળી હોત, તો આમા રુદન કરવા જેવું કાંઈ હતુ જ નહિ સસારમા સૌને પોત પોતાના જ કરેલા શુભાશુભ કર્મોને ભોગવવાના હોય છે. ઉન્મત્ત બનીને ભોગવો, રડીને ભોગવો કે સમતાથી ભોગવો, પણ ઉદયમા આવેલા કર્મોને ભોગવવા તો પડે જ! અવિવેકી અને અધીર આત્માઓ શુભ કર્મોના ઉદયને ઉન્મત્ત બનીને તથા અશુભ કર્મોના ઉદયને દીન બનીને ભોગવે છે, જ્યારે વિવેકી અને ધીર આત્માઓ શુભ કર્મોના ઉદયની જેમ અશુભ કર્મોના ઉદયને પણ સમતાથી ભોગવે છે આમ શુભા શુભ કર્મોના ઉદયને ભોગવે છે તો બધા, પરન્તુ જેઓ શુભ કર્મના ઉદય સમયે ઉન્મત્ત બનીને તથા અશુભ કર્મના ઉદય સમયે દીન બનીને દુર્ધ્યાનપૂર્વક એ કર્મોને ભોગવે છે, તેઓ તે સમયે બીજા ઘણા અશુભ કર્મોને ઉપાર્જે છે, જ્યારે જે પુણ્યાત્માઓ પોતાના શુભ કર્મના ઉદયને કે અશુભ કર્મના ઉદયને સમભાવે વેદે છે, તે પુણ્યાત્માઓ તે સમયે પોતાના

પૂર્વસંચિત ઘણા અશુભ કર્મોની નિર્જરાને સાધે છે તેમ જ એવા સમયે તેમને જે બધ થાય છે, તે પણ પુણ્યાનુબંધી પુણ્યનો બધ થાય છે

કર્મના બન્ધનને તોડવાનો પુરૂષાર્થ કરવો જોઈએ

કર્મના બન્ધનમા પડેલા એકે એક આત્માએ આ વાત અવશ્ય લક્ષ્યમા લેવા જેવી છે કર્મના બન્ધનમા પડેલા આત્માએ, સૌથી પ્રથમ તો એ વાત ઉપર લક્ષ્ય આપવા જેવુ છે કે-મને જે કાંઈ સુખની કે દુ ખની સામગ્રી પ્રાપ્ત થાય છે, તે મારા શુભાશુભ કર્મથી જ પ્રાપ્ત થાય છે અને એ શુભાશુભ કર્મનો કર્ત્તા બીજો કોઈ નથી, પરન્તુ હું પોતે જ છુ આથી, મારે મારૂ કરેલુ ભોગવવુ, એમા ગજી થઈને કે નારાજ થઈને પણ ઘેલા બનવા જેવુ શું છે ? મારે માટે ચિન્તા કરવા લાયક જો કોઈ પણ વસ્તુ હોય, તો તે એ છે કે-'મારૂં સુખ વર્ત્તમાનમા મારા કર્મોને આધીન છે સુખ, એ તો મારો સ્વભાવ છે એ સ્વભાવના ભોગવટામા અન્તરાય કરનારૂં મારૂં કર્મબન્ધન છે આથી, મારે મને મળેલી અગર તો મને મળતી સુખની કે દુ ખની સામગ્રીમા નથી રાચવા જેવુ કે નથી રડવા જેવુ મારે તો, ગમે તેવી સામગ્રીનો યોગ પ્રાપ્ત થયો હોય તો પણ, મારા પુરૂષાર્થને ફોરવીને મારા કર્મબન્ધનને છેદવાનો પ્રયત્ન કરવો એ જ કરવા લાયક છે મારે મારા કર્મબન્ધનનો છેદ કરવો હોય, તો મારા કરેલા જે જે શુભ કર્મો કે અશુભ કર્મો ઉદયમા આવે, તે કર્મોએ સર્જેલી સ્થિતિનો સમભાવે નિર્વાહ કરી લેવો જોઈએ અને તેની સાથે જ કર્મના સવરને માટેનો તથા કર્મની નિર્જરાને

માટેનો પુરૂષાર્થ કરવો જોઇએ '

જેઓ પોતાની બુદ્ધિને આટલે સુધી લઈ જઈ શકે નહિ, તેઓ પણ એટલુ તો વિચારી શકે કે–' મને જે દુ ખ આવ્યુ છે, તે મારા પૂર્વકૃત અશુભ કર્મના ઉદયથી આવ્યુ છે, માટે દુ ખથી ડરનારા એવા મારે, હવે એવું અશુભ કર્મ મારા આત્માને વળગે–એવું કાઈ જ નહિ કરવુ જોઇએ, તેમ જ મને જે સુખ મળ્યુ છે, તે મારા પૂર્વકૃત શુભ કર્મના ઉદયથી આવ્યુ છે, માટે સુખના અર્થી એવા મારે, શુભ કર્મમા જ યત્નશીલ બનવું જોઇએ ' આમ કરતે કરતે પણ બુદ્ધિ કર્મ બન્ધનથી છૂટવાનો પ્રયત્ન કરવાની વિચારણા સુધી પહોચી જાય

વળી, આ રીતિએ જેઓ વિચાર કરી શકે છે અને તદનુસાર વર્તન રાખી શકે છે, તેઓનુ ભવિષ્ય તો ઘણું ઉજળુ બને જ છે, તેઓ ભવિષ્યમા ઘણા સુખના ભાગી અવશ્ય બને છે, પરન્તુ વર્તમાનમા ય તેઓ સમભાવના આત્મિક અને અનુપમ સુખને ભોગવી શકે છે એવા આત્માઓ કદાચ બીજાઓની દૃષ્ટિમા ' મહા દુ ખી ' તરીકે દેખાય–એમ પણ બને, પરન્તુ હૈયામા તો તેઓ સુખનો જ સ્વાદ અનુભવતા હોય છે, જ્યારે અવિવેકી અને અધીર માણસો બહારથી સુખી દેખાતા હોય ત્યારે પણ, હૈયામા તો વિવિધ વેદના ઓનો જ અનુભવ કરતા હોય છે એટલે કર્મના બન્ધનને તોડવાનો પ્રયાસ, એ જ એક સાચા સુખને માટેનો પ્રયાસ છે

## માતાનો ખુલાસો

કપિલ પોતાની માતાને રડતી જોઈ એને ખબર નથી કે–તેની માતા કયા કારણે રડે છે ? પણ માતાને રડતી

જોઈને, એને પણ રડવું આવી જાય છે એ પણ રડવા લાગે છે

સ્નેહીજનોને રડતા જોઈને, સ્નેહવાળાઓને ઝટ રડવું આવી જાય છે તેમ જ, બાળકો જો પોતાના માતા-પિતા કે ભાઈ-બેનને રડતા જૂએ છે, તો પ્રાય તરત જ પોતે પણ રડવાનુ શરૂ કરી દે છે! મોહનો પ્રભાવ કેટલે ઉંડે પહોચેલો છે, એ તો જૂઓ! કારણ જાણે નહિ અને બીજું કાંઈ ખાસ સમજી શકે નહિ, તો પણ પોતાના સ્નેહીઓને રડતા જોઈને રડવા મંડી જાય!

કપિલે રડવા માંડયુ તો પણ તેની માતા રડતી છાની રહી નહિ, એટલે તેનાથી પોતાની માતાનું રૂદન ખમાયુ નહિ તેણે પોતાના હાથથી માતાના મુખને ઉંચુ કર્યું અને તેને પૂછ્યુ કે-' તમે શા માટે રડો છો ?'

માતાએ તેને પેલા બ્રાહ્મણ પુરોહિતને ફરતો બતાવ્યો અને કહ્યુ કે-' બેટા! એક વખત એવો હતો, કે જે વખતે તારા પિતા પણ આના જેવી જ સમૃદ્ધિ ભોગવતા હતા એ વાત મને યાદ આવી અને એથી મને રડવુ આવ્યુ તેં જ્યારે તારા પિતાના જેવા ગુણોને ઉપાર્જ્યા નહિ, ત્યારે આ સમૃદ્ધિ આ બ્રાહ્મણને પ્રાપ્ત થઈ પિતાની સમૃદ્ધિને નિર્ગુણી પુત્રો રાખી શકતા નથી '

## સપત્તિનું કારણ ગુણ કે પુણ્ય ?

યશા બ્રાહ્મણીનું આ કથન સારું છે, પણ તે એકદેશીય સત્ય છે દુન્યવી સમૃદ્ધિ વસ્તુત ગુણને આધીન
પુણ્યે, છે મહા ગુણવાન એવા
મોટી પણ સપત્તિ ચાલી

ઘણીવાર બનેલુ જોવાય અગર તો જણાય છે દુન્યવી સમૃદ્ધિ જો ગુણને જ આધીન હોય, તો નિર્ગુણી અથવા તો દુર્ગુણી એવા કોઈની ય પાસે સપત્તિ નહિ હોવી જોઈએ, જ્યારે અત્યારે જેઓ મોટા સપત્તિશાલિઓ ગણાય છે, તેઓમાં ગુણવાનો ઘણા થોડા છે અને નિર્ગુણી અથવા દુર્ગુણી આઝા છે ગુણને સપત્તિનુ પણ કારણ કહેલુ હોય, તો એ રીતિએ કહેવાય કે–ગુણ જેનામા હોય, તે પુણ્ય બાધે અને પુણ્યના ઉદયે સપત્તિની પ્રાપ્તિ થાય બાકી, વ્યવહારથી એમ કહેવાય કે–પિતાની સપત્તિને પુત્રો ગુણવાન હોય તો જ સાચવી શકે છે.

માતાએ કપિલને એ પ્રમાણે કહ્યુ, એટલે કપિલે માતાને કહ્યુ કે–'તો હું પણ ગુણનો અર્થી બનીને હવે અભ્યાસ કરૂં'

માતા કહે છે કે–'તારી ઇચ્છા તો સારી છે તૂ જરૂર ભણ, પણ આ ગામમા તને ભણાવશે કોણ ? કારણ કે–અહીંના બધા ય લોકો તારા પ્રત્યે ઈર્ષ્યાવાળા છે તારે જો ભણવુ હોય, તો તૂ શ્રાવસ્તી નગરીએ જા ત્યા ઈન્દ્રદત્ત નામે તારા પિતાના મિત્ર રહે છે એ સર્વ શાસ્ત્રોના વેત્તા છે તૂ એમની પાસે ભણવાને જઈશ, તો તે તને પોતાના પુત્ર જેવો માનશે અને પિતાની જેમ પ્રસન્ન થઈને કળાપૂર્ણ બનાવશે.'

## એ જ્ઞાનપ્રેમ નથી

માતાને પુત્રને ભણાવવાની કેટલી બધી હોશ છે ? નાની ઉંમરના પણ છોકરાને એ, ભણતર ખાતર પરગામે અને પરગૃહે જવાની સલાહ આપે છે પરન્તુ વિચારવા જેવી બાબત એટલી જ છે કે–આ જ્ઞાનનો પ્રેમ છે કે બીજી કોઈ વસ્તુનો પ્રેમ છે ? વાત ભણાવવાની છે, મહેનત ભણાવવાની છે, પણ

પ્રેમ જ્ઞાનનો નથી, પ્રેમ ધનસંપત્તિનો છે, એ તમને સમજાય છે? જ્ઞાનના અભાવે પતિની સમૃદ્ધિ ગઈ અને છોકરો જ્ઞાની હોય તો પતિના જેવી સમૃદ્ધિઓ પુનઃ મેળવી શકે, આ જ વિચારથી માતાની પુત્રને ભણતર માટેની પ્રેરણા છે ને? આને, જ્ઞાનપ્રેમના નામે વખણાય? જ્ઞાનોદ્યોતને માટેનો આ પ્રયત્ન છે, એમ કહેવાય? કહો કે–નહિ જ એમ, આજે ઘણા લોકો જ્ઞાનની, ભણતરની વાતો કરે છે, પરન્તુ એમાં મોટો ભાગ આ યશા નામની બ્રાહ્મણી જેવી મનોવૃત્તિવાળો છે કહેવું જ્ઞાનનું નામ અને પોષવો ધનપ્રેમને, પૌદ્ગલિક પદાર્થોના પ્રેમને, એવું જો સમજપૂર્વક એટલે ઈરાદાપૂર્વક કરાતું હોય, તો એ પણ છેતરપીંડી જ છે આપણા સમાજમાં ય આજે આવા પ્રકારની છેતરપીંડી ચાલી રહી છે શાસ્ત્રોમાં જ્ઞાનની મહત્તાને વર્ણવતા જે જે વાક્યો આદિ હોય, તેને આગળ ધરવા અને શાસ્ત્રોના સાચા જ્ઞાન પ્રત્યે જ અમહભાવ જન્માવે એવા ભણતરને માટે, એ વાક્યોથી દોરવાઈ જઈને જે લોકોએ નાણા આપ્યા હોય, તેમના નાણાનો ઉપયોગ કરવો, એ શું વ્યાજબી ગણાય? તમે સસારમા બેઠા છો અને સસારમા તમારે ઘણું ઘણું નહિ કરવા જેવું ય કરવું પડે છે, પણ તમે એને જો ધર્મના વાઘા પહેરાવવાનો પ્રયત્ન કરો, તો એમા તમે માત્ર અધર્મકરણના પાપને જ ઉપાર્જતા નથી, પરન્તુ ધર્મદ્રોહના-ઉત્સૂત્રપ્રરૂપણા આદિના મહા પાપને પણ ઉપાર્જો છો, માટે અધર્મને આચરવો પડે તો ય કદી એને ધર્મનું રૂપ આપવાનો પ્રયત્ન કરવો નહિ

<u>કપિલે ઈન્દ્રદત્ત પાસે જઈને અભ્યાસ શરૂ કર્યો</u>

કપિલ ને ... પાસેથી રવાના થઈને ઈન્દ્રદત્તની પાસે

પહોંચી ગયો ત્યાં જઈને એણે વિનતિ કરી કે–' મને શાસ્ત્રોનો અભ્યાસ કરાવો. તમારા વિના મારે બીજું કોઈ શરણુ નથી '

ઈન્દ્રદત્ત સજ્જન માણસ છે, પણ નિર્ધન છે પોતે પોતાનો જીવનનિર્વાહ પણ મહા મુશીબતે કરે છે આટલો ગરીબ હોવા છતાં પણ એ પ્રમાણિક છે, એટલે કપિલને એ સાચે સાચી વાત કહી દે છે કપિલને એ પહેલાં તો ઉત્સાહિત બનાવે છે એ કહે છે કે–' તું મારા ભાઈનો જ પુત્ર છો. વિદ્યાનો આવો મનોરથ કરીને તેં તારા પિતાને લજ્જિત નથી કર્યા ' અર્થાત્–'એમના જેવાના પુત્રને શોભે એવો જ તારો મનોરથ છે ' આ પ્રમાણે કહ્યા પછીથી, ઈન્દ્રદત્ત કહે છે કે– ' પણ હું તને શી વાત કરૂં ? તારૂં આતિથ્ય કરવા જેટલું પણ ધન મારી પાસે નથી, એટલે મને ચિન્તા એ વાતની થાય છે કે–મારી પાસે ભણવાને આવેલો તું રોજ જમીશ કયાં ? ભોજન વિના તો, તારો ભણવાનો મનોરથ વ્યર્થ નિવડશે '

ઈન્દ્રદત્તે આ પ્રમાણે કહ્યું, પરન્તુ કપિલ તો ગમે તે ઉપાયે ભણવા જ માગે છે, એટલે કપિલ કહે છે કે–' હે તાત ! ભિક્ષા દ્વારા મારૂં ભોજન થઈ રહેશે બ્રાહ્મણ જ્યારથી જનોઈને ધારણ કરે છે, ત્યારથી એને ' ભિક્ષા આપો ' એમ કહેવાનું નક્કી જ થઈ ગયેલું છે એટલે તો બ્રાહ્મણ હાથી ઉપર આરૂઢ થયેલો હોય, તો પણ ભિક્ષાને માગતા લાજતો નથી અને જે ભિક્ષાચર જ છે, તે તો જેમ રાજા કોઈને ય કોઈ વાર આધીન થતો નથી, તેમ કોઈને ય કયા ય આધીન થતો નથી ' અર્થાત્–'રાજા જેમ સર્વ કાળે સર્વત્ર જઈ શકે છે, તેમ ભિક્ષાચર પણ સર્વ કાળે સર્વત્ર જઈ શકે છે '

કપિલના આટલા બધા અધ્યયનને માટેના ઉત્સાહને

જોઈને, ઈન્દ્રદત્ત પડિત ખુશ ખુશ થઇ ગયો કપિલને એણે કહ્યુ કે–' તપ કરનારાઓ ભિક્ષાથી નિર્વાહ કરે તે ઉત્તમ છે, કારણ કે–એમને તો કદી ભિક્ષા ન મળે તો તપ કરવો જ છે એટલે તેઓ ચલાવી શકે, પરન્તુ તને જો એક વારે ય ભિક્ષા ન મળે, તો તારા અધ્યયનનુ થાય શુ ?'

કપિલને આમ કહીને, ઈન્દ્રદત્ત જાતે જ કપિલને માટેના ભોજનની વ્યવસ્થા કરવાને માટે નીકળ્યો કપિલને પણ તેણે પોતાની આગળીએ સાથે લીધો

કપિલને લઈ ને ઈન્દ્રદત્ત પડિત શાલિભદ્ર નામના કોઇ શેઠને ત્યા ગયો એના આગણે ઉભા રહીને, તેણે પોતાના ગાયત્રી મત્રને ઉચ્ચ સ્વરે બોલવા માડ્યો, કે જેથી શેઠને ખબર પડે કે–અહાર કોઈ બ્રાહ્મણ ઉભો છે

શેઠે પણ ઇન્દ્રદત્તને ઘરમા બોલાવીને પૂછ્યુ કે–'તારી શી યાચના છે ?'

ઈન્દ્રદત્તે કહ્યુ કે–' આ બ્રાહ્મણ બાલને આપ રોજ ભોજન કરાવો, એટલી જ યાચના છે '

શેઠે એ યાચનાનો સ્વીકાર કરી લીધો રોજ કપિલ એ શેઠને ત્યા જઈને જમી આવતો અને બાકીના સમયમા, મુખ્યત્વે, ઈન્દ્રદત્તની પાસે અધ્યયન કર્યા કરતો

કપિલનો દાસી સાથે સબધ

એ પ્રમાણે અધ્યયન કરતો કપિલ યુવાવસ્થાને પ્રાપ્ત થયો જે શાલિભદ્રને ઘરે તે રોજ જમવા જતો હતો, તે શાલિભદ્રના ઘરમા એક યુવાન વયની દાસી હતી, જે કપિલને રોજ સારૂ સારૂ ભોજન પીરસતી હતી યુવાન અને

હસમુખો કપિલ, તે દાસી ઉપર રાગવાળો બન્યો! અને તે દાસી પણ આ કપિલમાં અનુરાગવતી બની એ બન્નેનો એ રાગ એટલી હદે પહોંચી ગયો કે-એ બન્નેની વચ્ચે કામ ક્રીડાના સબંધો પણ થવા લાગ્યા

## સ્ત્રીજનના સંસર્ગથી દૂર રહેવું

ખરેખર, યુવાનોને માટે સ્ત્રીજનનું સાન્નિધ્ય, એ આન્તર શત્રુ એવા કામને જન્મવાને માટેનું અને કામને જોર કરવાને માટેનું સ્થાન છે યુવાનીને દીવાની કહેવામાં આવે છે, તે આ માટે જ! આથી, યુવાન માણસે જો શીલસંપન્ન બન્યા રહેવું હોય, તો સ્ત્રીજનના સંસર્ગથી અલગ રહેવું, એ જ સલાહભર્યું છે સ્ત્રીજનના સંસર્ગમાં કામ કેવી રીતિએ પેદા થઈને ક્રમે ક્રમે પોતાની કળાને ખીલવે છે, તેની કેટલાક યુવાનોને તે વખતે ખબર પણ પડતી નથી આજે કેટલાક યુવાનો કહે છે કે-' યુવતીઓની સાથે માત્ર બેસીએ-ઉઠીએ, એમાં વાંધો શો? એની સાથે વાતો કરીએ, એમાં વાંધો શો? એની સાથે હરીએ-ફરીએ, એમાં વાંધો શો?' પણ તેઓને ખબર નથી હોતી કે-એમાં પણ પ્રાય કામ જ પ્રસાર પામી રહ્યો હોય છે એવા યુવાનો એટલો વિચાર તો કરે કે-અન્ય યુવતીઓની સાથે જેટલું બેસવા-ઉઠવાનું, વાતચીત કરવાનું અને ફરવા-હરવાનું ગમે છે, તેટલું યુવાનોની સાથે બેસવા-ઉઠવાનું, વાતચીત કરવાનું અને ફરવા-હરવાનું ગમે છે ખરૂ? તમારૂં હૃદય જો એની સાથે નિર્દોષભાવે મળ્યું છે, તો કોઈ યુવાન સહાધ્યાયી, મિત્ર સાથે એવું કેમ નથી મળ્યું? મોટે ભાગે એવું બને છે કે-જેટલું આકર્ષણ

પુરૂષમિત્ર પ્રત્યે નથી થતું, તેટલુ આકર્ષણ સ્ત્રીમિત્ર પ્રત્યે થાય છે એ વિજાતીય સબધના રાગનોજ એક પ્રકાર છે અને એ પ્રકારના રાગને પણ કામરાગ કહેવાય યુવક-યુવતીઓના સબધથી, સસર્ગથી, આજ કેટકેટલા અનિષ્ટો જન્મ્યા છે, એનુ વર્ણન કરવું એ પણ મુશ્કેલ છે આ તો તમે સાનમા સમજી જાવ, એ પ્રકારે સૂચન કર્યું

દાસીની ગરીબી

અહીં કપિલ જેમ નિર્ધન છે, તેમ પેલી દાસી પણ નિર્ધન છે દાસીપણું કરવા છતા પણ, એને એનો ગુજારો કરવામા મુશ્કેલી નડે છે આથી, તેણીએ પોતાની ઈચ્છા નહિ હોવા છતા પણ, પોતાના નિર્વાહની અનુકૂળતાને માટે, અન્ય કોઈ પુરૂષને સેવવાનો વિચાર કર્યો આવો વિચાર પણ, એ દાસીએ કપિલથી છૂપાવ્યો નહિ કપિલને તેણીએ કહ્યુ કે-' તમે જ મારા પ્રાણનાથ છો, પણ તમે નિર્ધન છો, એટલે મારે મારા જીવનનિર્વાહને ખાતર બીજા પુરૂષને સેવવો પડશે ' કપિલે એમા અનુમતિ આપી કપિલની સાથેનો એનો સબધ તો ચાલુ રહ્યો

દાસીના દુ:ખે દુ:ખી કપિલ

અન્ય પુરૂષને સેવવાથી, એ દાસીનો ગુજારો તો થતો રહ્યો, પણ ગરીબી તો ઉભી ને ઉભી જ રહી એક વાર કપિલ જ્યારે એ દાસીની પાસે ગયો, ત્યારે કપિલે તેણીને ઘણા ખેદવાળી જોઇને ખેદનુ કારણ પૂછ્યુ દાસીએ કહ્યુ કે-' આ નગરમા અમુક દિવસે દાસીઓનો ઉત્સવ થાય છે દાસીઓના ઉત્સવનો એ દિવસ હવે દૂર નથી, આવતી

કાલે જ છે અને મારી પાને પુષ્પપત્રાદિને ખરીદી લાવવાને માટે જેટલુ દ્રવ્ય જોઈએ, તેટલુ દ્રવ્ય પણ નથી પુષ્પપત્રાદિ વિના હુ દાસીઓમા વગોવાઈ જઈશ અને એથી મારી હાલત કેવી થશે, એની જ મને ચિન્તા થાય છે '

કપિલ પણ એ દાસીના દુ ખે એટલો બધો દુ ખી થઈ ગયો કે–અધીરજથી તે મૂઢ અને મૌન બની ગયો

કપિલને એવો દુ ખી થઈ ગયેલો જોઈ ને, દાસીએ કહ્યુ કે–' તમે ખેદ કરો નહિ એક ઉપાય છે આ નગરમા ધન નામનો જે શેઠ છે, તે જે કોઈ એને રાત્રિ પૂરી થતાની સાથે જ જગાડે છે, તેને બે માસા જેટલા સોનાનુ દાન દે છે- તમે આજની રાત પૂરી થતા પહેલા જ એ શેઠને ઘેર જજો અને કલ્યાણ રાગમા મધુર ગીત ગાજો '

આને દયા ન કહેવાય

કપિલને પણ એ સૂચના ગમી ગઈ અને કપિલે તેમ કરવાની તત્પરતા બતાવી આ પણ કામરાગનો જ પ્રકાર છે આમા દયા નથી દાસીના દુ ખનુ નિવારણ કરવાની ઈચ્છા છે અને તેમ છતા પણ આ દયા નથી જેમ પહેલા વાત થઈ ગઈ કે–ભણતર માટેની જ પ્રેરણા છતા એ જ્ઞાનપ્રેમ નથી, તેમ અહીં દાસીના દુ ખના નિવારણની તીવ્ર ભાવના હોવા છતા પણ, આ દયા નથી કેમ? દુ ખના નિવારણની જે ઈચ્છા છે, તે કામરાગમાથી જન્મેલી છે માટે! એ દુ ખ પોતાની રાગપાત્ર દાસીનુ હતુ માટે ડખતુ હતુ અને એ દુ ખ પોતાની રાગપાત્ર દાસીનુ હતુ માટે જ એ દુ ખના નિવા રણની ઈચ્છા જન્મી હતી, એટલે એમા દયા છે–એવુ માની

અગર તો કહી શકાય નહિ કશો જ સ્વાર્થ ન હોત, તો એ દયાનો ભાવ મનાત દયાના ભાવમા માત્ર દુ ખ જોવાય છે, પણ કોનુ દુ ખ એ જોવાતુ નથી

કપિલ પકડાયો

હવે એ દાસી મધ્ય રાત્રિએ કપિલને પેલા ધન શેઠના ઘર તરફ રવાના કરે છે અને કપિલ જાય છે પણ ખરો, કારણ કે-એ ય દુ ખી છે અને બન્ને ય પોતપોતાના દુ ખના નિવારણને ઝખી રહેલ છે દાસી પાસે દ્રવ્ય નથી એ માટે એ દુ ખી છે અને કપિલ દાસી દુ ખી છે એટલે તેણીના દુ ખને નહિ સહી શકવાથી દુ ખી છે

કપિલ મધ્ય રાત્રિએ ધન શેઠના ઘર તરફ જવાને માટે રવાના તો થયો, પરન્તુ રસ્તામા તેને કોટવાલોએ પકડ્યો કપિલને ખબર નથી કે-'સવાર નથી થવા આવી, પણ મધ્ય રાત્રિનો સમય છે' એ તો સમજે છે કે-'હમણા રાત્રિ પૂરી થશે અને સવાર થશે' 'જો સવાર થઈ ગઈ, તો હુ ધન શેઠનું દાન નહિ મેળવી શકુ'-એ વાતની એને ભારે બીક છે, આથી નિર્જન એવા રસ્તા ઉપર તે વેગથી ચાલ્યો જાય છે. એને એમ વેગથી જતા જોઇને, રસ્તામા રક્ષા કરવાને માટે રોન મારતા રક્ષક કોટવાલોને લાગે છે કે-'આ કોઈ ચોર છે' અને એમ એને ચોર સમજીને તેઓ પકડી લે છે

સવાર થતા, રક્ષકોએ એને રાજા પ્રસેનજિત્તની પાસે રજૂ કર્યો રાજાએ પૂછવાથી, તેણે બે માસા સોનુ લેવા જવાને માટે તે કેમ અને ક્યા જતો હતો, તે બધી ય હકીકત અથેતિ કહી સભળાવી

**લોકો પ્રાય મૂઢની જેમ પ્રવર્તી રહ્યા છે, માટે સદ્ધર્મના સદુપદેશો જોઈએ તેવા ફળતા નથી**

વિચાર કરો કે-કપિલ ઘેરથી નીકળ્યો હતો શા માટે? દુખના નિવારણને માટે જ ને? નીકળ્યો હતો દુખના નિવારણને માટે અને નવુ દુખ પેદા થઇ ગયુ કર્મની ગતિ આવી વિચિત્ર છે દુખના નિવારણને સૌ ચાહે છે, દુખના નિવારણના આશયથી સર્વે પ્રયત્નશીલ પણ છે, પરન્તુ દુખના નિવારણના અને સુખના સપાદનના આશયથી જે કોઈ પ્રયત્ન કરે, તે બધાનુ દુખ જાય જ અને તે બધાને સુખ મળે જ –એવુ બનતું નથી એ પ્રયત્નથી, દુખ જવાને બદલે પોતાનું જે કાઈ થોડુ-ઘણું સુખ હોય તે પણ જાય અને દુખમા વધારો જ થાય, આવુ પણ ઘણું બને છે આવા ઉદાહરણો આખ સામે બનવા છતા પણ અને આવા પ્રકારનો પોતાને પણ વારવાર અનુભવ થતો હોવા છતા પણ, જેઓ કર્મની સત્તાના અસ્તિત્વને માનવાનો ઈન્કાર કરે છે, તેઓ ગમે તેટલા બુદ્ધિશાલી હોય, પરન્તુ સમ્યગ્ વિચારણાને માટે તો તેમની બુદ્ધિ કુઠિત જ થઈ ગયેલી છે–એમ કહેવું પડે એ જ રીતિએ, જેઓ કર્મની સત્તાના અસ્તિત્વને માનવાનો ઈનકાર કરતા નથી અને તેમ છતા પણ જે લોકો પોતા ઉપરની કર્મની સત્તાથી મુક્ત બનવાને ઈચ્છતા નથી, તેઓની કર્મસત્તાના અસ્તિત્વ સબધી માન્યતા પણ પાગળી જ છે માણસ જો માત્ર પોતાના પણ અનુભવો સબધી વિચાર કરે અને બુદ્ધિનો સદુપયોગ કરે, તો પણ તેને લાગે કે-અત્યારે હું દુખના નિવારણને માટે અને સુખના સપાદનને માટે, જે પ્રકારનો

યત્ન અને જે દિશાનો પ્રયત્ન કરી રહ્યો છુ, તે મારો યત્ન ઊલટો છે અને ઊલટી દિશાએ છે જો આટલુ પણ સમજાઈ જાય, તો એને 'કર્મના બન્ધનથી મુક્ત બનવું, એ જ ઘળા ય દુ ખના નિવારણનો અને સઘળા ય સુખોના સપાદનો સાચો ઉપાય છે'–એમ લાગે, અને એથી એ પણ શોધે –'મારે કર્મના બન્ધનથી મુક્ત બનવાને માટે કેવો પ્રયત્ન ોવો જોઇએ?' પણ જગતના જીવોનો મોટો ભાગ લગભગ ઢ જેવો જ બનીને પ્રવર્તી રહ્યો છે અને એથી જ સદ્ધર્મના દુપદેશો પણ જેવા સફલ નિવડવા જોઇએ તેવા સફલ ાવડતા નથી

## ાવે આપત્તિ ને મળે સપત્તિ-એમે ય બને

કપિલને તો જે દુ ખ આવ્યું છે, તે દુ ખ પણ સુખને ાટે જ આવ્યુ હોય, એવું બન્યુ છે દુ ખ એના પાપના દયે જ આવ્યું છે–એમા બે મત ન હોઈ શકે, પરન્તુ એનુ ા પાપ પાપાનુબધી નહિ પણ પુણ્યાનુબધી હોય-એવા પ્રકારનુ રિણામ આવ્યુ છે તમને કહ્યું હતું કે–' પાપાનુબધી પુણ્ય કરતા ા પુણ્યાનુબંધી પાપ સારૂ ' અને એ વાતનો તમને અહીં ાક્ષાત્કાર થશે દેખીતી રીતિએ કપિલને માટે કેવી વિષમ ્થિતિ આવી પડી છે? ભણવાનુ ય જાય, લોગેય જાય અને પયશ થાય તથા અનેકવિધ આપત્તિઓ ખડી થઈ જવા પામે ાટવાલોએ કપિલને જેમ ચોર માનીને પકડ્યો, તેમ રાજા પણ ા એને ચોર માની લે અને ચોર માનીને એને શિક્ષા કરે, તો ેથી કપિલ કેવી હાલતમા મૂકાઈ જાય? પણ આ બધા ય ંયોગોમાથી કપિલ ઉગરી જાય છે કપિલ આ બધી આપત્તિ-

આમાથી જ ઉગરી જાય છે—એટલુ જ નહિ, પણ આ નિમિત્તે તો એ સાચી સપત્તિની સપ્રાપ્તિઓના માર્ગે ચઢી જાય છે દુ ખ પણ જો પુણ્યાનુબધી પાપના ઉદયથી આવ્યુ હોય અને જીવની ભવિતવ્યતા સારી હોય, તો આપત્તિઓ તો સપત્તિની વેલડીઓની ગરજ સારનારી નિવડે છે જણાય કે—આપત્તિ આવી, અને પરિણામ સપત્તિની પ્રાપ્તિમા આવે

<u>કપિલ ઉપર રાજાનો દયાભાવ</u>

રાજાએ પૂછતા, કપિલે બે માસા સોના સબધી પોતાની જે હકીકત હતી, તે જેવી હતી તેવી જ રાજાને કહી દીધી એના સારા નસિબે રાજાએ એની સાચી હકીકતને સાચી માની

આપણી સાચી પણ હકીકત બીજાને સાચી ન લાગે, એવું પણ બને. એકની સાચી હકીકત ખોટી લાગે અને બીજાની ખોટી હકીકત સાચી લાગે, એવું પણ બને સસારમા તો, દરેક અનુકૂળતા—પ્રતિકૂળતામા પુણ્ય—પાપનો સબધ ખરોજ

રાજાને કપિલે કહેલી સાચી હકીકત સાચી લાગી, એટલે રાજાના હૃદયમા કપિલ પ્રત્યે દયાભાવ પેદા થયો રાજાને કપિલ ઉપર એટલી બધી દયા આવી ગઈ કે—' તારી જે માગવાની ઇચ્છા હોય, તે તૂ માગી લે '—એમ રાજાએ કપિલને કહ્યુ

જ્યાથી દડ પામવાની સભાવના હતી, ત્યાથી જ કપિલ દયા પામ્યો અને દાન પામવાના સુદર સયોગમા મૂકાયો.

કપિલે કહ્યુ કે—' હુ વિચાર કરીને માગીશ '

અને રાજાને એ પ્રમાણે કહીને, કપિલ ' રાજાની પાસે શુ માગવું ? '—એ, સબધી વિચાર કરીને નિર્ણય કરવાને માટે,

રાજાની રજા લઈને અશોક વનમા ગયો

કપિલની વિચારણામા કોનુ પ્રતિબિમ્બ ?

હવે અશોક વનમા જઈને, કપિલ એકચિત્તે એ વિચારવા લાગ્યો કે–' મારે રાજાની પાસે માગવુ શુ ? ' અહીં કપિલે જે વિચારણા કરી છે, તે ખાસ ધ્યાનમા રાખવા જેવી છે સસારના જીવોની મનોવૃત્તિનુ કપિલની વિચારણામા પ્રતિબિમ્બ પડેલુ છે–એમ કહીએ તો પણ ચાલે, અને તેના અન્ત ભાગમા મહાપુરૂષોના મહદ્‌ભાવનુ એમા પ્રતિબિમ્બ પડેલુ છે–એમ કહીએ તો પણ ચાલે સસારના પ્રેમીના વિચારોનો ઢાળ કેવો હોય–એ પણ કપિલની વિચારણામાથી જાણવાને મળે છે અને વિવેકી આત્માઓના વિચારોનો ઢાળ કેવો હોય–એ પણ કપિલની વિચારણામાથી જાણવાને મળે છે

મળવાની સભાવના લાગી નહોતી માટે ઈચ્છા નહોતી

કપિલની વિચારણાની શરૂઆત બે માસા જેટલા સુવર્ણથી શરૂ થાય છે, કારણ કે–એ દાસીને ઘરેથી નીકળ્યો ત્યારે માત્ર બે માસા સુવર્ણની આશાએ જ નીકળ્યો હતો, પણ એ વખતે એને માત્ર બે માસા જેટલા જ સુવર્ણની આશા અને ઈચ્છા કેમ હતી ?–એથી અધિક મળવાની સભાવના લાગી નહોતી માટે ! જો અધિક મળવાની સભાવના લાગી હોત, તો અધિક મેળવવાની ઇચ્છા થાત અને અધિકની આશા બધાત જે કોઈ થોડુ માગે અથવા થોડુક જ મેળવવાની આશા રાખે, તેમનામા અધિકની ઈચ્છા જ નથી–એમ માની લેવા જેવુ નથી મળવાની સભાવનાને અભાવે, ઘણું ઘણું અથવા તો બધુ ય મેળવવાની ઇચ્છા દબાઈને પડી રહેલી હોય છે એમ

અગ્નિ ઉપર રાખ નાખી મૂકી હોય તેમ ! પણ જેમ જેમ માત્ર મળવાની સભાવના જ વધતી જાય છે, તેમ તેમ ઈચ્છા પ્રગટ થયે જ જાય છે મળવાની સભાવના લાગે અને ઈચ્છા પ્રગટે નહિ, તો માનવુ કે-ગુણ પ્રગટ્યો છે. બાકી થોડુ માગે કે થોડુ મેળવવાની આશા રાખે, એટલા જ ઉપરથી 'ગુણ પ્રગટ્યો છે'–એમ મનાય જ નહિ

બે માસા સોનાને બદલે સો સોનૈયાની ઇચ્છા

કપિલ માટે માગે તે મળવાની સભાવના ઉપસ્થિત થવા પામી છે, એટલે એની ઈચ્છા કેવો વેગ પકડે છે, એ જૂઓ! એને વિચાર થાય છે કે-'હુ જો બે માસા સુવર્ણ માગુ, તો એથી માત્ર અન્ન-વસ્ત્રાદિક મળે, પણ એટલાથી વળે શુ? રાજા હુ જે માગુ તે આપવાનુ કહે છે, તો પછી સો સોનૈયા જ માગી લઉં જ્યારે યાચના કરવી જ છે અને યાચના કર્યા મુજબ મળે તેમ છે, તો ઓછુ શું કામ યાચવું ?'

હજાર સોનૈયાની ઈચ્છા

આમ બે માસા જેટલુ સુવર્ણ માગવાની ઈચ્છા, સો સોનૈયાએ પહોચી સો સોનૈયાએ પહોચીને પણ એ ઇચ્છા અટકી નહિ, કેમ કે-'માગ્યુ મળશે'–એવો ખ્યાલ આવ્યો છે સો સોનૈયા માગુ-એવો વિચાર કર્યા બાદ, સો સોનૈયામા શુ શુ આવી શકે તેમ છે-એનો કપિલને વિચાર આવ્યો અને એથી એને થયુ કે-'સો સોનૈયા મળે, એથી કાઈ વાહન વિગેરેની સમૃદ્ધિ ન થાય, માટે હું એક હજાર સોનૈયા જ માગી લઉં, કે જેથી જે ઇષ્ટ અર્થની પ્રાપ્તિને માટે હુ આ નગરીમા આવ્યો છુ, તેની પ્રાપ્તિ થાય ' એને એની માતાની

વાત આ વખતે યાદ આવે છે ઘોડા ઉપર છત્ર ધરેલુ હોય-એવી હાલતમા ઘોડેસ્વાર થઇને નગરના માર્ગોમા ઇચ્છાનુસાર ફરી શકાય-એવી સમૃદ્ધિને અનુલક્ષીને જ એની માતાએ એને ભણવાને માટે મોકલ્યો હતો અને એવી સમૃદ્ધિને અનુલક્ષીને જ કપિલ અહીં ભણવાને માટે આવ્યો હતો, એ વાત યાદ છે ને ? એ જે ખરાબ બીજ પડેલું, તે પણ આ વખતે કપિલને સતાવે છે અને બે સોનૈયાને બદલે એક હજાર સોનૈયા માગવાનો વિચાર કરાવે છે

લાખ સોનૈયાની ઇચ્છા

એક હજાર સોનૈયાને માગવાનો વિચાર પણ નિર્ણયના રૂપમા આવી શક્યો નથી એ વિચારણા ટકી શકતો નથી એને થાય છે કે-' એક હજાર સોનૈયાથી પણ થાય શુ ? એટલા ધનમા કાઈ સંતાનોના વિવાહ આદિના ઉત્સવો થઈ શકે નહિ, માટે એક લાખ સોનૈયા માગી લઉ, અને એમ કરું એમા જ હું યાચના કરવામા ચતુર છુ-એવું ગણાય '

કરોડ-સો કરોડ-હજાર કરોડ સોનૈયાની ઇચ્છા :

એક લાખ સોનૈયાને માગવામા પોતાના યાચનાચતુર પણાને માનવા છતા પણ, તે કપિલ એટલુ માગવાના વિચાર ઉપરેય સ્થિર થઈ શક્યો નહિ એને પાછો વિચાર આવ્યો કે-' એક લાખ સોનૈયામા હુ મારા મિત્રોનો ઉદ્ધાર શી રીતિએ કરી શકુ ? મારા બન્ધુઓનો ઉદ્ધાર શી રીતિએ કરી શકુ ? અને અન્ય દીનજનોનો ઉદ્ધાર પણ શી રીતિએ કરી શકુ ? માટે એક કરોડ સોનૈયા માગું ! ના, ના, સો કરોડ માગું ! એક હજાર કરોડ સોનૈયા

**લોભને વશ પડેલાઓની થતી દુર્દશા**

કપિલની આ વિચારણા, સંસારના પ્રેમિઓના વિચારોનો હાળ કેવો હોય છે, એનું પ્રતિબિમ્બ પાડે એવી જ છે ને? તમને પણ કોઈ કોઈવાર આવી વિચારણાનો કદાચ અનુભવ થયો હશે લાભની સંભાવના માત્રથી પણ લોભ કેવો વધે છે, એના અનુભવથી તમે અલગ નથી, પણ પરિગ્રહનો પ્રેમ હોવાથી, લોભની વિટમ્બનાનો તમે વિચાર જ પ્રાય કરતા નથી અને કોઈ વાર જરા વિચાર આવી જાય છે, તો પણ પાછુ એમ થાય છે કે–આપણે આટલુ આટલુ તો જોઇએ ને? તમને જો તમારી ઇચ્છા મુજબનુ મળી જાય તેમ હોય, તો ખરેખર તમે કપિલને પણ ટપી જાવ, એ બનવાજોગ નથી લાગતું? '**લોભને થોભ નથી**'–એમ જે કહેવાય છે, તે ખોટુ નથી લોભને વશ પડેલાઓ અમસ્તા અમસ્તા પણ કેટકેટલી ય નિરર્થક, નિષ્ફળ અને નુકશાનકારક વિચારણાઓ કરે છે, તો જો લાભની સંભાવના પૂરેપૂરી લાગે, તો તો એ વિચારણાઓ કેટલે સુધી પહોંચે, એ કહી શકાય જ નહિ 'જીવવાનુ થોડુ ને ચાળા ઘણા'–એવો આ ખેલ છે મરવાનુ નક્કી છે અને મર્યા બાદ આમાનુ કાંઈ જ સાથે આવવાનુ નથી એ ય નક્કી છે, એમ જાણવા છતા પણ માણસ આ જીવનમા કેટકેટલી ધન–ધાન્યાદિ સામગ્રીનો સંચય કરવાને ઇચ્છે છે? પછી એ લોભથી, લોભે જન્માવેલી વિચારણાઓથી, લોભે કરાવેલી પાપપ્રવૃત્તિઓથી અને પૂર્વના પુણ્યને વશ જેટલુ મળ્યુ હોય તેના મમત્વથી જે કાંઈ પાપકર્મોને ઉપાર્જ્યા હોય, તે ભોગવવાના કોને? તમારૂ કર્યું તો તમારે જ ભોગવવું પડે ને?

કપિલ નીકળ્યો, તે વખતે એની મનોદશા એવી હતી કે–જો એને તેની ધારણા મુજબ બે માશા સોનુ મળી જાત, તો એ સતોષનો જ અનુભવ કરત, પણ માગ્યુ મળવાની સભાવનાએ એ સતોષને સળગાવી મૂકયો હતો હવે કપિલને ખ્યાલ આવ્યો કે–મારો સતોષ તો મને મૂકીને કયારનો ય ભાગી ગયો છે

હવે તો, કપિલને સારા વિચારો જ આવવા લાગ્યા તેને વિચાર થયો કે–' વિદ્યાનુ ઉપાર્જન કરવાને માટે અહીં આવેલા મને આ જે દુર્વ્યસન વળગ્યુ, એથી મારે માટે તો એવું થયુ કે–નીકળ્યો હું સાગરતીરે પહોચવાને માટે અને પહોચી ગયો હુ હિમાલય પર્વતની તળેટીએ ! મને મારા ગુરૂએ જે જ્ઞાનદાન કર્યું, તે જલમા કમલ રોપવા જેવુ થવું જોઈતુ હતું, પણ એને બદલે થયુ તે સ્થલમા કમલ રોપવા જેવું ! કારણ કે–દાસીને વિષે પણ મેં દાસપણું કરીને, અકુલીનને છાજે એવુ મેં કર્યું છે!'

દીક્ષા અને કેવલજ્ઞાન

આવી વિચારણા આવતાની સાથે જ, તે મહાનુભાવ કપિલના અન્ત કરણમા પાચેય ઇન્દ્રિયોના સઘળા ય વિષયો પ્રત્યે વિરાગભાવ પેદા થાય છે અને એમાથી ' આવા વિષયો મારે જોઈએ જ નહિ '–એ પ્રકારના સવેગના ભાવને એ પુણ્યવત પ્રાપ્ત થાય છે એટલુ જ નહિ, પણ સવેગના ભાવથી ભરેલી વિચારણામા રમતા એવા તે શ્રી કપિલ મહાનુભાવને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થાય છે જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થતા તેઓ સ્વયબુદ્ધ બને છે તેઓ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળા બને છે પછી સ્વયબુદ્ધ બનેલા તેઓ પોતાના હાથે જ

પોતાના માથાના વાળોને લોચ કરીને ઉખેડી નાખે છે અને દેવતાએ ત્યાં જ અર્પિત કરેલા મુનિવેષને તેઓ ધારણ કરે છે

શ્રી કપિલ મુનિવર, એ પછીથી, રાજાની પાસે આવ્યા રાજાએ પૂછ્યું કે–'શું માગવાનો વિચાર કર્યો?' એટલે શ્રી કપિલ મુનિવરે પહેલા પોતાના મનમા જે જે તરંગો ઉઠ્યા હતા, તે સર્વ કહી સભળાવ્યા અને અન્તે કહ્યુ કે–

'यथा लाभस्तथा लोभो, लाभाल्लोभ प्रवर्धते ।
द्विमाष्या चिंतित कार्यं, कोटयापि न हि निष्ठितम् ॥"

એટલે કે–જેમ જેમ લાભ થાય, તેમ તેમ લોભ વધે છે, લાભથી લોભ વધે છે અને એથી જ બે માસા સુવર્ણથી ચિન્તવેલુ કાર્ય, કરોડ સોનૈયાઓથી પણ નિષ્ઠિત થયુ નહિ

શ્રી કપિલ મુનિવરના એ વૃત્તાન્તને સાભળીને, રાજા પણ વિસ્મિત થયો તેણે કહ્યુ પણ ખરૂ કે–'તમને હું કરોડ સોનૈયા પણ આપુ છુ, તો તમે વ્રતને મૂકો અને ભોગોને ભોગવો, કારણ કે–તમારૂં આ વ્રત તમને શુ ફળ આપશે, તેનો કોઈ જામીન નથી '

આની સામે, શ્રી કપિલ મુનિવરે રાજાને કહ્યુ કે–'રાજન્! આ અર્થો અનર્થોને આપનારા છે, એટલે સોનૈયાઓથી મારે સર્યું' હું તો નિર્ગ્રન્થ થયેલો છુ, માટે હે ભદ્ર! તમને ધર્મલાભ હો!'

રાજાને આ પ્રમાણે કહીને શ્રી કપિલ મુનિવર ત્યાથી નીકળી ગયા અને નિર્મળ, નિ સ્પૃહ તથા નિગ્રહકારી બન્યા થકા તે વિહરવા લાગ્યા

એ પ્રમાણે વ્રતનુ સુન્દર પ્રકારે પાલન કરનારા મહા મુનિ શ્રી કપિલનો દીક્ષાપર્યાય જ્યા માત્ર છ જ મહિનાનો થયો, ત્યા તો તેમને ઉજ્વલ એવું કેવલજ્ઞાન પ્રગટ થયુ

## આ વૃત્તાન્તને વાચતા ને સાભળતાં શું થાય ?

ખરેખર, જ્યારે પરિવર્તન આવવા માડે છે અને આવે છે, ત્યારે તે કેટલી બધી હદ સુધીનુ સુન્દર પણ હોઈ શકે છે, તેનો આ પણ એક દાખલો છે પરિવર્તન આવ્યા બાદ અન્તર્મુહૂર્તમા પણ પોતાના કેવલજ્ઞાનને પ્રગટાવનારા પુણ્યવાનો થઈ ગયા છે આવું વાચીએ અને સાભળીએ, તે વખતે તો સ્હેજે થઈ જાય કે-'અનન્તાનન્ત કાલથી સસારમા ભટકવા છતા પણ, હજુ આપણે એવા અન્તર્મુહૂર્તને નથી પામી શક્યા, કે જે અન્તર્મુહૂર્ત આપણને ક્ષાયિક ભાવોના સ્વામી બનાવી દે!'

એક બ્રાહ્મણનો છોકરો, દરિદ્રી, મફતનુ ખાનારો ને મફતનુ ભણનારો, એમા દાસી ઉપર મોહિત થઈ જનારો, દાસી ઉપર મોહિત થઇને દાસીના દુ ખે દુ ખી થનારો, દાસીના સુખ ખાતર રાત્રિના પણ દાન મેળવવાને નીકળનારો અને હજાર કરોડ સોનૈયાની ઈચ્છા સુધી પહોચી ગયેલો—આવો પણ માણસ, વિચારોની દિશા પલટાતા એકદમ સાધુ બને, સાધુ બન્યા પછી પણ રાજા કરોડ સોનૈયાને આપવાને તૈયાર થાય તો ય તેને અનર્થકારી કહે અને લીધેલા સાધુપણાને એવી રીતિએ પાળે કે-માત્ર છ જ મહિનામા કેવલજ્ઞાનને ઉપાર્જે, આ વાત આપણને કેટલા બધા ઉત્સાહિત બનાવે, એવી છે ? આવા વખતે તો, ખાસ કરીને એમ થઈ જાય કે-આપણને એવું તે શું નડે છે, કે જેથી આપણામા હજુ પણ એવો ભાવ પ્રગટતો નથી ?

વળી, આ ઉપરથી એ વાત પણ ધ્યાનમા લેવા જેવી ...ી વખતે કયા જીવમા કેવા પ્રકારનું પરિવર્તન આવશે,

એ કહી શકાય નહિ એને તો જ્ઞાનિઓ જ જાણી શકે, આપણે જાણી શકીએ નહિ આથી પણ, આપણે બીજાઓનો જો તિરસ્કાર કરતા હોઈએ, તો તેનાથી અટકી જવું જોઈએ ખરી વાત તો એ છે કે-માણસે દોષો પોતાના જ જોવા જોઈએ અને બીજાઓના હિતની ચિન્તા કરવી જોઈએ પોતાના દોષને ખમવો નહિ-એ જેટલું સારૂં છે, તેટલું જ ખરાબ બીજાના દોષને ખમવો નહિ એ છે બીજાના દોષને અંગે તો દયાભાવ પૂર્ણ જ જીવન્ત રહેવો જોઈએ અને દોષિત એવા પણ માણસમાં જો નાનો પણ કોઈ ગુણ હોય, તો તે નજર બહાર જવા પામે નહિ-એવા વિવેકી બનવું જોઈએ અને વિચાર કરવો જોઈએ કે-આ જીવ કદાચ કર્મદોષથી અત્યારે આવો છે, પણ જ્યારે એ દોષ ટળશે ત્યારે આ જીવ કદાચ અમારા કરતા પણ પહેલો મુક્તિએ જાય તો એ અસભવિત નથી

દારુણ અટવીમા પાચસો ચોરોને પ્રતિબોધવાને ગયા

હવે આપણે જે વાતના સમર્થનને માટે કેવલજ્ઞાની મુનીશ્વર શ્રી કપિલને યાદ કર્યા હતા, એ વાત આવે છે તે સમયમા રાજગૃહી નામની જે નગરી હતી, તેના અન્તરાલમા એક અટવી આવેલી હતી, કે જે અટવી અઢાર યોજનના પ્રમાણવાળી_લાબી-પહોળી અને ભયકર હતી

તે અટવીમા કડદાસના નામથી પ્રસિદ્ધ એવા બલભદ્ર વિગેરે પાચ સો ચોરો વસતા હતા

એ પાચ સો માણસો ચોરીનો ધધો કરતા હતા, છતા પણ હતા લાયક જીવો તેમનામા લાયકાત હોવા ઉપરાન્ત, તેમની ભવિતવ્યતા પણ સારી હતી એ એવા જીવો હતા કે-સુન્દર

સામગ્રીનો સુયોગ નહોતો મળ્યો માટે ચોર તરીકે જીવતા હતા, પણ જો તેમને સુન્દર સામગ્રીનો સુયોગ મળી જાય, તો પ્રતિબોધ પામે અને દીક્ષા ગ્રહણ કરીને સુન્દર આરાધન કરે, એવા હતા

એ ચોરોની સુન્દર ભવિતવ્યતાએ જ જાણે પ્રેરણા કરી હોય, તેમ કેવલજ્ઞાની બનેલા શ્રી કપિલ મુનીશ્વરે જોયું કે—એ જીવો પ્રતિબોધને યોગ્ય છે અને એથી એ મુનીશ્વર એ ચોરોના ઉપર ઉપકાર કરવાને, એ ચોરો જે અટવીમા વસતા હતા, તે અટવી તરફ પધાર્યા

એ ચોર લોકો દારૂણ અટવીમા રહેતા હતા, તો પણ સાવધગીરી રાખીને રહેતા હતા અટવીના નાકે તેઓ તપાસ રાખ્યા જ કરતા હતા કે—અણધાર્યો કોઈ આવીને ઉપદ્રવ કરી જાય નહિ કે પકડી જાય નહિ એ મુજબ, એક ચોર કે જે એક ઝાડની ટોચે ચઢીને વાદરાની જેમ બેઠો હતો, તેણે શ્રી કપિલ મુનીશ્વરને અટવીમા આવતા જોયા એને એમ લાગ્યુ કે—' આ કોઈ આપણો પરાભવ કરવાને માટે જ આવી રહેલ છે ' આથી, તેણે તરત જ એ હકીકત પોતાના સેના પતિને જણાવી દીધી

<u>સસાર રૂપ દારુણ અટવીમા સાવધગીરીથી રહો છો?</u>

જ્ઞાનિઓએ આ સસારને એક દારૂણ અટવી તરીકે પણ વર્ણવ્યો છે ચોરો દારૂણ અટવીમા રહેતા હતા, પણ સાવધગીરીથી રહેતા હતા, તેમ તમે સસારમા રહો છો, તે સાવ [illegible] થી રહો છો કે ગાફલ બનીને રહો છો? ચોરોને દારૂણ રહેવુ ગમતું હતું કે એમના સયોગો જ એવા

હતા, કે જેથી એમને દારૂણ અટવીમાં રહેવું પડે? કહો કે–એમને દારૂણ અટવીમાં રહેવું એ ગમતું તો નહોતું જ, પરન્તુ એમના સંયોગો જ એવા હતા, કે જેથી એમને દારૂણ અટવીમાં રહેવું પડે! તેમ તમે સંસાર રૂપ દારૂણ અટવીમાં રહો છો, તે રહેવું ગમે છે માટે રહો છો કે રહેવું પડે છે માટે રહો છો? જેમ ચોરોને ભાન હતું કે–આ અટવી છે અને તે પણ દારૂણ અટવી છે, તેમ તમને આ સંસાર એક દારૂણ અટવી સમાન છે–એવું ભાન છે ખરૂં? ખરેખરો વાંધો જ અહીં છે સંસાર દારૂણ અટવી જેવો લાગતો નથી, એટલે દારૂણ અટવીમાં જેને રહેવું પડે તે જેવી સાવધગીરી રાખે, તેવી સાવધગીરી તમે રાખતા નથી જે ચોરો બહારના દુશ્મનથી સાવધ રહેતા હતા, તે ચોરો અટવીમાંનું કોઈ ઉપદ્રવ કરી જાય નહિ, મારી જાય નહિ, એની સાવધગીરી તો વધારે જ રાખતા હશે ને? સંસાર રૂપ અટવીમાં બહારના કોઈ તરફથી ઉપદ્રવ આવવાનો સંભવ નથી, પણ સંસાર રૂપ અટવીમાં ઉપદ્રવ પમાડે એવા સ્થાનોનો પાર નથી સંસારમાં જેને જ્યાં સુધી રહેવું પડે, ત્યાં સુધી તેણે સાવધગીરીથી રહેવું જોઈએ અને સંસાર રૂપ અટવીને ઉલ્લંઘી જવાનો પ્રયત્ન કર્યા કરવો જોઈએ

ચોરોએ નચાવ્યા મુનિવર નાચ્યા

અહીં ચોરોની સેનાનો સેનાપતિ સાવધ બની ગયો અને તરત જ આવતા એવા શ્રી કપિલ મુનીશ્વરની પાસે ગયો શ્રી કપિલ મુનીશ્વરને જોતા અને તેમની સાથે પ્રારંભિક વાત કરતા, એ સેનાપતિને લાગ્યું કે–“આજે તો

મદ્ભાગ્યે એક રમકડુ જ હાથમા આવ્યુ છે.'

આ વાત તેણે બીજા ચોરોને પણ કહી અને તે પછીથી તે અજ્ઞાન સેનાપતિએ શ્રી કપીલ મુનીશ્વરને આજ્ઞા કરી કે– 'હે શ્રમણ! નૃત્ય કર!'

મુનીશ્વર શ્રી કપિલે નાચવાની તૈયારી તો બતાવી, પણ કહ્યુ કે–'વાદ્ય વિના નૃત્ય થાય ક્યાથી? અને અહીં કોઈ વાદ્ય વગાડનારો છે નહિ'

પેલા પાચ સો ચોરોને તો યેન કેન આનન્દ જ કરવો હતો, એટલે એ પાચ સો ય ચોરોએ તાલવાદ્ય વગાડવું શરૂ કર્યું

તાલવાદ્ય એટલે કયુ વાદ્ય? તાલીઓ વગાડવી તે! તાલીઓ પણ જો તાલબદ્ધ વાગતી હોય, તો એ વાદ્યની ગરજ સારે કેટલાક લોકો ધૂન જમાવે છે, એ જોયુ છે? એક જણ માત્ર એકાદ–બે પાદ જ વારવાર પણ ચઢતા–ઉતરતા સ્વરે ગાયા કરે અને બીજા બધા તેના સ્વરાનુસાર તાલીઓ પાડયા કરે અથવા તો બધા ય તાલીઓ વગાડતા જાય અને એના એ પાદો વારવાર ચઢતા–ઉતરતા સ્વરે ગાતા જાય, એને ધૂન કહેવાય છે

અહીં પણ ચોરોએ તાલીઓ વગાડવા માડી, એટલે શ્રી કપિલ મુનીશ્વરે નાચવા માડયુ અને નાચતે નાચતે ધ્રુવ પાદો ગાવા માડયા એ ધ્રુવ પાદો ઉપદેશથી જેમ ભરેલા હતા, તેમ સાભળવા માત્રથી પણ કાનને સુખ ઉપજાવે એવા હતા

<u>પાચ સો ચોરોને દીક્ષા દીધી</u>

એવા પાચ સો ધ્રુવ પાદોને નાચતે નાચતે ગાઈને, કોઈને

કોઈ પાદ દ્વારા તો કોઈને કોઈ પાદ દ્વારા, એમ પાચ સો ધ્રુવ પાદોથી એ મુનિવરે પાચ સો ય ચોરોને પ્રતિબોધ પમાડી દીધો, એટલુ જ નહિ, પણ પ્રતિબોધિત થયેલા એ પાચ સો ય ચોરોને એ મુનીશ્વરે ત્યા ને ત્યા જ દીક્ષિત બનાવી દીધા

પ્રશ્ન૦ મુનિ મહારાજથી આ પ્રમાણે ગવાય અને નચાય ખરું ?

ગાનાર અને નાચનાર કોણ છે, એ જૂઓ! કેવલજ્ઞાની છે અતિશયજ્ઞાની પોતાને જે કરવામા લાભ જણાય તે કરે એમને માટે શાસ્ત્રના નિયમો બાધક થાય નહિ શાસ્ત્રના નિયમોનો જે હેતુ છે, તે હેતુને અતિશયજ્ઞાનિઓ પોતાના જ્ઞાનબળે બાળવે જ છે આ તો, અતિશયજ્ઞાની અને તેમા ય પાછા કેવલજ્ઞાની છે, પરન્તુ શ્રી વૃદ્ધવાદી તરીકે પકાએલા મહાત્મા તો અતિશયજ્ઞાની નહોતા, તેમ છતા ય, તેઓ અવસરે મહા લાભનુ કારણ જોઈને ગાન કરવા સાથે નાચ્યા પણ હતા એમ કહો કે-એવા મહાપુરૂષોની વાતનો ઉપયોગ કરીને, લોકના મનોરજનને માટે ગમે તે સાધુ ગમે તેમ ગાવા-નાચવા મડી પડે, તો તે યોગ્ય ગણાય નહિ

## મનનું રંજન ક્યારે કહેવાય ?

આપણો મુદ્દો શો હતો ? પદપદ્ધતિના લાલિત્યનો અર્થ એવો નથી કે-લલિત પદપદ્ધતિને સામાન્ય જનો સમજી જ શકે નહિ સામાન્ય જનો પણ સમજી શકે, એવી ય લલિત પદપદ્ધતિ હોય છે એમા શુ હોય ? જે પદો હોય, તે એવા હોય, કે જેના અર્થનો સાભળનારને ઝટ બોધ થાય વળી લલિત પદપદ્ધતિ, એ એવી વસ્તુ છે કે-એ પદોના અર્થને

અને ભાવને નહિ સમજનારને પણ એનુ શ્રવણ સુખદ લાગે, મીઠુ લાગે શ્રી ભગવતીજી સૂત્રની લલિત પદપદ્ધતિ એવી જ છે કેવી ? કાઈ નહિ સમજનારને પણ સાભળવાનુ ગમે એવી ! તો પછી, કોઈ કહેશે કે–પ્રબુદ્ધ જનના મનનુ રજન કરનાર છે, એમ કેમ કહ્યુ ? એનો ખૂલાસો એ છે કે–પદ પદ્ધતિ લલિત હોવાથી પહેલી તકે કાને પડતા કાનને સુખ આપે, પણ પછી પદોનો અર્થ અને ભાવ સમજાય નહિ, એટલે એ સુખનો ભોગવટો ક્ષણજીવી નિવડે. વળી, જરાક કાનને સુખદ લાગે, એટલા માત્રથી એને મનનુ રજન કરનાર ન કહેવાય મનનુ રજન કરનાર તો ત્યારે કહેવાય, કે જ્યારે એનુ શ્રવણ અગર વાચન ચાલુ ન હોય, ત્યારે પણ એ પદો એની લલિત પદ્ધતિના પ્રતાપે કાનમા ગુન્જ્યા કરે અને મનમા રમ્યા કરે એટલે જ કહ્યું કે–આ સૂત્રની જે લલિત પદપદ્ધતિ છે, તે પ્રબુદ્ધ એવા જે જનો, તેમના મનનુ રજન કરનાર છે

## સૂત્રોની રચના શ્રુતજ્ઞાનિઓ જ કરે પણ કેવલજ્ઞાનિઓ કદી પણ સૂત્રોની રચના કરે નહિ

શ્રી ભગવતીજી સૂત્રમા કુલ ૨,૮૮,૦૦૦ પદો છે એ બધા ય પદો લાલિત્યપૂર્ણ લાગે છે, કારણ કે–એ પદોની ગોઠવણ રૂપ જે પદ્ધતિ છે, તે લલિત છે માત્ર સાહિત્યિક દૃષ્ટિએ જ આ બધા પદો લલિત છે, મનોહર છે, એવું નથી, સાથે સાથે ભાવની દૃષ્ટિએ પણ, આ બધા પદો લલિત છે આ પદોમા બાહ્ય લાલિત્ય પણ છે અને આન્તર લાલિત્ય એટલે ભાવલાલિત્ય પણ છે ને એક પણ પદ યથાર્થ રીતિએ હૃદયમા વસી જાય, એનો અર્થ તથા ભાવ હૈયે ઠસી જાય અને

એ પ્રમાણે જીવનને કસીને જો જીવાય, તો એથી થોડા જ કાળમા મુક્તિમા વગી જવાય આનું એકે એક પદ મત્રા ક્ષરોથી ગર્ભિત છે, કારણ કે-આની રચના કરનારા અતિશય જ્ઞાની છે આ પદો મોક્ષપ્રેરક હોવાથી, મોક્ષમાર્ગની જ આરાધનાના પ્રેરક હોવાથી લોકોત્તર છે જગતનો કોઈ પણ વિદ્વાન લખે, તો તેમા પદો તો હોય, કેમ કે-પદોનો સમૂહ એ વાકય છે અથવા પાદ છે અને એવા વાકયોના અને પાદોના સમૂહથી ગ્રન્થ બને છે પણ જેને મોક્ષમાર્ગનું સાચુ જ્ઞાન નથી, એવા વિદ્વાનનાં લખેલા પદો કદાચ લાલિત્યવાળા હોય, તો પણ તે પદો શાશ્વત પદના સાધક નથી હોતા અને એથી એ પદો મોક્ષના અભિલાષીઓને માટે મનોરંજક બની શકતા નથી મોક્ષના અભિલાષીને તો, મોક્ષના અને મોક્ષ માર્ગના પ્રતિપાદક પદોમા જ સાચુ મનોરંજકપણું લાગે જેઓનું ભવ્યત્વ વિકસેલુ હોય, જેઓ સમ્યગ્દષ્ટિ હોય, તેઓને મોક્ષની સમીપે લઈ જનારા, મોક્ષની પ્રેરણા કરનારા પદો ખૂબ જ ગમે. શ્રી ભગવતીજી સૂત્ર એ મોક્ષગામી, મોક્ષમાર્ગના સાચા જ્ઞાતા, મોક્ષમાર્ગના પરમ આરાધક એવા મહાપુરૂષે ગ્રથિત સૂત્ર છે આ સૂત્રની રચના, મોક્ષની પ્રાપ્તિ થાય-એ જ એક હેતુથી થયેલી છે, તેથી આના પદો-સઘળા ય પદો મોક્ષમા પ્રયાણ કરાવનારા જ ગણાય જે શાસ્ત્રના પદો મોક્ષની પ્રેરણા કરનારા, મોક્ષની સાધનામા મદદ કરનારા, મોક્ષની સાધનાના સાધનોને મેળવી આપનારા ન હોય, તે શાસ્ત્રની ગણના મોક્ષપ્રતિપાદક શાસ્ત્ર તરીકેની થઈ શકે જ નહિ, કારણ કે-પદસમૂહાત્મક વાકયોનો કે પદોનો સમુદાય, એ જ ગ્રન્થ છે આ સૂત્રના ... શ્રુતજ્ઞાનીના રચેલા છે, એટલે

જે સ્થલે જે પદ હોય, તેનાથી અધિક ભાવવાહી પદ બીજા કોઈથી તો આવી શકે જ નહિ શાસ્ત્રોની રચના શ્રુતજ્ઞાનિઓ જ કરે કેવલજ્ઞાનિઓ કદી પણ શાસ્ત્રોની રચના કરે નહિ શ્રી તીર્થંકર ભગવાનો અર્થ રૂપે જ નિરૂપણ કરે એને સૂત્રાત્મકપણે ગૂંથે તો શ્રુતકેવલિઓ જ સૂત્રોના રચયિતા, હમેશને માટે, શ્રુતજ્ઞાનિઓ જ હોય, પણ કેવલજ્ઞાનિઓ હોય જ નહિ

સાચા પ્રબુદ્ધો સસારને તજનારા

આવા શ્રી ભગવતીજી સૂત્રના પદોની શ્રેણિ, પ્રબુદ્ધ જનોના મનનુ રજન કરે છે સાચા પ્રબુદ્ધો તેઓ જ છે, કે જેઓએ સસારને છોડી દીધો છે સસારને અસાર જાણીને, તેનો ત્રિવિધે ત્રિવિધે ત્યાગ કરનારાઓ જ, સાચા પ્રબુદ્ધો ગણાવાને લાયક છે જેને જ્યા સુધી 'સસાર તો હેય જ અને એક મોક્ષ જ ઉપાદેય'–એમ લાગે નહિ, તે ત્યા સુધી અજ્ઞાન છે, બાલ છે એક મોક્ષને જ સાર સમજીને અને ભગવાને કહેલા મોક્ષમાર્ગને હૈયે સ્થાપીને, આત્મા જેમ જેમ ત્યાગ કરતો જાય છે, તેમ તેમ તે પડિત બનતો જાય છે એટલે સસારને જે અસાર જ માનતો હોય, તે કદાચ સસારમા રહેલો હોય તો પણ, સસારને એ છોડી શકે નહિ તો પણ, તેને તાણવા તનતોડ મહેનત પણ કરે નહિ સસારને અગે જે મહેનત–પ્રયાસ કરે, તે કર્યા વિના ચાલે તેવું ન હોય એથી કરે, જ્યારે કરવાને માટે મહેનત–પ્રયાસ તો મોક્ષને ઉદ્દેશીને જ હોય સમ્યગ્દષ્ટિ આત્માને, યાવત્–સર્વવિરતિ આત્માને આ શ્રી ભગવતીજી સૂત્ર, પોતાના પદોથી ખૂશ ે, જ્યારે મહા મિથ્યાદષ્ટિઓ તો, આના પદોથી અકળાઈ

જાય, ગભરાઈ જાય જેઓનો સસાર અર્ધપુદ્ગલપરાવર્ત્ત જેટલા કાલથી પણ ન્યૂન હોય અને પાછા જેઓ ગુરૂકર્મી ન હોય પણ લઘુકર્મી હોય, એવા જ આત્માઓ શુદ્ધ ભાવપૂર્વક શ્રી જિનવાણીને સાભળે છે તેવા આત્માઓને આ શ્રુતજ્ઞાન મુક્તિપ્રાપ્તિની સાધનામા અવશ્ય લાભદાયક થાય છે, અવશ્ય પ્રેરક થાય છે જે આત્મા ચરમાવર્તમા આવ્યો, તેને પ્રથમ કાલની પરિપકવતા રૂપ સામગ્રી તો મળી એમ કહી શકાય એમા જો એ આત્મા સારા સયોગોને પામીને પુરૂષાર્થશીલ બને છે, તો તે કર્મનો સામનો કરી, શુદ્ધ અધ્યવસાયો વડે કર્મોની સ્થિતિને છેદી, રસને ભેદી, પ્રદેશોને દહી, સાચો આત્મવેદી બની, બરબાદીની બદીનો નાશ કરી, એક માત્ર આબાદીની દુનિયાનો જ ઈચ્છુક બને છે એવા આત્માને જો આ શ્રી ભગવતીજી સૂત્રનુ શ્રવણ મળે છે, તો એની સાચી આબાદીની ઈચ્છા ઝટ ફળે છે, કારણ કે-જો આ શ્રી ભગવતીજી સૂત્રનું વિધિપૂર્વક બરાબર શ્રવણ કરાય, તો એ શ્રવણ ત્રણ ભવોમા જ મુક્તિદાયક બને છે

પદપદ્ધતિ આ-ર્ષક પણ નિવડે અને અવરોધક પણ નિવડે

લલિત પદપદ્ધતિ સબધી આ વિશેષણ ઉપરથી, એ પણ એક સમજવા જેવી વાત છે કે-પદપદ્ધતિ જેમ આકર્ષક નિવડી શકે છે, તેમ અવરોધક પણ નિવડી શકે છે પદપદ્ધતિ સલિત હોય તો સામાન્ય પ્રકારનો ગ્રન્થ પણ વાચકોને માટે અને શ્રોતાઓને માટે આકર્ષક નિવડે છે, જ્યારે ગ્રન્થ વિશિષ્ટ પ્રકારનો હોય, સુન્દર પ્રકારના અવબોધને કરાવવાના સામર્થ્યવાળો હોય, તો પણ તેની પદપદ્ધતિ

હોતી નથી અને ક્લિષ્ટ હોય છે, તો તે પદપદ્ધતિ વાચકોને માટે અને શ્રોતાઓને માટે અવરોધક નિવડે છે વાચકોના વાચવાના અને શ્રોતાઓના સાભળવાના ભાવને માટે ક્લિષ્ટ પદપદ્ધતિ ઉત્તેજક બનવાને બદલે ઉભગાવનારી, એટલે શિથિલ બનાવનારી નિવડે છે આથી ગ્રન્થકારોએ જેમ બને તેમ પોતાના ગ્રન્થની પદપદ્ધતિને લલિત બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ પદપદ્ધતિના લાલિત્યની ખામી, એ પણ એક પ્રકારની ગ્રન્થની જ ખામી ગણાય છે અને એથી તે ગ્રન્થકારની ખામી પણ ગણાય છે વળી, જેઓએ સ્વ-પરના ઉપકારના જ હેતુથી ગ્રન્થની રચના કરવી હોય અગર કરી હોય, તેઓનો એ હેતુ પદપદ્ધતિના લાલિત્ય દ્વારા સારી રીતિએ બર આવી શકે છે, જ્યારે બીજુ બધુ સારૂં હોય પણ માત્ર પદપદ્ધતિ જ ક્લિષ્ટ હોય, તો પણ ગ્રન્થની રચનાનો હેતુ એટલી સારી રીતિએ બર આવી શકતો નથી

વચનના પ્રિયત્વ માટે લલિત પદપદ્ધતિ આવશ્યક છે

લલિત પદપદ્ધતિ સબધી વિશેષણથી ગ્રન્થકારોને જ્યારે આવુ સૂચન પણ મળે છે, ત્યારે વ્યાખ્યાતાઓને અને વક્તાઓને પણ એવું સૂચન મળે છે કે-તેઓએ વ્યાખ્યા અને વક્તૃત્વ એવી લાલિત્યપૂર્ણ પદપદ્ધતિથી કરવુ, કે જેથી એ શ્રોતાઓને કર્ણપ્રિય બને એના યોગે શ્રોતાઓ કહેવાતી વાતને રસપૂર્વક સાભળે અને એથી શ્રોતાઓના અન્તરમા ગ્રન્થનું મહત્ત્વ અંકિત થવા સાથે, શ્રોતાઓના ભાવોલ્લાસની પણ અભિવૃદ્ધિ થવા પામે વ્યાખ્યાતાને અને વક્તાને જો લલિત પદપદ્ધતિથી વાતને રજૂ કરતા આવડતુ નથી હોતું અને તેને

જો ક્લિષ્ટ પદપદ્ધતિથી જ બોલવાની ટેવ હોય છે, તો એવો વ્યાખ્યાતા અને વક્તા, કેટલીક વાર, શ્રોતાઓના અન્ત:કરણમા મૂળ ગ્રન્થના ગૌરવ વિષે હલકા ભાવને પેદા કરનારો બની જાય છે ક્લિષ્ટ પદપદ્ધતિ, એ દોષ રૂપજ છે વ્યાખ્યાતાની અને વક્તાની એ ખામીને લીધે શ્રોતાઓને એમ થાય કે-આ ગ્રન્થમા ખાસ મહત્ત્વ લાગતું નથી 'અમારે તો ધર્મોપદેશ દેવો છે, એમા લલિત પદપદ્ધતિનુ કામ શુ છે?' -એવું કહેનારાઓએ, આ વાતનો પણ વિચાર કરવા જેવો છે કે-બીનઆવડત તેમની, ઉપેક્ષા તેમની અને ગૌરવ ઘટે ગ્રન્થનુ! બોલવુ તે લલિત પદપદ્ધતિથી બોલવુ, એ કોઈ સામાન્ય વસ્તુ નથી આમ ઘણું ભણેલા હોય, ઘણુ જાણકાર હોય, પણ પદ્ધતિસર બોલતા ન આવડતું હોય, તો એવા વિદ્વાન પણ વ્યાખ્યાતા કે વક્તા ઈચ્છિત ઉપકાર તો નથી કરી શકતા, પણ કોઈ વાર '**વિવાહની વરસી**' જેવું પણ કરી બેસે છે એ જે બોલે તે સારાને માટે બોલે, સારા ભાવથી ભરેલુ બોલે, પણ સારી રીતિએ બોલતા ન આવડતું હોય એટલે એના બોલવાની અસર ઊલટી થાય, આવું પણ બને છે સત્ય વચન કોને કહેવાય? એ માટે જે ચાર લક્ષણો કહ્યા, તેમા 'પ્રિયત્વ' લક્ષણ પણ કહ્યુ વચન જેમ તથ્ય જોઈએ, તેમ પથ્ય પણ જોઈએ, પરિમિત પણ જોઈએ અને પ્રિય પણ જોઈએ વચનના આ 'પ્રિયત્વ' લક્ષણમા, 'પદપદ્ધતિના લાલિત્ય'નો સમાવેશ પણ કરવો હોય તો કરી શકાય કેટલીક વાર એવું પણ બને છે કે-વ્યાખ્યાનને સાભળ્યા બાદ શ્રોતાઓ કહે છે કે-'મહારાજ બહુ વિદ્વાન' એમને પૂછીએ કે-'કેમ?' તો કહે કે-'એવુ

એવું બોલ્યા કે સમજાય જ નહિ' આ શું થયું? વ્યાખ્યાન થયું, પણ વ્યાખ્યાનનો હેતુ બર આવ્યો નહિ એ તો શ્રાવકો મર્યાદાવાળા છે, એટલે 'બહુ વિદ્વાન' કહે છે, બાકી તો 'અક્કલ વગરના છે'–એમ ના કહે? જેમને સંભળાવવાને બેઠા, તેમને જ સમજાય નહિ, તો સંભળાવ્યું શા કામનું?

આ વિશેષણ સૂત્ર પ્રત્યે આકર્ષણ કરનાર છે

જે લોકો ક્લિષ્ટ પદપદ્ધતિવાળા હોય છે, તેઓનું કથન કર્ણપ્રિય બની શકતું નથી અને લલિત પદપદ્ધતિવાળાઓનું કથન કર્ણપ્રિય બને છે એટલે લલિત પદપદ્ધતિ પણ ગુણકારી છે લલિત પદપદ્ધતિ ગુણકારી છે, માટે જ અહીં ટીકાકાર મહર્ષિએ એ વાતનું સૂચન કર્યું છે અને લલિત પદપદ્ધતિ એ પ્રથમ આવશ્યક વસ્તુ હોવાથી, એનો જ પહેલા વિશેષણમાં નિર્દેશ કર્યો છે આ વિશેષણ દ્વારા પણ, ટીકાકાર મહર્ષિએ, આ શ્રી ભગવતીજી સૂત્ર પ્રત્યે વાચકોનું અને શ્રોતાઓનું આકર્ષણ કર્યું છે આ વિશેષણને જાણતા, વાચકોને અને શ્રોતાઓને એમ થાય કે–આ સૂત્ર મૂળ પણ વાચવું અને સાંભળવું ગમે એવું છે

૪—અવ્યય સ્વરૂપ

<u>ઉપસર્ગના નિપાતના સમયે ય અવ્યય સ્વરૂપવાળુ</u>

જયકુજરની જેમ આ શ્રી ભગવતીજી સૂત્ર લલિત પદપદ્ધતિવાળુ છે અને પોતાની લલિત પદપદ્ધતિથી આ શ્રી ભગવતીજી સૂત્ર જયકુજરની જેમ પ્રબુદ્ધ જનોના મનનું રજન કરનારૂ છે—એ પ્રમાણે ફરમાવ્યા બાદ, ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે—

" उपसर्गनिपाता ययस्वरुपस्य "

પહેલા વિશેષણમા જેમ ટીકાકાર મહર્ષિએ એમ કહ્યુ કે—' જેમ જયકુજરની પદપદ્ધતિ લલિત છે અને એથી તે પ્રબુદ્ધ જનોના મનનુ રજન કરનાર છે' તેમ આ બીજા વિશેષણમા પણ ટીકાકાર મહર્ષિ એમ ફરમાવે છે કે—' જેમ જયકુજર ઉપસર્ગના નિપાતના સમયે પણ પોતાના સ્વરૂપને અવ્યય રાખનારો છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રનુ સ્વરૂપ પણ, ઉપસર્ગના નિપાતના સમયે ય અવ્યય જ રહે છે '

<u>કેવુ સ્વરૂપ અવ્યય છે?</u>

આથી, અહીં પહેલા તો આપણે એ વિચાર કરવો જોઈએ કે—અહીં ટીકાકાર મહર્ષિએ જે સ્વરૂપને ગ્રહણ કર્યું છે, તે સ્વરૂપ કેવા પ્રકારનુ છે ? આપણે એ સ્વરૂપ એવા

પ્રકારનું શોધી કાઢવુ જોઈએ, કે જેથી તેના અવ્યયપણાની જે વાત ટીકાકાર મહર્ષિએ ફરમાવી છે, તે સુસિદ્ધ થાય. આપણે જો એવા પ્રકારના સ્વરૂપને અહીં ગ્રહણ કરીએ, કે જે સ્વરૂપના અવ્યયપણાને આચ લાગે તેમ હોય, તો તે આપણી ટીકાકાર મહર્ષિના કથનને સમજવાની ખામી ગણાય. અહીં 'જયકુજરની જેમ' એવા પ્રકારે અવ્યય સ્વરૂપની વાત કરી છે, માટે આપણે પહેલા તો જયકુજરના એવા પ્રકારના સ્વરૂપનો નિર્ણય કરવો જોઈએ, કે જે સ્વરૂપ અવ્યય હોય આમ તો જયકુજર પોતે જ અવ્યય નથી, તો પછી એનુ સ્વરૂપ અવ્યય હોય-એવુ કેમ બની શકે? બની શકે. જ્યા સુધી જયકુજરનુ જયકુજર તરીકેનુ અસ્તિત્વ હોય, ત્યા સુધી તેનુ એક પ્રકારનુ સ્વરૂપ એવુ પણ હોય છે, કે જે અવ્યય હોય માટે વિચારો કે-જયકુજરના અસ્તિત્વ પર્યન્ત અવ્યય જ રહે, એવુ જયકુજરનું કયુ સ્વરૂપ હોઈ શકે? અહીં કહેવુ જ પડશે કે-જયકુજરનુ જય અપાવવા રૂપ જે સ્વરૂપ છે, તે સ્વરૂપ જ્યા સુધી જયકુજર જીવતો હોય, ત્યા સુધી અવ્યય જ રહે છે જયકુજર જીવતો હોય ત્યા સુધી, કોઈની પણ તાકાત નથી કે-એનુ જે જય અપાવવા રૂપ સ્વરૂપ છે, તેનો તે વિનાશ કરી નાખી શકે

અહીં સ્વરૂપને અવ્યય કેમ કહ્યુ?

પર્યાયના પરિવર્તનની દૃષ્ટિએ દ્રવ્ય માત્રના સ્વરૂપમા પરિવર્તન આવવું એ શકય છે અને તેમ છતા પણ ટીકાકાર મહર્ષિએ આ બીજા વિશેષણમા એમ ફરમાવ્યુ છે કે-જયકુજર જેમ ઉપસર્ગના નિપાતના સમયે પણ અવ્યય સ્વરૂપવાળો

છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ તેની પોતાની દરેક સ્થિતિમાં અવ્યય સ્વરૂપવાળું જ છે સ્વરૂપનું પરાવર્તન, એ કેટલું બધું શક્ય છે-એની શું ટીકાકાર મહર્ષિને ખબર નહોતી? સ્વરૂપનું પરાવર્તન, એ શક્ય છે-એની ટીકાકાર મહર્ષિને ખબર નહોતી, એમ તો કોઈક મહા મૂર્ખ હોય તે જ કહે આપણે તો કહીએ છીએ કે-સ્વરૂપનું પરાવર્તન, એ શક્ય છે-એ વાતને પણ ટીકાકાર મહર્ષિ સારી રીતિએ જાણતા જ હતા એટલે જ અહીં એ વિચાર અથવા પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે-એ મહર્ષિ આવું જાણતા હતા, તો પછી એમણે અવ્યય સ્વરૂપને જણાવનારા વિશેષણને વાપર્યું કેમ? ટીકાકાર મહર્ષિએ તો સમજપૂર્વક જ આ વિશેષણ વાપર્યું છે, માટે આપણે જ વિચાર કરવો પડે અને શોધી કાઢવું પડે કે-જયકુંજરમાં પણ ઘટી શકે અને શ્રી ભગવતીજી સૂત્રના વિષયમાં પણ ઘટી શકે, એવું એ બન્નેનું સ્વરૂપ કયું છે, કે જે સ્વરૂપને યથાર્થપણે કોઈ પણ સુજ્ઞ જન અવ્યય તરીકે કબૂલ રાખે. એ પૂરતો જ આ વાતનો આટલો વિસ્તાર કરવામાં આવ્યો છે

જય અપાવનારે ય ખરો ને અક્ષય પણ ખરો

જે સ્વરૂપ એ ય પક્ષે ઘટી શકે એવું હોય અને અવ્યય પણ હોય, એને માટે જયકુંજરની થોડીક વાત તો તમને શરૂઆતમાં જ કરી પણ દીધી છે જય જ અપાવે-એવો જે હાથી, તેને જયકુંજર કહેવાય છે, માટે જય અપાવવો, એ પણ એક પ્રકારનું જયકુંજરનું સ્વરૂપ જ છે જય જ અપાવવો, એ પ્રમાણનું જયકુંજરનું જે સ્વરૂપ છે, તે અવ્યય છે-અવિનાશી છે જય જ ... એ જેમ જયકુંજરના સ્વરૂપનો એક પ્રકાર

છે, તેમ પોતાની સામે આવેલાને જય નહિ પામવા દેવો, એ પણ જયકુંજરના સ્વરૂપનો એક પ્રકાર છે જયકુંજર જય અપાવનારો પણ હોય છે અને અજેય પણ હોય છે

જયકુંજરના આ બન્ને ય પ્રકારના સ્વરૂપો, આપણે સેચનક હાથીના પ્રસગમા જોઈ આવ્યા છીએ

## સેચનકની અજેયતા

સેચનક હાથીને પકડવાને માટેનો જે પ્રસગ, તેમા એવી વાત પણ આવે છે કે-સેચનકે જ્યારે તાપસોના આશ્રમને ભાગી નાખ્યો, ત્યારે તાપનો ગવ લઇને મહારાજા શ્રી શ્રેણિકની પાસે ગયા

તેમણે ત્યા જઇને શ્રી શ્રેણિકને કહ્યું કે-' સર્વ લક્ષણોએ સયુક્ત એવો એક હાથી છે અને તે રાજાને યોગ્ય છે આપ માણસોને મોકલો તો અમે બતાવીએ '

તત્કાલ શ્રી શ્રેણિક માણસોને લઇને તાપનોની સાથે ગયા અને ત્યા જઇને તેઓએ છૂપી રીતિએ રહીને સેચનકના અજાણપણામા જ સેચનકને બાધી લીધો સેચનકને એ પ્રકારે બાધી લઇને તેઓ દરબારમા લઈ આવ્યા

સેચનક એમ સપડાઈ તો ગયો, પણ એના ગુસ્સાનો પાર રહ્યો નહિ ક્રોધથી ધમધમતો તે પોતાની સૂઢને તથા પૂછડાને અને કાનને સ્થિર કરીને ચિત્રસ્થની જેમ રહ્યો આથી શ્રી શ્રેણિક વિગેરેએ માન્યું કે-' હવે આ કાંઈ ઉપદ્રવ કરશે નહિ ' એમ માનીને એના પગમા સાકળો પણ નાખી નહિ

એટલામા બીજો બનાવ સેચનકના ગુસ્સાને એકદમ વધારી મૂકે એવો બન્યો પેલા તાપસો ખુશ થતા થતા સેચનક

હાથીની પાસે આવ્યા અને તેનો તિરસ્કાર કરવા લાગ્યા. તેમણે સેચનક હાથીને કહ્યું કે-" હે દુષ્ટ ! અમે તને પાળી-પોષીને મોટો કર્યો, ત્યારે અગ્નિ જેમ પોતાના સ્થાનને બાળે, તેમ તેં તારા આશ્રયભૂત બનેલા આશ્રમનો જ ઘાત કર્યો ? તું તે કેવો દુર્મતિ અને બલોન્મત્ત થયો કે-કરેલા ઉપકારને પણ ભૂલી ગયો ? તેં અમારા આશ્રમને ભાંગવાનું જે પાપ કર્યું, તેના જ પ્રતાપે તું આ બન્ધનમાં પડ્યો છું "

સેચનકને લાગ્યું કે-' જરૂર, આ તાપસોએ જ કોઈ તાગડો રચીને મને આવી અવસ્થામાં મૂકયો છે ' એથી સેચનકનો ક્રોધ વધી ગયો. ક્રોધથી તેનું મુખ ને તેની આંખો રાતા થઈ ગયા તેણે આવેશમાં એવું જોર કર્યું કે-કદલીના સ્થંભને ભાંગી નાખે, તેમ તેણે આલાનસ્થંભને ભાંગી નાખ્યો અને બધા બન્ધનોને કાચા સુતરના તાંતણાઓની જેમ તોડી નાખ્યા પછી તાપસોને દૂર ફેંકી દઈને, તે સેચનક હાથી વેગથી અરણ્યમાં ચાલ્યો ગયો.

સેચનક હાથીને પકડવાને માટે, અશ્વારૂઢ થઈને શ્રી શ્રેણિક પોતાના પુત્રોને લઈને તેની પાછળ પડ્યા એને ચોમેરથી ઘેરી પણ લીધો, પરન્તુ તાકાત કોની છે કે-કોઈ સેચનકની પાસે જઈ શકે ? મહાવતોએ ઘણા ઘણા પ્રલોભનો ખડા કર્યા તેમ જ તિરસ્કાર પણ કર્યો, પરન્તુ સેચનકે એ કશાને ગણકાર્યું જ નહિ એમ સેચનક હાથીને કોઈ પણ રીતિએ કબજે નહિ કરી શકાવાથી, શ્રી શ્રેણિક ખિન્ન થઈ ગયા.

એમાં શ્રી નંદિષેણે સામે જઈને પ્રયત્ન કર્યો અને પૂર્વ ભવના સ્નેહસબંધે એ હાથી વશ થયો, એ વાત તો કહેવાઈ ગઈ છે.

આમ જયકુંજર અજેય શક્તિવાળો હોય છે એ પોતે વશ થાય તે જૂદી વાત છે, પણ કોઈ એની સામે જઈને અને એને ડરાવીને કે હફાનીને તાબે કરી શકે એવું બનતું નથી અજેયપણું, એ જયકુંજર હાથીના સ્વરૂપનો પ્રકાર અને તે અવ્યય જ રહે છે તેમ તેનુ જય અપનાવવાનુ જે સ્વરૂપ, તે પણ અવ્યય છે શ્રી હલ્લ-વિહલ્લના પ્રસગમા આપણે જોઈ આવ્યા કે-જયકુજરમા જય અપાવવાની શક્તિ કેવી અદ્દભુત હોય છે સેચનક પોતે મર્યો એ બન્યુ, પણ જ્યા સુધી એ જીવ્યો ત્યા સુધી શ્રી હલ્લ-વિહલ્લને એણે હારવા દીધા નહિ અને જય જ અપાવ્યા કર્યો શ્રી હલ્લ-વિહલ્લે જો ભૂલ ન કરી હોત, તો કદાચ કૂણિકનો આખો ઈતિહાસ ફરી જાત, પણ એ તો જેવી ભવિતવ્યતા હોય તેવું બને છે

જયકુંજરની જેમ શ્રી ભગવતીજી સૂત્રનુ ય અવ્યય સ્વરૂપ

ટીકાકાર મહર્ષિએ 'જયકુંજરની જેમ' એમ કહીને આ બધા વિશેષણો જણાવેલા છે, એટલે આ જ વાત શ્રી ભગવતીજી સૂત્રને અગે પણ જવાની છે આ શ્રી ભગવતીજી સૂત્ર પણ અજેય સ્વરૂપવાળુ છે, તેમ જ જય જ અપાવવાના સામર્થ્યવાળુ છે ન તો શ્રી ભગવતીજી સૂત્રને કોઈ પરાભવ પમાડી શકે અને ન તો કોઈ જેણે શ્રી ભગવતીજી સૂત્રનું સાચુ અવલબન ગ્રહણ કર્યું હોય, શ્રી ભગવતીજી સૂત્રને આધાર રૂપે ગ્રહણ કર્યું હોય, તેને પરાભવ પમાડી શકે શ્રી ભગવતીજી સૂત્ર પોતે પણ અજેય અને શ્રી ભગવતીજી સૂત્રનો આધાર લેનાર પણ અજેય શ્રી ભગવતીજી સૂત્રનો આધાર લેનારો માત્ર અજેય જ બન્યો રહે-એમ પણ નહિ,

શ્રી ભગવતીજી સૂત્રના આધાર દ્વારા, એ ભારેમા ભારે દ્રવ્યજયો પણ મેળવી શકે અને ભારેમા ભારે ભાવજયો પણ મેળવી શકે એટલે જ, શ્રી ભગવતીજી સૂત્રનુ સ્વરૂપ પણ જયકુજરની જેમ અવ્યય જ છે

માત્ર 'અવ્યયસ્વરૂપસ્ય' એમ કેમ નહિ કહ્યું?

સ્વરૂપ તો આવુ હોય, પરન્તુ આ સ્વરૂપ અવ્યય છે–એવા પ્રકારનો અનુભવ કયારે થાય ? અવસરે જ ને ? અવસરે જ એનો અનુભવ થાય અને અવસરે જો અવ્યય-પણું રહે નહિ, તો એવા અવ્યયપણાની કાઈ કિંમત જ નહિ અમસ્તા પરાક્રમના ફડાકા ઘણા મારે અને યુદ્ધની નોબત બજે એટલે લડવા જવાનું હોય પૂર્વે ત્યારે ભાગે પશ્ચિમે, એને પરાક્રમી ન કહેવાય સોનાની ખરી કિંમત કયારે ? કસોટીના પથરે ઘસીને જોવાય તો પણ સોનું જ જણાય, એને છેદીને તપાસાય તો ય સોનું જ જણાય અને અગ્નિમા નાખી ઓગાળીને તપાસાય તો ય સોનું જ જણાય, તો જાણવું કે–ખરૂ સોનુ છે ખરો ઉદાર જણાય કયારે ? પોતાની મુશ્કેલી હોય, માડ માડ પોતાનો નિર્વાહ થતો હોય, એવા વખતે પણ જેને યાચકાદિને અથવા તો સાધર્મિક અને સાધુ આદિને ટૂકડો પણ આપવાનુ મન થાય અને તક મળે તો આપ્યા વિના પણ રહે નહિ ત્યારે ! દુનિયામા સખાવતી ઘણા અને સાચા ઉદાર વિરલ આમ હજારો રૂપીઆ ખર્ચી નાખતો હોય, પણ હૈયાનો ઉદાર ન હોય અને કૃપણ હોય એમ બને માણસ એવા વખતે મપાય કે–કોઇ જાણે તેમ ન હોય અને માગવા આવનારને શક્તિ હોય તો એવું આપી

દે કે-માગવા આવેલો પણ ચકિત થઈ જાય એને લાગે કે-મને જેટલુ મળવાની આશા હતી, તેથી કેઈ ગુણું અધિક મળ્યુ એટલુ પણ પાછુ એવા આદરપૂર્વક દીધુ હોય કે-દાતાર આખ સામે ન હોય ત્યારે પણ એ માગવા આવેલાને એ દાતારને પગે લાગવાનુ મન થયા કરે દાતારને એ ભૂલી શકે નહિ, વારવાર એને દાતાર યાદ આવે અને જ્યારે જ્યારે એ દાતાર યાદ આવે, ત્યારે ત્યારે હાથ જોડાઇ જાય માગવા આવનારને વધારે અથવા તો પૂરૂ અથવા તો થોડુ પણ નહિ આપી શકનારો પણ, જો હૈયાનો ઉદાર હોય, તો માગવા આવનારનો તે આદર કર્યા વિના રહે જ નહિ માગવા આવનારને જેટલુ દુ ખ ન હોય, તેનાથી અધિક દુ ખનો અનુભવ ઉદાર માણસ નહિ આપી શકવાના કારણે કરે એટલે વાત એ છે કે-જેમા જે હોય, તેનો ખરેખરો અનુભવ તો ખાસ અવસરે જ થઈ શકે છે

ગમે તેવા ઉપસર્ગો આવી પડે તો ય અવ્યય

આ કારણે જ, ટીકાકાર મહર્ષિએ 'अव्ययस्वरुपस्य' એમ નહિ જણાવતા, 'उपसर्गनिपाताऽव्ययस्वरुपस्य' એમ જણાવ્યુ છે અર્થાત્-उपसर्गनिपातेऽपि अव्ययस्वरुपस्य । એટલે કે-ઉપસર્ગના નિપાતના આવી પડવાના સમયે પણ અવ્યય જ રહે છે જેનુ સ્વરૂપ-એવો જયકુજર પણ છે અને એવું આ શ્રી ભગવતીજી સૂત્ર પણ છે ગમે તેવા ઉપસર્ગો આવી પડે, અનુકૂળ ઉપસર્ગો આવી પડે કે પ્રતિકૂલ ઉપસર્ગો આવી પડે, એ ગમે તેટલા જોરમા આવી પડે, ગમે ત્યારે આવી પડે કે ગમે ત્યા આવી પડે, તો પણ જેના અજેય-

પણ રૂપ સ્વરૂપનો તથા પરાભવ નહિ પામવા દેવા સાથે જય જ અપાવવા રૂપ સ્વરૂપનો પણ વિનાશ થાય નહિ, એવો ગુણ જેમ જયકુંજરમા છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રમા પણ છે આટલા માટે જ 'अजय्यस्वरूपस्य' એમ નહિ જણાવતા, 'उपसर्गनिपाताव्ययस्वरूपस्य'–આ પ્રમાણે ટીકાકાર મહર્ષિએ ફરમાવેલ છે

## અજેય રહે અને આધાર લેનારને આ લોકમા પણ અને પરલોકમા પણ જય અપાવે

આ રીતિએ, ટીકાકાર મહર્ષિ ગુણીના ગુણોનુ ઉત્કીર્તન કરવાની સાથે, આપણા હૈયામા પણ શ્રી ભગવતીજી સૂત્ર પ્રત્યે ભક્તિભાવ, હૈયાનો સાચો બહુમાનભાવ પેદા કરી રહ્યા છે એક અગર તો અનેક–એમ ગમે તેટલા મિથ્યાદષ્ટિઓ સામે આવે, એ ગમે તેવા વિદ્વાન પણ હોય અને વિચક્ષણ પણ હોય, પરન્તુ તેમની તાકાત નથી કે–શ્રી ભગવતીજી સૂત્રના એક પણ પદને તેઓ ખોટુ ઠરાવી શકે શ્રી ભગવતીજી સૂત્રનું આ અજેય સ્વરૂપ છે એ જ રીતિએ, જેણે આ શ્રી ભગવતીજી સૂત્રનો આધાર બરાબર ગ્રહણ કર્યો છે, તેને પણ હજારો મિથ્યાદષ્ટિ વિદ્વાનો અને વિચક્ષણો એકઠા થઈને પણ હઠાવી ને હરાવી શકે, એ લોકો પરાભવ પમાડી શકે, એ પણ શક્ય નથી આ શ્રી ભગવતીજી સૂત્રમા એટલુ બધુ જ્ઞાન ભરેલુ છે કે–આનો બરાબર આધાર જેણે લીધો હોય, તે બીજા સૌની યુક્તિઓને આબાદ તોડી શકે, પણ એ જે યુક્તિઓ આપે, તેને બીજો કોઈ જ યથાર્થપણે તોડી શકે નહિ આથી, આ શ્રી ભગવતીજી સૂત્રના

આધારને બરાબર ગ્રહણ કરનારો, પુરૂષાર્થશીલ બનીને, સામે આવેલા કે સામે પડેલા સઘળા ય કુવાદિઓને પરાભવ પમાડીને, જય મેળવી શકે છે શ્રી ભગવતીજી સૂત્રનો સાચી રીતિએ અને સંપૂર્ણપણે આધાર લેનારને, શ્રી ભગવતીજી સૂત્ર બીજી રીતિએ પણ જય અપાવે છે એ આધારના બળે, એ આધાર લેનારો એવા પુણ્યકર્મને ઉપાર્જે છે, કે જે પુણ્યકર્મના વશે ભવાન્તરોમા પણ તે રાજાદિક અનેકો ઉપરના જયને પ્રાપ્ત કરી શકે છે આ તો બાહ્ય જયની વાત થઈ, પણ શ્રી ભગવતીજી સૂત્રના આધારે અદ્ભુત કોટિનો આન્તરિક જય પણ પ્રાપ્ત થાય છે આન્તર શત્રુઓને દમવામા અને તેમનો જડમૂળથી નાશ કરી નાખવામા, આ શ્રી ભગવતીજી સૂત્રનો આધાર પરમ સહાયક નિવડે છે કર્મના બળે ટકેલા આન્તર શત્રુઓના ભારેમા ભારે હુમલાઓને પણ, એ આત્મા, શ્રી ભગવતીજી સૂત્રના આધાર ઉપર સુસ્થિર રહીને હઠાવી શકે છે અને તેની જડ રૂપ કર્મોને જ આત્માથી સદાને માટે વિખુટા પાડી દે છે આમા જો કાંઈ પણ ખામી રહેવા પામે, તો તે આધાર લેનારે આધાર લેવામા જેટલી ખામી રાખી હોય, તેટલી જ ખામી રહેવા પામે, અથવા તો આધાર લેનાર પોતાના પુરૂષાર્થને ફોરવવામા અગર પોતાના પુરૂષાર્થને ફોરવી શકવામા જેટલી ખામી રાખે, તેટલી જ ખામી રહેવા પામે એટલે શ્રી ભગવતીજી સૂત્રનુ જે પરાભવ નહિ પામવા દેવા રૂપ અને જય અપાવવા રૂપ સ્વરૂપ છે, તે તો અવ્યય જ છે અને એથી ટીકાકાર મહર્ષિએ આપેલુ આ બીજું વિશેષણ પણ પહેલા વિશેષણની જેમ સ્થાને જ છે, એમ કહ્યા વિના ચાલી શકે નહિ

## બીજા વિશેષણનો બીજી દૃષ્ટિએ વિચાર અને ઉપસર્ગો, નિપાતો તથા અવ્યયો સબંધી કાંઈક ખુલાસો

આ બીજા વિશેષણને અંગે, બીજી રીતિએ પણ વિચાર કરી શકાય છે એ વિચાર ગિર્વાણગિરા એટલે સસ્કૃત ભાષાના વ્યાકરણને ભણેલાઓ સમક્ષ વિસ્તારથી થઈ શકે, કારણ કે–વિષય વ્યાકરણનો છે જેમા ઉપસર્ગો પણ છે, નિપાતો પણ છે અને અવ્યયો પણ છે, એવા પ્રકારનુ સ્વરૂપ શ્રી ભગવતીજી સૂત્રનું છે અહીં ઉપસર્ગો કોને કહેવાય, નિપાતો કોને કહેવાય અને અવ્યયો કોને કહેવાય, એ સમજવું પડે અમુક શબ્દો એવા છે કે–એ જો અમુક સાથેના સબધમા વપરાએલ હોય તો ઉપસર્ગ કહેવાય અને અમુક પ્રકારે વપરાએલ હોય તો નિપાત કહેવાય અમુક અવ્યયો પણ એવા છે કે–જે અમુક સ્થાને અવ્યય સજ્ઞાને પામી શકે અને અમુક સ્થાને નિપાત સજ્ઞાને પામી શકે તમારી સમક્ષ આની વિશેષ ચર્ચા કરવી, તેનો અર્થ નથી प्र, परा, प्रति એ વિગેરે ઉપસર્ગો છે એનો જ્યારે કોઈ પણ ધાતુની સાથે પ્રયોગ કરવામા આવ્યો હોય, ત્યારે તે ઉપસર્ગ કહેવાય છે ઉપસર્ગો વાચક છે કે ઘોતક છે, એ સબધમા વ્યાકરણકારોમા મતભેદ પ્રવર્તે છે ઉપસર્ગોમા ધાતુના અર્થોમા ફેરફાર પેદા કરવાની ગજબની તાકાત હોય છે. જેમ કે–हृ ધાતુ છે એ हृ ધાતુની પૂર્વે प्र ઉપસર્ગ યોજાય તો प्रहार શબ્દ બને, आ ઉપસર્ગ યોજાય તો आहार શબ્દ બને, वि ઉપસર્ગ યોજાય તો વિહાર શબ્દ બને અને નિ ઉપસર્ગ યોજાય તો નિહાર શબ્દ બને તેમ જ प्रति ઉપસર્ગ

યોજાય તો પ્રતિહાર શબ્દ બને હવે વિચાર કરો કે-ધાતુ તો એક हृ જ હતો, પણ તેને ઉપસર્ગો લાગવાથી પ્રહાર શબ્દેય બન્યો, આહાર શબ્દેય બન્યો, વિહાર શબ્દેય બન્યો, નિહાર શબ્દેય બન્યો અને પ્રતિહાર શબ્દેય બન્યો આમ જુદા જુદા શબ્દો બન્યા—એટલુ જ નહિ, પણ એ શબ્દો પાછા જુદા જુદા અર્થવાળા અને પરસ્પરવિરોધી ભાવ જેમા છે એવા ય અર્થવાળા બન્યા આહાર શબ્દમા ને નિહાર શબ્દમા, પરસ્પરવિરોધી ભાવ છે ને ? આહાર કરવો એટલે અદર નાખવુ અને નિહાર કરવો એટલે અદરથી બહાર કાઢવું તે પણ પાછુ ઉલ્ટી કરીને કાઢો તો નિહાર કહેવાય નહિ જેમ દિવ્યાદિ જે ઉપસર્ગો કહેવાય છે, તેમા અનુકૂળ ઉપસર્ગો પણ હોય છે અને પ્રતિકૂળ ઉપસર્ગો પણ હોય છે, તેમ આ વ્યાકરણના ઉપસર્ગોમા પણ એ ઘટી શકે છે ઉપસર્ગો કેવી પ્રતિકૂલતા પેદા કરે છે, એ તો તમે જોયુ એમ અનુકૂળતા પણ કેવી પેદા કરે છે, એ જૂઓ ધાતુનો જે અર્થ હોય તે જ અર્થ કાયમ રહે અને તેના ભાવમાં વિશેષતા ઉમેરાય, ત્યારે એ અનુકૂળતા પેદા થઈ કહેવાય. જેમ કે-**पत्** ધાતુ ઉપરથી **पात** શબ્દ બને છે હવે એ **पत्** ધાતુ નિ ઉપસર્ગે સહિત બનવાથી નિપાત શબ્દ અને **प्र** ઉપસર્ગે સહિત બનવાથી પ્રપાત શબ્દ બને છે એ નિપાત શબ્દ અને પ્રપાત શબ્દ, પાત શબ્દનો જે અર્થભાવ છે, તેને વેગ જ આપનારા છે ઉપસર્ગોની જેમ નિપાતો કે અવ્યયો કોઈ પણ ધાતુની સાથે જોડાઇને વાચક કે દ્યોતક બનતા નથી એને પોતાના અર્થને પ્રગટ કરવાને માટે ધાતુનો આશ્રય લેવો પડતો નથી. પોતે સ્વતન્ત્રપણે પોતાના અર્થને એ પ્રગટ

કરે છે ત્રીજ લિંગોમા સરખા રૂપવાળા જે રહે, તેને અવ્યય કહેવાય છે નિપાતો કા તો ઉપસર્ગોમાના અને કા તો અવ્યયો માના હોય છે અથવા તો નિપાતો ઉપસર્ગ રૂપ કે અવ્યય રૂપ બને એ પણ શકય છે—એમેય કહી શકાય સામાન્ય પણે પણ તમને આછો ખ્યાલ આવે, એટલા પુરતી આટલી વાત કરી તાત્પર્ય એ છે કે—શ્રી ભગવતીજી સૂત્રમા ઉપસર્ગો પણ છે, નિપાતો પણ છે અને અવ્યયો પણ છે

બીજી રીતિએ વિચારવાનુ કારણ

આ બીજા વિશેષણનો આ પ્રકારે પણ અર્થ થઈ શકે, એવો વિચાર એટલા માટે કરાયો કે—પહેલા વિશેષણમા પદોના અસ્તિત્વને સૂચવીને, બીજા વિશેષણમા ઉપસર્ગ, નિપાત ને અવ્યયનું અસ્તિત્વ, ત્રીજા વિશેષણમા શબ્દનું અસ્તિત્વ અને ચોથા વિશેષણમા લિંગ તથા વિભક્તિનું અસ્તિત્વ સૂચિત કરેલ છે કોઈ કહેશે કે—'તો પછી બધાને ભેગી સાથે સમાસ કરીને કહેવું હતું ને ?' એનો ખુલાસો એ છે કે—જે કહેવાય, એનો મેળ જયકુંજરની સાથે પણ રાખવાનો છે

આવો અર્થ જયકુંજર પક્ષે પણ ઘટી શકે

હવે 'જેમા ઉપસર્ગો પણ છે, નિપાતો પણ છે અને અવ્યયો પણ છે—એવા પ્રકારનુ સ્વરૂપ છે જેનું' આવો અર્થ, જયકુંજર પક્ષે પણ ઘટી શકે કે નહિ ?, એ બાબત જરા વિચારવા જેવી છે જયકુંજર પક્ષે, કોઈ પણ અપેક્ષાએ આવો અર્થ ન જ ઘટી શકે એવું નથી જયકુંજર ઉપર ઉપસર્ગો આવે એ પણ શકય છે અને જયકુંજર ઉપસર્ગો કરનારો બને એ પણ [illegible] યુદ્ધમા, એના ઉપર પણ [illegible]

તરફથી પ્રહારો કરાય ખરા કે નહિ ? કહો કે-એના ઉપર તો પ્રહારો ખાસ કરીને કરાય, કારણ કે-એ જો વિધુર બનીને ગબડે અગર મરે, તો એના ઉપર બેઠેલાની સ્થિતિ ઘણી ફરી જાય, એના બીજાને મારવાના સયોગો ઘણા ઘટી જાય અને એના માર ખાવાના સયોગો ઘણા વધી જાય દુશ્મનો જેમ જયકુજર ઉપર ઉપસર્ગો કરે, તેમ જયકુજર પણ યુદ્ધભૂમિમા ઘણાઓના ઉપર ઉપસર્ગ કરે સૂઢ અને પૂછડુ મારીને કયા ય હડસેલી દે, સૂઢમા પકડીને ઉછાળીને કયા ય ફેંકી દે, દાતોથી કેટલાયને જખ્મી કરી દે અને પગ નીચે ય કેટલાકને કચડી નાખે જયકુજર રણભૂમિમા જે ધસ્યો જાય, એને નિપાત રૂપે ગ્રહણ કરી શકાય રણભૂમિમા ઝપલાવવું, એને પડતુ મૂકવું એમ પણ કહેવાય છે કેમ ? પોતાનુ ગમે તેમ થાય, તો ય શત્રુનો સહાર કરી જ નાખવો છે-એવી રણભૂમિમા જનારની વૃત્તિ હોય છે માટે ! એટલે એને નિપાત તરીકે પણ ઓળખી શકાય રહી અવ્યયની વાત એમા તો લાબો વિચાર કરવો પડે, એવું છે જ નહિ. જયકુજર ગમે તેવી આપત્તિના સમયે પણ અવ્યય એટલે અચલ રહેનારો જ હોય છે -હાથી, એ નિમકહલાલ પ્રાણી કહેવાય છે એ અપેક્ષાએ પણ જયકુજરમા અવ્યયપણું છે એમ કહી શકાય આવી રીતિએ એમેય કહી શકાય કે-જેમા ઉપસર્ગો, નિપાતો અને અવ્યયો છે-એવા પ્રકારનુ સ્વરૂપ જેનું છે, એવો જયકુજર છે અને એની જેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ ઉપસર્ગાદિ જેમા છે એવા સ્વરૂપવાળુ છે

## ૫–શબ્દમાં રહેલી ઘનોદારતા

ત્રીજા વિશેષણમાં શબ્દ સંબંધી વર્ણન :

નવાંગી ટીકાકાર તરીકે સુવિખ્યાત થયેલા, પરમ ઉપકારી, આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પંચમાંગ સૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની ટીકાની રચના કરવાને માટે ઉદ્યત થયા થકા, પહેલા મંગલની આચરણાને કરીને અને અભિધેયને ઉચ્ચારીને, શાસ્ત્રની પ્રસ્તાવના કરી રહ્યા છે શાસ્ત્રની પ્રસ્તાવના કરતા, સમુન્નત જયકુંજરની સાથે શ્રી ભગવતીજી સૂત્રને સરખાવવા પૂર્વક, શ્રી ભગવતીજી સૂત્રની સુન્દર પ્રકારની તેમ જ યથાર્થ પ્રકારની પણ વિધાન કરતી રહ્યા છે જયકુંજરની જેમ આ શ્રી ભગવતીજી સૂત્રમાં શું શું છે ?–તેનો ખ્યાલ આપતા, ટીકાકાર મહર્ષિએ આપેલા સમ્બન્ધ વિશેષણોમાંથી, આપણે પહેલા પદપદ્ધતિ સંબંધીના અને બીજા સ્વરૂપ સંબંધીના વિશેષણને અંગે વિચારણા કરી આવ્યા હવે ત્રીજા વિશેષણમાં, ટીકાકાર પરમર્ષિ શબ્દો સંબંધી ખ્યાલ આપવાને માટે ફરમાવે છે કે–

" घनोदारशब्दस्य । "

જયકુંજરની જેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ શબ્દોએ કરીને સહિત છે હાથી શબ્દને કરનારો છે અને શ્રી ભગવતીજી સૂત્ર શબ્દોથી ભરેલું છે. શબ્દોથી સહિતપણું, એટલું જ

માત્ર અહીં બતાવવુ છે, એવુ નથી, કેવા શબ્દોથી સહિતપણું છે, એ પણ બતાવવુ છે અહીં એટલા માટે જ ફરમાવ્યુ છે કે–જયકુજર જે શબ્દ કરે છે, તે ઘન અને ઉદાર હોય છે, એની માફક, શ્રી ભગવતીજી સૂત્રમા જે શબ્દો છે, તે પણ ઘનપણાની સાથે ઉદારપણાએ પણ સહિત છે અહીં ઘનપણા દ્વારા શબ્દના ગભીરપણાનો સગ્રહ કરવામા આવ્યો છે અને ઉદારપણા દ્વારા શબ્દના ચારૂપણાનો એટલે મનોહરપણાનો કે મધુરપણાનો સંગ્રહ કરવામા આવ્યો છે

સંગીતના સ્વરોમા ક્યા સ્વરની કોનામા વિશેષતા ?

સગીતમા સ્વરોને સાત વિભાગોમા વહેંચવામા આવ્યા છે એક ‘ સા ’ વિભાગ, બીજો ‘ રિ ’ વિભાગ, ત્રીજો ‘ ગ ’ વિભાગ, ચોથો ‘ મ ’ વિભાગ, પાચમો ‘ પ ’ વિભાગ, છટ્ઠો ‘ ધ ’ વિભાગ અને સાતમો ‘ની’ વિભાગ છે તેમા પહેલો જે ‘સા’ એટલે ષડ્જ સ્વર, ‘ રિ ’ એટલે રિષભ સ્વર, ‘ ગ ’ એટલે ગન્ધાર સ્વર, ‘ મ ’ એટલે મધ્યમ સ્વર ‘ પ ’ એટલે પચમ સ્વર, ‘ ધ ’ એટલે ધૈવત સ્વર, અને ‘ ની ’ એટલે નિષાદ સ્વર. આ તમામ સ્વરો જૂદા જૂદા પશુ–પખીઓમા હોય છે ષડ્જ સ્વરની વિશેષતા મયૂરમા હોય છે, રિષભ સ્વરની વિશેષતા કુકડામા હોય છે, ગધાર સ્વરની વિશેષતા હસમા હોય છે, મધ્યમ સ્વરની વિશેષતા બળદમા હોય છે અને પાચમો સ્વર કોયલનો છે કોયલનો જે સ્વર, એ જ્યારે વસન્ત ઋતુ હોય, આબે મોર આવ્યા હોય, ત્યારે ખાસ જાણવો છટ્ઠો ધૈવત સ્વર સારસનો છે અને સૌથી છેલ્લો જે નિષાદ સ્વર છે, તે હાથીનો છે

## શ્રી કલ્પસૂત્રમા હાથીના શબ્દનુ વર્ણન

હાથીનો સ્વર ગંભીર અને મનોહર એટલે સાભળનારને કર્ણપ્રિય બને એવો હોય છે શ્રી કલ્પસૂત્ર, કે જેની રચના પ્રત્યાખ્યાનપ્રવાદ નામના નવમા પૂર્વમાથી ઉદ્‌ધૃત કરીને કરવામા આવેલી છે અને તે પ્રકારની રચના પણ ચૌદ પૂર્વધર એવા યુગપ્રધાન શ્રીમદ્ ભદ્રબાહુસ્વામીજી મહારાજાએ કરેલી છે, તેમા શ્રી તીર્થંકર ભગવાનની માતાને આવતા ચૌદ સ્વપ્નો કેવા હોય છે, તેનુ પણ વર્ણન છે એ ચૌદ સ્વપ્નો પૈકી હાથી સ્વપ્નના સ્વરૂપનું વર્ણન કરતા, શ્રી કલ્પસૂત્રમા, એ હાથીને અગે એક એવું પણ વિશેષણ વાપરવામા આવેલ છે કે—

"सजलघणविपुलजलहरगज्जिअगंभीरचारुघोषम्।"

આ પદના અર્થને સમજાવતા, પણ્ડિતપ્રકાણ્ડ ઉપાધ્યાય શ્રીમદ્ વિનયવિજયજી મહારાજે ફરમાવ્યુ છે કે—

"सजलो जलपूर्णस्तस्य हि ध्वनिर्गंभीरो भवति। एवंविधो यो घनो निविडो विपुलजलधरो महामेघस्तस्य यद्गर्जितं तद्वद् गंभीरश्चारुर्मनोहरश्च घोषः शब्दो यस्य स तथा तम्।"

એટલે કે—જલપૂર્ણ એવો જે મહામેઘ, તેની જે ગર્જના, તે જેમ ગભીર અને ચારૂ એટલે મનોહર હોય છે, તેમ ભગવાનની માતાએ સ્વપ્નમા જે હાથીને જોયો, તે હાથીનો ઘોષ નામ શબ્દ, તે ગભીર અને મનોહર હતો

## પ્રત્યેક શબ્દમા ગાભીર્ય અને મનોહાર્ય

અહીં પણ ટીકાકાર મહર્ષિએ એ જ વાત જણાવી છે જયકુંજરનો શબ્દ ગભીર હોય છે—એમ 'ઘન' શબ્દના પ્રયોગથી જણાવેલ છે અને જયકુંજરનો શબ્દ મનોહર એટલે

સાભળનારને કર્ણપ્રિય બને એવો હોય છે–એમ 'ઉદાર' શબ્દના પ્રયોગથી જણાવેલ છે જયકુજરના શબ્દમા જેમ ગામ્ભીર્ય અને મનોહાર્ય રહેલુ હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રના પણ પ્રત્યેક શબ્દમા ગભીરપણું તેમ જ મનોહરપણું રહેલુ છે, એમ ટીકાકાર મહાશયે 'घनोदारशब्दस्य' એવા ત્રીજા વિશેષણ દ્વારા સ્પષ્ટ કરેલ છે

તુચ્છ અને કર્ણકટુ વાણી નહિ બોલવી

આ ત્રીજુ વિશેષણ પણ વાચકોને અને શ્રોતાઓને શ્રી ભગવતીજી સૂત્રના વાચન અને શ્રવણને માટે આકર્ષનારું નિવડે એવુ છે આ વિશેષણમાથી વાચકોને અને શ્રોતાઓને સુન્દર બોધપાઠ પણ મળી રહે છે બોલનાર દરેકે, પોતે જે શબ્દોને બોલે તે શબ્દોમા ગભીરપણુ તેમ જ મનોહરપણું લાવવાનો પ્રયાસ કરવો જોઇએ વાણી તુચ્છ નહિ પણ ગભીર હોવી જોઇએ અને ગભીર પણ વાણી મનોહર હોવી જોઇએ, એટલે કે–એ વાણીને સાભળનારને એ વાણી કર્ણપ્રિય બને એવી હોવી જોઇએ તુચ્છ અને કર્ણકટુ વાણીને બોલનારાઓ, નથી તો પોતાના હિતને સાધી શકતા અને નથી તો પરના હિતને સાધી શકતા તુચ્છ અને કર્ણકટુ વાણી, એના બોલનાર પ્રત્યે એના સાભળનારના હૈયામા અસદ્ભાવને પેદા કરે છે અને એથી એ વાણીને બોલનારો કદાચ ઉત્તમમા ઉત્તમ પ્રકારની વાતને કહેવાને માગતો હોય, તો ય તે વાત મારી જાય છે હૈયામા રહેલા ભાવને વ્યક્ત કરવાને માટે, વાણી એ વાહન છે અને ઉત્તમ વાહન ઉપર બેસનારો જેમ શોભાપાત્ર બને છે, તેમ ગભીર અને મનોહર વાણીને બોલનારો આદરપાત્ર

બને છે ગધેડા ઉપર બેઠેલો જેમ આવકારપાત્ર ઠરતો નથી અને હાથી ઉપર બેઠેલો મ્હેજે આવકારપાત્ર બને છે, તેમ તુચ્છ અને કર્ણકટુ વાણીને બોલનારો પ્રાય તિરસ્કારને પાત્ર બને છે, જ્યારે ગભીર અને મનોહર વાણીને બોલનારો બીજાઓને પોતાના પ્રત્યે આકર્ષનારો બને છે

ગંભીર ને કર્ણપ્રિય વાણી હિતકારી જ જોઈએ

આમ છતા પણ, એક એ વાત ધ્યાનમા રાખવાની છે કે-ગભીર અને કર્ણપ્રિય વાણીના નામે અહિતકારી વાણી રૂપ વાહન ઉપર ચઢી જવા જેવી ભૂલ થવા પામે નહિ તમે કદાચ જોયુ હશે કે-કેટલાક નગ્ન જેવા બાવાઓ હાથી ઉપર બેસીને ફરતા હોય છે હાથી ઉપર બેઠેલા હોવા છતા પણ, તેવા બાવાઓ નથી તો શોભાપાત્ર બનતા કે નથી તો આવકારપાત્ર બનતા એટલે ગભીર અને કર્ણપ્રિય એવી પણ વાણી જો હિતકારી હોય છે, તો જ એવી વાણીને બોલનારાઓ શિષ્ટ જનોમા આદરપાત્ર બની શકે છે શિષ્ટ જનોના હૈયાની આદરપાત્રતા, એ જ સાચી આદરપાત્રતા છે અજ્ઞાન લોકનો આવકાર, એ સાચો આવકાર જ નથી આજે આવકાર આપ નારો અજ્ઞાન લોક, અજ્ઞાનવશ કાલે જાકારો પણ દઈ દે મદાર તો શિષ્ટ જનોના આવકાર ઉપર ને જાવકાર ઉપર બધાય શિષ્ટ જનો આવકાર આપે તે ય સમજપૂર્વક અને જાવકાર કરે તે ય સમજપૂર્વક શિષ્ટ જનોને પ્રિય હિતકારી વાણી જ હોય એમા, હિતકારી વાણી જો ગભીર અને કર્ણ પ્રિય હોય, તો તે અધિક આવકારપાત્ર પણ બને અને અધિક હિતકારી પણ બને

## શિષ્ટ જનોનો અભિપ્રાય જ કિંમતી ગણાય

વળી કેટલાક પ્રસંગો એવા પણ હોય છે કે—જે વખતે ગંભીરતા અને કર્ણપ્રિયતા ગુણોવાળી પણ હિતમાર્ગી વાણી, સાંભળનારને તુચ્છ પણ લાગે અને કર્ણકટુ પણ લાગે ત્યાં સાંભળનારના દોષનું જોર ભારે છે, એમ કહેવું પડે. જેમ યુગપ્રધાન આચાર્યભગવાન શ્રીમત્ કાલિકસૂરીશ્વરજી મહારાજાએ ગર્દભીલ્લ નામના રાજાને જે વાણી સંભળાવી હતી, તે વાણી હિતકારી તો હતી જ, પણ સાથે સાથે ગંભીર અને મનોહર પણ હતી એ વખતે જે કોઈ ભગવાનના શાસનના રાગવાળા હશે, અવસરને સમજનારા હશે, કર્તવ્યાકર્તવ્યના ભાનવાળા હશે, તેમને એ વાણી ખૂબ જ ગંભીર, મનોહર અને હિતકારી લાગી હશે એટલું છતાં પણ, રાજા ગર્દભીલ્લને એ વાણી અહિતકારી, તુચ્છ અને કર્ણકટુ જ લાગી હતી ત્યારે કહેવું પડે કે—એ દોષ વાણીનો કે વાણીના વદનારનો નહોતો, પણ રાજાના દૂષિત ભાવનો એ દોષ હતો આથી એ સમજવાનું છે કે—ગમે તે માણસ એમ કહી દે કે—આ વાણી અગર અમુક વાણી તો તુચ્છ અને કર્ણકટુ છે, તો એટલા માત્રથી જ એ વાણીને તુચ્છ અગર કર્ણકટુ માની લેવાની ભૂલ કરવી જોઈએ નહિ એટલા જ માટે સંસારમાં પણ પ્રાય સર્વત્ર શિષ્ટ જનોના અભિપ્રાયને જ કિંમતી ગણવામાં આવે છે

## ૬–લિંગ અને વિભક્તિ

### લિંગ અને વિભક્તિથી યુક્ત

હવે ચોથુ વિશેષણ–

'लिंगविभक्तियुक्तस्य'

–એવુ છે આ વિશેષણ દ્વારા, ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–જયકુંજર લિંગ–વિભક્તિથી યુક્ત છે અને જયકુંજર જેમ લિંગ–વિભક્તિથી યુક્ત છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ લિંગ–વિભક્તિથી યુક્ત છે તમે જાણતા હશો કે–હાથીનુ જે લિંગ હોય છે, તે સદા બહાર રહેનારૂ નથી હોતું અમુક પ્રસગે જ એ બહાર આવે છે ને દેખાય છે જ્યારે એ લિંગ અદર રહેલ હોય છે, ત્યારે એને માટેની જે કુદરતી રચના, તેના દ્વારા કલ્પના કરી શકાય છે કે–લિંગ છે તેમ જ એ રચના ઉપરથી જાણકારો સમજી શકે છે કે–આનું લિંગ પુરૂષનુ છે, સ્રીનુ છે કે નપુસકનુ છે મનુષ્યજાતિમા જેમ પુરૂષલિંગ, સ્રીલિંગ અને નપુસકલિંગમાથી કોઈ લિંગ હોય છે, તેમ પશુઓમા પણ ત્રણ લિંગોમાથી કોઈ પણ એક પ્રકારનુ લિંગ હોય છે હવે આપણે આ જ વાત શ્રી ભગવતીજી સૂત્રને અગે ઘટાવવાની છે. શ્રી ભગવતીજી સૂત્ર પદોથી ભરપૂર છે પદ ક્યારે બને છે? પ્રાય વિભક્તિનો પ્રત્યય જોડાય ત્યારે

ઉપસર્ગ, નિપાત અને અવ્યયની વાત તો આવી ગઈ, એટલે એ સિવાયના જેટલો પદો છે, તે બધા વિભક્તિના પ્રત્યયોથી સહિત છે કોઈ પણ શબ્દને વિભક્તિના પ્રત્યયો લગાડતી વખતે, એ જોવું પડે છે કે-આ શબ્દ કયા લિંગનો છે? કારણ કે-વિભક્તિના પ્રત્યયોમા લિંગભેદને અંગે ભેદ પણ પડે છે જેમ કે-પહેલી વિભક્તિનો પ્રત્યય લગાડવાનો હોય, પણ પહેલી વિભક્તિનો પ્રત્યય પુલ્લિંગ શબ્દને માટેનો ય જૂદો હોય છે, સ્ત્રીલિંગ શબ્દને માટેનો ય જૂદો નહિ તો વિકૃતિ પામેલો હોય છે અને નપુંસકલિંગ શબ્દને માટેનો ય આદેશે જૂદો હોય છે શબ્દને એ મુજબ પ્રત્યય લાગે, ત્યારે એ પદ બને હવે તમે વિચાર કરો કે-પદમા જે શબ્દ રહેલો છે, તેનુ લિંગ દેખાય છે? ના અને વિભક્તિ? વિભક્તિ દેખાય છે. વિભક્તિ દેખાય છે-એટલુ જ નહિ, પણ એ વિભક્તિના પ્રત્યયો દ્વારા જાણકારો શબ્દના લિંગની કલ્પના પણ કેટલેક અંશે કરી શકે છે આટલા જ માટે 'વિભક્તિ અને લિંગથી યુક્ત' એમ નહિ કહેતા, 'લિંગ અને વિભક્તિથી યુક્ત'-એમ કહ્યું છે પહેલુ લિંગ અને પછી વિભક્તિ આ શ્રી ભગવતીજી સૂત્રમા વપરાએલા શબ્દો પુલ્લિંગ, સ્ત્રીલિંગ કે નપુંસક લિંગવાળા છે, માટે આ શ્રી ભાગવતીજી સૂત્ર લિંગ યુક્ત પણ છે અને એ શબ્દો વિભક્તિએ સહિત છે, માટે આ શ્રી ભાગવતીજી સૂત્ર વિભક્તિયુક્ત પણ છે શ્રી ભગવતીજી સૂત્રમા પ્રાકૃત ભાષાના વ્યાકરણના નિયમાનુસાર છ વિભક્તિઓ છે પ્રાકૃત ભાષાના વ્યાકરણમા ચોથી વિભક્તિ નથી, કારણ કે-પ્રાકૃત ભાષામા ચોથી વિભક્તિના સ્થાનમા પણ પ્રાય છઠ્ઠી વિભક્તિ વપરાય છે

પદની વ્યાખ્યા

પ્રશ્ન૦ લલિત પદપદ્ધતિવાળા વિશેષણથી જ શ્રી ભગવતીજી સૂત્ર લિંગ અને વિભક્તિ યુક્ત છે-એમ સાબીત થઇ જાય છે, કારણ કે-પદ લિંગ અને વિભક્તિ વિનાનુ હોતુ નથી, તો આ સૂત્ર લિંગ અને વિભક્તિથી યુક્ત છે, એવુ જણાવવાની ખાસ જરૂર ખરી ?

પ્રશ્નકારનુ કહેવું એ છે કે-પદ લિંગ અને વિભક્તિ વિનાનુ હોતું નથી, પણ એ વાત વિચારણા માગે છે વિભક્તિના અન્તવાળો જે શબ્દ, તેને પદ કહેવાય-એવી પણ પદની વ્યાખ્યા થાય છે અને એ દૃષ્ટિએ પ્રશ્નકારે જે દલીલ કરી છે તે બરાબર છે, પરન્તુ '**पद्यते-गम्यते अर्थो अनेन इति पदम्**' એટલે કે-જેના દ્વારા અર્થનું જ્ઞાન થાય, તેને પદ કહેવાય-એ પ્રમાણેની પદ શબ્દની વ્યાખ્યા કરતા, દેખીતી રીતિએ લિંગ અને વિભક્તિથી રહિત એવા પણ અવ્યયાદિ શબ્દો પણ પદોની જ વ્યાખ્યામા ગણાય અને એથી આ વિશેષણ સાર્થક ઠરે છે

વળી પહેલા એ વાત કહેવાઈ ગઈ છે કે-પદોની વાતને જણાવ્યા પછીથી પણ ટીકાકાર મહર્ષિ ઉપસર્ગ, નિપાત, અવ્યય, શબ્દ, લિંગ અને વિભક્તિની વિભાગવાર વાત કરી રહ્યા છે, કે જેથી પદ અંગે સ્પષ્ટતા થવા સાથે, જેની ઉપમા આપી છે તે જયકુંજરની સાથેની સૂત્રની સમાનતાનું વધુ સ્પષ્ટીકરણ થવા પામે; સમૂહગત વાત કહ્યા પછીથી પણ ભિન્ન ભિન્ન અંશોને લઈને પણ વાત કહી શકાય એમ કરવાથી, બોધ થવામા ઘણી સરલતા થાય છે.

હવે શ્રી ભગવતીજી સૂત્રને અગે વિચાર કરો આજે તમે જાણો છો કે-બીજા અગસૂત્રોના કરતા શ્રી ભગવતીજી સૂત્રની વિશેષ ખ્યાતિ છે શ્રી ભગવતીજી સૂત્રની ખ્યાતિ સુન્દર પ્રકારની-શ્રેષ્ઠ પ્રકારની પણ છે અને શ્રી ભગવતીજી સૂત્રની ખ્યાતિ સદાની પણ છે-એમ એ અપેક્ષાએ પણ કહી શકાય કે-સર્વ તીર્થંકર ભગવાનોના સમયે દ્વાદશાગી રચાવાની અને તેમા આ પચમાગ અગસૂત્રની રચના પણ થવાની જ

સદાખ્યાતનો બીજા પ્રકારે અર્થ

આ વિશેષણનો બીજી રીતિએ પણ અર્થ થઈ શકે છે આખ્યાત શબ્દનો ' ક્રિયાપદ ' એવો અર્થ પણ થાય છે સદાખ્યાત એટલે શ્રેષ્ઠ છે ક્રિયાપદો જેમા, એવો અર્થ પણ થાય ક્રિયાપદ એટલે ક્રિયાનું સ્થાન-એવો જો અર્થ કરીએ, તો જયકુજરના ક્રિયાસ્થાનો ઉત્તમ પ્રકારના હોય છે જયકુજરને રાખવાનુ સ્થાન સ્વચ્છ અને સુન્દર હોય છે જયકુજરની ક્રિયાઓને અગે વિચારીએ, તો એની કેટલીક ક્રિયાઓ વખાણવા યોગ્ય હોય છે આ દૃષ્ટિએ જયકુજરને માટે એમ કહેવાય કે-શ્રેષ્ઠ છે ક્રિયાપદો જેના એવો જયકુજર છે

આ વાત, શ્રી ભગવતીજી સૂત્રના પક્ષે તો સીધી જ છે ક્રિયાપદો તો બધા ગ્રન્થોમા હોય, પરન્તુ શ્રી ભગવતીજી સૂત્રની રચનામા જે ક્રિયાપદો પ્રયોગને પામેલા છે, તે ક્રિયાપદો પણ શ્રેષ્ઠ પ્રકારના છે એકનો એક અર્થ જૂદા જૂદા ક્રિયાપદો દ્વારા કહી શકાય, પરન્તુ એ ક્રિયાપદોમા જે ક્રિયાપદ શ્રેષ્ઠ હોય, તેનો પ્રયોગ કરાયો હોય, તો એવા પાદ, વાક્ય, ગ્રન્થ, સૂત્ર, કાવ્ય આદિને સદાખ્યાત રૂપે પણ વર્ણવી શકાય ,ઉપસર્ગ,

નિપાત, અવ્યય, શબ્દ, લિંગ અને વિભક્તિની વાત તો કરી આવ્યાં, પણ ક્રિયાપદોની વાત રહી જતી હતી ને ? એ વાત આ વિશેષણમા આમ આવી ગઈ

<u>ઔદયિક ભાવોમા સર્વોત્કૃષ્ટ ભાવ શ્રી તીર્થંકરનામકર્મના ઉદયનો ભાવ :</u>

જયકુજરની પણ ખ્યાતિ છે અને શ્રી ભગવતીજી સૂત્રની પણ ખ્યાતિ છે આ બન્નેય ખ્યાતિઓમાથી તમને કયી ખ્યાતિ ગમે છે અથવા તો કયી ખ્યાતિ વધારે ગમે છે ? શાસ્ત્રાદિનુ શાસ્ત્રાદિ તરીકેનુ બહુમાન ક્ષયોપશમ ભાવથી થાય છે, જ્યારે હાથી આદિ દુન્યવી પદાર્થોનું બહુમાન ઔદયિક ભાવથી થાય છે જ્ઞાની અને સદાચારી આત્માઓની દુનિયામા કિંમત પ્રશસ્ત ક્ષયોપશમ ભાવની છે ઔદાયિક ભાવની જ્યા જ્યા કિંમત છે, ત્યા ત્યા પણ પ્રશસ્ત ક્ષયોપશમ ભાવને આશ્રયીને અગર તો ક્ષાયિક ભાવને આશ્રયીને જ છે ઔદયિક ભાવોમા શ્રી તીર્થંકરનામકર્મનો ઉદય, એ તો સૌથી ઉત્કૃષ્ટ કોટિનો અને પરમ હિતકારી ઔદયિકભાવ છે શ્રી તીર્થંકરનામકર્મનો ઉદય હજારોને, લાખોને ક્ષાયિક ભાવમા લાવી મૂકનાર છે, તારનાર છે એનાથી શાસનની સ્થાપના છે ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ પોતાના શ્રી તીર્થંકરનામકર્મના ઉદયે શાસનની સ્થાપના કરી, તો આપણે આજે તત્ત્વજ્ઞાનને પામી શકીએ છીએ અને તરવાની ક્રિયા કરી શકીએ છીએ જેઓને શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય વર્તતો હોય, તેઓમા ક્ષાયિક ભાવ જરૂર હોય, પણ ક્ષાયિક ભાવ અલગ છે ને ઔદયિક ભાવ અલગ છે સઘળા ય કેવલજ્ઞાનિઓ ક્ષાયિક ભાવને પામેલા

હોય, પણ તેમને ભગવાનના જેવો ઔદાયિક ભાવ ન હોય. માટે તીર્થની સ્થાપના એક માત્ર શ્રી તીર્થંકર ભગવાનો જ કરે શ્રી તીર્થંકરનામકર્મના ઉદયને અંગેની સમૃદ્ધિનો સુયોગ પણ એ પરમ પુણ્યવાનોને જ હોય આવા ઔદયિક ભાવની ઈચ્છા કરી શકાય, પણ તે ય પ્રશસ્ત એવા ક્ષયોપશમ ભાવ પૂર્વક જન્મેલી હોવી જોઈએ દુન્યવી સુખસામગ્રીની ઇચ્છા હોય, તો શ્રી તીર્થંકરનામકર્મની ઇચ્છા પણ દોષ રૂપ છે

<u>ઔદયિક ભાવની સામગ્રીની મહત્તા પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવથી ને ક્ષાયિક ભાવથી</u>

તીર્થંકર–નામકર્મનો ઉદય ભગવાનને પોતાને અંગે શાતાની સામગ્રી મેળવી આપે છે, પણ એના વખાણ તો જગતના જીવોને માટે એ મહા શાતાનું કારણ બને છે એથી છે. અપાયાપગમાતિશયના યોગે શાતાનું કારણ બને છે–એની આ વાત નથી, પરન્તુ અશાતા માત્રના મૂળને ઉખેડી નાખવાના માર્ગને પ્રરૂપે છે, એ માર્ગને જ વહેતો રાખનારા શાસનને સ્થાપે છે, એ માટે મહા શાતાનું કારણ બને છે– એમ કહેવું છે શ્રી તીર્થંકરનામકર્મનો વિપાકોદય ક્ષાયિક ભાવ પેદા થયેથી જ થાય છે ક્ષાયિક ભાવ આવ્યા વિના તીર્થંકર નામકર્મનો વિપાકોદય નહિ એ નામકર્મનો પ્રદેશોદય ક્ષાયિક ભાવ પ્રગટ્યા પહેલા પણ હોય અને એ પ્રદેશોદયનો પ્રતાપ પણ કેવો છે? ચ્યવે ત્યારથી ઈન્દ્રો પણ જેમની સ્તુતિ કરે એવો! એટલે ખરેખરા વખાણવા લાયક તો એ ઔદયિક ભાવ છે બીજા પણ કેટલાક ઔદયિક ભાવો પ્રશંસાને પાત્ર ગણાય છે. જેમ કે–મનુષ્ય ભવ, આર્ય દેશ, આર્ય કુળ,

આર્ય જાતિ, પચેન્દ્રિયપૂર્ણતા, નીરોગતા, દીર્ઘાયુષ્ય, સદ્દગુરૂનો યોગ અને સદ્દગુરૂના શ્રીમુખે શાસ્ત્રશ્રવણ-એ બધી સામગ્રી ઔદયિક ભાવની છે, પરન્તુ એ બધી સામગ્રીની સફલતા, એ બધી સામગ્રીનો લાભ, કોને મળે ? પ્રશસ્ત ક્ષયોપશમ ભાવવાળાને ! અથવા ક્ષયોપશમ ભાવમાથી જે ક્ષાયિક ભાવને પામી જાય તેને ! ક્ષાયિક ભાવમા કયા ય પ્રશસ્તપણુ કે અપ્રશસ્તપણું એવો ભેદ નહિ ક્ષાયિક ભાવ તો પ્રશસ્ત જ હોય. ક્ષાયોપશમિક ભાવમા અને ઔદયિક ભાવમા પ્રશસ્ત-પણુ પણ હોઈ શકે અને અપ્રશસ્તપણું પણ હોઈ શકે અત્યારે આપણુને ક્ષાયોપશમિક ભાવ તથા ઔદયિક ભાવ-એ અન્ને ભાવોનો યોગ છે, પણ તે પ્રશસ્ત કોટિના છે કે નહિ અથવા કેટલે અંશે પ્રશસ્ત કોટિના છે અને કેટલેક અંશે અપ્રશસ્ત કોટિના છે, એનો યથાતથ્ય સૂક્ષ્મ નિર્ણય તો જ્ઞાની કરી શકે, પણ આપણે જો વિવેકી અને ભાવના સ્વરૂપને જાણનારા હોઈએ, તો યોગ્ય વિચારણાથી આપણે, પણ આપણા ભાવોની પ્રશસ્તતા-અપ્રશસ્તતાનો નિર્ણય સ્થૂલ રીતિએ તો જરૂર કરી શકીએ, અને જો આ રીતિએ પૃથક્કરણ કરવાની મહેનત ચાલુ રાખીએ, તો એ દ્વારા પણ, આપણે આપણા ઘણા વિકાસને સાધી શકીએ

## સર્વ ક્ષણે શ્રી જિનપૂજા

એક માણસ ઘરમા બેઠેલો હોય, સસારની ક્રિયા કરતો હોય, તેમ છતા પણ જો તે વિવેકપૂર્વકની વિચારણામા હોય, તો પ્રશસ્ત એવા ક્ષાયોપશમિક ભાવમા હોય, જ્યારે બીજો માણસ દેરાસરમા હોય, શ્રી જિનની પૂજા કરતો હોય, તે

વખતે પણ ઔદયિક ભાવમા રમતો હોય તો તેનો જે ક્ષાયોપશમિક ભાવ હોય, તે ય અપ્રશસ્ત પ્રકારનો હોય શ્રી જિનની પૂજા માત્ર દેરાસરમા જ કરવાની છે, એવુ નથી આમ સ્થાનને આશ્રયીને શ્રાવકને માટે ત્રિકાલ પૂજા કહી, બાકી તો, ક્ષણે ક્ષણે-પ્રત્યેક ક્ષણે શ્રી જિનની પૂજા થાય, એવા બનવાનો પ્રયાસ કરવો જોઇએ શ્રી જિનની આજ્ઞાનુ પાલન તો શ્રી જિનપૂજા છે જ, ઉત્કૃષ્ટ પ્રકારની શ્રી જિનપૂજા છે, પરન્તુ શ્રી જિનની આજ્ઞાનુ પાલન કરવાના ભાવમા રમવુ, એ ય શ્રી જિનપૂજા છે કયો ક્ષણ એવો છે, કે જ્યારે શ્રી જિનનુ તાન ન હોઈ શકે, એવો નિષેધ છે ? શ્રી જિનતાન સર્વ ક્ષણોએ થઈ શકે એમ શ્રી જિનતાનમા જ એકતાન થઈ જવુ એ વેધકતા છે એવી રીતિએ જે શ્રી જિનતાનમા વિંધાયો હોય, તે કર્મોનો વેધક બને એવો મનુષ્ય આ માનવભવમા રાધાવેધ કરી, કર્મના લાળાને શમાવી, દુ ખના ગાળા વગરના સુખનો ભોક્તા બની શકે છે આપણે પ્રશસ્ત ક્ષયોપશમ ભાવને પોષવાને માટે અને પરિણામે ક્ષાયિક ભાવને પ્રગટ કરવાને માટે શ્રીજિનેશ્વર પ્રભુને યાદ કરીએ છીએ શ્રી જિન પૂજા પણ તમારે આવા લક્ષ્યપૂર્વક કરવાને માટે મથવું જોઇએ.

## ઔદયિક ભાવને ગૌણ બનાવીને પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવને વળગતા જવુ જોઇએ

સસારમા શિષ્ટ ક્ષયોપશમ ભાવ કઠિન છે, તેમા ય પ્રશસ્ત ક્ષયોપશમ ભાવ અતિ કઠિન છે અને ક્ષાયિક ભાવ તો તેનાથી ય કઠિન છે ઔદયિક ભાવ તો રસ્તામા હરતા ફરતા મળનારી ચીજની માફક સસ્તો છે ઔદયિક ભાવના જોરે ક્ષાયોપશમિક

ભાવ પણ મલિન બનીને ઔદયિક ભાવને જ પુષ્ટ કરનારો બને છે ઔદયિક ભાવનું જોર ઘટ્યા પછીથી જ પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ પ્રગટી શકે છે અને પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવને જો જાગવતા આવડે, તો એ ઔદયિક ભાવ ઉપર અંકુશની ગરજ સારે છે પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવને આત્મા જો વળગ્યો રહે છે, તો પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ વધતે વધતે આત્માને એ ક્ષાયિક ભાવને પામવામા બહુ મદદગાર બને છે એટલે જયકુંજરની પ્રસિદ્ધિ જ જો આકર્ષે-ગમે, તો સમજવું કે-એ પ્રતાપ ઔદયિક ભાવનો છે અને શ્રી ભગવતીજી સૂત્રની પ્રસિદ્ધિ જો આત્મકલ્યાણની દૃષ્ટિએ ગમી જાય, તો સમજવું કે-એ પ્રતાપ પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવનો છે ધન-સ્ત્રી-માનાપમાન સબધી ભાવો ઔદયિક ભાવના ઘરના છે અને એ બધાના સસર્ગથી છૂટવાના ભાવો, એ બધાના સસર્ગથી ક્યારે છૂટાય તથા કેમ છૂટાય-એ વિગેરે ભાવો એ પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવના ઘરના છે ઔદયિક ભાવોને ગૌણ બનાવીને, પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવને વળગતા જવુ જોઈએ એને બદલે આજે તો મોટે ભાગે ઔદયિક ભાવોની રમણતામા જ રમણીયપણું ભાસે છે

**પ્રશ્ન૦ પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવ ક્યારે હોય ?**

પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની શરૂઆત સમ્યગ્દર્શન ગુણના પ્રગટીકરણથી મનાય, પરન્તુ મન્દ મિથ્યાત્વના કાળમા પણ ક્ષાયોપશમિક ભાવની પ્રશસ્તતાની ઝાખીનો અનુભવ થઈ શકે છે

**પ્રશ્ન૦ પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની ઉચ્ચ કક્ષા કયી?**

દર્શનમોહનીયના ક્ષયોપશમ પછીથી ચારિત્રમોહ

નીયનો પણ સુન્દર પ્રકારનો ક્ષયોપશમ થાય, તો પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવની એ ઉચ્ચ કક્ષા છે એમ કહી શકાય આથી, તમે સમજી શકયા હશો કે–ઔદયિક ભાવની રમતમાથી છૂટવાને માટે અને પ્રશસ્ત ક્ષાયોપશમિક ભાવને પામવાને માટે, આત્માએ દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય કર્મના ક્ષયોપશમ તરફ ખૂબ જ લક્ષ્યવાળા બનવું જોઇએ

૮–સલ્લક્ષણ

જયકુંજરની જેમ આ સૂત્ર પણ સારા લક્ષણોવાળું છે

હવે આગળ ચાલતા ટીકાકાર મહર્ષિ છટ્ઠા વિશેષણ તરીકે લક્ષણવન્તાપણાની વાત કરતા ફરમાવે છે કે–

" सल्लक्षणस्य "

જયકુંજર જેમ સારા લક્ષણોવાળો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ સારા લક્ષણોવાળું છે, એમ આ વિશેષણ દ્વારા ટીકાકાર મહર્ષિ આપણને સમજાવી રહ્યા છે લક્ષણ, એ પણ એક બહુ અગત્યની વસ્તુ છે કહેવાય છે કે–"પુત્રનાં લક્ષણ પારણામાથી અને બાયડીનાં

**લક્ષણ બારણામાથી જણાય."** એનો અર્થ એ છે કે-પુત્ર મોટો થયે કેવો નિવડશે, એની કલ્પના એ પારણામા હોય એટલે કે બહુ નાની વયનો હોય, તે વખતના તેના લક્ષણો ઉપરથી થઈ શકે અને બાયડી જ્યા પરણીને આવે અને બારણામા પગ દે, ત્યા એ કેવી નિવડશે-એની કલ્પના એના લક્ષણો ઉપરથી આવી શકે ખરાબ લક્ષણો, છોકરો કે બાયડી ખરાબ નિવડશે-એમ સૂચવે છે અને સારા લક્ષણો, છોકરો કે બાયડી સારા નિવડશે-એમ સૂચવે છે હાથીના નેત્રો મધુપિંગળ જેવા હોય, એની સૂઢ ઘણી નીચી હોય, એની પીઠ ઉન્નત હોય, એના કુભસ્થળો કુભની જેમ ઉંચા હોય, એની ગ્રીવા ટૂકી હોય, એનુ પૂછડું પણ લાબુ એટલે એની સૂંઢથી જરાક જ ટૂકુ હોય અને એ પાછલા ભાગમાં નીચો હોય તથા એ મદ ઝરતો હોય, તો એ બધા હાથીના સારા લક્ષણો ગણાય છે જયકુંજરમા એ બધા હોય છે

એ જ રીતિએ, સૂત્રની રચના કેવા કેવા દોષોથી મુક્ત હોવી જોઇએ તેમ જ સારવત્ આદિ કેવા કેવા ગુણોએ સહિત હોવી જોઇએ, એનું પણ વર્ણન ઉપકારી મહાપુરૂષોએ કર્યું છે જે દોષો કહ્યા છે, તેને સૂત્રના અપલક્ષણો ગણાય અને જે ગુણો કહ્યા છે, તેને સત્લક્ષણો ગણાય આ શ્રી ભગવતીજી સૂત્ર સઘળા ય અપલક્ષણોથી રહિત છે તેમ જ સઘળા ય સત્લક્ષણોથી સહિત છે કોઈ પણ સૂત્રમા જે જે સુન્દર લક્ષણો સભવી શકે, તે બધા ય સુન્દર લક્ષણો આ શ્રી ભગવતીજી સૂત્રમા છે મહાપુરૂષોની વાણી સત્લક્ષણશૂન્ય હોતી જ નથી આ શ્રી ભગવતીજી સૂત્રમા ઉંચા ઉંચા લાક્ષણિક પ્રયોગો છે, એમ પણ આ વિશેષણથી કહી શકાય

સારા લક્ષણોવાળાઓનુ પગલુ સારા માટે

સારા લક્ષણોવાળાનુ પગલુ પણ સારૂ મનાય છે સારાં લક્ષણોવાળો જીવ ગર્ભમા આવે, તો ત્યારથી જ એ જીવના માતા-પિતાદિ અનેકવિધ ઋદ્ધિ-સિદ્ધિની અભિવૃદ્ધિને પામે છે ભગવાન શ્રી વર્ધમાનસ્વામીજીના પ્રસગમા એમ જ બન્યુ હતું ને ? બાયડી પણ સારા પગલાની અને ખરાબ પગલાની મનાય છે બાયડી બારણે આવે ત્યારથી સુખસામગ્રી વધે તો તે સારા પગલાની ગણાય છે અને સુખસામગ્રી ઘટે તો તે ખરાબ પગલાની ગણાય છે પશુઓમા પણ ઘણી વાર એવું બને છે લક્ષણવન્તા ઘોડા વિગેરે પશુઓ જ્યારથી આગણે બધાય, ત્યારથી તેના માલિકની કીર્તિ વધે, સુખસામગ્રી વધે-એવું પણ બને છે જયકુજર હાથીને માટે પણ એમ જ સમજવાનુ છે અને શ્રી ભગવતીજી સૂત્રને માટે પણ એમ સમજવાનુ છે જયકુજર હાથીને આગણે બધાય છે, હાથીશાળામા પણ અલગ અને સારી જગ્યામા બધાય છે, જ્યારે શ્રી ભગવતીજી સૂત્રને હૃદયાગણમા સ્થાપિત કરવાનુ છે મગળ ઘોડા અને જયકુજર વિગેરે જે મગળનુ કારણ બને છે, તે મગળ શ્રી ભગવતીજી સૂત્રને હૃદયાગણમા સ્થાપિત કરવાથી નિપજતા મગળની પાસે કોઈ વિસાતમા નથી પેલા બધા તો તુચ્છ, નાશવન્ત લક્ષ્મી આદિના કારણ રૂપ બને છે અને તેમા ય અન્તર્ગત નિમિત્ત તો માલિકનો પુણ્યોદય હોય છે, જ્યારે શ્રી ભગવતીજી સૂત્ર જેના હૃદયાગણમા સ્થાપિત થાય, તે પરિણામે અનન્ત લક્ષ્મીનો સ્વામી બને છે અને એ જ્યા સુધી સસારમા રહે ત્યા સુધી પણ વિવિધ ઋદ્ધિ-સિદ્ધિઓ

એનો કેડો છોડતી નથી શરત એટલી જ કે-એ માણસે શ્રી ભગવતીજી સૂત્રને હૈયાથી જરા પણ અલગ નહિ જ કરવું જોઇએ

<u>વાણીઓ શ્રી શ્રેણિ-ને વળગી પડયો તો વિવેકી શ્રી ભગવતીજી સૂત્રને વળગી પડે નહિ એ બને કેમ ?</u>

શ્રી ભગવતીજી સૂત્રના આવા લક્ષણપણાનો જેને બરાબર ખ્યાલ આવી જાય અને આને હૃદયાગણમા સ્થાપિત કરવાથી જે અનન્ત લક્ષ્મી મળી શકે છે-તેનુ અર્થિપણુ આવી જાય, તો શ્રી ભગવતીજી સૂત્રને પોતાના હૃદયાગણમા સ્થાપિત કરવાનો પ્રયત્ન કર્યા વિના કોણ રહે? તુચ્છ લક્ષ્મીના પણ સાધનનો જો ખ્યાલ આવી જાય છે, તો માણસ એ સાધનને વળગી પડે છે, તો પછી શ્રી ભગવતીજી સૂત્ર અનન્ત સુખ આપનારી લક્ષ્મીનુ સાધન છે-એ વાતનો પાકો વિશ્વાસ જેને થાય, તે શ્રી ભગવતીજી સૂત્રને હૈયે સ્થાપ્યા વિના રહે ખરો? અને હૈયાથી એ આઘુ થઈ જવા પામે નહિ-એની કાળજી રાખ્યા વિના પણ એ રહે ખરો?

શ્રી શ્રેણિક જ્યારે રાજકુમાર હતા, રાજગાદીના માલિક નહોતા બન્યા, ત્યારે પિતાએ કરેલા અનાદરથી રોષ પામીને વેણાતટ નામના નગરમા ચાલ્યા ગયા હતા શ્રી શ્રેણિકના પિતાએ તો સારાને માટે અનાદર કર્યો હતો રાજ્ય શ્રી શ્રેણિકને આપવું હતું-એ હેતુથી, બીજા કુમારો એ વાતને જાણી જવા પામે નહિ-એ માટે શ્રી શ્રેણિકનો અનાદર કર્યો હતો, પણ શ્રી શ્રેણિકને ખોટુ લાગ્યુ ભગવાને માતાના ગર્ભમા રહ્યે રહ્યે જ આ અવસર્પિણીના આવા ભાવની વિચારણા કરી હતી ને? શ્રી શ્રેણિક વેણાતટ નગરે જઇને ભદ્ર નામના

એક વણિકની દુકાને જઈને બેઠા એ દિવસે એ શેઠ ઘણું કમાયો એ પ્રત્યક્ષ ફળને જોઇને, એ શ્રી શ્રેણિકને એવો વળગી પડયો કે-પોતાના ઘરે રાખીને પોતાની નંદા નામની પુત્રી પણ શ્રી શ્રેણિકને પરણાવી. શ્રી અભયકુમાર, એ એ નન્દાના જ સુપુત્ર હતા

એટલે સામાન્ય, નાશવન્ત સુખસામગ્રીના લાલના લોભે પણ જો માણસ અજાણ્યા માણસને ય વળગી પડે છે, તો પછી અક્ષય અને અનન્ત લક્ષ્મી જેનાથી મળી શકે, તેમ છે-એવા આ શ્રી ભગવતીજી સૂત્રને માણસ વળગી પડે નહિ, એ બને કેમ? પણ ખરી વાત એ છે કે-વિવેક જોઇએ એ મોક્ષલક્ષ્મીનો ખપ લાગવો જોઇએ અને એના સાધન તરીકે આ શ્રી ભગવતીજી સૂત્ર પણ છે એમ લાગવું જોઇએ એ વિના, આ સલ્લક્ષણવતા સૂત્રને પણ હૈયે સ્થાપિત કરી શકાય એ શક્ય નથી

## ૯-દેવતાવિષ્ઠિત :

દેવતાધિષ્ઠિતપણાનું વર્ણન

સાતમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે-

" દેવતાધિષ્ઠિતસ્ય "

એટલે કે-જયકુંજર જેમ દેવતાધિષ્ઠિત હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ દેવતાધિષ્ઠિત છે દેવતા જેના અધિષ્ઠાયક હોય, તેને દેવતાધિષ્ઠિત કહેવાય છે દેવતાઓનુ અધિષ્ઠાયકપણું, એ કોઈ અસભવિત બાબત નથી, પણ સુસભવિત બાબત છે મોટે ભાગે કિંમતી વસ્તુઓના અધિષ્ઠાયક દેવો હોય છે દેવતાઓ કેટલીક વાર તો સામાન્ય પણ પોતાને ગમી જાય એવી વસ્તુના અધિષ્ઠાયક બની જાય છે દેવતાઓમા પણ રાગ છે અને દેવતાઓમા કૌતુકનો સ્વભાવ હોય છે-એવુ પણ કેટલાક પ્રસગોમા જોવાય છે દેવતાઓને જેના ઉપર રાગ થઈ જાય, મમતા થઈ જાય, તેના તે અધિષ્ઠાયક બની જાય ઉંચા પ્રકારના રત્નોના પણ અધિષ્ઠાયક દેવો હોય છે માનવોમા ઈહલૌકિક સુખસામગ્રીની અપેક્ષાએ ચક્રવર્તી ઉંચા છે એની બે ભૂજાઓના એકના એક એક હજાર મળી બે હજાર દેવો અધિષ્ઠાયક હોય છે ચક્રવર્તીના જે ચૌદ રત્નો, તેના પણ એકના એક હજાર-એમ કુલ ચૌદ હજાર દેવો અધિષ્ઠાયક હોય છે ચક્રવર્તીના નવ નિધાનોના પણ નવ હજાર દેવતાઓ અધિષ્ઠાયક હોય છે દેવાધિદેવ શ્રી તીર્થંકર ભગવાન જ્યારથી કેવલજ્ઞાન પામે છે, ત્યારથી તે તેઓ નિર્વાણ પામે છે ત્યા સુધીને માટે જઘન્યથી એક કરોડ દેવો તો તેઓની સેવામા રહે જ છે યુગલિક કાળમા જે કાંઈ જોઈએ તે કલ્પવૃક્ષોથી મળે છે અને તે કલ્પવૃક્ષો દેવતાધિષ્ઠિત હોય છે ચિન્તામણિ આદિ પણ દેવતાધિષ્ઠિત હોય છે શ્રી શખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ આદિ અનેક મૂર્તિઓના અધિષ્ઠાયક દેવો છે એટલે દેવતાઓનુ અધિષ્ઠાયકપણું સાભળીને મુઝાવા જેવુ કાંઈ છે જ નહિ

દેવતાઓમા પણ રાગ, દ્વેષ, મમત્વ આદિ છે તેમ જ અમુક અમુક ક્ષયોપશમો પણ હોય છે એટલે તેમને અમુક ગમી જાય, બહુ ગમી જાય, અમુક ન ગમે, અમુક બીલકુલ ન ગમે-એ વિગેરે અને જયકુંજર ગમી જાય એવી ચીજ હોય ક એના અધિષ્ઠાયક દેવતા હોય, એ બનવાજોગ જ છે

તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ દેવતાધિષ્ઠિત છે દેવતાધિષ્ઠિત વસ્તુનો મહિમા વધ્યા કરે છે પોતાની અધિષ્ઠિત વસ્તુનો મહિમા વધે-એવું દેવો કરે પોતે જેના અધિષ્ઠાયક બન્યા, તેનો આદર વધે, તેની પૂજા વધે -એ વિગેરે દેવતાઓને બહુ ગમે એટલે એ એવું કરતા રહે, કે જેથી પોતે જેના અધિષ્ઠાયક હોય, તેના તરફ લોકોનુ આકર્ષણ થાય આ શ્રી ભગવતીજી સૂત્રનો મહિમા પણ ઘણો છે શ્રી ભગવતીજી સૂત્ર વચાય છે-એવું કોઈ શ્રાવક સાભળે, તો એને આનદ થાય છે ગુરૂ મહારાજ પાસે શ્રી ભગવતીજી સૂત્રને વચાવવાની ઇચ્છા થાય છે ને તરત જ એથી આનદ પ્રગટે છે શ્રી ભગવતીજી સૂત્રને સાભળતા ય સાભળવામા કાઈક વિશેષ ભાવ રહે છે આ બધો શ્રી ભગવતીજી સૂત્રનો મહિમા જ છે ને ? આ મહિમામા, આ સૂત્રના અધિષ્ઠાયક દેવનો પણ હિસ્સો હોય, એ બનવા જોગ જ વસ્તુ છે બાકી તો શ્રુતના અધિષ્ઠાયક દેવ છે, એ અપેક્ષાએ પણ આ શ્રી ભગવતીજી સૂત્ર દેવતાધિષ્ઠિત છે, એમ માની શકાય એવું છે

વિચાર કરીએ, તો એવો અર્થ પણ થાય કે-જયકુજરના જે શિરોભાગ અવયવો હોય છે, તે સારા વર્ણથી શોભનિક હોય છે જેના અવયવો શોભનિક હોય, તેનો જ દેહ શોભનિક ગણાય છે જેમ ખડિત અવયવોવાળાનો દેહ શોભનિક ગણાતો નથી, તેમ જેના અવયવોના રૂપ-રગ સારા નથી હોતા, તેવો દેહ પણ શોભનિક ગણાતો નથી સારા રૂપ-રગ શોભાનુ કારણ છે રૂપાળી ચીજને જોતાની સાથે જ નજર ત્યા સ્થિર થઈ જાય છે ને ? કોઈ પોતાની નજર ઉપર કાબૂ રાખે તો તે વાત જુદી છે, પરન્તુ રૂપાળી ચીજને જોતા નજર એને વધારે ને વધારે વાર જોવાને માટે તલસ્યા કરે, એવુ બને છે ને ? રૂપાળી એટલે ધોળી રૂની પુણી જેવી-એમ નહિ, પણ રૂપાળી વસ્તુ એટલે એવા રગ ને એવી રચનાવાળી વસ્તુ, કે જે મનોજ્ઞ પદાર્થોને જોવાની વૃત્તિવાળી આખને ઝટ ખીંચી લે અને પોતાના ઉપર સ્થિર બનાવી દે તમને આ બાબતનો અનુભવ નથી, એવુ છે જ નહિ તમને આવા તો ઘણા અનુભવો થયા હશે, પણ એવા અનુભવો તમને ખટક્યા છે કે નહિ અગર ખટકે છે કે નહિ, એ તો તમે જાણો.

શોભનિક પણ ચીજને વિષયરાગથી ન જોવી

સારા વર્ણથી શોભનિક ચીજને, આખના વિષયનો ભોગવટો કરવાને માટે જોવાની ઇચ્છા અગર તો જોયા કર વાની ઇચ્છા, એ પણ વિષયરાગનો જ એક પ્રકાર છે ત્યા કામવિકારની દૃષ્ટિ કદાચ ન હોય તો પણ, વિષયનો રાગ તો છે જ વિષયનો રાગ, એ આત્માને ડુબાવનાર છે, સસારમા રઝળાવનાર છે,'ચાર ગતિમા ભટકાવનાર છે, દુર્ગતિમા

ઘસડનાર છે, એ તો તમે જાણો છો ને? આજે આખ ઉપરના કાબૂવાળા કેટલા અને આખ ઉપરના કાબૂ વિનાના કેટલા? બજારમા, સેંકડો માણસોની વચમા પણ, ભામટાની જેમ પોતાની આખને ભમાવ્યા કરનારાઓ દહાડે દહાડે વધતા જાય છે એટલે, રૂપ-રગથી શોભતી ચીજ ઉપર નજર ઠરે એ સારૂ છે-એવી વાત અહીં નથી, પરન્તુ રૂપ-રગથી શોભતી વસ્તુના સ્વરૂપનું આ પ્રાસગિક વર્ણન છે દુનિયામા સારા વર્ણથી શોભતી વસ્તુઓ છે, એટલે એ બધી જોવા લાયક જ છે અગર તો એ બધીને જોવામા વાધો નથી-એવુ માની લેવાનુ નથી આપણો મુદ્દો તો અહીં એટલો જ છે કે-જયકુજર હાથીના જે શિરોભાગ અવયવો હોય છે, તે સારા વર્ણથી શોભનિક હોય છે રાગમાં રમનારાઓને એને જોવાનુ, જોયા કરવાનુ મન થાય, જ્યારે વિષયવિરાગવાળાને, વિવેકિને સારા વર્ણથી શોભનિક અવયવોવાળી વસ્તુને જોઈને એમ પણ થાય કે-આ પણ ધર્મનો પ્રભાવ છે, કારણ કે-પુણ્ય વિના આવું રૂપાળાપણું મળે નહિ અને પુણ્ય ધર્મથી ઉપાર્જાય છે વળી, એને એમ પણ થાય કે-આવું રૂપાળાપણું પણ નાશવન્ત છે આવા રૂપાળાને પણ મરવાનું નક્કી છે આ રૂપાળાપણું જીવનભર ટકી રહે, એમ ન પણ બને રૂપાળો પણ માણસ, રોગના યોગે જોયો પણ ગમે નહિ, એવો પણ બની જાય છે ને? કદાચ પુણ્ય એવુ હોય કે-જીન્દગી આખી રૂપાળાપણું ટકી રહે, તો પણ તેમા કાઈ રાચવા જેવું નથી એક દિવસ મરવાનુ છે એ નક્કી છે અને તે દહાડે સારા વર્ણથી શોભનિક અવયવોવાળો પણ આ દેહ અહીં રહી જવાનો છે આવા રૂપાળા દેહને પણ એક દિવસ

કા તો અગ્નિદાહ દેવાશે, કા તો જમીનમા દાટવામા આવશે અને કા તો આ દેહ જગલમા પશુ-પક્ષીઓથી ચુથાતો બની જશે આવુ સમજનારને, પોતાના કે પારકા રૂપાળા દેહને જોયા કરવાનુ મન થાય નહિ અને કોઈ વાર આખ ત્યા સ્થિર થવા મથે, તો તેને તે બળાત્કારે પણ અટકાવવાને મથે

**શ્રી ભગવતીજી સૂત્ર પક્ષે વિચારણા**

જયકુજર જેમ સારા વર્ણથી શોભનિક અવયવોવાળો છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રમા શુ છે ? શ્રી ભગવતીજી સૂત્રમા પણ એ વાત જો બરાબર ઘટિત થાય, તો જ આ વિશેષણ સાર્થક થાય અને આપણે જો એ વાતને બરાબર ઘટાવી શકીએ, તો જ આપણને વિશેષણના ભાવનો સાચો ખ્યાલ આવ્યો એમ કહેવાય તમે કદાચ જાણતા હશો કે-શ્રી ભગવતીજી સૂત્રમા સખ્યાબધ ઉદ્દેશાઓ છે શ્રી ભગવતીજી સૂત્રમા કુલ એક સો જેટલા શતકો છે અને એ દરેક શતક સખ્યાબધ ઉદ્દેશાઓએ સહિત છે કુલ દશ હજાર ઉદ્દેશાઓ છે એ બધા ઉદ્દેશાઓ સારા વર્ણો એટલે સારા અક્ષરોથી શોભનિક છે, કોઇ કહેશે કે-અક્ષરોનુ શોભનિકપણુ શુ ? અહીં આપણે લલિત પદપદ્ધતિવાળી વાતને યાદ કરવી પડશે પદોમા લાલિત્ય શુ ? વાસ્તવિક રીતિએ પદોમા સ્વતન્ત્રપણે લાલિત્ય નથી હોતુ, પણ એ જ પદ કે પદો જ્યારે સુયોગ્ય સ્થાને અને સુયોગ્ય પદ્ધતિએ ગોઠવાય છે, ત્યારે એ સઘળા ય પદો લાલિત્યવાળા બની જાય છે એને પદલાલિત્ય કહેવાય છે એ પદ શબ્દથી કે શબ્દોથી બને છે અને શબ્દ કે શબ્દો અક્ષરોના સયોજનથી બનેલા હોય છે अ વિગેરે સ્વરો કે

ક્ષ વિગેરે વ્યંજનો એ અક્ષરો છે વ્યંજન અને સ્વર કે વ્યંજનો અને સ્વરો મળવાથી, જોડાવાથી, પરસ્પર સહકારી બનવાથી અર્થનો વાચક, અર્થનો દ્યોતક શબ્દ બને છે એ શબ્દને પદ બનાવાય છે એટલે મૂળ શું થયું? અક્ષરો માટે સારા શબ્દોને, સારા પદોને સારા અક્ષરોથી મંડિત કહેવાય શબ્દ સારો બનવાથી એના અક્ષરો પણ શોભનિકપણાને પામ્યા એમ કહેવાય શ્રી ભગવતીજી સૂત્રમા જેટલા ઉદ્દેશાઓ છે, તે બધા ય ઉદ્દેશાઓ સારા વર્ણોથી શોભનિક છે, કારણ કે-ઉદ્દેશાઓમાના સઘળા ય વાક્યો અગર પદો શોભનિક છે, તેથી પરપરાએ એના સઘળા ય અક્ષરો પણ શોભનિક છે.

બીજા અર્થમાં જયકુંજર પક્ષે વિચારણા

સુવર્ણનો 'સોનુ' એવો અર્થ કરીને વિચારીએ ઉદ્દેશકનો અર્થ શિરોભાગ એવો કરીએ, તો ય વાંધો નથી તમે કદાચ દેશી રાજ્યોમા હાથીના શિરોભાગને સોનાના આભૂષણથી મંડિત કરાએલો જોયો હશે કેટલેક સ્થલે સોનાનું ગોળાકારયુક્ત ત્રિકોણ આભૂષણ હાથીના શિરોભાગ ઉપર ચઢાવાય છે, તો કેટલેક સ્થલે સોનાનો પટ્ટી હાથીના શિરોભાગે બાધવામા આવે છે પરન્તુ અહીં ઉદ્દેશક શબ્દનો માત્ર શિરોભાગ એવો અર્થ નહિ લેતા, ઉદ્દેશકો એટલે અવયવો એવો અર્થ લેવો, એ વધારે ઉપયુક્ત લાગે છે એનું કારણ એ છે કે-હાથીના માત્ર શિરોભાગને જ સોનાના આભૂષણોથી મંડિત કરાતો નથી, પરન્તુ એના ચારેય પગો, પીઠનો ભાગ, કુંભસ્થલો, કાનો, એ વિગેરેને પણ સોનાના કે સુવર્ણવર્ણી વિવિધ આભૂષણોથી મંડિત કરાય છે. વળી, શ્રી

ભગવતીજી સૂત્રના પક્ષે પણ, આ વિશેષણને આ પ્રકારે ઘટાવવામા સફલતા થાય તેમ છે વાત એ છે કે–આજના સામાન્ય પ્રકારના હાથીઓમા પણ જે કોઈ વિશેષતાવાળો અને રાજાનો માનીતો હાથી હોય છે, તેના અવયવોને પણ સુવર્ણના કે સુવર્ણના ઓપવાળા, સુવર્ણવર્ણા આભૂષણોથી આભૂષિત એટલે મંડિત કરાય છે, તો પછી, જે નરેન્દ્રો અને દેવેન્દ્રોની પાસે જયકુંજર હોય, તેઓ તેના અવયવોને સુવર્ણના એટલે સોનાના અભૂષણોથી મંડિત કરે, એમા બહુ વિચારીને માનવા જેવુ છે, એવુ કાઈ જ નથી સાદી અક્કલથી પણ સમજી શકાય એવી આ તદ્દન સાદી ને સીધી વાત છે

## બીજા અર્થમા શ્રી ભગવતીજી સૂત્ર પક્ષે વિચારણા

આમ જયકુંજર જેમ સોનાના આભૂષણોથી એટલે સોનાથી મંડિત હોય છે, તેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ સોનાથી મંડિત અવયવોવાળુ હોય, એ અશક્ય વસ્તુ નથી પ્રાચીન કાળની એવી પ્રતો તમે જોઈ અગર જાણી તો હશે, કે જે સોનામાથી બનાવેલી શાહીથી લખાએલી હોય આજે પણ કોઈ કોઈ પ્રતો સોનાથી અને રૂપાથી બનાવેલી સોનેરી ને રૂપેરી શાહીથી લહીયાઓની પાસે લખાવાય છે વળી, તમે જો સાભળ્યુ હોય, તો સગ્રામ નામના સોનીનો એક પ્રસગ પણ, આ વિશેષણના આવા અર્થને પુષ્ટ કરે એવો આવે છે. સગ્રામ સોનીએ, આચાર્યભગવાન શ્રીમદ્ ધર્મઘોષસૂરીશ્વરજી મહારાજાની પાસે, આ શ્રી ભગવતીજી સૂત્રને વચાવીને સાભળતી વેળાએ, શ્રી ભગવતીજી સૂત્રના પ્રત્યેક પ્રશ્ન દીઠ એક એક સોનામહોર, એમ કુલ છત્રીસ હજાર પ્રશ્નોની છત્રીસ

હજાર સોનામહોરો ચઢાવી હતી આવી કોઈક પદ્ધતિ પ્રાચીન કાળથી ચાલી આવતી હશે, માટે જ એમ બન્યુ હશે ને ? આવી પદ્ધતિ પરાપૂર્વથી ચાલી આવે છે-એમ તો, વર્ત્તમાનમા આ શ્રી ભગવતીજી સૂત્રને સદ્‌ગુરૂઓની પાસે વચાવીને સાભળ વાને અગે જે રીતિએ વર્તાય છે, તે ઉપરથી પણ જણાઈ આવે છે કારણ કે-આજે પણ, રોજ, શ્રી ભગવતીજી સૂત્ર જ્યારે વચાતું હોય ત્યારે, રૂપાનાણું અને કલાદિક ચઢાવાય છે કાળ બદલાયો માટે સોનાની જગ્યાએ રૂપુ આવ્યુ, પણ આજે ય કોઈ રોજ સોનામહોર મૂકવાને ઇચ્છે, તો તે ન જ મૂકી શકે-એવું તો છે જ નહિ. એટલે ટીકાકાર મહર્ષિ આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ, તેઓના કાળમા પણ પૂર્વકાળથી ચાલી આવેલી આ પ્રકારની પદ્ધતિ પ્રચલિત હોય અને એથી એને આશ્રયીને પણ તેઓશ્રીએ આ વિશેષણનો પ્રયોગ કર્યો હોય એ સભવિત છે વળી, તેઓશ્રીના પ્રબધમા પણ એવા ભાવની હકીકત આવે છે કે-તેઓશ્રીએ જ્યારે આ શ્રી ભગવતીજી સૂત્રની આ ટીકા પૂરી કરી, ત્યારે 'આ ટીકાની નકલો કરાવવાને માટે શું કરવું ?'-એ બાબતની એમને ચિન્તા થઈ હતી. એ વખતે, રાત્રિના સમયે, શાસન દેવીએ સોનામહોરોનો ઢગ કરી દઈને, ટીકાકાર મહર્ષિની એ ચિન્તાને ટાળી દીધી હતી

પ્રશમામા પણ તારવાની તાકાત.

ટીકાકાર મહર્ષિ, આ શ્રી ભગવતીજી સૂત્રને જયકુજરની ઉપમા આપીને, એ ઉપમાને આટઆટલા વિશેષણોથી કેમ ઘટાવી રહ્યા છે ? જયકુજરની ચાલ લલિત હોઇને પ્રબુદ્ધ

જનોના મનનું રંજન કરનાર છે, તો આ શ્રી ભગવતીજી સૂત્રની પદપદ્ધતિ–ચાલ પણ પ્રબુદ્ધ જનોના મનનુ રંજન કરનાર છે, જયકુંજર જે ઉપસર્ગોના નિપાતમા ય અવ્યય સ્વરૂપવાળો છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ એવું જ છે, જયકુંજરનો ઘોષ જે ગભીર અને મનોહર છે, તો આ શ્રી ભગવતીજી સૂત્રનો ઘોષ પણ ગભીર અને મનોહર છે, જયકુંજર જે લિંગ–વિભક્તિથી યુક્ત છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ લિંગ–વિભક્તિથી યુક્ત છે, જયકુંજર જે સારા પ્રકારની કે સદાની પ્રસિદ્ધિવાળો છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ સારા પ્રકારની કે સદાની પ્રસિદ્ધિવાળુ છે, જયકુંજર જે સલ્લક્ષણવાળો છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ સલ્લક્ષણોએ સહિત છે, જયકુંજર જે દેવતાધિષ્ઠિત છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ દેવતાધિષ્ઠિત છે, અને જયકુંજર જે સુવર્ણમડિત ઉદ્દેશકવાળો છે, તો આ શ્રી ભગવતીજી સૂત્ર પણ સુવર્ણમડિત ઉદ્દેશકોવાળુ છે, આટઆટલા વિશેષણો આપવા છતા પણ, હજુ તો ઘણા વિશેષણો બાકી છે તો આની આટલી બધી સ્તવના કેમ ? ખરેખર, આ શ્રી ભગવતીજી સૂત્ર જ એવું છે કે–આની જેટલી સ્તવના કરાય તેટલી ઓછી છે આ સૂત્રની ગુણસમ્પન્નતા એવી છે કે–એ જેના ખ્યાલમા આવે, તેને આ સૂત્રની પ્રશસા કરવાનુ મન થયા વિના રહે નહિ અને એ પ્રશસાથી પણ પ્રશસા કરનારનુ કલ્યાણ થયા વિના રહે નહિ તારક ચીજોમા એ ગુણ હોય છે કે–જે એની સાચા ભાવે પ્રશસા કરે, તેને પણ એ તારે ! પ્રશસા, એ અનુમોદનાનો જ પ્રકાર છે સારા માણસની, સારા સાધનની અને સારી ક્રિયાની સાચી ને

શુદ્ધ અનુમોદનામા પણ તારવાની અસાધારણ તાકાત રહેલી છે, પણ સાચી ને શુદ્ધ પ્રશસા કરાવે એવું શુદ્ધ દિલ પણ વિરલ વ્યક્તિઓને જ સાપડે છે

મોહરાજાને દિલમાથી કાઢીને દાઢમા ઘાલવાનુ સામર્થ્ય આ જ્ઞાનથી આવે છે

જે સૂત્રની પ્રશસામા પણ આટલી બધી તાકાત હોય, તે સૂત્રનુ જ્ઞાન જેના હૈયામા પરિણત થઈ જવા પામે, તેના કલ્યાણમા તો શકા રાખવાની હોય જ શેની? આ સૂત્રનુ જ્ઞાન જેના હૈયામા પરિણત થઈ જાય, તેની સમીપમા મોહરાજાને આવવું પણ ભયકારક લાગે છે મોહરાજા સમજે છે કે– અહીં હવે આપણાથી ટકી શકાવાનુ નથી આણે આપણને દિલ માથી કાઢીને દાઢમા ઘાલ્યા છે, એમ મોહરાજાને થાય છે દિલ માથી કાઢીને દાઢમા ઘાલ્યા–એનો અર્થ સમજો છો? જ્યારે કોઈ મિત્ર રૂપ, સ્વજન રૂપ, ઉપકારી રૂપ લાગતો હોય છે, ત્યારે શું થાય છે? એનુ સ્થાન દિલમા હોય છે એ આખ સામે ન હોય, દૂર હોય, પણ દિલ તેની ચાહના કર્યા કરતું હોય જ્યા સુધી માણસના હૈયામા વિવેક નથી પ્રગટતો, ત્યા સુધી મોહરાજાને માટે એવુ જ બને છે એ માણસનું દિલ મોહરાજાની ચાહના કર્યા જ કરતું હોય છે મોહરાજા જ પોતાના સુખનુ સાધન છે, એમ એને લાગ્યા કરતું હોય છે પણ જ્યા વિવેક પ્રગટવા માડે છે, એટલે એના એ જ માણસને થાય છે કે–આ જ મારો મોટામા મોટો દુશ્મન છે આણે જ મને આજ સુધી અધારામા રાખીને ફોલી ખાધો આણે જ મને પાયમાલ કરી નાખ્યો આણે મને આટલો બધો ખરાબ–

કરી નાખ્યો, છતા પણ મને તો એમ જ લગાડ્યા કર્યું કે-એ જ મારો ખરેખરો મિત્ર છે હું પણ કેવો મૂર્ખ, કે એને ઓળખી શકચો નહિ ? જેમ તમને કોઈ દગાખોર મિત્ર મળે અને તમને પાયમાલ કરી નાખે, તો જ્યારે તમે એને ખરા રૂપમા ઓળખો છો, ત્યારે શુ થાય છે ? એના ઉપર કેટલો ગુસ્સો આવે છે ? માણસ એવા મિત્રને પાયમાલ કરી નાખવાની તકને શોધતો ફરે છે એને માટે કહેવાય છે કે-આણે અમુકને દાઢમા ઘાલ્યો છે એમ વિવેકી આત્મા પણ મોહરાજાને મારવાની તકને શોધતો ફરે છે એટલે એમ કહેવાય કે-એણે મોહરાજાને દિલમાથી કાઢીને દાઢમા ઘાલ્યો છે સસારમા કોઈ પણ જીવ વિશેષને એમ દાઢમાં ઘાલવાથી નુકશાન થાય છે, પોતાને વૈરભાવથી અવશ્ય નુકશાન થાય છે, જ્યારે મોહરાજાને દાઢમા ઘાલવાથી ફાયદો જ થાય છે એથી, વૈરભાવ વધતો નથી પણ વિનાશને પામતો જાય છે શ્રી ભગવતીજી સૂત્રનું જ્ઞાન જેના હૈયામા પરિણત થઈ જાય, તે મોહરાજાને દિલમાથી કાઢીને દાઢમા ઘાલનારો બનેલો કહેવાય. તેની સમીપમા મોહરાજાને આવવુ પણ ભયકારક લાગે, કારણ કે-અહીં હવે આપણાથી ટકાવાનું નથી, એવી ખાત્રી મોહરાજાને થઈ ગઈ હોય છે કેટલીક વાર જે પદાર્થ દાતથી પણ ભાંગી શકે નહિ, દાતથી પણ જેના ચુરા થઈ શકે નહિ, તેવા પણ પદાર્થને દાઢ પોતાની વચ્ચે દબાવીને તેના ચૂરેચૂરા કરી નાખે છે એ માટે, દાતમા ઘાલ્યો નથી કહેવાતો, પણ દાઢમા ઘાલ્યો એમ કહેવાય છે મોહરાજાને દાઢમા ઘાલ્યા વિના કોઇનુ કલ્યાણ થયુ નથી અને કોઇનુ કલ્યાણ થવાનુ પણ નથી તમારો શો વિચાર છે ?

## મોહરાજાનો માર ખાનાર આત્માઓ અને મોહરાજાના મારથી બચી જનારા આત્માઓ

જેના હૈયામા આ શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાન પરિણામ પામી જાય છે, તેનુ દિલ મોહમા જામતું જ નથી પૂર્વની અનાદિકાલીન સગતિને લીધે કોઈ વાર ભૂલ થઈ જાય, તો ય દિલ કકળી ઉઠે છે એવા આત્માને દુન્યવી સુખ ભોગવવા જેવું લાગે નહિ દુન્યવી સુખથી પણ એ, માણુસ જેમ દુશ્મનને જૂએ ને ડરે, એ પ્રકારે ડરે એના હૈયામાં તો મુક્તિસુખ રમમાણ હોય 'ક્યારે હું આ બધાથી છૂટુ અને ક્યારે હુ મોક્ષસુખનો ભોક્તા બનુ'-એમ એને થયા કરતું હોય કહેવાય છે કે-

'સુરનરસુખ જે દુ.ખ કરી લેખવે,
વછે શિવસુખ એક'

આવા આત્માઓ જ મોહરાજાના મારમાથી બચી જઈ શકે છે અને મોહરાજાને મારી શકે છે જેના હૈયામા સસાર સુખ રમી રહ્યુ છે, તે તો માર જ ખાય છે તમે કહેશો કે- 'ત્યારે શું અમે પણ માર ખાનારા ?' અમે તો કહીએ કે- તમારા હૈયાને જ પૂછો ને ! તમારા હૈયામા જો સસારસુખ રમી રહ્યું હોય, તમને જો સસારસુખ જ ગમી રહ્યુ હોય, તો તમે પણ માર ખાનારા જ ! તમે કે અમે, જેના હૈયામા સસારસુખ ગમતું છે, તે માર ખાય એમા નવાઈ નથી જેના હૃદયમા અમુક અમુક સયોગોમા, પાપના ઉદયે સસારસુખ રમતું પણ હોય, પણ જો એ ગમતું ન હોય, તો જેને એ ગમે છે તેને જેટલો માર ખાવો પડે, એટલો માર એને ખાવો

પડે નહિ સમ્યગ્દૃષ્ટિ આત્માને પાપનો બધ ઓછો થાય છે, કારણ કે-એને સસાર ગમતો નથી, એના દિલમા ગમતાપણું મોક્ષસુખનુ છે, ક્યારે સસારને છોડુ અને ક્યારે મારા આત્માને મુક્તિમા જોડુ-એ ભાવનામા એ રમમાણ-તલ્લીન હોય છે એ ભાવનાથી એને નિર્જરાનો લાભ થાય છે તેમજ બીજાઓ જે પાપક્રિયા કરે તે જ પાપક્રિયા જો સમ્યગ્દૃષ્ટિ કરે તો તેને એનાથી પાપબધ ઘણો ઓછો થાય છે સમ્યગ્દૃષ્ટિ એટલે વિવેક દૃષ્ટિવાળો આત્મા એને જડનો અને ચેતનનો વિવેક હોય હેય-ઉપાદેયનો એને વિવેક હોય જડ સયોગ છે વિનાશી ચેતન છે અવિનાશી સમ્યગ્દૃષ્ટિ આત્માનો પ્રયત્ન કરવાનો ભાવ અવિનાશી માટે હોય, પણ વિનાશી માટે ન હોય. વિનાશી પદાર્થો બાજૂમા પડ્યા હોય અને એ મેળવતો-રાખતો-સાચવતો-વાપરતો પણ હોય, તે છતા પણ એને એ હેય જ લાગે એ વિષયમા રમતો લાગતો હોય ત્યારે પણ એનુ હૃદય વસ્તુત વિષયમા રમતુ ન હોય સસારમા રહેવું પડે એવું હોય માટે એ રહે તો ય ઉદાસીન ભાવે રહે, પણ રહેવાથી રાજી ન થાય ન છૂટકે રહે રહે છતા કચવાતો રહે શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાન, સસારમા રહેલા જીવ ઉપર પણ, આવી અજબ અસર ઉપજાવે છે

<u>સૂત્રજ્ઞાનથી મુનિને લાભ કેવો?</u>

સસારમા રહેલા જીવને શ્રી ભગવતીજી સૂત્રનુ જે જ્ઞાન થાય, તે તો સદ્ગુરૂઓના શ્રીમુખે સૂત્રના અર્થને અને ભાવને સાભળવાથી થાય શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાન સૂત્રથી તો મુનિમા જ હોય મુનિઓમા પણ જે જઘન્યથી ય ગીતાર્થ

હોય, જેણે યોગોદ્વહન કરેલ હોય, વિહિત નિયત તપશ્ચર્યાદિ કરેલ હોય, તે અધિકારી છે એ સિવાયના મુનિઓ પણ અધિકારી નથી, એવી શાસ્ત્રની આજ્ઞા છે સમ્યગ્દૃષ્ટિ શ્રાવક પણ જો પાપથી ડરનાર હોય છે, તો સમ્યગ્દૃષ્ટિ સાધુ પાપથી વધારે પ્રમાણમા ડરનાર હોય પાપની ભીતિ જોરદાર બની, માટે સાધુ બન્યા ને ? પાપ કરવું ખમાયું નહિ અને પાપ યોગોને તજવાની તાકાત પ્રગટી, એટલે સાધુ થયા ને ? એવા સાધુ, આજ્ઞા વિના તો આ સૂત્રને વાચે જ કયાથી ? આ પ્રમાણેના અધિકારી જે સાધુએ આ શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાન સૂત્રથી પણ પ્રાપ્ત કર્યું હોય, તે સાધુ તો સસારમા એટલે કર્મસહિતપણાવાળી અવસ્થામા બેઠેલા હોવા છતા પણ, મોક્ષસુખની ઝાખીને અનુભવતા હોય ને ? શ્રી ભગવતીજી સૂત્રનુ સૂત્રથી, અર્થથી અને ભાવથી જ્ઞાન થયુ હોય અને પછી એનુ ચિન્તન હોય, તો એવા મુનિના આત્માથી એને લાગેલા કર્મો થરથરી થરથરીને વિખૂટા પડી જવા માડે એવા મુનિથી, ક્ષપકશ્રેણિનું અન્તર્મુહૂર્ત્ત, લાબા કાળને માટે છેટુ રહી શકે નહિ

# ૧૧–હાથીનું ને સૂત્રનું આચરણ

**જયકુંજરની જેમ શ્રી ભગવતીજી સૂત્રનું નાનાવિધ, અદ્ભુત ને પ્રવર આચરણ છે**

આપણે હવે નવમા વિશેષણ સબંધી વિચાર કરીએ નવમા વિશેષણ તરીકે, ટીકાકાર મહર્ષિએ જેમ જયકુંજરના ચરિતના ગુણોનુ વર્ણન કર્યું છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રના ચરિતના ગુણોનું પણ વર્ણન કર્યું છે આ બધા વિશેષણો એવા છે કે–બેયની મહત્તા સિદ્ધ કરે શ્રી ભગવતીજી સૂત્રને જયકુંજરની ઉપમા આપીને વર્ણન કર્યું છે, એટલે જયકુંજરની મહત્તા સિદ્ધ થયેલી હોય, તો જ શ્રી ભગવતીજી સૂત્રની મહત્તા સિદ્ધ થઈ શકે, કારણ કે–જયકુંજરમા જેમ આ છે અગર અમુક છે, તેમ ભગવતીજી સૂત્રમા પણ એ અમુક પ્રકારે છે, એ પદ્ધતિથી અહીં ટીકાકાર મહર્ષિએ શ્રી ભગવતીજી સૂત્રની મહત્તાને વર્ણવવાની સાથે શ્રી ભગવતીજી સૂત્રની ઓળખ આપી છે એમા નવમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–

" नानाविधाद्भुतप्रवरचरितस्य "

એટલે કે–જયકુંજરનું આચરણ જેમ અનેક પ્રકારનુ, આશ્ચર્યકારક અને શ્રેષ્ઠ હોય છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ પણ અનેક પ્રકારનુ, આશ્ચર્યકારક અને શ્રેષ્ઠ છે

જયકુંજર પક્ષે આ વિશેષણથી મુંઝવણ

જો સમજપૂર્વક વિચાર કરવામા આવે, તો આ વિશેષ ણમા ટીકાકાર મહર્ષિએ ચરિતના જે ત્રણ ગુણો કહ્યા છે, તે ત્રણેય ગુણો પ્રત્યેક જયકુંજરના ચરિતને પણ ઘટી શકે તેમ છે અને શ્રી ભગવતીજી સૂત્રને પણ ઘટી શકે તેમ છે, પણ જો સમજમા ખામી હોય કે વિચાર કરવાની શક્તિમા ખામી હોય, તો આ વિશેષણને જોતા મુઝવણમા મૂકાઈ જવાય–એ બનવાજોગ છે એવી મુઝવણ ઉભી થઈ જાય કે–જયકુંજરનુ આચરણ અનેક પ્રકારનુ કેમ હોય? એ અનેક પ્રકારનુ હોય, તો પણ એને અદ્ભુત કેમ કહેવાય? જયકુંજરનુ આચરણ અનેક પ્રકારનુ હોવું જોઈએ, તે પાછુ અદ્ભુતેય હોવું જોઈએ અને નાનાવિધ ને અદ્ભુત એવું ને આચરણ શ્રે૦ પણ હોવું જોઈએ, એ બને જ શી રીતિએ? આવી મુઝવણ ઉભી થઈ જવા પામે અને પછી જ્યારે વાચનાર પોતાની સમજશક્તિની ખામીને લીધે અને વિચારશક્તિની ખામીને લીધે એ મુંઝ વણનો નિકાલ લાવવામા નિષ્ફલ નિવડે, ત્યારે એ જેમ ફાવે તેમ ગોઠવીને અર્થ કરવાને મથે અને એથી એમા ઘણા લોચા વાળવા પડે પછી જયકુંજરનું ચરિત અનેક પ્રકારનુ છે, એ વાતને બદલીને ઘણા જયકુંજરોના ચરિત્રોની અપેક્ષા લે અને એમ અનેક પ્રકારોને વર્ણવે એમ કરીને પણ આચરણની અદ્ભુતતા બતાવવા મુંઝાય, એટલે કોઈ કોઈ હાથીએ અદ્ભુત આચરણ કરેલ હોય છે, એવી કોઈ વાત ઉપર એને જવું પડે પછી શ્રેષ્ઠતા બતાવવામા પણ એવું જ કાઈક કહે કે–સામાન્ય હોય તો તે પણ શ્રેષ્ઠ આચરણ કહેવાય

કરવામા આવી, તેમા અદ્ભુતતા અને શ્રેષ્ઠતા છે કે નહિ? કહેવું જ પડશે કે-એ આચરણો અવશ્ય અદ્ભુત પણ છે અને શ્રેષ્ઠ પણ છે

અદ્ભુતતા

જયકુંજરના એ ચાર પ્રકારના આચરણોની વાતને વાચતા કે સાભળતા, માણસને થાય કે-આવી અદ્ભુત શક્તિ? આ વાતને વાચતા કે સાભળતા માણસના મનમા જરૂર આશ્ચર્ય પેદા થાય કે-પોતે જીતાય નહિ, પોતાને જીતવાને માટે આવેલાને જીત્યા વિના રહે નહિ, પોતાના માલિકને દુશ્મનથી જીતાવા દે નહિ અને પોતાના માલિકના દુશ્મનને યુદ્ધમા જીત્યા વિના રહે નહિ, એમ? આવું અદ્ભુત સામર્થ્ય? અરે, આવી વાતને જાણતા, રાજા આદિકને તો એમ પણ થઈ જાય કે-'આપણે હરકોઈ પ્રયત્ને અને હરકોઈ ભોગે પણ આવા જયકુજરને મેળવી શકીએ તો સારૂ!' 'જય' સબધી જયકુજરના આ આચરણો એવા તો અદ્ભુત છે કે-મૂર્ખાઓના મનમા કદાચ એવી પણ વિચારણા આવી જાય કે-આવી શક્તિ હાથીમા હોય, એવું તે બનતું હશે? જેમ કેટલાક એવા પણ પાકયા છે કે-જેઓ સર્વજ્ઞપણાને સભવિત જ માનતા નથી એક પણ માણુસ સર્વજ્ઞ બની શકે-એ વાત એમને જચે જ નહિ એમ આ વાતમા ય થાય કે-કા તો જયકુજર એ કાલ્પનિક વસ્તુ અને કા તો એનુ આવા પ્રકારનુ આચરણ હોય છે-એવુ કથન જ કાલ્પનિક! આવુ થાય તો અજ્ઞાનથી જ, પણ જયકુજરના આચરણના અદ્ભુતપણાની વાતને લીધે જ એમ

થાય ને ? સામાન્યપણે જે અસભવિત લાગે નહિ, તેને અદ્ભુત કહેવાય, કારણ કે-સામાન્યપણે જે સભવિત હોય તેમા આશ્ચર્યને પેદા કરવાની શક્તિ નથી હોતી, જ્યારે સામાન્યપણે જે સભવિત હોય નહિ તેમા આશ્ચર્યને પેદા કરવાની શક્તિ હોય છે એટલે જયકુજરના ' જય ' સબધી જે આચરણોને આપણે જોયા, તે આચરણો અદ્ભુત તો છે જ

પ્રવરતા

હવે એ વિચારો કે-એ આચરણો પ્રવર પણ છે કે નહિ ? જે અદ્ભુત હોય, તે પ્રવર પણ હોય-એવો નિયમ નથી ઘણા ખરાબ કામો પણ ચીકૃતથી કરી શકનાર અને શાહુકારો તરીકે ફરી શકનારા માણસને પણ ' અદ્ભુત માણસ ' તરીકે ઓળખાવાય છે એટલે અદ્ભુત પણ માણસ અથવા તો અદ્ભુત પણ આચરણ જો પ્રવર હોય, શ્રેષ્ઠ હોય, તો જ તેની કિંમત ગણાય 'જય 'ની અર્થી દુનિયા તો, ' પોતે જીતાવું નહિ અને પોતાની સામે આવેલા દુશ્મનને જીતી લેવો '-એ બન્ને ય પ્રકારના આચરણને શ્રેષ્ઠ આચરણ તરીકે જ માનનારી છે કોર્ટમા દાવો લડનાર, જો સામાથી પોતે હારતો નથી તો પણ, મૂછ ઉપર તાલ દે છે અને જ્યારે એ સામાને હરાવીને પોતે જીતી જાય છે,ત્યારે તો એની ખુમારી ઓર વધી જાય છે, કારણ કે-એ એને શ્રેષ્ઠ આચરણ રૂપે માને છે તમને કોઈ આવો અનુભવ થયો છે કે નહિ ? તમને ય, આવા તો ઘણા નાના-મોટા અનુભવો થયા હશે આવા અનુભવો, માણસ, સામાન્ય પ્રકારની વિવાદાત્મક વાતમા પણ કરે છે આમ છતા ય, કોઈ માણસ પોતા[illegible]દિને લડાવીને, 'પોતે જીતાય નહિ અને

સામે આવેલા દુશ્મનને જીતી લે'—એ આખર તો સ્વાર્થ પૂરતી જ વાત છે ને?—આવું કહીને, એવા આચરણને પ્રવર કહેવામા કાઈ નહિ તો છેવટ અન્તરાય તો ઉભો કરી શકે ને? 'નહિ જીતાવુ અને જીતવુ'—એમા આપણે પરાક્રમ બતાવીએ, તો પણ એ તો એ જ વાતને આગળ ધરે કે—પરાક્રમનો ઉપયોગ તો સ્વાર્થ માટે જ ને? ત્યારે એવાને ય કબૂલ કર્યા વિના ચાલી શકે નહિ—એવા જયકુજરના આચરણને આગળ ધરવુ હોય, તો એને પછીના આચરણની વાત કરવી પડે જયકુજર પોતાના માલિકને દુશ્મનથી જીતાવા દે નહિ અને પોતાના માલિકના દુશ્મનને યુદ્ધમા પરાભવ પમાડે, એવુ જે જયકુજરનુ આચરણ, તે તો શ્રેષ્ઠ જ છે—એમ પેલાને પણ કબૂલ કરવું પડે આમા તો સ્વાર્થને બદલે માલિકની સેવા છે, વફાદારીપૂર્વકની અને સામાન્યત બીજો કોઈ ન કરી શકે એવી માલિકની સેવા છે, એટલે જયકુજરના આવા આચરણને તો શ્રેષ્ઠ તરીકે કબૂલ્યા વિના ગમે તેને પણ ચાલી શકે નહિ

## જયકુજર અગે દુન્યવી દૃષ્ટિએ જ વિચારણા થાય

જો કે—પોતે જીતાવુ નહિ અને દુશ્મનને જીતવો, એવા સામર્થ્યનુ દુનિયામા મહત્ત્વ ઘણું છે, માટે એને પ્રવર આચરણ તરીકે કહેવામા વાંધો આવે તેવુ છે જ નહિ, કારણ કે—જયકુજરના ચરિતની નાનાવિધતાનો કહો, અદ્ભુતતાનો કહો કે પ્રવરતાનો કહો, તે ત્રણેય પ્રકારનો વિચાર માત્ર દુન્યવી દૃષ્ટિએ જ કરવાનો છે જયકુજરનુ મહત્ત્વ દુન્યવી દૃષ્ટિએ જ છે, જ્યારે શ્રી ભગવતીજી સૂત્રનુ મહત્ત્વ આધ્યાત્મિક દૃષ્ટિએ છે જયકુજરનું મહત્ત્વ દુન્યવી દૃષ્ટિએ છે, માટે તો શ્રી ભગવતીજી

સૂત્રનુ આધ્યાત્મિક દૃષ્ટિનુ મહત્ત્વ બતાવવાને માટે, ટીકાકાર મહર્ષિએ જયકુંજરને ઉદાહરણ રૂપે ગ્રહણ કરેલ છે જેમ સુશ્રાવકને શાસ્ત્રને સાભળવાનો જે રસ, તે કેવો હોય-એનો ખ્યાલ આપવાને માટે, કામી જનનુ ઉદાહરણ આપવામા આવ્યુ છે વિષયોનો ભોગવટો કેવા કેવા પ્રકારે થાય-એનુ જેને જ્ઞાન હોય, જેની વય પણ યુવાન હોય, જેના રૂપ-લાવણ્ય ને સામર્થ્યમા ખામી ન હોય, ઉત્તમોત્તમ પ્રકારની ભોગસામગ્રીનો યોગ જેને હોય અને જે વિચક્ષણ સુદર સુદરી સહ હોય-એવો માણસ, સ્વર્ગની અપ્સરાઓ દ્વારા ગવાતા ગીતને જેવા રસથી સાભળે, તેના કરતા પણ અધિક રસથી સમ્યગ્દૃષ્ટિ સુશ્રાવક શાસ્ત્રનુ શ્રવણ કરે આવા વિષયમા, એવા કામી જનનુ ઉદાહરણ કેમ આપ્યુ ? તો કે-એ ચીજ દુન્યવી સુખના અનુભવીઓને ઝટ ગમ્ય થાય એવી છે અને શ્રવણરસની ઉત્કટતાને જણાવવાને માટે, એથી અધિકતાને જણાવે-એવું ઉદાહરણ દુનિયામા બીજુ કોઈ મળી શકે એવું નથી, માટે કામી જનનું ઉદાહરણ આપ્યું એ વિવેચન ચાલે, ત્યારે કામી જનના માત્ર શ્રવણરસને આશ્રયીને જ વાત થાય, તેમ જય-કુંજરના મહત્ત્વની વાત પણ દુન્યવી દૃષ્ટિએ થાય આવું જે સમજે, તેને તો 'પોતે જીતાવુ નહિ અને સામે આવેલા દુશ્મનને જીતી લેવો'-એવું જે જયકુંજરનું આચરણ હોય છે, તે પણ 'પ્રવર' આચરણ છે-એમ લાગ્યા વિના રહે નહિ

આધ્યાત્મિક દૃષ્ટિએ જયની વિચારણા

આધ્યાત્મિક દૃષ્ટિએ વિચાર કરો તો, આન્તર શત્રુઓને આશ્રયીને જેનુ આચરણ આવા પ્રકારનું હોય કે-'કોઈ પણ

આન્તર શત્રુને જીતવા દે નહિ અને જે કોઈ આન્તર શત્રુ જોર કરવા જાય તેને જીતી લે'–તેના તે પ્રકારના આચરણને પણ અદ્ભુત અને પ્રવર જ કહેવાય એ માણસ જ્યારે બીજા ઉપર એવો પ્રકારનો ઉપકાર કરે, ત્યારે જ એનું એ ઉપકાર રૂપ આચરણ અદ્ભુત અને પ્રવર કહેવાય–એવું નહિ એવા ઉપકારનું આચરણ તો અદ્ભુત અને પ્રવર છે જ, પરન્તુ માત્ર પોતે પોતાના આન્તર શત્રુઓને જીતવા દે નહિ અને જ્યારે જ્યારે એ આન્તર શત્રુઓ જોર કરે ત્યારે ત્યારે એના ઉપર પોતે જય જ મેળવે, તો માણસનું એ આચરણ પણ અદ્ભુત અને પ્રવર છે જગતમા જીવોનો મોટો ભાગ આન્તર શત્રુઓને વશ જ હોય છે ઘણા જીવો તો, આન્તર શત્રુઓની જ ગુલામી કરતા હોય છે એમા, કોઈ કોઈ જીવો આન્તર શત્રુઓને તાબે રહ્યા વિના, સદાચારના માર્ગે ચાલવાનો પ્રયાસ કરતા હોય છે એવા થોડા જીવોમા પણ, એવા જીવો તો બહુ જ થોડા હોય છે કે–આન્તર શત્રુઓ જ્યારે હુમલો કરે, તે વખતે પોતે હારે નહિ અને આન્તર શત્રુઓને હરાવી દે આન્તર શત્રુઓના પરિબળને જેઓ સમજતા હોય, એ શત્રુઓને જીતવાની જેમને જરૂર લાગતી હોય, તેઓને આ વાત ઝટ ખ્યાલમા આવે કે–આન્તર શત્રુઓને તાબે રહ્યા વિના સદાચારના માર્ગે જીવવું તથા આન્તર શત્રુઓ હુમલો કરે ત્યારે આન્તર શત્રુઓને તાબે નહિ થતા, તેમને હઠાવીને હરાવી દેવા–એ કોઈ અસાધારણ–અદ્ભુત આચરણ છે અને એવું આચરણ પ્રવર તરીકેની ગણનામા ગણાવા યોગ્ય છે આન્તર શત્રુઓ ઉપર વિજય મેળવવાને માટે મથતો હોય અને

છતાં પણ વારવાર જે તેમા પરાજય પામતો હોય, તેને

આ વાતનો ઝટ ખ્યાલ આવે, કારણ કે-આન્તર શત્રુઓ ઉપર વિજય સાધવાને નીકળેલાઓમાં પણ, આન્તર શત્રુઓના હુમલાથી હારી જનારાઓ ઘણા હોય છે તમને આ વાતનો કેટલો અનુભવ છે, એ તો શી રીતિએ કહી શકાય? પરન્તુ વિવેકી સુશ્રાવકોને તો જરૂર આ વાતનો થોડો-ઘણો અનુભવ હોય છે પછી મુનિઓના અનુભવની તો વાત જ શી કરવી?

ચાલ રૂપ આચરણમાં પણ-

અદ્‌ભુતપણું અને પ્રવરપણું રહેલું છે

જયકુંજરનું જે તેની ચાલ રૂપ આચરણ, તે પણ અદ્‌ભુત અને પ્રવર વિશેષણને યોગ્ય હોય છે રણમાં જ્યારે એ માલિકને પીઠ ઉપર લઇને ઘુમતો અને ઝઝુમતો હોય છે, ત્યારે એની ચાલ અદ્‌ભુત હોય છે હજારો દુશ્મન સૈનિકોની વચ્ચે જ્યારે એ જાય છે, ત્યારે પણ એની ચાલ અદ્‌ભુત હોય છે

તમને ખ્યાલ હોય, તો મહારાજા શ્રી કુમારપાલને એક વાર એમના બનેવી અર્ણોરાજની સામે યુદ્ધમાં ઉતરવું પડયું હતું

અર્ણોરાજે જોયું કે-સીધી રીતિએ તો શ્રી કુમારપાલને જીતી શકાય તેમ નથી, એટલે એણે શ્રી કુમારપાલ મહારાજાના સૈનિકોને ફોડી નાખ્યા

બીજે દિવસે યુદ્ધનું રણશીંગુ ફુંકાયું બે ય સેનાઓ સામસામે આવીને ઉભી રહી મહારાજા કુમારપાલ પોતે પણ હાથી ઉપર બેસીને યુદ્ધમાં ઉતર્યા છે

તેમણે પોતાના સૈન્યને શત્રુદલ ઉપર હુમલો કરવાની આજ્ઞા કરી, પણ તેમણે જોયું કે-સૈન્ય તેમની આજ્ઞાને નહિ ગણકારતાં, જડવત્ એમનું એમ ઉભું છે

એથી શ્રી કુમારપાલ જરા વિચારમા પડી જાય છે. તેમને વિચારમા પડેલા જોઈને, મહાવત કહે છે કે–' મહારાજ ! શત્રુએ આખા સૈન્યને ફોડી નાખ્યુ છે '

શ્રી કુમારપાલ પૂછે છે કે–' તુ કેમ છો ? '

મહાવત કહે છે કે–' મહારાજ ! આપ, હુ ને આ હાથી –એ ત્રણ સ્થિર છીએ '

શ્રી કુમારપાલ કહે છે કે–' તુ ને હાથી વફાદાર છો, તો કાઈ વાંધો નથી ચલાવ હાથીને '

એ વખતે શત્રુસૈન્યમાથી સિંહનાદ કરાય છે અને એથી હાથીને ચલાવવાની ઘણી મહેનત કરવા છતા પણ હાથી ચાલતો નથી શ્રી કુમારપાલ શકિત બની જાય છે, પણ મહાવત ખૂલાસો કરે છે કે–' સામેથી સિંહનાદ થઈ રહ્યો છે, માટે હાથી ચાલતો નથી '

શ્રી કુમારપાલ તરત જ હાથીના બન્ને કાનમા ડુચા મરાવે છે અને હાથીને વેગથી શત્રુસૈન્યમા લઈ જવાની મહાવતને આજ્ઞા કરે છે

આખા ય શત્રુસૈન્યને ભેદતો હાથી ચાલ્યો જાય છે અને અર્ણોરાજની પાસે તે પહોંચતા, શ્રી કુમારપાલ અર્ણોરાજને પકડીને નીચે પટકી દે છે

વિચાર કરો કે–એ વખતે હાથી કેવી ચાલે ચાલ્યો હશે ? એની એ વખતની ચાલ કેવી અદ્ભુત હશે, એમ થાય છે ને ? એ હાથી કાઈ જયકુજર નહિ હતો, સામાન્ય કોટિનો જ હાથી હતો, તે છતા પણ તેની એ ચાલ જો અદ્ભુત હતી, તો જયકુજરની ચાલ અદ્ભુત હોય, એમા શકા રાખવા જેવુ જ શું ? જયકુજરનુ તેની ચાલ રૂપ જે આચરણ, તે અદ્ભુત

હોય છે-એનો ખ્યાલ આવ્યા પછી, તે પ્રવર હોય છે-એવો ખ્યાલ આવવો, એ તો બહુ સહેલુ છે એની ચાલ એટલી બધી શ્રેષ્ઠ કોટિની હોય છે કે-સારામા સારી ચાલે ચાલનારને ગજગતિએ ચાલનાર કહેવાય છે. કવિઓ પણ વર્ણન કરતા સિંહ જેવી કટી, મૃગ જેવા નયનો અને ગજ જેવી ગતિ, -એમ કહે છે ઉત્તમ કોટિની સ્ત્રીઓના વર્ણનમા 'ગજગામિની' એવું પણ વિશેષણ આવે છે એટલે જયકુજરનું તેની ચાલ રૂપ જે આચરણ, તે જેમ અદ્ભુત હોય છે, તેમ પ્રવર પણ હોય છે

હાથી ચાલ્યો જાય ને કુતરા ભસ્યા કરે

જયકુજરની ચાલને લગતી એક બીજી વાત પણ ધ્યાનમા લેવા યોગ્ય છે દુનિયામા કહેવત છે કે-'**હાથી ચાલ્યો જાય અને કૂતરા ભસ્યે જાય**' કુતરાઓ ગમે તેટલા ભસતા હોય, તો પણ હાથી તેને ગણકારતો નથી કુતરાઓ સામે થવાની કે પાસે આવવાની હિંમત તો કરી શકતા જ નથી, એટલે આજુબાજુમા કે પાછળના ભાગમા દૂર દૂર રહીને ભસ્યા કરે છે હાથી એ તરફ કાંઈ પણ લક્ષ્ય આપ્યા વિના ચાલ્યો જ જાય છે આ કહેવત યોજાઈ છે, માણસોને હિતશિક્ષા દેવાને માટે' સત્કાર્યમા પ્રવૃત્ત થયેલાઓએ દ્વેષી, દુર્જન કે મૂર્ખ માણસો તે બાબતમા ગમે તેમ બોલતા હોય, તો પણ તેને ગણકાર્યા વિના સત્કાર્ય કર્યે જવું આવો બોધ આપવાને માટે 'હાથી ચાલ્યો જાય અને કુતરા ભસ્યે જાય' -આવી કહેવત યોજાઈ છે એટલે હાથીનુ આચરણ પણ અદ્ભુત છે અને પ્રવર છે-એમ માનવું પડશે કોઈ પૂછશે કે-આમા અદ્ભુતતા શી? તો એનો ખુલાસો એ છે કે-

અરે, અદ્ભુતતા એ કે-એવા વખતે ભસનાર ઉપર આક્રમણ કરવાને દોડવું નહિ અને પોતાના મન ઉપર તેની કાંઈ પણ અસર થવા દેવી નહિ બાકી તો, ઉશ્કેરાઈ જવાય ને ? એની અદ્ભુતતાને સમજવી હોય, તો કલ્પના કરો કે-તમે અહીંથી નીકળીને ઘેર જાવ છો, તે વખતે હલકા માણસો તમને ગાળ દેતા દેતા તમારી આજુબાજુ અને પાછળ તમારી જોડે ચાલ્યા કરે, તો તમને ક્યા સુધી ગુસ્સો આવે નહિ ? ક્યા સુધી તમે એના તરફ લક્ષ્ય જ આપો નહિ ને ચાલ્યા કરો ? એવા વખતે સમજાય કે-કુતરા બે બાજુએ અને પાછળ ભસ્યે જ જતા હોય, છતા હાથી શાતિથી ચાલ્યો જાય, એ એનુ આચરણ અદ્ભુત પણ છે અને પ્રવર પણ છે

## માન-પાન સબંધી અને બીજા પણ અનેક આચરણો અદ્ભુત તથા પ્રવર હોય છે

જયકુજરના ચરિતને જે નાનાવિધ એવું વિશેષણ આપ્યુ છે, તેને અગે જ જયકુજરના વિવિધ આચરણોની આપણે વાત કરી રહ્યા છીએ ઉપસર્ગોના સમયે પણ પોતાના અવ્યય સ્વરૂપને જાળવવા રૂપ જયકુજરનુ આચરણ, અદ્ભુત અને પ્રવરની કોટિમા જાય એવુ હોય છે ઘોષ કરવા રૂપ જય કુજરનુ જે આચરણ, તે પણ અદ્ભુત અને પ્રવર હોય છે હાથી જે રીતિએ ખાય-પીએ છે, તે રીતિમા પણ અદ્ભુતતા અને પ્રવરના જેવી હોય છે ખાવા-પીવાના એના આચરણમા પણ અદ્ભુતતા અને પ્રવરતા હોય છે તમે જો જાણતા હો, તો હાથી ખાય છે, તે પણ એવી ઉદાર રીતિએ ખાય છે કે-જાણે ઉદાર જીવ ખાઈ રહ્યો છે પોતાને ખાવાને માટે

જે કાંઈ મૂકાયુ હોય, તે બધુ પોતે જ ખાઈ જતો નથી, પણ આજુબાજુ વેરીને એ ખાય છે એ પીએ છે પણ એવી રીતિએ, કારણ કે-પોતે પીતા પહેલા પોતાના પીવાના પાણીને સૂઢથી આજુબાજુ ઉડાડે છે! એ ખાવામા પણ ઘણું માન માગે છે ઘણા આદરને મેળવીને એ પછીજ એ ખાય છે અને એથી કહેવાય છે કે-

"लाङ्गुलचालनमधश्चरणावपातं,
भूमौ निपत्य वदनोदरदर्शनं च।
श्वा पिण्डदस्य कुरुते,
गजपुंगवस्तु चाटुशतैश्च भुङ्क्ते ॥ १ ॥"

કવિ કહે છે કે-કુતરૂ ખાય છે તે દીન બનીને ખાય છે, જ્યારે ઉત્તમ કોટિનો હાથી ગૌરવભેર ખાય છે વફાદારીનો ગુણ તો કુતરામા ય છે અને હાથીમા પણ છે, પણ કુતરાના ચરિતમા અને હાથીના ચરિતમા ઘણો મોટો, આભ-જમીન જેવો ફરક છે ટુકડો રોટલો નાખનારની પાસે જઈને કુતરૂ પોતાની પૂછડી પટપટાવે છે, પછી પગમા જઈને નીચે પડે છે અને ભૂમિ ઉપર પડીને પણ પોતાના મોઢાને અને પેટને દેખાડે છે અતિ દીન અને અતિ હીન માગણ જ આવુ કરે ને? જ્યારે ઉત્તમ હાથી તો, એને ખવડાવનાર જ્યારે સેંકડો મનામણા કરે છે ત્યારે ખાય છે હાથીનુ આ પણ એક પ્રકારનુ અદ્ભુત અને શ્રેષ્ઠ ચરિત છે નીતિશાસ્ત્ર કહે છે કે-भोजने आदर। ભોજનમા જોવાય શું? કેટલી મીઠાઈ છે, કેટલા શાક છે, કેટલી ચટણીઓ છે, કેટલા મસાલા છે, કેટલી વાનીઓ છે-એ વિગેરે ભોજનમા જોવાય નહિ, પણ આદર જોવાય જે આદરપૂર્વકનુ નહિ, તે ભોજન ચાહે તેટલુ

ઉત્તમ હોય, તો પણ ખાનારને માટે અધમ જ છે અને ખવડાવનારના આદરવાળુ જે ભોજન, તે બહુ જ સામાન્ય કોટિનુ હોય તો પણ ખાનારને માટે ઉત્તમ છે એટલે, નીતિ-શાસ્ત્રકારોના આ કથનનો અમલ, ઉત્તમ કોટિના હાથીમા જોવાને મળે છે નીતિશાસ્ત્રકારોના આ વચનનો અમલ, આજે માણસ જેવા માણસોમા પણ ઘણે અંશે નથી દેખાતો, જ્યારે હાથી હોવા છતા પણ એનામા દેખાય છે સારૂ સારૂ ખાવાની લાલચ વધી, એથી 'અનાદરથી ખાવા કરતા તો ભૂખ્યા મરવું એ સારૂં છે'–એવી વૃત્તિ નાશ પામી ગઈ કયાક જો સારૂ ખાવાનુ મળી જાય તેમ હોય, તો ગોલેયાની જેમ ઘુસી જનારાઓ પણ છે ખાવાનુ સારૂં મળે, પછી આદરને જૂએ કોણ? પણ એ કુતરા જેવી દશા છે કુતરાને મારીને કાઢયુ હોય તોય તે આવીને ખાવાને માટે ઘુસી જવાનો પ્રયત્ન કરે છે અથવા તો દીનતા બતાવે છે, જ્યારે ઉત્તમ હાથી એવું તો ન જ કરે, પણ ખવડાવનાર જ્યારે ભાઈ-બાપા કરીને ખવડાવે ત્યારે ખાય એટલે મહાવતો હાથીઓની કાઈ જેવી–તેવી ચાકરી કરતા નથી

હાથીના આ બધા આચરણો નાનાવિધ છે વળી, હાથી વાહન તરીકે પણ ઉત્તમ ગણાય છે યુદ્ધાદિકમા એ વાહન રૂપે જયનું સાધન બને છે અને શેષ કાળમા એ વાહન તરીકે શોભાનુ સાધન બને છે જયકુજર અગે તો આ વાત નિશ્ચિત જ આવા બધા આચરિતો અદ્‌ભુત અને શ્રેષ્ઠ નથી? છે જ, કારણ કે–જે આચરિતો જોવાને માણસમા મળવા મુશ્કેલ બને, તે આચરિતો જયકુજરમા તે પશુ હોવા છતા ય જોવાને મળે, ત્યારે તેના એ આચરિનો અદ્‌ભુત ગણાય, એમા નવાઈ

જ નથી વળી, એ આચરિતો એવા છે, કે જેનુ માણસોએ પણ અનુકરણ કરવુ જોઈએ, એટલે એને 'પ્રવર' કહેવા, એ પણ યુક્તિસગત છે આ રીતિએ જોતા, નક્કી થયુ કે-કોઈ પણ, એટલે કે-હરેકે હરેક જયકુંજર નાનાવિધ, અદ્દભુત અને પ્રવર ચરિતવાળો હોય છે

આચરણ જડનુ પણ હોઈ શકે

આપણે હવે, આ નવમુ વિશેષણ શ્રી ભગવતીજી સૂત્રને અગે કેવી રીતિએ ઘટે છે, એનો વિચાર કરીએ જેનું ચરિત નાનાવિધ, અદ્દભુત અને પ્રવર છે-એવું આ શ્રી ભગવતીજી સૂત્ર છે, એમ ટીકાકાર મહર્ષિ આ નવમા વિશેષણ દ્વારા ફરમાવે છે આ વિશેષણમા ચરિત એ મુખ્ય વસ્તુ છે ચરિત એટલે આચરણ શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ હોઈ શકે કે નહિ અને હોઈ શકે તો તે કયું હોઈ શકે, તેનો નિર્ણય પહેલો કરી લેવો જોઈએ શ્રી ભગવતીજી સૂત્રના આચરણ બાબતી આપણે જો વ્યાજબી નિર્ણય કરી શકીએ, તો એ આચરણ કેવા પ્રકારે નાનાવિધ છે અને શાથી તે અદ્દભુત પણ છે તથા પ્રવર પણ છે-તેનો નિર્ણય તો ઘણી જ સહેલાઈથી થઈ શકે એવો છે આથી, એક વાર એ વિચારો કે-શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ છે કે નહિ અને છે તો કયુ છે? શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ ન હોઈ શકે, એવુ કહેનારા અગર માનનાર શુ કહે? પ્રાય એ જ કે-'આચરણ તો ચેતનનુ જ હોઈ શકે, પણ જડનુ આચરણ હોઈ શકે નહિ' પરન્તુ એમ કહેવું, એ શુ બરાબર છે? આચરણ ચેતનનું જ હોઈ શકે અને જડનું ન જ હોઈ શકે?

પ્રશ્ન૦ જડનુ સ્વતન્ત્રપણે આચરણ હોઈ શકે નહિ જડનુ આચરણ ચેતનપ્રેરિત હોઈ શકે

જડનુ આચરણ ન જ હોઈ શકે, એમ કહેવાય નહિ તમે લોહચુબક વિષે તો જાણ્યુ અને સાભળ્યું હશે એ લોઢાને ખેંચી શકે છે એમ લોઢાને આકર્ષવાનુ આચરણ, એ જડ એવા લોહચુબકનુ આચરણ નથી? જડ પથરાની સાથે જડ પથરો ઘસાવાથી અગ્નિના તણખા ઝરતા પણ તમે જોયા હશે અમુક જડ ચીજ અમુકમા ભળે તો અમૃત જેવી ચીજ ઝેર રૂપ બની જાય અને ઝેર જેવી ચીજ અમૃત રૂપ બની જાય, એવુ પણ બને છે દવાની જડ ટીકડી પેટમા જતા શી શી અસરને ઉત્પન્ન કરે છે, એ પણ તમારા અનુભવની બીના છે આમ છતા પણ, તમે એમ કેમ કહી શકો કે–આચરણ તો ચેતનનુ જ હોઇ શકે અથવા ચેતનપ્રેરિત જ આચરણ હોઈ શકે, પણ જડનુ આચરણ હોઈ શકે જ નહિ? કોઈ પણ માણસ વિચારે, તો એને જરૂર લાગે કે–જડનુ આચરણ ન જ હોઈ શકે, એવું કહી શકાય નહિ

પ્રશ્ન૦ એ રીતિએ જડના આચરણને પણ માનવુ પડે, પરન્તુ જડમા હું આચરણ કરૂ–એવુ વિચારવાની શક્તિ નથી હોતી તે?

જડમા વિચારવાની શક્તિ હોય જ નહિ વિચારવાની શક્તિ તો ચેતનમા જ હોઈ શકે વિચારવાની શક્તિ ચેતનમા જ હોઈ શકે છે, છતા ચેતનો પણ એવી એવી દશાઓમા હોઇ શકે છે, કે જે દશાઓમા ચેતનોમા પણ વિચારવાની શક્તિ ન હોય આમ છતા પણ–' અમુક હું આચરૂ કે -નહિ, આ હેતુ માટે આચરૂ કે ન આચરૂ, મારે માટે આ

આચરવું એ યોગ્ય અને હિતાવહ છે કે નહિ'-એ વિગેરે વિચારણાઓ જડ ન જ કરી શકે, પણ ચેતન જ કરી શકે, એ વાત ખરી છે, પરન્તુ અહીં તો માત્ર આચરણની જ વાત છે અહીં વિચારપૂર્વકના આચરણની વાત નથી એટલે જડનુ પણ આચરણ હોઈ શકે છે, એ વાત તો તમને સમજાઈ ગઈ ને ?

પ્રશ્ન૦ જડનુ આચરણ ન જ હોય, એવું તો કહી શકાય નહિ ઉપચારથી જડનુ આચરણેય હોઈ શકે

એટલે, આ શ્રી ભગવતીજી સૂત્ર જડ હોવા છતા પણ, આ શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ હોઈ શકે, એ વાતને માનવામા વાધો રહ્યો નહિ

<u>શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાનદાન રૂપ આચરણ</u>

હવે તો, વિચાર એ કરવાનો રહ્યો કે-શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ કયુ ? જ્ઞાનદાન, એ આ શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ છે

પ્રશ્ન૦ ખરી રીતિએ તો જ્ઞાનદાન આપ આપો છો, કારણ કે-અમને તો આપના બોલવાથી જ્ઞાન થાય છે, માટે જ્ઞાનદાન એ આપનુ આચરણ થયુ, પણ જ્ઞાનદાન એ શ્રી ભગવતીજી સૂત્રનું આચરણ નહિ

તમે જો જરાક વધારે વિચાર કર્યો હોત, તો તમે આવુ કહેત નહિ તમને જ્ઞાનદાન હું આપુ છુ, પણ મને જ્ઞાનદાન તો આ શ્રી ભગવતીજી સૂત્ર આપે છે ને? મેં વાચ્યુ, એથી મને જ્ઞાન થયું, માટે હું જ્ઞાનદાન કરી શકુ છોં પણ મને જો આ સૂત્રે જ્ઞાનદાન ન કર્યું હોત, તો

તમને આ જ્ઞાનદાન કરી શકત નહિ

પ્રશ્ન૦ પુસ્તકમા જ્ઞાનદાન દેવાની શક્તિ હોતી જ નથી એમા જે લખ્યુ હોય તેને જે વાચી શકે, વાચીને અર્થને સમજી શકે, તેને પણ જો તે ઉપયોગપૂર્વક વાચે અને વિચારે તો જ્ઞાન થાય, એ વિના નહિ પુસ્તકમા જો જ્ઞાનદાન કરવાની શક્તિ હોય, તો તો સૌ કોઇને એ જ્ઞાન દેનારૂ બનવુ જોઇએ

તમે જે રીતિએ આ વાતને વિચારો છો, તે રીતિએ તો માત્ર પુસ્તકો જ નહિ, પરન્તુ શ્રી તીર્થંકર ભગવાન વિગેરે પણ જ્ઞાનદાન દેનારા નથી એમ ઠરશે બોલીને જ જ્ઞાનનુ દાન દેવાય એવુ નથી, પરન્તુ એમ માનીએ તો ય જે કાંઈ બોલાય, તેને જે ઉપયોગપૂર્વક સાભળે, જે સભળાય તેને સમજવાની જેનામા શક્તિ હોય અને જે એવો સમજુ જીવ હોય તે પણ જ્યારે સમજીને ઉપયોગપૂર્વક વિચારે ત્યારે એને એનુ જ્ઞાન થાય ને ? કોઈ અગ્રેજીમા બોલે, તો એનુ બોલા એલુ સભળાવા છતા પણ, અગ્રેજીને નહિ ભણેલાને એ નહિ સમજાય અગ્રેજી ભણેલાએ પણ જો એને ઉપયોગપૂર્વક, નહિ સાભળ્યુ હોય, તો એને એ નહિ સમજાય ઉપયોગપૂર્વક સાભળ્યુ, સમજાયુ, પણ ઉપયોગપૂર્વક વિચરાયુ નહિ, તો ય જ્ઞાન નહિ થાય એમ જે બાબતો પુસ્તક ઉપરથી જ્ઞાન થવામા જરૂરી છે, તે બાબતો જીવતો માણસ જે કાંઈ બોલે, તેના બોલેલાનુ જ્ઞાન થવામા પણ જરૂરી છે તમે કહ્યુ કે–' પુસ્તકમા જો જ્ઞાનદાનની શકિત હોય, તો સૌ કોઈને એ જ્ઞાન દેનારૂ બનવુ જોઇએ '–એ વાત પણ અસ્થાને છે શ્રી તીર્થંકર ભગવાનમા જ્ઞાનદાનની શકિત કાંઈ કમ નહોતી એમની વાણી તો અતિ

શયવન્તી છતા પાખડીઓ વિગેરેને એમની વાણી જ્ઞાનદાન કરી શકી નહિ ત્યા કહેવુ પડશે કે-એ જીવો લાયક નહિ તેમ અહીં પણ સમજી લો કે-પુસ્તક લાયકને જ્ઞાનદાન કરી શકે માત્ર જ્ઞાનદાનની શકિતની તરતમતા હોઈ શકે શ્રી તીર્થંકર ભગવાનોમા જ્ઞાનદાનની જેવી શકિત હતી, તેવી બીજાઓમા પણ હાતી નથી શ્રી મહાવીર પરમાત્માના શાસનમા થઈ ગયેલા પૂર્વપુરૂષોમા જ્ઞાનદાનની જે શકિત હતી, તે આજ્ઞામા નથી એટલે પુસ્તકની જ્ઞાનદાનની શકિતનો ઈનકાર નહિ કરતા, કહેવુ હોય તો એમ કહો કે-પુસ્તકમા જ્ઞાન દાનની શકિત ઓછી ગણાય

પ્રશ્ન૦ પુસ્તક જ્ઞાનદાન કરનારૂ બને, એ સાચુ

એ જ પુસ્તકનુ આચરણ છે પુસ્તકને હાથમા લઈને, એમા જે લખેલુ હોય તેને માણસ જો વાચી શકે, તેના અર્થને વિચારી શકે, તો એ પુસ્તકે એને એ જ્ઞાનનુ દાન કર્યું કહેવાય અચિત્ત પાણી પણ એને જે પીએ, તેના ગળાને ઠારે એમ શ્રી ભગવતીજી સૂત્રનુ આચરણ પણ છે અને તે જ્ઞાનજ્ઞાન આ વાત હજુ પણ જો તમારામાના કોઈને ન સમજાઈ હોય, તો કહો વાત લબાય તેનો વાધો નહિ, પણ તમને જ્યારે સભળાવુ છુ અને તમે સાભળો છો, ત્યારે તમને વાત સમજાવી તો જોઇએ

પ્રશ્ન૦ આ વાત હવે તો બરાબર સમજાઈ ગઈ

## કેવા પ્રકારનું જ્ઞાન આપવાથી જ્ઞાનદાન અવમ કોટિનું ગણાય?

હવે આપણે એ જેવાનુ રહે છે કે-શ્રી ભગવતીજી સૂત્રનું જે જ્ઞાનદાન રૂપ આચરણ છે, તે કેવી રીતિએ નાના-

વિધ છે તેમ જ કયા કારણે તે અદ્દભુત અને પ્રવર પણ છે દાન કેવુ છે, તેનો નિર્ણય દાનમા જે દેવાય તેના ઉપરથી પણ કરાય છે દાનમા દાતાનો ભાવ પણ જોવાય, પરન્તુ શ્રી ભગવતીજી સૂત્રની રચના માત્રને અવલબીને વિચાર કરીએ, ત્યા દાતાના ભાવનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી દાતાના ભાવની વાતને બાજૂએ રાખીએ અને દાનમા દેવાતી વસ્તુ ઉપરથી નિર્ણય કરીએ કે–દાન કેવુ છે, તો શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાનદાન નાનાવિધ, અદ્દભુત અને પ્રવર ઠર્યા વિના રહે તેમ નથી ગ્રન્થ માત્રને જ્ઞાનદાન રૂપ આચરણ હોય છે, પણ સર્વ ગ્રન્થોનુ એ આચરણ સમાન કોટિનુ હોતુ નથી કેટલાક ગ્રન્થોનુ જ્ઞાનદાન રૂપ આચરણ અધમ કોટિનુ પણ હોય છે જે જ્ઞાન અપાય, તે જ્ઞાન સ્વરૂપે જો સમ્યક્ શ્રુતપણાની ઉપમાને યોગ્ય હોય, તો જ તેવા જ્ઞાનનુ દાન એ તે ગ્રન્થનુ ઉત્તમ આચરણ છે શ્રુત, સ્વરૂપે સમ્યક્ પણ હોય છે અને મિથ્યા પણ હોય છે સમ્યક્ પણ શ્રુત, સ્વામીની અપેક્ષાએ મિથ્યા શ્રુત રૂપ બને–એ પણ શક્ય છે અને મિથ્યા પણ શ્રુત, સ્વામીની અપેક્ષાએ સમ્યક્ શ્રુત રૂપ બને–એ પણ શક્ય છે શ્રુતજ્ઞાન સ્વરૂપે સમ્યક્ કોટિનુ હોય, પરન્તુ તેને મિથ્યા દૃષ્ટિ જીવ પોતાના હૈયામા મિથ્યા રૂપે પરિણમાવે છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિ આત્મા સ્વરૂપે મિથ્યા એવા શ્રુતજ્ઞાનને પણ પોતાના હૈયામા સમ્યક રૂપે પરિણમાવનારો બને છે આપણી વાત તો એ છે કે–સામાન્ય રૂપમા જ્ઞાનના નામથી જે ઓળખાય છે, તેમા માત્ર સમ્યગ્જ્ઞાનનો જ સમાવેશ થતો નથી, પણ મિથ્યા જ્ઞાનનોય તેમા સમાવેશ થાય છે એટલે હરેક પુસ્તક, ગ્રન્થ આદિનુ જ્ઞાનદાન રૂપ આચરણ ઉત્તમ કોટિનુ

જ હોય એવું નથી જીવાજીવાદિ તત્ત્વભૂત પદાર્થોના સ્વરૂપના સબંધમા જે જ્ઞાન સત્યથી વેગળો ખ્યાલ આપે, જે જ્ઞાન વિષય-કષાયના નાગને વધારે, જે જ્ઞાન પૌદ્ગલિક પદાર્થોના યોગમા જ સાચુ સુખ બતાવે, જે જ્ઞાન પાપના માર્ગોમા પ્રવૃત્ત થવામા કલ્યાણ છે-એવા ભાવને પેદા કરે, જે જ્ઞાન કા તો કુદેવ-કુગુરૂ-કુધર્મને માનવા તરફ વાળે અથવા તો દેવ-ગુરૂ-ધર્મને માનવાની જરૂર જ નથી-એવી વિચારસરણીને પેદા કરે, જે જ્ઞાન પરલોકનો વિચાર કરવામા મૂર્ખતા બતા વીને આ લોકમા જ કેમ સુખી થવાય એની ચિન્તા પેદા કરે, જે જ્ઞાન પરલોકને માનવા દે તો ય પરલોકના હિતની સાધના કરતા પણ આ લોકની સાધનામા પહેલા મશગુલ બનવું જોઈએ એવું શીખવે, જે જ્ઞાન મોક્ષને માનવા દે નહિ અથવા માનવા દે તો ય મોક્ષને માટે જે અનુષ્ઠાનોમા રસ પેદા થવો જોઈએ તેમા રસ પેદા થવા દે નહિ અથવ જે જ્ઞાન મોક્ષને માનવા દે પણ મોક્ષના માર્ગ તરીકે હિંસા દિક પાપોવાળા માર્ગને સાચો મોક્ષમાર્ગ મનાવે અને જે જ્ઞાન ભગવાન શ્રી જિનેશ્વરદેવોના પ્રવચનમા નિર્મલ શ્રદ્ધાને પેદા કરવાને બદલે શ્રી જિનપ્રવચનમા કુશકાઓ પેદા કરાવે,-એવા પ્રકારનું જે કોઈ પણ પુસ્તકાદિનું જ્ઞાનદાન રૂપ આચરણ, એ કેવળ મિથ્યા જ્ઞાનનુ દાન હોવાથી, અધમ કોટિનું જ આચ રણ છે એવા જ્ઞાનદાનમા ગમે તેટલી નાનાવિધતા હોય અગર તો અદ્ભુતતા લાગે એવુ પણ ગમે તેટલુ તેમા હોય, તો પણ એ જ્ઞાનદાનનુ ચરિત પ્રવર કોટિમા ગણાય જ નહિ આથી જ, ટીકાકાર પરમર્ષિએ ચરિતને નાનાવિધ અને અદ્ભુત એવા બે વિશેષણો લગાડવાની સાથે, ત્રીજુ પ્રવર એવુ

વિશેષણ પણ લગાડયુ છે

## જ્ઞાની જો જીવહિંસાનો પ્રેમી હોય તો એ સાચો જ્ઞાની નથી પણ મિથ્યાજ્ઞાની છે

ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો ઉપકાર અનેક કોટિનો છે અને ભગવાન શ્રી જિનેશ્વરદેવો જ્ઞાનદાન દ્વારા જ એ અનેક કોટિના ઉપકારને કરનારા બને છે, પરન્તુ એ જ્ઞાન પ્રવર કોટિનુ હોય છે, માટે જ એ ઉપકારક ગણાય છે એ અપેક્ષાએ જ કહેવાય છે કે–'જ્ઞાનદાનના ઉપકાર જેવો બીજો કોઇ ઉપકાર નથી' કેટલાક સયોગોમા અભયદાનનુ મહત્ત્વ વધી જાય છે અને જ્ઞાનદાનનુ પણ વાસ્તવિક ફલ તો એ જ્ઞાન અભયદાનમા પરિણમે એમા જ રહેલુ છે, પરન્તુ અભયદાનનુ ય સર્જક એવુ કોઈ દાન હોય, તો તે જ્ઞાનદાન છે જ્ઞાન જેમ જીવોના અસ્તિત્વના સ્થાનોને બતાવનાર છે, તેમ જીવહિંસાથી બચવાની જરૂરને બતાવવાની સાથે, જીવહિંસાથી બચવાને માટે શુ શુ કરવુ જોઈએ–એને પણ બતાવનાર છે વળી, જીવહિંસાથી બચનારને કેવા કેવા લાભો થાય છે, એ બતાવીને ય, જીવહિંસાથી બચવાની પ્રેરણા આપનાર છે જે જ્ઞાન જીવહિંસાથી બચવાની પ્રેરણા નથી કરતું, તે જ્ઞાન સમ્યક્ કોટિનુ જ્ઞાન નથી જ્ઞાની અને જીવહિંસાનો પ્રેમી, એ બનવાજોગ વસ્તુ જ નથી ટા તો એ જ્ઞાની નહિ એટલે કે–મિથ્યાજ્ઞાની અને કા તો એ જીવદયાનો પ્રેમી, પણ જીવહિંસાનો પ્રેમી નહિ જ્ઞાનીથી જીવહિંસા થઈ જાય એ બને, જ્ઞાની જીવહિંસાને તજી શકે નહિ એમ પણ બને અને જ્ઞાની જીવહિંસાવાળા આચરણોને આચરનારો હોય એમ પણ બને,

પણ એનુ જ્ઞાન એને સદા ય ટકોર્યા કરતું હોય છે કે-'આ તું ખોટુ કરે છે, આ તૂ પાપ કરે છે' એવા જ્ઞાનીનું હૈયું જીવહિંસાનુ પ્રેમી નથી હોતું, પણ જીવરક્ષાનુ પ્રેમી હોય છે. એને હિંસા માત્રથી છૂટવાનું દિલ થયા જ કરતું હોય છે એથી, એની હિંસાની ક્રિયા રસપૂર્વકની નથી હોતી, પણ આઘાતપૂવકની હોય છે; એટલે કે-એ ક્રિયાથી પોતાને જ આઘાત થાય કે-'હું કેવો કર્મવશ છુ કે આ હિંસાને હું છોડી શકતો નથી?' 'पढम नाण, तओ दया'-એનો ભાવ શો છે? પહેલુ જ્ઞાન ને પછી દયા, પણ જ્ઞાન દયા માટે એમ તો ખરું ને? આ વાકયથી દયાની કિંમત ઘટાડી કે વધારી? આ વાકયથી દયાની કિંમત ઘટતી નથી, પણ દયાની કિંમત વધે છે આ વાકય એમ સૂચવે છે કે-દયા એ સાધ્ય છે અને જ્ઞાન એ સાધન છે કિંમત સાધ્યની વધારે ગણાય કે સાધનની વધારે ગણાય? કહો કે-સાધ્યની કિંમત વધારે ગણાય સાધનની કિંમત તો સાધ્યને અનુલક્ષીને જ છે સાધ્યની કિંમત નહિ, તો સાધનની કોઈ જ કિંમત નહિ એટલે સાચુ જ્ઞાન જ તે કહેવાય, કે જીવ માત્ર પ્રત્યે દયાભાવને પેદા કરે અને જીવ માત્રની દયાનુ પાલન થાય એવા માર્ગે પ્રવર્તમાન બનવાની પ્રેરણા કર્યા કરે આથી, કોઈ પણ સાચો જ્ઞાની કદી પણ જીવહિંસાનો પ્રેમી હોય, એ બનવાજોગ વસ્તુ જ નથી

<u>શ્રી જિનશાસન સર્વોપકારી છે</u>

ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ અભયદાતાઓ બનીને ...ા જીવોને અભયદાના

તીર્થની સ્થાપના કરી ભગવાને જે મોક્ષમાર્ગ બતાવ્યો, તે જગતના જીવો અભયના દાતા બની શકે એવો માર્ગ બતાવ્યો, એમ પણ કહી શકાય અભયદાતા બન્યા વિના, મોક્ષને પામી શકાય નહિ મોક્ષને પામવો હોય, તો અભયદાતા બનવુ જ જોઇએ જે ખરેખરો અભયદાતા બને, તે મોક્ષને પામ્યા વિના રહે જ નહિ. એ માટે મોક્ષમાર્ગ એવો છે કે-એ માર્ગે ચાલનારો, અભયદાતા ન હોય-એવુ બને જ નહિ. મોક્ષમાર્ગ જ અભયદાનમય છે આવા માર્ગનુ દાન તો, જ્ઞાનદાનથી જ થઈ શકે છે, માટે જ્ઞાનદાનની મહત્તા છે ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો અજોડ ઉપકાર શો ? જ્ઞાનદાન દીધુ એ-એમ કહીએ, તો પણ તેમા આ વાતને સમજીને જ બોલવુ પડે. ભગવાને એવુ જ્ઞાનદાન દીધુ છે કે-એ જ્ઞાનદાનને જેમણે લીધુ, પોતાનુ બનાવ્યુ, તેટલા જીવો ઉપર જ ભગવાનના જ્ઞાનદાનથી ઉપકાર થયો એમ નહિ, પરન્તુ જે જીવો પોતાની નાલાયકાતથી એ જ્ઞાનદાનને લઈ શકયા નહિ, જે જીવોએ પોતાની નાલાયકાતથી એ જ્ઞાનદાન સામે પણ પ્રહારો કર્યા, એવા જીવો ઉપર પણ ભગવાનના જ્ઞાનદાનથી ઉપકાર થયો તમને આશ્ચર્ય લાગશે તમે કદાચ કહેશો કે-'જે જીવો જ્ઞાનદાન લઈ શકયા નહિ તેમના ઉપર વળી ભગવાનના જ્ઞાનદાનથી ઉપકાર શો ? અને તેમા ય, એ જ્ઞાનદાન સામે પ્રહારો કરનારા જે જીવો, તેમના ઉપર તો ઉપકાર થયાનુ સભવે જ કેમ ? એવાઓ તો સસારમા રૂલે !' આ વાતેય કાઢી નાખવા જેવી નથી ભગવાનના જ્ઞાનદાનના ઉપકારને જેઓ અભવ્યતા, બહુલકર્મિતા, સામગ્રીના યોગનો અભાવ —એ વિગેરે કારણોએ પણ ગ્રહણ-કરી શકયા નહિ, તેઓનો

સંસાર તો ઉભો ને ઉભો જ રહ્યો અને જ્ઞાનદાન સામે પ્રહારો કરનારાઓએ તો, સંસારમાં દુર્ગતિઓમાં રઝળાવનાર ભારે કર્મોને ઉપાર્જ્યા-એ વાત તો બરાબર છે, પરન્તુ એ બધા જીવો પણ, ભગવાનના ઉપદેશથી જીવદયાપ્રેમી બનેલા જીવોની જીવદયાની લાગણીને તો પામી શક્યા ને ? જે જીવોએ ભગવાનના જ્ઞાનદાનને ગ્રહણ કર્યું, તે જીવો તો સારા ય જગતના જીવો પ્રત્યે હિતકામનાવાળા બન્યા જ વળી જે જીવો ભગવાનના જ્ઞાનદાનના પ્રતાપે અભયદાતા બન્યા, તે જીવો તરફનો ભય તો, જગતના જીવોને ટળી જ ગયો એટલે ભગવાનના જ્ઞાનદાનથી, ભગવાનના જ્ઞાનદાનને નહિ ગ્રહણ કરનારા જીવો ઉપર પણ, ઉપકાર તો થયો જ છે ભગવાનમાં જ્ઞાનદાનની, આ જેવી-તેવી મહત્તા છે ? જે જ્ઞાન પરિણામે દયાના ભાવમાં જ અને દયાના પાલનમાં જ પરિણમે, એ જ સાચું જ્ઞાન છે અને એવા જ્ઞાનના મૂળભૂત દાતા ભગવાન શ્રી જિનેશ્વરદેવો છે જીવો સ્વ-પરની દયાથી શાશ્વત અને એકાન્તે સુખમય એવા મોક્ષને પામે, એ માટે જ મોક્ષમાર્ગનો ઉપદેશ છે અને મોક્ષમાર્ગની સ્થાપના છે આથી જ, આ શ્રી જિનશાસન માત્ર આરાધકોને જ ઉપકારી છે-એમ નહિ, પરન્તુ આ શ્રી જિનશાસન સર્વોપકારી છે

## બધાં જ્ઞાનદાન પ્રશંસનીય નહિ

આપણે આ વાત શા માટે કરી રહ્યા છીએ ? સઘળા ય ગ્રન્થાદિનું આચરણ જ્ઞાનદાન છે જે કોઇ જે પુસ્તકને વાંચે, તેને વાચતાં ને [illegible] આવડે, તો તેને એ પ્રકારનું [illegible] થાય [illegible] ? એમેય [illegible]

પણ અત્યારે તો એ વાત છે કે-એ પુસ્તક કેવા પ્રકારન
જ્ઞાનદાનને કરનારૂ કહેવાય ? એમા જો મિથ્યાજ્ઞાન ભરેલ
હોય, તો એ મિથ્યા જ્ઞાનનુ દાન કરનારૂં કહેવાય આથી
સઘળા ય પુસ્તકોનુ જ્ઞાનદાન રૂપ જે આચરણ છે, તે પ્રશસની
નથી હોતું આ અપેક્ષાએ, જ્ઞાનદાન રૂપ આચરણ પણ નિન
કોટિનું ય હોઈ શકે છે એટલે આ નવમા વિશેષણમા આચ
રણના જે ત્રણ વિશેષણો છે, તેમા સૌથી અગત્યનુ વિશેષ
પ્રવર છે કોઇ પણ ચેતનનુ આચરણ કે જડનુ આચરણ,
નાનાવિધ હોય એટલા માત્રથી કિંમતી નથી, તે અદ્ભુત લા
એટલા માત્રથી ય કિંમતી નથી, પરન્તુ તે પ્રવર હોય તો
કિંમતી છે પ્રવર આચરણ પ્રશસનીય છે અને એથી
આચરણ જો નાનાવિધ તથા અદ્ભુત હોય, તો વિશેષ પ્રશમા
પાત્ર બને છે; પરન્તુ જે આચરણ અધમ હોય, તે આચર
ગમે તેટલુ નાનાવિધ હોય અને અદ્ભુત લાગે તેવુ હો
તો પણ તે પ્રશસનીય નથી, પ્રશસનીય તો નથી જ, પર
એ નિન્દ્ય કોટિનુ છે આ વાતનો તમને ખ્યાલ આવે,
માટે જ આટલી વાત કરી આથી, તમે જ્ઞાનદાનના આચર
માત્રથી નહિ મુઝાતા, તે પ્રવર છે કે નહિ-તે જોવાને પ્રેરાશે

**શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાનદાન રૂપ આચરણ નાનાવિધેય**
**અદ્ભુતેય છે ને પ્રવરેય છે**

શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાનદાન રૂપ આચરણ
નાનાવિધ પણ છે, અદ્ભુત પણ છે અને પ્રવર પણ છે
ભગવતીજી સૂત્રમા ભિન્ન ભિન્ન વિષયોની છણાવટ છે, એ
શ્રી ભગવતીજી સૂત્રથી જે જ્ઞાન મળે છે, તે વિવિધ પ્રકા

મળે છે વળી શ્રી ભગવતીજી સૂત્ર વિવિધ એવા પ્રશ્નો અને તેના ઉત્તરોવાળુ છે, એટલે પણ આ શ્રી ભગવતીજી સૂત્રનું જ્ઞાનદાન રૂપ આચરણ વિવિધતામય છે, અનેક પ્રકારનુ છે, -એમ કહી શકાય શ્રી ભગવતીજી સૂત્રનુ જ્ઞાનદાન રૂપ આચરણ અદ્ભુત પણ છે, કારણ કે-આ સૂત્રને વાચનારને અને સાભળનારને આશ્ચર્ય ઉપજાવે એવી ઘણી બાબતો આ શ્રી ભગવતીજી સૂત્રમા ભરેલી છે વસ્તુસ્વરૂપનુ વર્ણન અને એને સિદ્ધ કરનારા હેતુઓ, ભલભલા બુદ્ધિશાલિઓને પણ આશ્ચર્યમા ગરકાવ બનાવી દે તેમ છે ત્રીજુ વિશેષ જે પ્રવર, તે તો છે જ કારણ કે-આ શ્રી ભગવતીજી સૂત્રનુ મૂળ ભગવાન શ્રી મહાવીર પરમાત્મા છે ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ અર્થથી પ્રરૂપેલુ અને પાચમા ગણધરભગવાન શ્રી સુધર્મા સ્વામીજીએ સૂત્ર રૂપે ગુથેલુ આ સૂત્ર હોઈને, આ સૂત્ર જે જ્ઞાનદાન કરે, તે પ્રવર કોટિનુ જ હોય, એમા કાંઈ તમને બહુ સમજાવવાની જરૂર પડે તેમ નથી આપણે પહેલા વિચારી આવ્યા તેમ, આ શ્રી ભગવતીજી સૂત્ર પણ સરવાળે તો અભયદાતા જ બનાવનારૂં છે હેય, જ્ઞેય ને ઉપાદેય ત્રણેય પ્રકારના પદાર્થોના સ્વરૂપનુ વર્ણન આમા છે, પરન્તુ એ બધુ વર્ણન એટલા જ માટે છે કે-આ વર્ણનને જાણીને જીવ અભયદાતા બને અને અભયદાતા બનવા દ્વારાએ પોતે સર્વ પ્રકારની અભયતાને પામે

શ્રી ભગવતીજી સૂત્રમાની ભક્તિ-સ્થાપના

નાનાવિધ, અદ્ભુત અને પ્રવર જ્ઞાનનુ દાન માટે, આ શ્રી સૂત્રમા સખ્યાબધ ચ

પણ છે આ શ્રી ભગવતીજી સૂત્રમા જેટલી કથાઓ છે, તે બધી ય ચરિતકથાઓ જરૂર છે, પરન્તુ તેથી તે દરેક કથા નાનાવિધ, અદ્ભુત અને પ્રવર છે-એવું નથી ચરિતકથા એટલે જે આચરાએલુ છે, એની કથા, એ કલ્પિતકથા નહિ કથાઓ કલ્પિત પણ હોઈ શકે છે જેમ ગૂજરાતી ચોપડી ઓમા પશુઓની સભાની કથા આવે છે એક પશુએ કહ્યુ કે-મારામા અમુક ગુણ છે અને હુ જનતાની અમુક અમુક પ્રકારે સેવા કરૂ છુ, જ્યારે બીજા પશુએ પણ કહ્યુ કે-મારો અમુક ગુણ છે, હુ અમુક પ્રકારે જનસેવા કરૂ છુ અને તેમ છતા પણ લોકો મારા પ્રત્યે અમુક પ્રકારનો વર્તાવ રાખે છે પશુઓની સભા, એ કલ્પનાની વસ્તુ છે, માટે એ કથા હોવા છતા પણ ચરિતકથા નથી, પરન્તુ કલ્પિતકથા છે એવી વાત અગ્રેજી ચોપડીમા પણ આવે છે સૂર્ય અને પવન વચ્ચે હોંશાર્તોશી થઈ અને ' રસ્તે ચાલનાર માણુસના કપડા જે ઉતરાવી નાખે તે જીતે '-એવુ નક્કી થયુ પછી સૂર્યે ખૂબ ખૂબ તપવા માડ્યુ સૂર્ય એટલો બધો તપવા માડ્યો કે-પેલો મુસાફર પોતાના અગ ઉપગના વસ્ત્રને સહી શકયો નહિ એણે એક પછી એક-એમ પોતાના બધા ય કપડાને ઉતારી નાખ્યા પછી પવનનો વારો આવ્યો પવન જેમ જેમ જોર કરવા લાગ્યો, તેમ તેમ એ મુસાફરને ઠડી લાગવા માડી અને તેણે ઉપરાઉપરી કપડા પહેરવા માડ્યા. આવી પવન-સૂર્યની હરીફાઈની કથા જેવી અથવા તો પશુઓની સભાની કથા જેવી જે કથાઓ, તે બધી કલ્પિત કથાઓ કહેવાય છે બનેલા બનાવવાળી, આચરણવાળી અથવા તો આચરણની કથા, તે ચરિતકથા કહેવાય છે જીવનચરિત્ર રૂપ અથવા

તો માનવી આદિના બનેલા બનાવના વૃત્તાન્ત રૂપ જે કથા, એવા પ્રકારની સઘળી ય કથાઓને ચરિતકથાઓ કહેવાય છે ઉપદેશ માટે કલ્પિત અથવા તો ઘટાવેલી કથાઓ ન જ કહેવાય-એવુ નથી, પરન્તુ શ્રી ભગવતીજી સૂત્રમા જે કથાઓ કહેવાએલી છે, તે બનેલા બનાવોની કથાઓ છે સારા માણસના આચરણો આદિની કથાને ય ચરિતકથા કહેવાય અને ખરાબ માણસના આચરણો આદિની કથાને ય ચરિતકથા કહેવાય આ બન્ને ય પ્રકારની કથાઓ શ્રી ભગવતીજી સૂત્રમા છે શ્રી સ્કદકજી વિગેરેની જીવનકથા પણ છે અને જમાલિ વિગેરેની જીવનકથા પણ છે એ બધી કથાઓમા નાનાવિધ પણુ તો હજુ મનાય, પરન્તુ એ બધી કથાઓમા અદ્ભુતતા અને પ્રવરતા છે-એમ તો મનાય જ નહિ. આમ છતા પણ, શ્રી ભગવતીજી સૂત્રમા આવતી સર્વ ચરિતકથાઓને અગે પણ, નવમા વિશેષણનો આપણે જે અર્થ લીધો છે અને એ જ અર્થ લેવો વ્યાજબી છે, તે અર્થના સબધે એમ કહી શકાય કે-તે નાનાવિધ, અદ્ભુત અને પ્રવર જ્ઞાનની દાતા છે શ્રી ભગવતીજી સૂત્રમા આવતી સઘળી ય કથાઓ પણ સમ્યગ્જ્ઞાનનુ જ દાન કરનારી છે આ ચરિતકથાઓ દ્વારા પણ શ્રી ભગવતીજી સૂત્ર જે જ્ઞાનદાન કરે છે, તે નાનાવિધ પણ હોય છે, અદ્ભુત પણ હોય છે અને પ્રવર પણ હોય છે

## 'કુપાત્રે પડેલી વિદ્યા નાશક નિવડે છે'-એવી કહેવતને ચરિતાર્થ કરનારી વિમરી દષ્ટિ

શ્રી ભગવતીજી સૂત્રમા આલેખાએલા ચરિત્રો વૈરાગ્ય ઉત્પન્ન કરાવનારા, મોક્ષ રૂપી મહેલમા પહોચાડનારા હોવાથી,

પ્રવર કોટિનુ જ્ઞાનદાન કરનારા છે દરેક ચરિત્રમા ભિન્ન ભિન્ન પ્રસગો આવતા હોવાથી, આ સૂત્રનુ જ્ઞાનદાન નાના વિધ વિશેષણને સાર્થક કરે છે અને દરેક ચરિત્રમાથી, જે તારવણી કાઢવામા આવે છે તે અદ્ભુત કોટિની હોવાથી, આ સૂત્રનુ જ્ઞાનદાન અદ્ભુત વિશેષણને સાર્થક કરે છે આમ છતા પણ, આ જ્ઞાનદાન સર્વને સારી અને સરખી અસર કરનારૂ નિવડે છે—એવુ નથી એટલા માટે તો, આપણે વિચારી આવ્યા કે—સમ્યક્ સ્વરૂપવાળુ પણ શ્રુત, મિથ્યાદૃષ્ટિ આત્મામા મિથ્યા સ્વરૂપે પરિણામ પામે છે સારા પણ જ્ઞાનથી સારી અસર કે માઠી અસર થવાની તો જીવ ઉપર ને? જીવ કુપાત્ર હોય, ત્યા શુ થાય? દુનિયામા ય કહેવાય છે કે–'કુપાત્રે **પડેલી વિદ્યા નાશક નિવડે છે'**

જેમ કે–આ શ્રી ભગવતીજી સૂત્રમા અન્ય ચરિતોની માફક જમાલિનુ ચરિત પણ આવે છે એમા જણાવવામા આવ્યુ છે કે–જમાલિને માટેના માત્ર એક ઓઘાની–રજોહરણની કિંમત એક લાખ રૂપીઆ આપવામા આવી વાત અદ્ભુત–આશ્ચર્યકારક છે ને? પણ આ વાત જાણવામા આવતા, જેવો જે માણસ હોય, તેને તેવો વિચાર આવે

સારા માણસને, શ્રદ્ધાળુ જનને વિચાર આવે કે–'ચરિત્રનો, સયમનો કેવો અદ્ભુત પ્રેમ?' જેને સમ્યક્ સમજ ન હોય, તેને એ જ વાત ગપ્પા જેવી લાગે જ્યા સાચો પ્રેમ હોય, ત્યા શુ શું સભવે છે, તેની એને કલ્પના ન આવે, કેમ કે–સયમ ઉપર જ પ્રીતિ નથી પછી એવાઓ જૈન સાહિત્યમા વિકાર થઈ ગયો છે, એવી વાતો પણ કરે વસ્તુત વિકાર પોતાની બુદ્ધિમા, પોતાની દૃષ્ટિમા છે પોતાના જ

દષ્ટિવિકારને લઇને સાચી પણ વાત ખોટી ભાસે છે સાચી પણ વાત ખોટી ભાસે છે-એટલુ જ નહિ, પણ સાચી વાત કહેનારાઓ પ્રત્યે પણ દુર્ભાવ પેદા થાય છે એથી જ, એવાઓ પોતાના વિકારનો આરોપ, જૈન સાહિત્યના લેખકો આદિ ઉપર ઢોળવાનો પ્રયાસ કરે છે

અજ્ઞાન અને ભદ્રિક માણસોને ભમાવવાને માટે, એવાઓ આવી વાતોને એવા રૂપમા રજૂ કરે છે કે-'શું એ ઓઘામા રત્નો જડ્યા હતા? ઉનની તે આ કિંમત હોતી હશે? છે કાઈ પ્રશસા કરવાની મર્યાદા?'

પણ તેઓ તાત્ત્વિક દષ્ટિએ વિચાર જ કરતા નથી જ્યારે પ્રેમ ઉછાળો મારે છે, એકદમ વેગબધ ઉછાળો મારે છે, ત્યારે ચીજની કિંમત અપાતી નથી, પણ ચીજની કિંમતના મિષે પોતાના આન્તરિક ભાવને દાનનું રૂપક અપાય છે રાજા આદિએ પુત્રજન્મની વધામણી લાવનારાઓને કેવા કેવા દાનો આપ્યા છે, એ વાચ્યુ છે? શત્રુ ઉપર જય મેળવી આવનારને તો ઠીક, પણ જય મળ્યાના સમાચાર પહેલા લાવનારને ય રાજાઓ નવાજી દેતા ત્યા હૈયાના આનન્દનો જે ભાવ, તેનુ જોર છે એમ ભગવાન પધાર્યાના અને ગુરૂ મહારાજ પધાર્યાના સમાચારો લાવનારાઓને ભારે ભારે ઈનામો અપાયાના દાખલાઓ ઇતિહાસને પાને ટકાએલા છે

આજે તો ઉદારતા ઘણે અશે મરી પરવારી છે, એટલે ઉદારના ઉદાર વર્તનના મર્મનો ઝટ ખ્યાલ આવે નહિ-એ બનવાજોગ છે, અને તેમા ય જે મહા કૃપણ હોય, તેને તો ઉદારની ઉદારતાની વાતો ગપ્પા જેવી જ લાગે

એવી ચીજ છે કે-એ લખતિ માણસ।

શું આપી દે, તે કહેવાય નહિ તમને શું સમજાવવું ? નામચીન નટીના એકાદ વારના સહવાસને માટે પણ વિષયલોલુપ શ્રીમંતો કેટલું ધન ખર્ચી નાખે છે ? ત્યા એની કિંમત ગણાય છે કે વિષયવૃત્તિના રાગના પાગલપણાથી એ બને છે ? તેમ અહીં પણ સંયમનો પ્રેમ છે

જમાલિ માટેના ઓઘામા રત્નો જડ્યા નહોતા, એ વાત ખરી છે, માત્ર ઉનનું મૂલ્ય આપવાનું હોય, તો એક ઓઘાનું મૂલ્ય એટલું હોઈ જ શકે નહિ, એમા પણ બે મત નથી, પણ એટલું મૂલ્ય દઈ દેવા પાછળ હૈયાના ભાવની મહત્તા રહેલી છે પણ એ મહત્તા સમજાય તો ને ?

એક રૂપાળી રંગીલી બાયડીના મોહમા અમુકે રાજપાટ છોડ્યું, અમુકે અમુકનું ખૂન કરી નાખ્યું, અમુક તારાજ થઈ ગયો, એવી બધી વાતોને માનનારાઓ, માત્ર માનનારાઓ જ નહિ, પણ અવસરે એની મહત્તાને વર્ણવનારાઓ, આ ઓઘાના મૂલ્ય તરીકે અપાએલી રકમને ગપ્પા કહેવા તૈયાર થાય છે જમાલિની દીક્ષા વખતે જમાલિની હજામત કરનારા હજામને પણ લાખ રૂપીઆ અપાયા હતા શુ એ હજામતની કિંમત છે ? બાળકના વાળ પહેલવહેલા ઉતરાવનારા મા-બાપો કેટલીક વાર હજામને સવા રૂપીઓ, સવા પાચ રૂપીઆ, કપડા, ગોળ વિગેરે આપે છે, તે હજામતની કિંમત છે કે બાળક ઉપરના રાગથી એ બધું અપાય છે ? માટે જરા સમજો વિવેકી બનીને વિચાર કરતા શીખો.

'મારો પુત્ર સંયમ લે છે'-એનો ઉલ્લાસ એવો હતો કે-જમાલિના પિતાએ મૃત્યના નામે પણ અદ્ભુત ગણાય તેવા દાનો દીધા છે

## મુનિવેષની મહત્તા

એમને મન સયમના સાધનો પણ બહુ કિંમતી હતા કેમ ? સયમ અતિશય કિંમતી લાગતું હતું માટે ! જેને સાધ્ય કિંમતી લાગે, તેને સાધનો કિંમતી લાગે જ સાધ્ય અગે જ સાધનોની કિંમત છે, પણ સાધ્ય અગેય સાધનોની કિંમત તો ખરી ને ? ગૃહસ્થવેષમા રહેલાઓ પણ કોઈ કોઈ વાર ભાવના ભાવતા ધ્યાનારૂઢ બની ગયા અને ક્ષપકશ્રેણિ માડીને કેવલજ્ઞાની બન્યા, એવા પણ પ્રસગો તમે સાભળ્યા છે ને ? એ રીતિએ કેવલજ્ઞાનને પામી ગયેલાઓ પણ, જો આયુષ્ય બાકી હોય અને વિચરવાનુ હોય, તો તરત જ મુનિવેષને સ્વીકારે છે, એ જાણો છો ? કેવલજ્ઞાન તો થઈ ગયુ છે, તેજ ભવમા મુક્તિએ જવાના–એ નિશ્ચિત છે, એમને કોઈ સયોગ સતાવે ને ભૂલવે એ બનવાજોગ નથી જ, એમ છતા ય કૃતકૃત્ય બની ગયેલા એવા કેવલજ્ઞાનિઓ પણ મુનિવેષને સ્વીકારે છે ! ગૃહસ્થવેષને તજી દઈને, મુનિવેષને સ્વીકારે છે મુનિવેષની આ પણ મહત્તા છે મુનિવેષ સયમના પાલનમા સહાયક બને છે સયમના પાલનમા સહાયક બને છે–એટલુ જ નહિ, પણ ભાન ભૂલનારને ભાનમા આવવામા પણ મુનિવેષ નિમિત્ત બને છે ભાવથી સયમ લેનારને માટે અને ભાવની દૃષ્ટિવાળાને માટે, મુનિવેષ પણ ઘણો ઉપકારક નિવડે છે ભાવથી જ બેડો પાર છે, માટે ભાવ તરફ જ લક્ષ્ય હોવું જોઈએ–એની ના નથી, પરન્તુ અમુક દ્રવ્યેય ભાવનું કારણ બને છે ભાવના લક્ષ્યવાળો શ્રી જિનમદિરમા જાય, તો ભગવાનના બિમ્બના દર્શનના યોગે એના ભાવમા અદ્ભુત અભિવૃદ્ધિ

થવા પામે એમા કોઈ વાર, કોઈ નિમિત્તવશ, કોઈક જીવ બીજા ધ્યાને-દુર્ધ્યાને ચઢી જાય-એમેય બને, પણ જ્યા પાછી નજર ભગવાન ઉપર જાય, એટલે એનો ભાવ પલટાઈ જાય કદાચ વધારે શુદ્ધ પણ બને, કારણ કે-ભાવનુ લક્ષ્ય છે, એટલે આવી જવા પામેલો દુર્ભાવ એને એવો સતાપે કે-એ શુભ ભાવમા વધારે મગ્ન બની જાય એમ સાધુવેષ પણ, ભાવના લક્ષ્યવાળાને માટે પરમ ઉપકારક બને છે, સયમના ભાવથી પતિત થઈ ગયેલાને સયમના ભાવમા સુસ્થિર બનાવી દે છે

## શ્રી પ્રસન્નચન્દ્ર કાચા વૈરાગ્યે દીક્ષા નહોતી લીધી

ગજર્ષિ પ્રસન્નચન્દ્ર નિમિત્તવશ દુર્ધ્યાને ચઢી ગયા દુર્ધ્યાને એવા ચઢી ગયા કે-જો એ વખતે એ મરે, તો મરે મુનિવેષમા અને જાય સાતમી નરકે ! એને બદલે, ભાવમા પલટો આવ્યો ને એમણે અન્તર્મુહૂર્ત્તમા તો કેવલજ્ઞાન ઉપાર્જ્યું એ ભાવનો પલટો આવવામા, નિમિત્ત મુનિવેષ બન્યો હતો એ કાઇ સામાન્ય કોટિના નહોતા, છતા પણ એ પ્રસગવશ એવા દુર્ધ્યાને ચઢી ગયા, તો બીજાઓને માટે તો પૂછવાનુ જ શુ હોય ? તમને કદાચ એમ લાગતુ હશે કે-એમણે કાચા વૈરાગ્યે દીક્ષા લઇ લીધી હશે અને એથી વૈરાગ્ય ભાગી જતા તેઓ દુર્ધ્યાને ચઢી ગયા હશે, પણ એવુ નથી એ પુણ્યપુરૂષ મહા વિરાગી હતા એમનો વૈરાગ્ય કાચો નહોતો, તેમ દુ ખ-ગર્ભિત પણ નહોતો એમનો વૈરાગ્ય જ્ઞાનપૂર્વકનો હતો, ખૂબ જ ’ઢ હતો અને એથી જ એ મહાપુરૂષે, પોતે એક મહા રાજ્યના માલિક હોવા છતા પણ, એ મહા રાજ્યનો તૃણવત્ ત્યાગ કરી

દીધો એમણે મહા રાજ્યનો ત્યાગ તો કર્યો હતો, પરન્તુ પોતાના કુટુંબનોય એમણે કેવી રીતિએ ત્યાગ કર્યો હતો, એ જાણો છો ? એમને માત્ર એક જ પુત્ર હતો એકનો એક પુત્ર બાલ્યાવસ્થાવાળો હોવા છતા પણ, સ્થિર વૈરાગ્યવાળા શ્રી પ્રસન્નચન્દ્ર રાજાએ, એ પુત્રને રાજગાદી ઉપર સ્થાપન કરી દીધો અને પોતે ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે દીક્ષા લઇ લીધી

શ્રી પ્રસન્નચન્દ્રના માતા-પિતા

આ શું સામાન્ય બાબત છે ? આ બાબત આમ તો સામાન્ય નથી જ, પરન્તુ શ્રી પ્રસન્નચન્દ્રને માટે તો એ પગપૂર્વથી ચાલી આવતી હોય એવી બાબત હતી એમના પિતા પણ, શ્રી પ્રસન્નચન્દ્રને દૂધપીતી અવસ્થામા જ રાજ-ગાદી ઉપર સ્થાપીને, સગર્ભા એવી પણ પોતાની પત્ની સહિત તાપસ બની ગયા હતા

એમનુ નામ સોમચન્દ્ર હતું જગતના જીવોને, સસારના રસીયાઓને નહિ જેવી લાગે, ઘણી સામાન્ય લાગે–એવી એક બાબત જ, સોમચન્દ્રના રાજત્યાગમા નિમિત્તભૂત બની હતી

સોમચન્દ્ર રાજાની ધારિણી નામની પત્ની, એક વાર જ્યારે રાજમહેલના ગવાક્ષમા બેઠેલા પોતાના પતિના માથાના વાળોને સાફ કરતી હતી, તે વખતે તેણીએ રાજાને કહ્યું કે– ‘સ્વામીનાથ! દૂત આવ્યો ’

રાજાઓને મન દૂતનુ આગમન, એ ઘણી મોટી આશ-કાને પેદા કરનાર બને છે એક રાજા ઉપર બીજા રાજા તરફનો સદેશો ,લઇને-આવનાર માણસને દૂત તરીકે ઓળખાય છે.

બીજા રાજાનો સંદેશો, માટે ભાગે યુદ્ધની આગાહી રૂપ ગણાય આથી, રાણીએ જેવું કહ્યુ કે-' દૂત આવ્યો' એટલે રાજા સોમચન્દ્ર ચારેય તરફ જોવા લાગ્યા

'દૂત આવે તો ય રાજસભામા આવે, એને બદલે છેક અન્ત પુરના ઉંહાણ સુધી પહોચી જનાર દૂત કયો? શું હશે?' –આવો વિચાર પણ આવે ને? રાજાએ બરાબર બધી દિશા ઓનુ અવલોકન કરી લીધુ, પણ ક્યા ય રાણી સિવાય કોઈ દેખાયુ નહિ, એટલે રાજાએ રાણીને પૂછ્યુ કે-' દૂત મને કેમ દેખાતો નથી?'

મનમા ખાત્રી છે કે-રાણી ખોટું કહે નહિ અને પોતે બધે જોયુ તે છતા ય કયા ય દૂત દેખાયો નહિ, એટલે રાણીને પૂછ્યુ.

રાણીએ તરત જ રાજા સોમચન્દ્રના માથામાનો જે એક ધોળો વાળ હતો, તેને ઉખેડી નાખ્યો અને તે વાળને રાજાના હાથમા મૂકતા કહ્યુ કે-' આ કેશરાજ ધર્મરાજાનો દૂત છે, માટે ભય પમાડનાર નથી, પણ આનદ પમાડનાર છે'

રાજા સોમચન્દ્ર તો, પોતાના હાથમા મૂકાએલા પોતાના માથાના ધોળા વાળને જોઈ જ રહ્યા જેમ જેમ રાજા એ વાળને જોતા ગયા, તેમ તેમ તેમના ચહેરા ઉપર વધુ ને વધુ વેદના જણાવા લાગી તેમનુ રાજમુખ મ્લાન-ફીક્કુ પડી ગયુ

આથી રાજાને પુન આનન્દમા લાવવાને માટે, રાણી ધારિણીએ રાજાને કહ્યુ કે-' દેવ! વૃદ્ધાવસ્થાના આગમનથી આપને શરમ આવે છે? એક ધોળા વાળ માત્રને જોઇને જો આપનુ મન આટલુ બધુ ખિન્ન થઈ જતુ હોય, તો હું પટહ કુ કરાવું અને ' કોઈ પણ આપના વૃદ્ધપણાની

વાત કરે નહિ '-એવી નિષેધ આના જાહેર કરું !'

રાજા સોમચન્દ્ર કહે છે કે-' દેવી ! એમ નથી આ એક ધોળા વાળ માત્રને જોવાથી મને શરમ ઉપજી છે અને એથી જ હુ ખેદ પામ્યો છુ-એવું નથી મારા મનમા ખેદ ઉત્પન્ન થવાનું કારણ તો એ છે કે-' મારા પૂર્વજોએ, પોતાના માથામા ધોળો વાળ જોવાને મળે તે પહેલા જ, રાજ્યાદિકનો ત્યાગ કરીને વ્રત ગ્રહણ કર્યું છે એ પૂર્વજોનો પુત્ર હું, એમના પથે નહિ ચાલતા, ધોળો વાળ આવ્યો ત્યા સુધી વિષયભોગમા જ આસક્ત બની રહ્યો છુ ' મારા દુ ખનુ ખરૂ કારણ તો આ છે આમ છતા ય, કાઈ વાંધો નહિ હવે હું તરત જ વ્રતને ગ્રહણ કરૂં, પણ આપણો પુત્ર હજુ દુધપીતો છે એને રાજગાદી ઉપર કેમ જ સ્થાપિત કરી શકાય ?' આ પ્રમાણે કહીને, જરા થોભીને, રાજા સોમચન્દ્ર પોતે જ કહે છે કે-' જ્યારે મારી ઇચ્છા વ્રત લેવાની જ છે, તો પછી મારે રાજ્યથી પણ શું પ્રયોજન છે અને પુત્રથી પણ શું પ્રયોજન છે ? હું તો વ્રતને જ ગ્રહણ કરીશ અને તૂ તારા પુત્રને મોટો કરજે '

એ વખતે રાણી ધારિણી કહે છે કે-' નાથ ! તમારા વિના તો, હું પણ અહીં નહિ રહું સતીઓ તો સર્વ સયોગોમા પતિના માર્ગને જ અનુસરનારી હોય છે માટે આપ બાળક એવા પણ પુત્રનું રાજ્યારોહણ કરી લો હું તો, આપના શરીરની છાયા જેમ આપની સાથે જ રહે છે, તેમ આપની સાથે જ રહીશ અને વનમા પણ આપની જ સેવા કર્યા કરીશ જગલમા ઉપજેલા વૃક્ષોની સારસભાળ લેનાર કોઈ હોતું નથી, તેમ છતા પણ, એ વૃક્ષો જેમ ઉછરે છે ને મોટા થાય છે, તેમ આપણો પુત્ર પણ અહીં-પોતાના કર્મોથી જ વૃદ્ધિને પામશે

આપ જાવ, તે પછી મારે તેનું પ્રયોજન જ શું છે ??

## પિતાના સસ્કારો

શ્રી પ્રસન્નચન્દ્ર, આવા માતા-પિતાના પુત્ર હતા રાજા-રાણી બન્ને ય કેટલા ઉત્તમ સન્કારોવાળા છે ? માથામા હજુ તો માત્ર એક જ ધોળો વાળ આવ્યો છે, છતા પણ એને જોઈને કપી ઉઠે-એવુ રાજાનુ હૈયુ છે 'પોતાના પૂર્વજોના કરતા પોતે વધારે વિષયાસક્ત નિવડ્યો '-એવો વિચાર આવે અને એ વિચાર મનમા ભારે દુ ખને પેદા કરી દે, એ જેવા-તેવા સસ્કારો છે ? રાજાનો એ વિચાર પણ પાછો સ્મશાન વૈરાગ્ય જેવો નથી મુડદાને બાળી આવ્યા, એટલે પાછા હતા તેના તે, પછી મરણ આપણું પણ આવવાનુ છે, એને જાણે ભૂલી જ જાય, એમાના આ નહોતા આ તો હૈયે વૈરાગ્ય પેદા થયો એટલે ઝટ ત્યાગ કરવાની જ વાત, એવા છે ને ? જરાક વિચાર આવ્યો કે-' છોકરો નાનો છે, હું તજી જાઉં તો રાજ્યનુ ને પુત્રનુ થાય શું ? ' પણ એ વિચારને એમણે કેવો ફગાવી દીધો ? તરત જ નિર્ણય કરી લીધો કે-' જેણે મત જ લેવું છે, તેને વળી રાજ્યેય શુ અને પુત્રેય શું ? ' હૈયામા સુન્દર સસ્કારોની સુવાસ પથરાએલી ન હોય, તો આ પ્રકારનો વિચાર આવવો અને એ પ્રકારનો વિચાર આવતાની સાથે જ બીજી કોઈ જ દરકાર કર્યા વિના, ત્યાગ કરવાને તત્પર બની જવું, એ પ્રાય શક્ય જ નથી

## માતાના સસ્કારો

શ્રી પ્રસન્નચન્દ્રને પિતા જેમા આવા ઉત્તમ કોટિના હૈયાવાળા મળ્યા હતા, તેમ માતા પણ અસાધારણ કોટિની

મળી હતી ધોળા વાળને તેણીએ ધર્મરાજાના દૂત તરીકે ઓળખાવ્યો દૂત હોવા છતા ય એ પ્રશસાપાત્ર છે, એમ કહ્યુ રાજ્યને તજીને વનવાસને સેવવાનો રાજાએ નિર્ણય કર્યો, તો ય તેમા તેણીએ આવુ એક વચન સરખુ ય કહ્યું નહિ. તેણીની પતિભક્તિની ભાવના પણ કેવી? રાણી હતી, છતા જાતે રાજાના માથાના વાળોને સાફ કરતી હતી જગલમા પણ આપની સાથે જ રહીને આપની સેવા કરીશ, એમ તેણીએ કહ્યુ પતિ ભક્તિને માટે બાલ વયના પુત્રને પણ તજી દેવાની તૈયારી બતાવી છોકરાનુ મમત્વ મુઝવે નહિ, એ માટે ઉદાહરણ કેવું આપ્યુ? જગલના ઝાડનું ઉદાહરણ આપતા પણ, તત્ત્વજ્ઞાનની કેવી સુન્દર વાત કહી દીધી? પુત્ર પોતાના કર્મોથી જ વૃદ્ધિને પામશે, એમ કહ્યું, ને? રાણી આટલી પતિભક્તા, સંસ્કારી અને ધર્મશીલા હોય? રાણીની વાત તો દૂર રહી, પરન્તુ આજની શેઠાણીઓમા ય આવુ કાઈ જોવાને મળે? નહિ જેવી શ્રીમતાઈમા છકી તો જાય, પણ એટલામા છકી જઈને પતિ ભક્તિને પણ ભૂલી જાય, એવી શેઠાણીઓ આજે મોટી સખ્યામા છે-ને? રમા ફાવે તેમ રમ્યા કરે અને રામાથી શેઠને કામ લેવું પડે, ખવડાવનાર પણ રમાને બદલે રસોઇયો, આ બધા આજના યુગના પ્રદર્શનો છે ને? આજનો યુગ આવા સસ્કારોને પોષે છે, જ્યારે પૂર્વકાળનો યુગસસ્કાર વૈરાગ્યવાસિત હતો પૂર્વકાળનો યુગસસ્કાર સ્ત્રીજાતિ ઉપર કેવી અસર કરતો, એને જાણવાને માટે શ્રી પ્રસન્નચન્દ્રની માતાની આ હકીકત ઘણી જ ઉપયોગી છે, તેમ જ જો સતી સ્ત્રી તરીકે જીવવુ હોય, તો એવી ઈચ્છાવાળી સર્વ સ્ત્રીઓએ સદાને માટે આ સતી સ્ત્રીને નજર સન્મુખ રાખવા જેવી છે

## શ્રી પ્રસન્નચન્દ્રે શાથી દીક્ષા લીધી?

આપણી વાત તો એ હતી કે-જેમને આવા સંસ્કારી માતા-પિતા મળ્યા હોય, તે સારા નિવડે એ સ્વાભાવિક છે. આ માતા-પિતાને ઓળખીએ, તો એવો વિચાર પણ ન આવે કે-શ્રી પ્રસન્નચન્દ્રે નાની વયના પુત્રને રાજગાદી ઉપર સ્થાપિત કરીને દીક્ષા કેમ લીધી હશે? ઊલટું, એવો વિચાર આવે કે-આવા સસ્કારી માતા-પિતાનો પુત્ર, સયોગવશાત્ નાની વયના પણ પુત્રને રાજગાદી ઉપર સ્થાપીને દીક્ષા લે, એમા નવાઈ પામવા જેવુ કાઈ છે જ નહિ

શ્રી પ્રસન્નચન્દ્રે શાથી દીક્ષા લીધી હતી, એટલે કે-કયા નિમિત્તે લીધી હતી, તે જાણો છો?

તેમની માતા સગર્ભાવસ્થામા જ પોતાના પતિ રાજા સોમચન્દ્રની સાથે વનમા ગઈ હતી ત્યા તેણીએ પુત્રને જન્મ આપ્યો હતો એ પુત્ર કેવી રીતિએ મોટો થયો, કેવા પ્રકારે તેનુ જગલમાથી નગર તરફ આકર્ષણ કરવામા આવ્યુ અને પછી પાછો તે કેમ જગલમા પિતાની પાસે ગયો, એ વિગેરે વાતોને તો, અહીં પ્રસગ નહિ હોવાથી છોડી દઈએ છીએ, પરન્તુ શ્રી પ્રસન્નચન્દ્ર રાજાના એ વલ્કલચીરી નામના નાના ભાઈને, પોતાના તાપસપણાના ઉપકરણોને સાફ કરતા, જાતિ-સ્મરણ જ્ઞાન થયુ અને એથી પૂર્વભવમા જે ચારિત્ર પાળેલુ તે યાદ આવ્યુ એ ઉપરથી, તેઓ એવા ધ્યાનારૂઢ બની ગયા કે-ત્યા ને ત્યા જ તેમને કેવલજ્ઞાન ઉત્પન્ન થયુ

કેવલજ્ઞાની બનેલા શ્રી વલ્કલચીરીએ ઉપદેશ આપીને, તેમના પિતા શ્રી સોમચન્દ્રને તાપસમાથી જૈન મુનિ બનાવ્યા,

અને તેમના મોટા ભાઈ રાજા પ્રસન્નચન્દ્રને વૈરાગ્યવાસિત અન્ત:કરણવાળા બનાવ્યા

એમ વૈરાગ્યવાસિત અન્ત:કરણવાળા બનેલા શ્રી પ્રસન્નચન્દ્રે, પોતાની રાજધાનીના નગર પોતનપુરમા આવીને, પોતાના વૈરાગ્યને સ્થિર બનાવ્યો અને પોતાના બાલ્યાવસ્થાવાળા પણ પુત્રને રાજગાદી ઉપર સ્થાપિત કરીને, ભગવાન શ્રી મહાવીર પરમાત્માની પાસે દીક્ષાને ગ્રહણ કરી

દીક્ષા બાદ ઉગ્ર તપનો આદર

શ્રી પ્રસન્નચન્દ્રે, ભગવાનની પાસે દીક્ષા ગ્રહણ કર્યા બાદ, ઉગ્ર તપનો આદર કર્યો હતો પોતાના કઠિન એવા પણ કર્મોની નિર્જરાને સાધવામા જ, એ એકતાન બની ગયા હતા એટલે એમનો વૈરાગ્ય કાઈ કાચો નહિ હતો ઉત્કટ કોટિનો વૈરાગ્ય હોવા છતા પણ, એક નિમિત્તને પામીને, એ રાજર્ષિ મહા દુર્ધ્યાને ચડી ગયા, પરન્તુ, મુનિવેષ એમને માટે ગજબનો મદદગાર નિવડ્યો

એક વાર રાજર્ષિ પ્રસન્નચન્દ્ર, એક જ પગના આધારે ઉભા રહીને, સ્થિરતાથી ધ્યાન રૂપ તપનુ આસેવન કરી રહ્યા હતા તે વખતે તેઓ, એક મૂળના આધારે ઉભા રહેલા વૃક્ષ જેવા લાગતા હતા પોતાના બન્ને ય હાથોને પણ તેઓએ ઉંચા કરી રાખ્યા હતા જોનારને લાગે કે-રાજર્ષિ પોતાના બન્ને હાથોથી શ્રી સિદ્ધિગતિનુ આકર્ષણ પોતાના તરફ કરી રહ્યા છે એક પગના આધારે અને બન્ને ય હાથોને ઉંચા કરીને ધ્યાનમા ઉભેલા એ રાજર્ષિએ, પોતાના બન્ને ય સૂર્યના બિમ્બ ઉ[illegible]પિત કર્યો હતા તમે

જોતા તમારી આંખોને જેમ આરીસા ઉપર સ્થિર કરી દો છો, તેમ એ રાજર્ષિએ, સૂર્યના બિમ્બ ઉપર પોતાના નેત્રોને સ્થિર કરી દીધા હતા એટલુ જ નહિ, પણ એ રાજર્ષિ સૂર્યના તાપથી આતાપના લઈ રહ્યા હતા. એક પગના આધારે, બે હાથોને ઉંચા કરીને અને સૂર્યના બિમ્બ ઉપર નેત્રોને સ્થિરતાથી સ્થાપીને પણ તેઓ તડકામા ઉભા રહ્યા હતા આથી, પરસેવાના બિન્દુઓને લીધે, તેમનુ આખુ ય શરીર ફોડલાવાળુ હોય એવુ લાગતુ હતુ અને વહેતા પસીનાના પાણીથી તેમનુ શરીર જાણે સાક્ષાત્ શાન્તરસ આવીને ઉભો હોય,' એવુ દેખાતું હતુ

'શરીરમાદ્ય ખલુ ધર્મસાધનમ્ ' નુ રહસ્ય

રાજર્ષિ શ્રી પ્રસન્નચન્દ્રનો વૈરાગ્ય કેટલો બધો ઉત્કટ કોટિનો છે,- એની કલ્પના તો તમને આવે છે ને ? જન્મ્યા ત્યારથી તે દીક્ષા લીધી ત્યા સુધી જે શરીરે રાજસુખો ભોગવ્યા છે, જે શરીરને ત્યા સુધી સૂર્યનુ કિરણ સ્પર્શવા પણ પામ્યુ નથી અને જે શરીર સુકોમળપણે જ વધતુ આવ્યુ છે, એ શરીરથી રાજર્ષિ શ્રી પ્રસન્નચન્દ્ર કેવુ કઠોર કામ લઈ રહ્યા છે ? કેમ ? કઠોર એવા પણ કર્મોને ભેદી નાખવા છે, એ માટે ! 'शरीर माद्य खलु धर्मसाधनम् '-એવુ બોલનારાઓ તો ઘણા છે એવુ બોલીને પણ, શરીરની જ આળપપાળમા પડ્યા રહેનારાઓનો, આ સસારમા તોટો નથી શરીરને એકાન્તે ધર્મનુ સાધન જ બનાવનારાઓ તો, આવા કોઈ વિરલ જ હોય છે 'शरीरमाद्य खलु धर्मसाधनम्'-એ વાક્ય, વાસ્તવિક રીતિએ તો, ધર્મની જ મહત્તાને બતાવનારૂ છે ધર્મ એ સાધ્ય અને

શરીર એ ધર્મનુ સાધન એટલે શરીર વખાણવા લાયક તેનુ જ ગણાય, કે જેણે શરીરને ધર્મનુ સાધન બનાવી દીધુ હોય શરીર જેવી ચીજ, કે જે માસ, રૂધિર, હાડકા ને ચામડી તથા મલ-મૂત્રથી પૂર્ણ છે, તે પણ એક ધર્મનુ સાધન બન વાથી જ પ્રશસાને પાત્ર ઠરે છે આ શરીર જો ધર્મનુ સાધન ન હોય, તો વાસ્તવિક રીતિએ આ શરીરમા વખાણવા જેવુ કાઈ છે જ નહિ

## દેવોના શરીરને નહિ વખાણતા માનવોના શરીરને વખાણવાનુ કારણ

માત્ર શરીરને જ વખાણવાનુ હોય, તો દેવોના શરીરને જ વખાણવુ પડે આ શરીર, આમ તો દુર્ગન્ધને ફેલાવનારા પદાર્થોથી ભરેલુ છે અને પાછુ બાળ પણ હોય, ઘરડુ પણ થાય છે અને અનેક રોગોથી પીડિત પણ બને છે દેવોના શરીરમા આમાનુ કાઈ જ નહિ દેવોના શરીરમા, અંદરેય આપણા શરીરના જેવી ખરાબી નહિ અને દેવોના શરીરને બાળપણેય ભોગવવાનુ નહિ, ઘડપણેય ભોગવવાનુ નહિ અને કોઈ રોગ પણ ભોગવવાનો નહિ આટલુ છતા પણ, જ્ઞાનિ ઓએ દેવોના શરીરને વખાણ્યુ નહિ અને માનવીઓના શરીરને વખાણ્યુ, તે એક માત્ર ધર્મને જ કારણે દેવોનુ શરીર ગમે તેટલુ સારૂ હોવા છતા પણ, સદ્ધર્મનુ સાધન બની શકતુ નથી, જ્યારે માનવોનુ શરીર, ગમે તેટલુ ખરાબ હોવા છતા પણ, સદ્ધર્મનુ સર્વોત્તમ સાધન પણ બની શકે છે માટે જ, માનવશરીરના મહા જ્ઞાનિઓએ પણ ઘણા વખાણ કર્યા છે આજે 'શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્' એ

કરનારાઓ, મોટે ભાગે, આ વાત તરફ લક્ષ્ય જ આપતા નથી આ વાત તરફ જો લક્ષ્ય જાય, તો દરેક માણસને એમ થાય કે–આપણે આ જીવનમા જેટલા પ્રમાણમા ધર્મને આચરીએ, તેટલા પ્રમાણમા જ આપણને આ જે માનવશરીર મળ્યુ છે, તેની સાર્થકતા છે એટલે, એ વારે વારે, પોતાનુ શરીર ધર્મનુ સાધન કેટલુક બન્યુ છે ને બને છે, એ તરફ જોયા જ કરે શરીરને એ પોષે, શરીરને એ નીરોગી રાખવાને મથે, શરીરને એ નીરોગી બનાવવાને મથે અને શરીરની રક્ષા કરે, તો પણ એ બધામા એનુ લક્ષ્ય તો ધર્મની સાધના તરફ જ હોય એવું લક્ષ્ય હોય, એટલે અવસરે એ ધર્મના ભોગે શરીરની રક્ષા કરવાને બદલે, શરીરના ભોગે ધર્મની રક્ષા કરવાનું પસદ કરે એવું લક્ષ્ય હોય, એથી માણસ શરીરને એવા પ્રકારે જાળવવાને માટે તૈયાર રહે નહિ, કે જેથી ધર્મનો વિનાશ થવા પામે ઉપરાન્ત, એ લક્ષ્યમાથી જો ભાવનુ સામર્થ્ય વધી જાય, તો આત્મા શરીરની દરકાર કર્યા વિના પણ, એકાન્તે અને ઉત્કટ કોટિના ધર્મનો સાધક બની જાય એમા ઘણી જ ઉત્કટ કોટિનો વૈરાગ્ય જોઈએ અને રાજર્ષિ શ્રી પ્રસન્નચન્દ્ર એવા ઉત્કટ કોટિના વૈરાગ્યના ભાવથી રગાઈ ગયા હતા માટે જ તેઓ, આપણે જોઈ આવ્યા તેમ, માત્ર એક જ પગના આધારે ઉભા રહીને, બન્ને ય હાથોને ઉંચા કરીને અને સૂર્યના બિમ્બ ઉપર દૃષ્ટિને અવિચલપણે સ્થાપિત કરીને, સૂર્યની આતાપનાને સહવાપૂર્વક ધ્યાનમગ્ન બની ગયા હતા

**માત્ર ઉપાદાન કારણને માનનારાઓને હિતશિક્ષા**

આવા પણ મુનિવર ઉપર નિમિત્તની શી અસર થાય

છે, તે આપણે જોવું છે માત્ર ઉપાદાન કારણને જ માનના રાઓ અને અન્ય સહકારી કારણોનો નિષેધ કરનારાઓએ, રાજર્ષિ પ્રસન્નચન્દ્રના આ પ્રસગને ધ્યાનમા લેવા જેવો છે તેઓ જો માત્ર રાજર્ષિ પ્રસન્નચન્દ્રના આ પ્રસગના મર્મને પણ સમજી શકે, તો ય તેઓ ઉન્માર્ગદેશના અને ઉન્માર્ગ સેવનના ઘોર પાપથી બચી શકે તેમ જ એમના પાપે આજે જે અનેક આત્માઓનું કારણ અહિત થઈ રહ્યું છે, તે પણ અટકી જવા પામે ઉપાદાન કારણનો યોગ થયા વિના નિમિત્ત કારણની અસર ન થઈ શકે-એ વાત મજુર છે; પણ નિમિત્ત કારણથી ઉપાદાન કારણનો યોગ નથી જ થતો, એમ માનવુ એ સર્વથા ભૂલ ભરેલુ છે ઉપાદાન કારણની અન્તર્ગત નિમિત્ત કારણોની ઘણી અસર હોય છે માટે નિમિત્ત કારણોની અસર જ નથી હોતી-એમ કહેવું, એ તો 'કાઈ પણ ખાધા-પીધા વિના જ ભૂખ-તરસ મટી'-એમ કહેવા બરાબર છે ઉપાદાન કારણ સિવાયના કોઈ જ કારણની અસરને માનવાનો ઈનકાર કરનારાઓ, પોતાની ભૂખને મીટાવવાને માટે ખાધા વિના રહેતા નથી, પોતાની તૃષાને છીપાવવાને માટે પીધા વિના રહેતા નથી, પોતાના મનમા ગમેલા માર્ગને પ્રચારવાને માટે ઉપદેશ આપ્યા વિના રહેતા નથી, પોતાનો મનોભાવ બીજાને જણાવવાને માટે બોલ્યા વિના રહેતા નથી, પોતાને સારા તરીકે દેખાડવાને માટે કે પોતાને સારા ભાવમા સ્થિરતાદિ પમાડવાને માટે મદિરમા ગયા વિના રહેતા નથી અને પોતાને ઉપદ્રવોથી બચાવવાને માટે મકાનો આદિનો આશ્રય લે છે જેઓ માત્ર ઉપાદાન કારણને જ માને છે અને બીજા કારણોને માનવાનો ઈનકાર કરે છે, તેઓ આ

બધામાના કશાનો જ ઉપયોગ કે આશ્રય કરી શકે નહિ.

## એક ઘોડેસ્વાર ઉપર સારી અસર

રાજર્ષિ પ્રસન્નચન્દ્ર જે વખતે સૂર્યની આતાપનાને સહતા ધ્યાનસ્થ બન્યા છે, તે વખતે પાસેના માર્ગે થઇને શ્રી શ્રેણિક રાજા, પોતાની સેના આદિ સર્વ પ્રકારની રાજઋદ્ધિએ સહિત બનીને, ભગવાન શ્રી મહાવીર પરમાત્માને વન્દન કરવાને માટે જઈ રહેલ છે શ્રી શ્રેણિક રાજાના સૈન્યના અગ્રભાગમા બે ઘોડેસ્વારો ચાલી રહ્યા હતા તેમણે રાજર્ષિ પ્રસન્નચન્દ્રને ધ્યાનસ્થ દશામા ઉભેલા જોયા રાજર્ષિ પ્રસન્નચન્દ્રને એ પ્રકારે ઉભેલા જોઇને, એ બે ઘોડેસ્વારોમાના એકનુ હૈયું આનન્દના અને અનુમોદનાના ભાવથી નાચી ઉઠયું આનન્દ અને અનુમોદનાનો એ ઘોડેસ્વારનો એ ભાવ એટલો બધો જોરદાર હતો કે–પોતાના એ ભાવને તે સાથીદાર સૈનિકની પાસે રજૂ કર્યા વિના રહી શકયો નહિ એણે પોતાની સાથે ચાલતા ઘોડેસ્વારને કહ્યું કે–'આ મહામુનિ ખરે જ વદના કરવાને યોગ્ય છે આ જ ખરા મહાત્મા છે, કે જેઓ આવા ઉગ્ર તપને આચરી રહ્યા છે આમ એક પગે એક મુહૂર્ત્ત માત્ર જેટલો સમયેય ઉભા રહેવું, એ અતિ કઠિન છે અને તેમા પણ સૂર્યમડલની સામે દૃષ્ટિને સ્થાપિત કરીને ઉભા રહેવું, એ તો વળી એનાથી ય અધિક કઠિન છે આમનું આ દુષ્કર કાર્ય, કોઇને પણ આશ્ચર્ય ઉપજાવ્યા વિના રહે નહિ, એવુ છે આવા મહાત્માથી સ્વર્ગ તો શું, પણ મોક્ષેય જરા પણ દૂર રહી શકે નહિ ખરેખર,–કોઈ કાર્ય એવું અસાધ્ય તો છે જ નહિ, કે જેને ઉગ્ર તપથી સાધી શકાય નહિ.'

## બીજા ઘોડેસ્વાર ઉપર ઊલટી અસર

એ ઘોડેસ્વારે તો, પોતાના હૈયાના ભાવને પોતાની વાણી દ્વારા જેટલો વ્યક્ત કરી શકાયો તેટલો વ્યક્ત કર્યો, પણ પોતાના સાથીદાર તરફથી પણ એવા જ પ્રકારનો મનોભાવ વ્યક્ત થશે-એવી એણે જે આશા રાખેલી, તે એની આશા નિષ્ફલ નિવડી. નિષ્ફલ જ નિવડી-એમ પણ નહિ, પણ એના ભાવથી તદ્દન ઊલટા જ પ્રકારનો મનોભાવ પેલાએ વ્યક્ત કર્યો. એના સાથીદાર ઘોડેસ્વારે કહ્યું કે-'મિત્ર ! તૂ આ મુનિને ઓળખતો જ લાગતો નથી. જો તૂ આ મુનિને ઓળખતો હોત, તો તૂ આની આવી પ્રશંસા કરત જ નહિ. આ તો રાજા પ્રસન્નચન્દ્ર છે. આને કાંઈ આવા કષ્ટથી પણ કશો જ ધર્મ થાય તેમ નથી. આનો તપ પણ વૃથા છે. એનું કારણ એ છે કે-આ રાજાએ પોતાના બાલવયસ્ક પુત્રને રાજગાદી ઉપર સ્થાપિત કરીને દીક્ષા લઈ લીધી છે, પણ વૃક્ષ પરના કાચા ફળને તોડી પાડવાની જેમ, આ રાજાના મન્ત્રીઓ, આ રાજાના પુત્રને રાજ્ય ભ્રષ્ટ કરવાને તૈયાર થઈ ગયા છે. આ રાજાએ તો, રાજ્યની રક્ષાનો ભાર દુરાત્મા મન્ત્રીઓને સોંપીને, બીલાડાને દૂધ સાચવવાને સોંપવાના જેવી મૂર્ખાઈ કરી છે. એ મન્ત્રીઓ બાળ રાજાને મારી નાખશે, એટલે આનો વંશ નિર્મૂલ બની જશે. એમ, પોતાના પૂર્વજોના નામનો નાશ થાય-એવું કામ કરનાર આ મુનિ, મહા પાપી ઠરશે. વળી આણે દીક્ષા લેતી વખતે પોતાની જે પ્રિયાઓનો ત્યાગ કર્યો છે, તે અનાથ બની ગયેલી હોવાથી, એ અબળાઓનું શું થશે-તેની તો વાત જ કરી લેવાની છે.'

અન્ય કારણની પણ અસર

દશ્ય એકનુ એક, જોનાર બે અને એ બન્ને ય ઉપર પરસ્પર-વિરોધી અસર ! શાથી ? માત્ર ઉપાદાન કારણથી જ ? ના જો માત્ર ઉપાદાન કારણ જ માનીએ, તો આપણે એવો વિચાર કરવો પડે કે–જો એ બેએ એ મુનિવરના દશ્યને જોયુ જ ન હોત, તો એ બેમાથી એકને પણ આમાનો કોઈ વિચાર આવત ખરો ? નહિ જ એકને સારા દશ્યને જોવાથી સારો વિચાર આવ્યો અને બીજાને એ જ સારા દશ્યને જોવાથી ખરાબ વિચાર આવ્યો, તેમા વિચારના સારા પણામા અને ખરાબપણામા ઉપાદાન કારણ ખરૂ, પણ વિચાર આવવામા કારણ તો એ દશ્ય જ એ દશ્યને જોવામા અને એ વિષે વિચારવામા, ઉપાદાન કારણનો યોગ ન થયો હોત, તો જે વાર્ત્તાલાપ સભવિત બન્યો તે વાર્ત્તાલાપ સભવિત બનત નહિ, પરન્તુ ઉપાદાન કારણ આ પ્રકારે કાર્યકર બન્યુ, તેમા કારણ એ મુનિવરનુ દર્શન ખરૂ કે નહિ ? અને બીજાના બોલવામા પહેલાએ જે કહ્યું, તે ય કારણ ખરૂ કે નહિ ? કહેવુ જ પડશે કે–ખરૂ જ

કોની નિન્દા-પ્રશંસાની કિમત અંકાય ?

વળી, એ બાબત પણ વિચારો કે–એકને સારા દશ્યે સારા વિચારો નિપજાવ્યા અને એકને સારા દશ્યે ખરાબ વિચારો નિપજાવ્યા, તેમા ને બેયનુ કર્મ કારણ રૂપ ખરૂ કે નહિ ? એક લઘુકર્મી હોવાથી વિવેકી અને બીજો ભારેકર્મી હોવાથી અવિવેકી, એ વાતને પણ માનવી જ પડશે સારૂ પણ દશ્ય, સારા આદમી ઉપર જ સારી અસર નિપજાવનારૂ

નિવડે છે, અથવા તો, એ દૃશ્યને જોવાના નિમિત્તે જેનામાં સારાપણું પ્રગટે, તેના ઉપર જ એ સારી અસર નિપજાવનારૂં નિવડે છે એટલે, કોઇ પણ માણસ, જે માણસની કે જે ક્રિયાની નિન્દા કરે, તે માણસ કે તે ક્રિયા ખરાબ જ હોય, એમ માની લેવાનું નહિ માણસ સારો જ હોય કે ક્રિયા સારી જ હોય, તેમ છતાં પણ એની નિન્દા કરનારાઓ હોઇ શકે તેમ ખરાબ માણસ કે ખરાબ ક્રિયાની પ્રશંસા કરનારાઓ પણ હોય એટલે ગમે તેની નિન્દા અથવા તો પ્રશંસા ઉપરથી, કોઇ પણ વ્યક્તિનો કે કોઈ પણ ક્રિયાનો તોલ મપાય નહિ ત્યારે શું નિન્દા કે પ્રશંસા ઉપરથી તોલ જ ન મપાય? નિન્દા કે પ્રશંસા ઉપરથી પણ તોલ મપાય, પરન્તુ તે જો વિવેકિઓએ, શિષ્ટ જનોએ કરેલી હોય તો! અશિષ્ટ કે નિર્વિવેકી જનો જે કરે, તે નિન્દાની ય કિંમત નહિ અને તે પ્રશંસાની ય કિંમત નહિ

## પ્રશંસાની કે નિન્દાની અસર નહિ

પેલા બે ઘોડેસ્વારોએ તો એમ પોતપોતાની રૂચિ મુજબની વાત કરી, પરન્તુ રાજર્ષિ પ્રસન્નચન્દ્રના કાને એ વાત પડી અને પરિણામ તત્કાલને માટે તો ઘણું જ ભયંકર આવ્યું એમ નહિ સમજતા કે–રાજર્ષિ પ્રસન્નચન્દ્ર પોતાની પ્રશંસાની વાતને સાંભળીને માન–કષાયના જોરે ઉન્મત્ત બની ગયા અને તે પછી પોતાની નિન્દાની વાતને સાંભળીને ક્રોધ–કષાયના જોરે ઉન્મત્ત બની ગયા તેઓના મન ઉપર, નથી તો પ્રશંસાએ કશી જ અસર કરી ને નથી તો નિન્દાએ કશી જ અસર કરી ત્યારે અસર કોણે કરી? પોતાની

મુઝાનારા અને પોતાની નિન્દાથી પણ નહિ મુઝાનારા એ રાજર્ષિ, એ જ એક વાતથી દુર્ધ્યાને ચઢી ગયા; કે જે વાત તેમની નિન્દા કરતા અથવા તો તેમની નિન્દા કરવાના હેતુથી બીજા ઘોડેસ્વારે ઉચ્ચારી હતી એ વાતે જ, રાજર્ષિ પ્રસન્નચન્દ્રના સમાધિ રૂપી વૃક્ષને તોડી પાડયુ અને તેમને દુર્ધ્યાનારૂઢ બનાવી દીધા 'પેલાએ મારી પ્રશસા કરી, તેમા બીજાના બાપનુ શું લૂટાઈ ગયુ, કે જેથી તેણે મારી ભારોભાર નિન્દા કરી નાખી ?'–આવા કોઇ વિચારથી નહિ જ, પણ બીજા જ વિચારથી રાજર્ષિ પ્રસન્નચન્દ્ર દુર્ધ્યાનારૂઢ બની ગયા, તમે જૂઓ કે–બીજુ પણ કારણ, ઉપાદાન કારણનો યોગ મળવાથી, અસર કરનારૂ અને તે ય કારમી અસર કરનારૂં નિવડે છે કે નહિ !

## મનમા યુદ્ધનો આરંભ

રાજર્ષિ પ્રસન્નચન્દ્રની બાહ્ય સ્થિતિમા કશો જ ફેરફાર થયો નથી જે ફેરફાર થયો છે, તે આન્તરિક-સ્થિતિમાં જ ફેરફાર થયો છે રાજર્ષિ પ્રસન્નચન્દ્રને, બીજા ઘોડેસ્વારે ઉચ્ચારેલી વાતને સાભળતા, એવા એવા વિચારો આવ્યા કે–'મારા મત્રીઓ ખરેખર દુષ્ટ નિવડયા તેમનું મેં જે સન્માન કર્યું તેમ જ તેમના ઉપર મેં જે વિશ્વાસ મૂકયો, એ ખરે જ રાખમા ઘી નાખવા જેવું થયુ ધિક્કાર છે મારા એ વિશ્વાસઘાતી મત્રિઓને, કે જેઓએ પાપાસક્ત અને શઠ બનીને, મારા દૂધપીતા પુત્રનું રાજ્ય છીનવી લેવાનો વિચાર કર્યો છે હું જો ત્યા હોત, તો તો હુ તેમને જૂદા જૂદા પ્રકારોના નિગ્રહોથી 'સારી' શિક્ષા કરત ! મારા પુત્રના પરાજયની વાત

મારે કાને પડે, તે પછી આ જીવતરનુ ય ફલ શુ અને આ મહા તપનુ ય ફલ શુ ?'

આવા વિચારો કરતા, એ રાજર્ષિ નિવર્ત્યા નહિ, પણ અધિક દુષ્ટ ધ્યાન ઉપર આરૂઢ થયા, અને ક્રોધ રૂપી પીશાચના આવેશને આધીન બની જવાથી, તેઓ પોતાની ચારિત્રાવસ્થાને જ ભૂલી ગયા મનમા ને મનમા તેમણે મત્રીઓની સામે યુદ્ધ આરભી દીધુ

તરંગોની શ્રેણિ

તમને આમા કાઇ નવાઈ જેવુ તો લાગતુ નથી ને ? તમે કોઈ વાર તરંગે ચઢી ગયા છો ? એ તરગોમા તમે તમને અને તમારી સ્થિતિને ભૂલી ગયા હો, એવુ કાઈ બન્યુ છે ? મોટા ભાગને તો, આવુ ઘણી વાર બન્યુ હશે કોઈ વેપાર કે સટ્ટો કર્યો હોય, એમા સવારે ઉઠીને છાપુ વાચતા ઠીક-ઠીક, અસાધારણ લાભ થયાનુ જણાય, પછી તરગોએ કેવુ ચઢાય છે ? 'આ આટલા મળશે હવે આનુ હું આમ કરીશ એટલે રોજની બેઠી આવક થશે પછી હુ બૈરી-છોકરા વિગેરે બધાને લઇને અમુક અમુક ઠેકાણે જઇશ જરા મુશ્કેલી પડશે, તો ઘાટીને સાથે લેવાશે અને રસોઇયો ત્યાં જઈને રાખી લેવાશે બૈગીને પણ થશે કે—ચાલો, નશિબ ખૂલ્યુ લોકમા ય આપણી આબરૂ વધશે છોકરા માટે સારા ઘરની કન્યા આવશે અને આપણી છોકરીને લઈ ને સારા ઘરવાળાઓ રાજી થશે '—આવી આવી તરંગોની શ્રેણિઓનો તમને અનુભવ હશે

પોતે અને પોતે ક્યા છે, એને

આવુ માત્ર નિરાત હોય ત્યારે જ બને છે, એમ પણ નહિ રસ્તે માણુસ ચાલ્યો જતો હોય, એમા કોઈક વિચાર આવે અને એમાથી તરગે ચઢી જાય, એવું પણ બને છે એમ જે તરગે ચઢ્યો હોય, તેને જવાનું હોય કયા ય ને એ જઈ પહોચે કયા ય, એમેય બને આવી રીતિએ દુર્ધ્યાનારૂઢ થવું એ સહેલુ છે, પણ આવી રીતિએ અચાનક શુભ ધ્યાનારૂઢ બની જવાય, એવું તો કોઇ વિવેકિઓને માટે જ બને છે

પુન વિવે-મા

રાજર્ષિ પ્રસન્નચન્દ્રે તો, જાણે મત્રીઓ તેમની સામે જ રૂબરૂમા હોય, તેમ મત્રીઓની સાથે મનમા ને મનમા યુદ્ધ કરવા માડયુ પોતાની તલવારના ઘાથી તે રાજર્ષિએ મત્રીઓના ટૂકડે ટૂકડા કરી નાખવા માડયા એમ કરતા કરતા, પોતાના શસ્ત્રો ખૂટી ગયા શસ્ત્રો ખૂટી ગયા, એટલે પોતાના માથા ઉપર રહેલા ટોપથી પણ બાકીના મત્રીઓને મારી નાખવાનો તેમણે વિચાર કર્યો એ વિચારથી, ટોપ લેવાને માટે તેમણે માથે જેવો હાથ નાખ્યો, કે તરત જ તેમને ભાન થયુ કે-'હુ કાઇ બખ્તર પહેરેલો નથી હુ તો સાધુ છુ' લોચ કરેલા માથા ઉપર હાથ મૂકયો ને તરત જ પોતાનુ ચારિત્ર યાદ આવ્યુ એમ ચારિત્ર યાદ આવતાની સાથે જ, રાજર્ષિ પ્રસન્નચન્દ્રે વિચાર્યું કે-'રૌદ્રધ્યાનનો અનુબધ કરનાર મને ધિક્કાર હો મેં તો બધા ય પ્રકારની મમતાનો ત્યાગ કરેલો છે, એટલે મારે પુત્રની સાથે પણ કાઈ નિસ્બત નથી અને મત્રીઓની સાથે પણ કાઈ નિસ્બત નથી' આ પ્રમાણે વિચારતા વિચારતા, તેમણે પોતાના ઉપર જામી જવા પામેલી

મોહની સત્તાને ફગાવી દીધી અને તેમણે પોતાના આત્માને પુન વિવેકમા સ્થાપિત કરી દીધો

મમતા દેવી નહિ પણ ડાકણ

વિચારો કે—મમતા કેવી મારનારી છે? મમતાને તજીને નીકળી ગયેલા અને પોતાના શરીર ઉપર પણ નિર્મમ બનીને ઉગ્ર તપશ્ચર્યાને કરનારા મુનિવરો, જો ભૂલથી પણ મમતામા ફસાઇ પડે છે, તો એમની ય કેવી બૂરી હાલત થઇ જાય છે? નિર્મમને પણ જ્યા પુત્રની મમતા જરા સ્પર્શી જવા પામી, ત્યા એ કેટલા બધા ક્રૂર પરિણામવાળા બની ગયા? એમના મનને હતું કે—હુ દુશ્મનોને મારી રહ્યો છુ, પણ ખરી રીતિએ તો એ પોતે જ મરી રહ્યા હતા મમતાના અન્ધાપો આવો હોય છે દેખાડે બીજાને મારવાનુ અને મારે મમતા વાળાને તમારે તો ઘણો વિચાર કરવા જેવો છે મમતાની સામગ્રીમા જ તમે બેઠા છો મમતાએ તમને એટલા બધા ઘેરેલા છે કે—બાયડી માટે હાર લેવાનો હોય, તો સોનાનો ને હીરાનો શોધવા નીકળો અને ભગવાનને હાર ચઢાવવો હોય, તો સસ્તામા સસ્તો શોધો! મમતાને લીધે, તમે દાન કરવા છતા પણ દાન દાન રૂપે કરી શકતા નથી મમતા તમારી આદગીને અને મરણને બગાડે નહિ તેમ જ તમારા ભવાતરોને-બગાડે નહિ, તેનો ખ્યાલ રાખો મસારથી ન છૂટાતું હોય અને સયમનો સ્વીકાર કરવાની શક્તિ ન હોય, તો પણ તમે તમારા મમતાના ભાવને તો એવો પાતળો બનાવી દો કે—એને તોડતા વાર લાગે નહિ ... આવે, તો ય મુઝવણ થાય નહિ અને

પૂર્વક વોસરાવીને જવાય એ માટે રોજ મમતાને મારતા શીખો મમતાને તમે દેવી સમજી રહ્યા છો, પણ મમતા તો ખરેખરી ડાકણ છે

કેવલજ્ઞાન

રાજર્ષિ પ્રસન્નચન્દ્ર મનથી યુદ્ધે ચઢી ગયા, પણ બચ્યા તો સારા દ્રવ્યના યોગે જ ને? દ્રવ્ય સારૂ હતું, તો ભાવનુ આકર્ષણ થવામા કારણ બન્યુ ને? આવા જ તરગમા ચઢેલા એ હોત, પણ એ જો મુનિ ન હોત, તો પરિણામ કેટલુ બધુ ખરાબ આવત? શ્રી પ્રસન્નચન્દ્ર રાજર્ષિએ પોતાના આત્માને વિવેકમા સ્થાપી દીધા પછીથી, તરત જ પોતાથી થઈ ગયેલા પાપથી પ્રતિક્રમવાની ક્રિયાને શરૂ કરી દીધી ભગવાન શ્રી મહાવીર પરમાત્મા જાણે કે પોતાની આખ સામે જ છે–એવી એમણે કલ્પના કરી લીધી અને તે પછી ભગવાનને ભક્તિપૂર્ણ હૃદયે વન્દન કર્યું ભગવાનને વન્દન કરીને, તેમણે, પોતાને થઈ જવા પામેલા દુષ્ટ ધ્યાનની આલોચના કરીને પ્રતિક્રમણા કરી એમ કરતે કરતે તેઓ પ્રશસ્ત ધ્યાનારૂઢ બની ગયા એ ધ્યાનમા વધતે વધતે, એ રાજર્ષિએ કેવલ જ્ઞાનને ઉપાર્જ્યું

मन एव मनुष्याणा कारण बंधमोक्षयो ।

જે સમયે રાજર્ષિ પ્રસન્નચન્દ્ર દુર્ધ્યાનારૂઢ બનીને મત્રીઓનુ છેદન, ભેદન આદિ કરી રહ્યા હતા, તે વખતે જો તેમનુ મૃત્યુ થાય તો તેઓ નિયમા સાતમી નરકે જાય, એવા રૌદ્રધ્યાનના રૌદ્ર પરિણામોમા એ વર્તી રહ્યા હતા એ જ રાજર્ષિના મને, સારા દ્રવ્યના આલબનના યોગે પલટો માર્યો

અને એથી તેઓ શુકલ ધ્યાનના એવા શુદ્ધ પરિણામોમા વર્તવા લાગ્યા કે-જો એ વખતે એ મરે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમા ઉત્પન્ન થાય, અને એમા પણ તેઓ જ્યારે આગળ વધ્યા, એટલે એમણે કેવલજ્ઞાનને ઉપાર્જ્યું માત્ર ધ્યાનમા પણ કર્મોને બાધવાની અને કર્મોને તોડવાની તાકાત કેટલી બધી છે? ધ્યાનથી નરકે પણ જવાય, સ્વર્ગે પણ જવાય અને ક્ષીણકર્મા પણ બની શકાય ધ્યાનની જે તાકાત છે, તે બીજા કોઈની પણ નથી માટે તો કહેવાય છે કે-'मन एव मनुष्याणा कारण बंधमोक्षयो।' મનુષ્યોનુ મન જ, બધનુ અને મોક્ષનું કારણ છે તિર્યંચોનુ મન પણ બધનુ જબરજસ્ત કારણ છે અને તિર્યંચો ય ભલે અલ્પ પ્રમાણમા પણ સકામ નિર્જરાને સાધી શકે છે આ ઉપરથી તમે સમજી શકયા હશો કે-દરેકે દરેક સજ્ઞ જીવોએ, પોતાના ભાવને વિશુદ્ધ બનાવી રાખવાની ખૂબ જ કાળજી રાખવી જોઈએ વિવેકી માણસ તો, ખરાબ ક્રિયા વખતે ય ભાવની શુદ્ધિને સાધનારો અને જાળવનારો બની શકે છે આમ છતા પણ, ભાવને પેદા થવામા, ભાવને શુદ્ધ બનાવવામા, દ્રવ્ય ય કારણ બની શકે છે એક ખરાબ વાતે, કાને પડી એટલા માત્રથી પણ, રાજર્ષિ પ્રસન્નચન્દ્રની માનસિક હાલતને કેટલી બધી બગાડી મૂકી? એટલે અશુભ દ્રવ્ય અશુભ અધ્યવસાયનુ અને શુભ દ્રવ્ય શુભ અધ્યવસાયનું કારણ બની શકે છે એટલુ ખરું કે-કોઈ જીવ વિશેષે અશુભ દ્રવ્ય પણ શુભ અધ્યવસાયનું અગર તો શુભ દ્રવ્ય પણ અશુભ અધ્યવસાયનુ કારણ બને, તો એ ય શકય છે પણ જ્યારે દ્રવ્યના સ્વરૂપનુ વર્ણન કરાય, ત્યારે તો શુભ દ્રવ્યને જ શુભ , ય કારણ તરીકે અને અશુભ દ્રવ્યને જ

## ૧૨—સૂત્રદેહ

<u>સૂત્ર રૂપ દેહનું પ્રમાણ</u>

દશમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે—

" षट्त्रिंशत्प्रश्नसहस्रप્રमाणसूत्रदेहस्य "

એટલે કે-જયકુંજરનો દેહ જેમ પ્રમાણોપેત હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રનો સૂત્ર રૂપ જે દેહ, તે પણ પ્રમાણોપેત છે આ શ્રી ભગવતીજી સૂત્રના સૂત્ર રૂપ દેહનું પ્રમાણ એ છે કે-આ સૂત્રમા કુલ છત્રીસ હજાર પ્રશ્નો છે અહીં કોઈ કહેશે કે-' શું શ્રી ભગવતીજી સૂત્રમા માત્ર પ્રશ્નો જ છે ? ઉત્તરો નથી જ ? ' તો કહેવું પડે કે-ઉત્તરનો ભાવ તો પ્રશ્નની સાથે સકળાએલો છે આ સૂત્ર કાઈ કોઇને મુઝવી મારવાને માટે નથી, પણ મુંઝાએલાઓની મુઝવણને ટાળવાને માટે છે માટે જેટલી સખ્યામા પ્રશ્નો છે, તેટલી સંખ્યામા ઉત્તરો પણ સમજી જ લેવા

વળી, કોઇ એમ પણ કહે કે-' षट्त्रिंशत् અને सहस्र એ બે શબ્દોની વચ્ચે પ્રશ્ન શબ્દને મૂકવાનું કારણ શું? षट्त्रिंशत् અને सहस्र એ બન્ને ય સખ્યાવાચક શબ્દોને પાસે પાસે મૂકીને પછી પ્રશ્ન શબ્દ મૂકવો હતો અથવા તો પહેલા પ્રશ્ન શબ્દને મૂકીને, તે પછી બન્ને ય સખ્યાવાચક શબ્દોને સાથે મૂકવા હતા ' આ વાત જરા વિચારવા જેવી

તો ખરી જ આનો ખૂલાસો સમજવાને માટે, સૌથી પહેલા તમે એ વિચારો કે-અહીં એટલે આ વિશેષણમાં બતાવવાની મુખ્ય વસ્તુ કયી છે ?

**પ્રશ્ન૦** સૂત્ર રૂપ દેહ

માત્ર સૂત્ર રૂપ દેહ-એમ નહિ, પણ સૂત્ર રૂપ દેહ પ્રમાણોપેત છે, પ્રમાણવિહીન નથી, એ જ આ વિશેષણમાં બતાવવાની મુખ્ય વસ્તુ છે હવે એ જૂઓ કે-સૂત્ર રૂપ દેહનું જે પ્રમાણ બતાવવાનુ છે, ત સંખ્યાથી બતાવવાનુ છે, નહિ કે-પ્રશ્નોથી સખ્યા બતાવવાની પ્રશ્નોની, પણ બતાવવાની તો સંખ્યા જ આથી, પ્રમાણ શબ્દની પૂર્વે સખ્યાવાચક સહસ્ર શબ્દ મૂકવામા આવ્યો છે હવે જો પ્રશ્ન શબ્દને પહેલો મૂકીને **प्रश्नषट्त्रिंशत्सहस्रप्रमाण** એ પ્રમાણે કહ્યું હોત, તો એ રચના ક્લિષ્ટ બનત અને તેનો જે અર્થ થાત, તે અર્થ જે અર્થને બતાવવાનો ટીકાકાર મહર્ષિનો ભાવ છે, તેની સાથે બંધબેસતો થાત નહિ એટલે, ટીકાકાર મહર્ષિ જે અર્થને અને જે ભાવને આ દશમા વિશેષણથી બતાવવાને ઇચ્છે છે, તે અર્થને અને તે ભાવને લક્ષ્યમાં રાખીને જો વિચાર કરવામા આવે, તો જરૂર એ વાતને સમજી શકાય કે-તે અર્થને અને તે ભાવને બતાવવાને માટે તો, ટીકાકાર મહર્ષિએ આ પદની જે પ્રકારે રચના કરી છે, તે પ્રકારની રચના જ યોગ્ય છે

## ૧૩–ચાર અનુયોગો

ચાર અનુયોગો રૂપ ચાર ચરણો

આ શ્રી ભગવતીજી સૂત્રમા છત્રીસ હજાર પ્રશ્નો હોવા છતા પણ, આ આખા ય સૂત્રને જો માત્ર ચાર જ વિભાગોમા વહેંચવુ હોય, તો તેમ પણ વહેંચી શકાય એવુ છે–એ વાતને જ જાણે દર્શાવતા હોય તેમ, દશમા વિશેષણ દ્વારા સૂત્ર પ્રમાણને દર્શાવ્યા બાદ, તરત જ ટીકાકાર મહર્ષિ અગીઆરમા વિશેષણ તરીકે ફરમાવે છે કે–

' चतुरनुयोगचरणस्य "

એટલે કે–જયકુંજર જેમ ચાર ચરણોએ સહિત છે, તેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ ચાર ચરણોએ સહિત છે. જયકુંજર જેમ ચાર ચરણો ઉપર ઉભો રહેલો હોય છે, તેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ ચાર ચરણોના આધારે ઉભેલ છે જયકુંજરની ગતિ જેમ ચાર ચરણોથી હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ ચાર ચરણોથી ગતિમાન બનેલુ છે જયકુંજરના ચાર ચરણો તો ઝટ દેખાઈ આવે છે, પરન્તુ શ્રી ભગવતીજી સૂત્રના ચાર ચરણો કયા ? એ બાબતનો ટીકાકાર મહર્ષિએ આ વિશેષણરૂપી પદમા [illegible] આપી દીધેલો છે–ચાર અનુયોગો, એ શ્રી [illegible] ચાર ચરણો [illegible] અનુયોગોના નામો [illegible] કવા

હશે એક દ્રવ્યાનુયોગ, બીજો ગણિતાનુયોગ, ત્રીજો ધર્મકથાનુયોગ અને ચોથો ચરિતાનુયોગ શ્રી ભગવતીજી સૂત્ર આ ચારેય અનુયોગો ઉપર સ્થિત છે

## આ સૂત્ર પ્રતિપાદનાત્મક શૈલિવાળું નથી પણ પ્રશ્નોત્તરાત્મક શૈલિવાળુ છે તેથી ચારેય અનુયોગોથી યુક્ત છે

આ વિશેષણની મહત્તા શી છે? આ વિશેષણની, એ પણ એક મહત્તા છે કે-આ શ્રી ભગવતીજી સૂત્રમા ચારેય અનુયોગો છે જેવી રીતિએ આ શ્રી ભગવતીજી સૂત્રમા ચારેય અનુયોગો સમાએલા છે, તેવી રીતિએ અન્ય સૂત્રોમા ચારેય અનુયોગો સમાએલા નથી બીજા સૂત્રોને માટે તો એમ કહી શકાય કે-આ સૂત્રમા અમુક અનુયોગની પ્રધાનતા છે, જ્યારે પેલા સૂત્રમા અમુક અનુયોગની પ્રધાનતા છે, પરન્તુ શ્રી ભગવતીજી સૂત્રને માટે એમ કહી શકાય એવું નથી કે-આ સૂત્રમા અમુક અનુયોગની પ્રધાનતા છે આ સૂત્ર પ્રશ્નોત્તરાત્મક છે છત્રીસ હજાર પ્રશ્નોત્તરો બધા ય પ્રશ્નો કોઈ ને કોઈ અનુયોગના ખાનામા જાય જ પ્રશ્નોત્તરાત્મક શૈલિમા અને પ્રતિપાદનાત્મક શૈલિમા ફેર હોય છે પ્રતિપાદનાત્મક શૈલિમા પ્રાય મુખ્ય વિષય એકધારો વર્ણવાયે જાય છે એમા પ્રશ્નોત્તરો નથી જ હોતા-એમ નહિ એમા પણ સ્થાને સ્થાને શકાઓને ઉઠાવીને સમાધાનો આપવામા આવ્યા હોય છે શકાઓને ઉઠાવીને તેના સમાધાનો આપવાથી, શિષ્યને માટે અર્થનુ અને ભાવનુ ગ્રહણ સુલભ બને છે તેમ જ થયેલુ જ્ઞાન સુદૃઢ થાય છે આવા પ્રકારે જે પ્રશ્નોત્તરો સૂત્રમા આવે તે પ્રશ્નોત્તરો ો, તેમા જે વિષય ચાલુ હોય, તેને જ અનુરૂપ અથવા અનુકૂલ

આવે એ પ્રશ્નોત્તરો ખરા, પણ તે ચાલુ વિષયની બહારના નહિ એ પ્રશ્નોત્તરો પણ એક બીજાની સાથે સબધ રાખનારા હોય પ્રતિપાદનાત્મક શૈલિમા આવું હોય, જ્યારે પ્રશ્નોત્તરાત્મક પદ્ધતિ એથી નોખી પડે છે તમે કોઈ પણ પ્રશ્નોત્તરનો ગ્રન્થ જૂઓ, તો તેમા તમે 'ઉપલા પ્રશ્નોત્તરની સાથે નીચલા પ્રશ્નોત્તરનો સબધ અવશ્યભાવી છે'—એવું લક્ષણ નહિ ઘટાવી શકો એ પ્રશ્નોત્તરોમા તો, તેની આજુબાજુના પ્રશ્નોની સાથે સબધ હોય પણ ખરો અને સબધ ન પણ હોય એટલે, એમા એક જ વિષય સીધે સીધો સળંગ વર્ણવાયો ગયો હોય, એવું બને નહિ શ્રી ભગવતીજી સૂત્ર પ્રશ્નોત્તરાત્મક શૈલિનુ છે, એટલે આવું છે કોઈ પ્રશ્નોત્તર ધર્મકથાનુયોગના સબધવાળો હોય, તો કોઈ પ્રશ્નોત્તર ગણિતાનુયોગના સબધવાળો હોય, અથવા તો, કોઈ પ્રશ્નોત્તર દ્રવ્યાનુયોગના સબધવાળો હોય, તો કોઈ પ્રશ્નોત્તર ચરણ-કરણાનુયોગના સબધવાળો હોય આમ હોવાથી, આ શ્રી ભગવતીજી સૂત્ર ચારેય અનુયોગોથી સપન્ન છે શ્રી આચારાગ સૂત્રમા જેમ ચરણ-કરણાનુયોગનુ, શ્રી સૂત્રકૃતાગ સૂત્રમા જેમ દ્રવ્યાનુયોગનુ, શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ સૂત્રમા જેમ ગણિતાનુયોગનું અને શ્રી જ્ઞાતાધર્મકથાગ સૂત્રમા જેમ ધર્મકથાનુયોગનું વર્ણન છે, તેવા પ્રકારે આ શ્રી ભગવતીજી સૂત્રમા અમુક અનુયોગને ઉદ્દેશીને જ વર્ણન નથી, પરન્તુ ભિન્ન ભિન્ન અનુયોગોની સાથે સબધ ધરાવનારા ભિન્ન ભિન્ન પ્રશ્નોત્તરો, આ શ્રી ભગવતીજી સૂત્રમા છે

અનુયોગો ચાર જ-કેમ?

અનુયો[illegible] આ ચાર અનુયોગોમા, કથિત-

અને કથનીય એવી સઘળી ય બાબતોનો સમાવેશ થઈ જાય છે જગતમા બનેલી, બનતી અને બનનારી સઘળી ય બાબતોનો તેમ જ જગતમા કહેવાએલી, કહેવાતી અને કહેવાનારી સઘળી ય બાબતોનો સમાવેશ, આ માત્ર ચાર અનુયોગોમા જ થઈ જાય છે આ ચાર અનુયોગો એવા છે કે-એકનો પણ અભાવ અધુરાપણાને દેખાડ્યા વિના રહે નહિ અને એકનો પણ ઉમેરો અનાવશ્યક પૂરવાર થયા વિના રહે નહિ આ ચારેય અનુયોગો પરસ્પર સર્વથા ભિન્નત્વવાળા છે-એવું નથી, પરન્તુ ચારેય અનુયોગો એક-બીજાની સાથે સકળાએલા પણ છે

<u>અનુયોગ કોને કહેવાય ?</u>

અનુયોગ કોને કહેવાય ? યુજ્ ધાતુને અનુ ઉપસર્ગ લાગ્યા પછીથી અનુયોગ શબ્દ બન્યો છે અનુ એટલે અનુકૂળ અથવા અનુરૂપ અને યોગ એટલે જોડાણ અનુકૂલ કે અનુરૂપ એવુ જે જોડાણ, તેને કહેવાય અનુયોગ દ્રવ્યને વિષય કરનારો જે અનુયોગ, તેને દ્રવ્યાનુયોગ કહેવાય, ગણિતને વિષય કરનારો જે અનુયોગ, તેને ગણિતાનુયોગ કહેવાય, ધર્મકથાને વિષય કરનારો જે અનુયોગ, તેને ધર્મકથાનુયોગ કહેવાય, અને ચરણ-કરણને વિષય કરનારો જે અનુયોગ, તેને ચરણ-કરણાનુયોગ કહેવાય ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, કાલ, જીવ અને પુદ્ગલ-આ છ દ્રવ્યો છે સમગ્ર જગતમા આ છ જ દ્રવ્યો છે આ છમા ન આવે-એવુ એક પણ દ્રવ્ય આ જગતમા નથી આ છ દ્રવ્યો સત્ છે કે અસત્ છે-એ વિગેરે બાબતોની પર્યાલોચના જે અનુયોગમા હોય, તેને દ્રવ્યાનુયોગ કહેવાય, સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર આદિના ચાર વિગેરે સંબંધી શ્રી

સૂર્યપ્રજ્ઞપ્તિ આદિમા જે વર્ણન છે, તેને ગણિતાનુયોગ કહેવાય, દુર્ગતિમા પડતા પ્રાણિને જે ધારે તેને ધર્મ કહેવાય અને તે સબધી જે કથા, તેને ધર્મકથાનુયોગ કહેવાય, જ્યારે જેમા ચરણ અને કરણ સબધી વર્ણન હોય-આચાર સબધી વર્ણન હોય, તેને ચરણ-કરણાનુયોગ કહેવાય. સાધુપણાનુ નિત્યાનુષ્ઠાન, તે કહેવાય ચરણ અને સાધુને પ્રયોજન પ્રાપ્ત થયે જે પિણ્ડવિશુદ્ધિ આદિ રૂપ આચરણ કરવુ પડે, તેને કરણ કહેવાય આમા, સમસ્ત જગતની સમસ્ત પ્રવૃત્તિઓનો અને સમસ્ત જગતના સમસ્ત પદાર્થોનો સમાવેશ થઈ જાય છે તજવા લાયક શુ શું, સ્વીકારવા લાયક શુ શું અને માત્ર જાણવા લાયક શું શુ-એ પણ આ ચાર અનુયોગોમા આવી જાય છે સઘળા ય શાસ્રો આ ચાર અનુયોગોથી પૂર્ણ છે, એટલે કે-કોઈ પણ શાસ્ત્રમા પાચમો અનુયોગ નથી, તેમ કોઈ પણ શાસ્ત્ર આ ચાર અનુયોગોમા સમાઇ જતુ ન હોય-એવુ પણ નથી

ચરણો તરીકે અનુયોગોની ઘટના બધબેસતી છે

આટલા ઉપરથી તમે સમજી શકયા હશો કે-ચાર અનુયોગોની શ્રી જૈન શાસનમા શી મહત્તા છે ? ગમે તેનુ વર્ણન કરો અને ગમે તેવુ વર્ણન કરો, પણ તે આ ચાર અનુયોગોમા ગમે ત્યા બધબેસતું થઈ જ શકે કોઈ પૂછે કે-'ચરણની, પગની મહત્તા શી ?' એવુ પૂછનારો હાસ્યને પાત્ર જ બને ને? સામે કહેનાર તો કહી દે કે-'જો પગ જ ન હોય, તો પછી શરીરની કિંમત જ શી છે ?' જયકુજર ગમે તેવો સારો હોય, પણ પગ વિનાનો હોય તો ? ત્રણ, બે કે એક પગવાળો હોય તો ? લુલો-લગડો હોય તો ?

એની આખી ય શોભા મારી જાય ને? શોભા મરી જાય તો મરી જાય, પણ એનુ સામર્થ્યેય મરી જાય ને? કોઈથી પણ નહિ જીતાવુ, સામે આવેલા દુશ્મનને જીતી લેવો, માલિકને પરાજય પામવા દેવો નહિ અને યુદ્ધમા માલિકને જય પમાડવો–એ બધી જયકુજરની મહત્તા, જયકુજરને જો પગ ન હોય, તે લૂલો હોય અગર તો લગડો હોય તો પણ, સુસભવિત છે? એક માત્ર ચરણની ખોડ, બધી જ ખોડ લાવે આટલા માટે જ, ટીકાકાર મહર્ષિએ, શ્રી ભગવતીજી સૂત્રમા રહેલા ચાર અનુયોગોને, જયકુજર હાથીના ચાર ચરણોને સ્થાને ઘટાવેલ છે બુદ્ધિશાલી અને જ્ઞાની માણસો, ઘટના પણ એવી કરે કે–જે સ્થાને હોય અસ્થાને અથવા તો બધબેસતી થાય નહિ–એવી ઘટના કરવી, એ તો જ્ઞાનની તેમ જ બુદ્ધિની ઉણપને સૂચવનારી વસ્તુ છે

<u>પોતપોતાના વિષયે બલવાન</u>

ચારેય અનુયોગો ઉપકારી પણ છે અને આવશ્યક પણ છે–એટલા માટે તો, ઉપકાનીઓએ આ ચારેય અનુયોગોને પોતપોતાના વિષયમા બલવાન તરીકે પણ વર્ણવેલા છે જે અનુયોગનો જે વિષય, તે વિષયમા તે અનુયોગ બલવાન જ્યારે અનુયોગોની ભિન્ન–ભિન્નપણે મહત્તા વર્ણવાય, ત્યારે દરેકને પોતપોતાના વિષયમા બલવાન જ કહેવાય

<u>ચાર અનુયોગોમા દ્રવ્યાનુયોગને સર્વપ્રધાન કહેવામા રહેલી દૃષ્ટિ</u>

પોતપોતાના વિષયમા બલવાન એવા પણ આ ચાર અનુયોગો, એક–બીજાથી પ્રધાન પણ ગણાય છે અને એક–

બીજાથી બલવાન પણ ગણાય છે પ્રધાનપણામા જૂદી દષ્ટિ છે અને બલવાનપણામા જૂદી દષ્ટિ છે પ્રધાનતાની દષ્ટિએ વિચાર કરવામા આવે, તો ચારેય અનુયોગોમા સર્વપ્રધાન અનુયોગ તરીકે દ્રવ્યાનુયોગને જ માનવો પડે કેમ? ઘઉં, ઘી, ગોળ વિગેરે પદાર્થો અસ્તિત્વમા હોય, તો જ લાડવા વિગેરે જે કાંઈ બનાવવુ હોય, તે બની શકે ને? જો મૂળ પદાર્થો જ અને તે પણ તથાપ્રકારના સ્વરૂપવાળા વિદ્યમાન ન હોય, તો મનમા જ મોતીના ચોક પૂરવા જેવું થાય. દ્રવ્યાનુયોગના મિલનથી જ ગણિતાનુયોગનુ અસ્તિત્વ સભવિત બને છે દ્રવ્યો જ અસ્તિત્વમા ન હોય, તો પછી તે કેટલા છે, તેની ગતિ કેવી છે-ઝડપી છે કે ધીમી છે, એ વિગેરે વાતનો પ્રસંગ જ ઉભો થતો નથી એવી જ રીતિએ, દ્રવ્યો જ ન હોય, તો ધર્મ શું કરવાને માટે?, એનુ વર્ણન શું કરવાને માટે?, એને આચરનાર જ કોણ?-એ બધા પ્રશ્નો ઉભા થઈ જાય એટલે દ્રવ્યાનુયોગના મિલનથી જ જેમ ગણિતાનુયોગનુ અસ્તિત્વ સભવે છે, તેમ ધર્મકથાનુયોગનુ અસ્તિત્વ પણ દ્રવ્યાનુયોગના મિલનથી જ સભવે છે હવે ચોથો જે ચરણ-કરણાનુયોગ, તેનુ અસ્તિત્વ પણ દ્રવ્યાનુયોગના મિલનથી જ સભવિત બને છે જીવ જ ન હોય, જીવ હોય, પણ જીવની સાથે જો કર્મનો યોગ ન હોય, જીવેય હોય અને જીવની સાથે કર્મનો યોગ પણ હોય, પણ તે યોગ જો સપૂર્ણપણે ટળી શકે તેવો ન હોય, એવું બધુ હોય, તો ચરણ-કરણાનુયોગનો ઉપયોગ જ શો? આમ દ્રવ્યાનુયોગનું અસ્તિત્વ હોવાથી અને તે તે દ્રવ્યોના મિલનથી જ, બાકીના ત્રણેય અનુયોગો અસ્તિત્વને પામેલા છે એક

માત્ર દ્રવ્યાનુયોગના અભાવે, સર્વ અનુયોગોનો અભાવ જ થઈ જાય છે અથવા તો કોઈ પણ અનુયોગ દ્રવ્યાનુયોગના મિલન વિના અસ્તિત્વમા આવી શકતો જ નથી એ કારણે, જ્ઞાની મહાપુરૂષોએ ચારેય અનુયોગોમા દ્રવ્યાનુયોગને સર્વપ્રધાન અનુયોગ તરીકે વર્ણવેલ છે

## બલવત્તાની દૃષ્ટિએ ચરણ-કરણાનુયોગની બીજા અનુયોગોથી શ્રેષ્ઠતા

આમ, પ્રધાનતાની દૃષ્ટિએ દ્રવ્યાનુયોગ સર્વપ્રધાન ઠરતો હોવા છતા પણ, બલવત્તાની અપેક્ષાએ તો ચરણ-કરણાનુયોગ જ, અન્ય સર્વ અનુયોગોના કરતા બલવાન ઠરે છે ચરણ-કરણાનુયોગ, એ એક એવો અનુયોગ છે કે-બાકીના ત્રણ અનુયોગોનુ ઉપાદાન એક માત્ર ચરણ-કરણાનુયોગ જ છે ચરણ-કરણાનુયોગ સિવાયના જે ત્રણ અનુયોગો છે, તે જો ચરણ-કરણાનુયોગની ઉત્પત્તિ થવા પામેલી હોય, તો તેના સરક્ષણને માટે છે અને જો ચરણ-કરણાનુયોગની ઉત્પત્તિ થવા પામી ન હોય, તો ચરણ-કરણાનુયોગની ઉત્પત્તિ થવા પામે એ માટે છે કર્પૂરના વૃક્ષોવાળો વનખડ હોય, તો તેના રક્ષણને માટે વાડ તો હોય જ ને? અનાજ વિગેરેના ખેત રોને વાડ હોય છે, તો કર્પૂરના વૃક્ષોવાળા ક્ષેત્રને વાડ ન જોઈએ? આપણે તો એ જોવાનુ છે કે-એમા મહત્ત્વ વાડનું કે વૃક્ષોનું? કોઈ કહેશે કે-'જો વાડ ન હોય, તો વૃક્ષોનુ રક્ષણ શી રીતિએ થાય?' આપણે કહીએ કે-તારી વાત તદ્દન સાચી છે રક્ષણ માટે વાડ જોઈએ જ વાડ રક્ષક છે માટે વાડનું મહત્ત્વેય છે, પણ વાડનુ મહત્ત્વ કોના મહત્ત્વને

આભારી છે? વાડના રક્ષણમા રહેલા વૃક્ષોના મહત્ત્વને જ વાડનુ મહત્ત્વ આભારી છે અદરના વૃક્ષોનુ મહત્ત્વ જો ન હોત, તો વાડનુ મહત્ત્વ અકાત નહિ અદર થોરીયા જ હોત, તો વાડ કરનારને લોક મૂર્ખ કહેત અદરનો માલ જેમ વધારે કિંમતી, તેમ જ તેના રક્ષકનુ મહત્ત્વ વધારે એવી જ રીતિએ, ચરણ-કરણાનુયોગ સિવાયના ત્રણ અનુયોગોનુ મહત્ત્વ ખરૂ, પણ તે શાથી? એ ત્રણ અનુયોગો ચરણ-કરણાનુયોગના રક્ષક છે માટે અથવા તો એ ત્રણ અનુયોગો ચરણ-કરણાનુયોગના પ્રાપક બને છે માટે! એક ચરણ-કરણાનુયોગને બાદ કરી નાખીએ, તો એ સિવાયના ત્રણેય અનુયોગો બાહ્ય લાગે ઉંચુ અને વિશાલકાય વૃક્ષ પણ, જો તે સુગધીદાર પુષ્પો અને સુન્દર ફ્લોથી વિહીન હોય, તો તે શોભે નહિ, તેમ ત્રણેય અનુયોગો હોવા છતા પણ જો એક ચરણ-કરણાનુયોગ ન હોય, તો તે ત્રણેય અનુયોગો વાઝીયા ગણાય આ દૃષ્ટિએ ચારેય અનુયોગોમા પ્રધાનતા ચરણ-કરણાનુયોગની છે

બાકીના ત્રણ અનુયોગો ચરણ-કરણાનુયોગના હેતુ રૂપ છે

આમ, ભિન્ન ભિન્ન અપેક્ષાઓએ વિચાર કરો, તો એક અપેક્ષાએ જેમ દ્રવ્યાનુયોગને સર્વપ્રધાન અનુયોગ તરીકે ગણી શકાય તેમ છે, તેમ બીજી અપેક્ષાએ ચરણ-કરણાનુયોગને પણ સર્વપ્રધાન અનુયોગ તરીકે ગણી શકાય તેમ છે તમે જ વિચાર કરો કે-'તમને ધર્મકથાઓ કહેવાય છે, તે શા માટે અથવા તો તમે ધર્મકથાઓને સાભળો છો, તે શા માટે?' એનો હેતુ તો, શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિ, એ જ હોવો જોઇએ ને? મોક્ષને પામવાને માટે, સકલ કર્મોથી-રહિત

બનવું એ જરૂરી છે અને કર્મોની સુન્દર નિર્જરા ચારિત્રથી થાય છે, માટે ધર્મકથાનુ શ્રવણ જો ચારિત્રના ભાવને પેદા કરે અથવા તો ચારિત્રને પમાડે, તો જ સફલ બન્યુ કહેવાય ને? તમે આ વાત માનો છો, એટલે ધર્મકથાનુયોગ એ ચરણ-કરણાનુયોગનો હેતુ છે—એ વાત પણ તમે માની જ લીધી, એમ નક્કી થયુ હવે ગણિતાનુયોગ લો દીક્ષા આપવી, વડી દીક્ષા આપવી, એ વિગેરે કાર્યો શુભ વાર, શુભ તિથિ, શુભ નક્ષત્ર, શુભ મુહૂર્ત્ત અને શુભ યોગ આદિમા કરાય છે દીક્ષા પ્રદાનાદિ શુભ કાર્યો, શા માટે શુભ વાર અને શુભ તિથિ આદિમા કરાય છે? કાલનુ શુભપણું પણ ચારિત્રના પાલનમા અને ચારિત્રની અભિવૃદ્ધિમા કારણ બની શકે છે, એમ જ્ઞાનિઓએ જોયુ છે—એ માટે જ ને? હવે જો દીક્ષાદિક શુભ કાર્યો જ ન કરવાના હોય, તો શુભ કાલની ગણત્રીની મહત્તા પણ શી છે? માટે ગણિતાનુયોગ પણ ચરણ-કરણાનુયોગનો હેતુ છે—એમ નક્કી થયુ દ્રવ્યાનુયોગ, એ આ બે અનુયોગોના કરતા જૂદી જ રીતિએ ચરણ-કરણાનુયોગનો હેતુ બને છે દ્રવ્યાનુયોગ, એ આત્માના સમ્યગ્દર્શન ગુણની પ્રાપ્તિનો તથા સમ્યગ્દર્શન ગુણની શુદ્ધિનો હેતુ બને છે દ્રવ્યાનુયોગને જાણ્યો, પણ સમ્યગ્દર્શનનુ પ્રગટીકરણ ન થયુ, તો માનો કે—એણે દ્રવ્યાનુયોગને સાચા સ્વરૂપમા જાણ્યો જ નથી દ્રવ્યોના સ્વરૂપનુ યથાર્થ જ્ઞાન જ, સમ્યગ્દર્શન વિના સભવતું નથી અને દ્રવ્યોના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન જેમ જેમ વધે છે, તેમ તેમ આત્માના સમ્યગ્દર્શન ગુણની નિર્મલતા થયા વિના રહેતી નથી દ્રવ્યાનુયોગનુ જ્ઞાન, તત્ત્વોના યથાવસ્થિત અર્થની જે શ્રદ્ધા હોય છે, તેને નિર્મલ એવી રીતિએ બનાવે છે કે—એ જ્ઞાન તત્ત્વોના યથાવસ્થિત સ્વરૂપને

વિશેષ વિશેષ યુક્તિગમ્ય બનાવે છે એટલે થાય છે શું ? શુદ્ધ માન્યતામાં સમજનો ઉમેરો થતો જાય છે અને એથી એ માન્યતા વધારે દૃઢ અને વધારે નિર્મલ બનતી જાય છે શ્રદ્ધાની નિર્મલતા, ચારિત્રની નિર્મલતાને પણ લાવે કે નહિ ? શ્રદ્ધાની નિર્મલતા ચારિત્રને લાવનારી પણ નિવડે અને ચારિત્રને શુદ્ધ બનાવનારી પણ નિવડે શ્રદ્ધાળુને ખરેખરી આકાંક્ષા જ ચારિત્રની હોય વળી, સમ્યગ્દર્શન વિના સમ્યક્ચારિત્ર સંભવતું નથી આમ દ્રવ્યાનુયોગના પ્રતાપે જે લક્ષ્ય નિપજે છે, તેમાં ય ચારિત્ર જ આવે છે આથી ચારેય અનુયોગોમાં ચરણ-કરણાનુયોગ એ સર્વપ્રધાન અનુયોગ છે-એમેય કહેવાય

<u>ચરણમાં વ્યવસ્થિત થયેલો જ બાકીના ત્રણ અનુયોગોના ગ્રહણ માટે સમર્થ બને છે</u>

વળી, ચારિત્રને પામેલો આત્મા જ, બાકીના ત્રણ અનુયોગોને એટલે ધર્મકથાનુયોગ, ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગને ગ્રહણ કરવાને માટે સાચો સમર્થ બની શકે છે કેમ ? ચારેય અનુયોગોના ગ્રહણમાં, મુખ્યતા શ્રમણપણાની જ રહેવાની આમ કહીને, બીજા અનુયોગોના મહત્ત્વને ઝાંખપ લગાડાતી નથી, પણ એ અનુયોગોના ગ્રહણનું જે લક્ષ્ય છે અને એ અનુયોગોના ગ્રહણનો જે વિધિ છે, તેનો ખ્યાલ અપાઇ રહ્યો છે વાતના રહસ્યને જે સમજી શકે નહિ તે મુંઝાય પોતાની બુદ્ધિ ચાલે નહિ અને પોતે બીજાની બુદ્ધિએ ચાલે નહિ, તો મુંઝાયા જ કરવાનું હોય ને ? જ્યારે સમજાવનાર મળે અને એણે આપેલી સમજ ગળે ઉતરે, ત્યારે કામ થાય એ વિના ~ ટળે નહિ

એક રાજાના રાજ્યપ્રદેશમા ચાર પ્રકારની ખાણો હતી. એક રત્નની ખાણ હતી, બીજી સોનાની ખાણ હતી, ત્રીજી રૂપાની ખાણ હતી અને ચોથી લોઢાની ખાણ હતી

એ રાજાને ચાર પુત્રો હતા, એટલે એ રાજાએ રાજ્યની જે હાથી વિગેરે સામગ્રી હતી, તેના ભાગ પાડી આપવાની સાથે, પોતાના દરેક પુત્રને એક એક ખાણ પણ આપી

રાજાએ આ પ્રમાણે વહેંચણી કરી, એટલે જેને લોઢાની ખાણ મળી હતી, તેને તો ખૂબ જ ખોટુ લાગી ગયુ એને લાગ્યુ કે-'પિતાએ મને લોઢાની ખાણ આપીને, મારૂ અપમાન જ કર્યું છે'

એ છોકરાને તો એમ લાગ્યુ, પણ હવે તમે કહો કે-તમારો શો મત છે?

પ્રશ્ન૦ પિતાએ જે આપ્યુ તે ખરૂં, પણ લાગે તો ખરૂ કે-હલકામા હલકી ચીજ મને આપી!

તમે પણ લાબી દૃષ્ટિએ વિચારી શકયા નહિ જેને લોઢાની ખાણ આપી હતી, તેને રાજાએ એ ખાણને સૌથી સારી જાણીને જ આપી હતી રાજા બહુ બુદ્ધિશાલી હતો, માટે એણે પોતાના વહાલામા વહાલા દીકરાને એ ખાણ આપી હતી કોઈ છોકરો એની ઇર્ષ્યા કરે નહિ અને કોઈ પણ છોકરાને એના વિના ચાલે જ નહિ—એવી બુદ્ધિમત્તાને વાપરીને, રાજાએ પોતાના સર્વથી વિશેષ પ્રિય પુત્રને એ ખાણ આપી હતી પણ જેને એનો પરમાર્થ સમજાય નહિ, તે મુઝાય અને એથી તેને લાગી આવે તે સ્વાભાવિક છે

પેલા રાજપુત્રને ઘણું લાગી આવ્યુ અને એથી તે ચિન્તામગ્નેય બની ગયો, પણ કુળવાન હોવાથી એણે બીજુ

કોઈ ઉદ્ધત પગલુ ભર્યું નહિ એટલામા, એને, નામે પણ સુબુદ્ધિ અને ગુણે પણ સુબુદ્ધિ એવો મન્ત્રી મળી ગયો પેલા રાજપુત્રે સુબુદ્ધિ મત્રીની પાસે પોતાનો મનોભાવ પ્રગટ કર્યો

સુબુદ્ધિ મત્રીએ, એ રાજપુત્રને કહ્યું કે–' આપ બી'કુલ ચિન્તા કરો નહિ આપને જ ચારેય ખાણોમા પ્રધાન ખાણ મળી ગઈ છે જો આપ ધીરજ રાખશો અને જો આપ ધારશો તો લોઢાના ભાવ આપ ચાદી, સોના કે હીરાથી તોલીને પણ લઈ શકશો અને તે આપને મળી શકશે '

રાજપુત્રે પૂછ્યુ કે–' એવુ કેમ બને ?'

સુબુદ્ધિ મત્રીએ કહ્યું કે–' ના શું બને ? રત્નોને કે ચાદીને ખાણમાથી કાઢવાને માટે, લોઢાની જરૂર પડ્યા વિના રહેવાની છે ખરી ? ખાણને ખોદવાને માટે તો લોઢાના જ કોશ, કોદાળા ને પાવડા વિગેરે જોઈશે ને ? ત્યારે આ રાજ્યપ્રદેશમા જેટલુ લોખડ છે, તે સર્વ ઉપરનો અધિકાર તો, રાજાએ માત્ર આપને જ આપેલો છે જ્યારે એમને રત્નોની, સોનાની, કે રૂપાની જરૂર પડશે, ત્યારે એમને આપની પાસે આવ્યે જ છૂટકો છે એ વખતે એમને આપનું મોમાગ્યુ મૂલ્ય આપવુ પડશે, આપ તેમને લોઢુ આપવાની ના પાડશો, તો તેમને રત્નાદિકે તોલીને પણ આપની પાસેથી લોઢુ લઈ જ જવું પડશે, કારણ કે–આપની પાસેથી લોઢુ લીધા વિના, એ બધા પોતપોતાની ખાણને ખોદી શકશે નહિ, ખાણને ખોદી શકશે નહિ, એટલે રત્નાદિકને મેળવી શકશે નહિ, અને એમ રત્નાદિકને મેળવી નહિ શકે, એટલે છતી ખાણોએ પણ તેમનો નિર્વાહ થઈ શકશે નહિ તેમને પોતપોતાની ખાણથી નિર્વાહ કરવાને માટે, તમારી ખાણનો આશ્રય લીધે જ છૂટકો છે

તમારી ખાણનો આશ્રય મળે, તો જ એમની ખાણોની કિંમત છે તમારી ખાણનો આશ્રય ન મળે, તો એમની ખાણો કિંમતી છતા પણ, એમનુ કાંઈ જ સાર્થક કરી શકે તેમ નથી- એમને તો છતે ધાન્યે ભૂખે મરવા જેવું જ થાય ’

સુબુદ્ધિ મંત્રીએ આ પ્રમાણે કહ્યુ, એટલે એ રાજપુત્ર સમજી ગયો, રાજી રાજી થઈ ગયો અને પોતાના પિતાને માટે એને જે જે ખરાબ વિચારો આવ્યા હતા, તે બધા બદલ પશ્ચાત્તાપ કરવાની સાથે તે એમનો ઉપકાર માનવા લાગ્યો-

આ વાતનો સબંધ એ છે કે-દ્રવ્યાનુયોગ એ રત્નોની ખાણ સમાન છે, ગણિતાનુયોગ એ સોનાની ખાણ સમાન છે, ધર્મકથાનુયોગ એ રૂપાની ખાણ સમાન છે અને ચરણ-કરણાનુયોગ એ લોઢાની ખાણ સમાન છે લોઢાની ખાણ જેવો ચરણ-કરણાનુયોગ પણ, રત્નાદિકની ખાણો સમાન બાકીના ત્રણેય અનુયોગોને માટે, આધારભૂત છે શાથી ? ચરણ-કરણાનુયોગની પ્રવૃત્તિ વિના બીજા કોઈ પણ અનુયોગમા પ્રવૃત્તિ થઈ શકતી નથી કેમ બીજા અનુયોગોમા પ્રવૃત્તિ થઈ શકતી નથી ? સૂત્રવાચનને માટે, સાધુઓ જ અધિકારી છે માટે ! લાયક બનેલા સાધુઓ જ સૂત્રવાચન કરી શકે છે એ સિવાયના સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ તો, યોગ્ય બનેલા સાધુઓના શ્રીમુખેથી શ્રવણ કરવા દ્વારાએ, સઘળા અનુયોગોમા પ્રવૃત્તિવાળા બની શકે છે એટલે, ચરણ-કરણાનુયોગના બળે જ, શેષ અનુયોગોના ગ્રહણમા સમર્થ બની શકાય છે ચરણ-કરણાનુયોગનો આધાર લીધા વિના, બાકીના ત્રણ અનુયોગોના ગ્રહણનુ સાચુ સામર્થ્ય વાસ્તવિક રીતિએ પ્રાપ્ત થતું નથી

## ચઢીયાતાપણું દ્રવ્યાનુયોગનું પણ ચરણ-કરણાનુયોગ વિના આદીના ગ્રહણમાં પ્રવૃત્તિ નહિ

આમ છતાં પણ, ચરણ-કરણાનુયોગને લોઢાની ખાણ રૂપે ઓળખાવેલ છે, અને એના પરમાર્થ તરફ દુર્લક્ષ્ય કરવું જોઈએ નહિ. લોઢાની ખાણની જે મહત્તા આંકવામાં આવી, તે એથી આંકવામાં આવી કે-અન્ય ખાણોમાં જે રૂપું, સોનું અને રત્નો રહેલ છે, તેની પ્રાપ્તિ આ લોઢાની ખાણનો સદુપયોગ કરવા દ્વારાએ જ થઈ શકે છે. લોઢાની ખાણને પામીને, જે માત્ર લોઢામાં ને લોઢામાં જ સંતોષ પામે, ચરણ-કરણના આચારોમાં જ જે સર્વસ્વ માની લે અને લોઢાના ઉપયોગથી રૂપાને, સોનાને અને રત્નોને મેળવવાનો ઉદ્યમ જ કરે નહિ, તેના નસિબે તો લોઢું જ રહે. ચરણ-કરણના આચારોને સારી રીતિએ સેવનારો આત્મા, જો કાલ સંબંધી અસ્વાધ્યાય આદિના દોષોનું નિવારણ કરવાને માટે તત્પર બને નહિ, કાલે કાલે આચરવા લાયક અનુષ્ઠાનોથી બેદરકાર રહે, અમુક કાલસમૂહમાં તો અવશ્ય ઉપશમી જ જવું જોઈએ-એ તરફ લક્ષ્ય આપે નહિ, તો એને મળેવી લોઢાની ખાણને જે હેતુથી સર્વપ્રધાન ગણવામાં આવેલ છે, તે હેતુ તેને માટે બર આવે નહિ. એમ, ચરણ-કરણાનુયોગ અને ગણિતાનુયોગથી સમન્વિત બનેલો આત્મા પણ, જો ધર્મકથાના દુર્લક્ષ્યવાળો બને, તો તેના ભાવમાં શૈથિલ્ય આવી જતાં વાર લાગે નહિ. ચરણ-કરણના પાલનને સુવિશુદ્ધ બનાવવામાં, એના પાલનમાં ઉત્સાહિત બનાવવામાં, ધર્મકથાનુયોગ ઘણો જ ઉપયોગી નિવડે છે. ધર્મકથાનુયોગમાંથી વિવિધ પ્રેરણાઓને મેળવીને,

આત્મા, સયમ અને તપની ઉત્કૃષ્ટ કક્ષાએ પણ પહોંચી શકે છે હવે જો દ્રવ્યાનુયોગનુ લક્ષ્ય ન હોય, તો તો આ ત્રણેય અનુયોગો નિષ્ફલ પ્રાય નિવડે છે જીવ એ દ્રવ્ય છે એ દ્રવ્ય કર્મના યોગે મલિન બનેલુ છે કર્મના યોગ રૂપ મલિનતા ટળ્યા વિના, જીવ દ્રવ્ય શુદ્ધ અવસ્થાને પામી શકવાનુ નથી ચરણ-કરણાનુયોગ, ગણિતાનુયોગ અને ધર્મકથાનુ યોગ-એ ત્રણેય અનુયોગો જીવ દ્રવ્યને શુદ્ધ બનાવવાને માટે જ છે 'મારે પણ આ ત્રણેય અનુયોગો દ્વારા મારી જે પરમ શુદ્ધાવસ્થા છે, તેને પ્રગટાવવી જોઇએ'-આ જાતિનુ લક્ષ્ય અવશ્ય આવવુ જોઇએ જો આ રીતિએ વિચાર કરીએ, તો ચરણ-કરણાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મ કથાનુયોગ અને દ્રવ્યાનુયોગ-એ ચાર અનુયોગોમા એક એકથી ચઢીઆતાપણું માલૂમ પડે, પણ ચરણ-કરણાનુયોગ દ્વારાએ શેષ ત્રણ અનુયોગોની પ્રવૃત્તિ હોવાથી, એ દૃષ્ટિએ ચરણ-કરણાનુયોગને પણ સર્વપ્રધાન તરીકે વર્ણવાએલ છે

<u>ચરણ-કરણનો આચાર</u>

કોઈ કહેશે કે-'કાલ ન પાકયો હોય, તો ચરણ-કરણ કરી શું શકે?' કાલ જો ન પાકયો હોય તો ચરણ-કરણ ખાસ કાંઈ કરી શકે નહિ, પરન્તુ જ્યારે કાલ પાકે ત્યારે ય ચરણ-કરણ વિના તો ચાલવાનુ જ નથી ને? વળી, કોઈ કહે કે-'કાલ પાકયો હોય, પણ ધર્મકથાનુયોગ ન મળે તો ચરણ-કરણ આવવાના જ કયાથી?' પણ જ્યારે ધર્મકથાનુયોગ ઉપલબ્ધ થાય, ત્યારે તેની સફળતા તો ચરણ-કરણથી જ થવાની છે ને? કોઇ એમ કહે કે-'કાળેય પાકયો હોય અને

ધર્મકથાનુયોગ પણ મળે, તો પણ જીવ લઘુકર્મી બન્યો ન હોય, તો ચરણ-કરણ કરે શું?' એને ય કહેવાય કે-'જીવને લઘુકર્મી બન્યા પછી તો ચરણ-કરણનું જ આલંબન લેવું પડશે ને? આ ઉપરાન્ત, ચરણ-કરણ તો લઘુકર્મિતાનું ય કારણ બને છે, ધર્મકથાનુયોગની પ્રાપ્તિનું ય કારણ બને છે અને કાલની પરિપકવતામાં ય સહાયક બને છે' કોઈ પણ પ્રકારના દૂષિત ભાવ વિના જ, ચરણ-કરણાનુયોગના આધારને, જીવ જો સ્વીકારી લે અને એના જ આધારને વળગી રહે, તો એનો નિસ્તાર થયા વિના રહે નહિ એનું લક્ષ્ય, ચરણ-કરણને સાધીને રૂપું ને સોનું મેળવવા દ્વારા પણ પરમ પદ રૂપ રત્નને પામવાનું હોવું જોઇએ એ એકનો સાચો આધાર, બાકીના ત્રણેયને લાવી દે અને એમ જીવ સર્વ આપત્તિઓથી મુક્ત બનીને સર્વ સંપત્તિઓનો સ્વામી બની જાય

કથાપ્રસંગો ય કેમ ભૂલાય છે?

એક ચરણે ઉભા રહેવાની આવડતે, તો એક હાથીને અકાલ મૃત્યુથી ઉગારી લીધો અને એના જ પ્રતાપે બે માનવજીવો પણ અકાલ મરણની આપત્તિમાંથી ઉગરી ગયા નુપૂર-પંડિતાનું ઉદાહરણ, કે જે ઘણું જાણીતું છે, તેમાં આ વાત આવે છે

તમને આ વાતનો ખ્યાલ છે? જેમણે નુપૂર-પંડિતાના ઉદાહરણને સાંભળ્યું કે વાંચ્યુ હોય, તેમાંના ઘણાઓને પણ આ વાતનો ખ્યાલ નહિ હોય આવું કેમ બને છે, એ જાણો છો? મૂળમાંથી જ ખામી હોય છે જ્યારે સાંભળે કે વાંચે,

તું કે વાંચવું જોઇએ, તે ધ્યાનથી

વાચે કે સાભળે નહિ એમા ય, પાછા કથારસથી સભળાય-વચાય, એટલે કથાના પ્રસગો ઉપર જે જે વિચારણાઓ થવી જોઇએ, તે તે વિચારણાઓ થાય નહિ વિચારણાઓ ન થાય, એટલે ભિન્ન ભિન્ન પ્રસગોનો જે ભિન્ન ભિન્ન પરમાર્થ, તે લક્ષ્યમા આવે નહિ આથી યાદ રહે તો ય મોટા મોટા પ્રસગો યાદ રહે, પણ બીજુ ઘણું ભૂલાઈ જાય જે યાદ રહે, તેમા પણ કેટલીક વાર જીવનો પોતાનો જે વિષય-કષાયનો રસ, તે પ્રધાન હોય તો જે પ્રસગો એવા રસથી ભરેલા લાગે તે પ્રસગો યાદ રહે-એવુ પણ કોઈ કોઈ જીવોને માટે અને ઉદાહરણ અથવા કથા-એમા અક્ષરો ઘણા અને અર્થ થોડો, પણ એ થોડા અર્થને જો કેળવતા આવડે, તો એમાથી મહા અર્થને પણ પામી શકાય વળી, શુભ ધ્યાનમા પ્રવેશ કરવાને માટે, બાલ જીવોને માટે તો, કથાપ્રસગોનુ આલમ્બન ઘણું જ ઉપકારક નિવડે છે કથાના પ્રસગના અર્થને વિચારતા, પોતાના સ્વરૂપનો વિચાર કરવા માડે, તો એમાથી પણ શુભ ધ્યાન જન્મે ને શુક્લ ધ્યાનને પણ એ દ્વારાએ પામી શકાય

નુપૂર-પડિતાના પ્રસંગ સાથે સબધ

એક પગે ઉભા રહેવાની આવડત સબધી હાથીનો જે પ્રસગ છે, તે નુપૂર-પડિતા તરીકે ખ્યાત થયેલી સ્ત્રીના ચરિત્રની સાથે એવો સકળાએલો છે કે-જો એ સ્ત્રીનો પ્રસગ જેવો ઉદ્ભવ્યો તેવો ઉદ્ભવ્યો ન હોત, તો હાથીની એક પગે ઉભા રહેવાની આવડત લોકોને જે જોવાને અને જાણવાને મળી, તે જોવાને અને જાણવાને મળત નહિ, કારણ કે-એવો પ્રસગ જ ઉદ્ભવવા ` નહિ એટલે નુપૂર-પડિતાના ચરિત્રને ટૂકમા

જોતે જોતે જ, હાથીની એક પગે ઉભા રહેવાની આવડતના પ્રસગ ઉપર આવી શકાશે

## ચિત્તની ચચળતાથી શીલભ્રષ્ટતા

નુપૂર–પડિતાનુ મૂળ નામ હતુ દુર્ગિલા દેવદિન્ન નામના સોનીની એ પત્ની હતી દુર્ગિલા સોનારણ હોવા છતા પણ, એની ચતુરાઇમા જેમ અન્ય ચતુર સ્રીઓ પણ હેઠ હતી, તેમ તે રૂપ–લાવણ્યમા પણ ઘણી સ્રીઓને ટપી જાય તેવી હતી તે રૂપ–લાવણ્યથી જેમ પૂર્ણ હતી, તેમ તેના નયનકટાક્ષો પણ કામદેવના બાણની ગરજને સારનારા હતા

ભારે વિચક્ષણ અને સુરૂપવતી હોવા છતા પણ, દુર્ગિલા જો ચચલ ચિત્તવાળી ન હોત અને સ્રીઓમા સદાને માટે મોટામા મોટા આભૂષણ તરીકે ગણાતા શીલગુણે સહિત હોત, તો એની વિચક્ષણતા અને એની સુરૂપસપન્નતા પણ, એને માટે ઘણી જ ઉપકારક નિવડત, પણ, આ તો ચચલ ચિત્તવાળી હતી અને એથી એને જ્યા તક મળી એટલે એને સતીપણાના બાહ્યાચારથી પણ ભ્રષ્ટ થતા વાર લાગી નહિ કુશીલપણાને પેદા થવામા, ચિત્તની ચચલતા, એ પરમ નિમિત્ત છે જે સ્રીઓએ પોતાના શીલગુણને નિષ્કલક રાખવો હોય, તે સ્રીઓએ ચિત્તની ચચળતાને તજી દઈને, બોલ–ચાલમા પણ ખૂબ જ મર્યાદાનો સ્વીકાર કરી લેવો જોઈએ ચિત્તની ચચળતા, મોટે ભાગે તો, હુ શીલની તકને શોધ્યા કરે છે; પણ કદાચ તેવી હાલત ન પણ હોય, પરન્તુ તક જો સામે આવી પડે, તો [illegible] તે શીલ ટકી રહેવુ બહુ જ કઠિન છે [illegible] બોલવા–ચાલવાની છૂટછાટ

લેવી, એ ચિત્તની ચચળતાને પોષે છે અને એમાથી અવસરે મહા અનિષ્ટ પણ જન્મે છે પરપુરૂષની સાથે બોલવા-ચાલવાની છૂટછાટ લેતી વખતે તો, કલ્પના ય ન હોય કે–આમાથી આટલી નીચી હદે પહોચી જવાશે, ઊલટો, દુ શીલ પ્રત્યે તિરસ્કારનો ભાવ હોય એમેય બને, પણ એના પરિણામે, અવસરે, શીલધનને લૂટાઈ જતા વાર લાગતી નથી

પરપુરૂષ સાથે

એક વાર, નદીમા નિવસ્ત્રાની જેમ સ્નાન કરી રહેલી દુર્ગિલાને, કોઈ એક દુ શીલ યુવાને જોઈ અને સકેતથી તેણે પોતાની દુષ્ટ વાસના દુર્ગિલાને જણાવી દુર્ગિલાએ પણ પેલાની વાતને સકેતથી સ્વીકારી લીધી

એ પછી, તેઓ બન્નેએ એક-બીજાને મળવાને માટે શું કર્યું, તે વાતને જતી કરીએ સોનીના ઘરના પાછલા ભાગમા વાડી હતી એ વાડીના બારણેથી તે જુવાનને દુર્ગિલાએ વાડીમા લીધો બન્ને મળ્યા ને કામીજનો જે કાઈ કરે તે બધુ એમણે ત્યા કર્યું પછી એવો થાક લાગ્યો કે–એ બન્ને જણા ત્યા ને ત્યા જ ઉંઘી ગયા

સાસરાએ જોઈ જવુ

બનવા કાળ તે એવું બન્યુ કે–દુર્ગિલાનો સાસરો પેશાબ કરવાને માટે રાતના ઉઠયો વાડીમા આવતા, તેણે બન્નેને સાથે સુતેલા દીઠા પોતાની પુત્રવધૂના દુશ્ચરિત્રની ખાત્રી કરવાને ... ડાગ્યો, ... ળ્યો ત્યા પોતાના પુત્રને

... વખતે જગાડે,

તો ઘાયલ થાય એથી ઘરની આબરૂ જાય અને ડોસો કદાચ જીવથી પણ જાય હવે અત્યારે તે કાંઈ જ ન બોલે, તો સવારે જ્યારે એ પોતાના પુત્રને વાત કરે, ત્યારે એ માને શી રીતિએ? આથી, સાબીતી રાખવાને માટે ડોસાએ દુર્ગિલાના એક પગમાનું નુપૂર કાઢી લેવાનો વિચાર કર્યો ડોસાએ દુર્ગિલાના પગમાથી ઝાઝર તો કાઢયુ, પણ દુર્ગિલા જાગી ગઈ

## દુર્ગિલાએ અજમાવેલો દાવ

ડોસો જેવો ઘરમા ગયો, કે તરત જ દુર્ગિલાએ પેલા જુવાનને જગાડ્યો અને રવાના કરી દીધો 'મારો સાસરો જોઈ ગયો છે, માટે તુ અવસરે મને મદદ કરજે'—એમ પણ એને કહ્યુ પછી દુર્ગિલા ઘરમા આવીને પતિની પાસે સુઈ ગઈ ધીરે રહીને તેણીએ પોતાના પતિને જગાડ્યો અને કહ્યુ કે—'અહીં બહુ બાફ થાય છે, તો વાડીમા ચાલો'

એમ કહીને તે દેવદિન્નની સાથે વાડીમા ગઈ અને જે સ્થલે પહેલા પેલો જુવાન સુતો હતો, ત્યા જ દેવદિન્નને સુવાડીને પોતે પાસે સુઈ ગઈ આલિંગનાદિથી દેવદિન્નને ખુશ કરીને તેણીએ ઉંઘાડી દીધો

જ્યા થોડી વાર થઈ, એટલે તેણીએ દેવદિન્નને પુન જગાડ્યો દેવદિન્નને જગાડીને તેણીએ કહ્યુ કે—'તમારા ઘરમા આવો વિચિત્ર રિવાજ છે કે—જ્યા દીકરો તેની વહુની સાથે સુતો હોય, ત્યા પિતા આવે, વહુને અડે અને વહુના પગમાથી ઝાઝર કાઢી જાય? જૂઓ તો ખરા, તમારા પિતા અહીં હુ અર્ધનગ્નાવસ્થામા સુતેલી છુ, તમે પણ પાસે સુતા છો, છતા આવીને મારા પગનુ નુપૂર કાઢી ગયા!'

દેવદિન્ને કહ્યુ કે-'કાલ હુ તેમને જરૂર ઠપકો આપીશ'

દુર્ગિલા કહે છે કે-'ના, હમણા જ પિતાજીને બોલાવો અને તમારે જે કહેવુ હોય તે કહો.'

દેવદિન્ન કહે છે કે-'સવારે જ વાત'

તો ય દુર્ગિલા કહે છે કે-'તમને તમારા બાપા ખોટુ સમજાવશે કહેશે કે-એ પરપુરૂષની પડખે સુતેલી હતી, માટે મેં નુપૂર કાઢી લીધુ છે તે વખતે તમે ચકામા પડીને ઝંખવાણા પડી જશો એને બદલે, અત્યારે જ બોલાવીને કહો, તો વાત સાફ થઈ જાય'

દેવદિન્ન કહે છે કે-'તુ ચિન્તા કર નહિ હુ ભોળો છુ તે એમ માની લઈશ?'

દુર્ગિલાના દાવની સફળતા

બસ, આટલી તૈયારી કરીને, દુર્ગિલા ઉંઘી ગઈ કેટલી વિચક્ષણતા છે? બુદ્ધિમા કાઈ ખામી છે? પણ બુદ્ધિનો કેટલો બધો ભયકર દુરૂપયોગ છે? બુદ્ધિ સારી, પણ તે માર્ગાનુસારિણી હોય તો તારે, નહિ તો મારે બુદ્ધિ, શક્તિ, એ વિગેરેની સફલતા તેના સદુપયોગથી જ છે જે કોઈએનો દુરૂપયોગ કરે, તેની બુદ્ધિને કે તેની શક્તિને વખાણાય નહિ

બીજે દિવસે સવારે, દેવદિન્ને જ પોતાના પિતાને પૂછ્યુ કે-'એના પગમાથી રાતના નુપૂર કેમ કાઢી ગયા હતા?'

ડોસાએ જે સાચી હકીકત હતી તે કહી, પણ દેવદિન્ન એ માને? દુર્ગિલાએ એ માટે જ પહેલેથી દેવદિન્નને વ્યુદ્ગ્રાહીત કરી દીધો હતો દેવદિન્ને તો કહ્યુ કે-'એ વખતે હુ જ વાડીમા સુતો હતો ત્યા કોઈ પરપુરૂષ નહોતો તમને

શ્રમ થયો અને તમે એવું કર્યું, કે જેનાથી મારે લાજવું પડે પિતા થઈને તમે મને વગોવો નહિ એ મહા સતી છે–એવી મારી ખાત્રી છે '

દુર્ગિલાનું સન્માન

કુલટાને આવો પતિ મળી જાય, પછી જોઈએ શું ? ડોસો મૂંગો થઈ ગયો, તો ય દુર્ગિલાએ એ વાતનો પીછો છોડ્યો નહિ તેણીએ કહ્યું કે–' દૈવી ક્રિયાથી હું મારા સતી પણાને સાબીત કરીશ ' અને તેણીએ એમાં પણ એવું કર્યું કે–એ સતી તરીકે પૂરવાર થઈ લોકમાં તે આ પ્રસંગથી ભારે સન્માનને પામી એ પ્રસંગ બન્યો, ત્યારથી દુર્ગિલા ' નુપૂર–પંડિતા ' એવા નામથી ઓળખાવા લાગી

ખ્યાતિનો પ્રયત્ન નહિ કરતા, સારા દેખાવાનો અને સારા બનવાનો પ્રયત્ન કરો

આવું બધું, કલ્પનામાં પણ ઝટ આવી શકે નહિ–એવું બની જવાથી, દેવદિન્નના પિતા દેવદત્ત ડોસાને ભારે આઘાત લાગ્યો પુત્રવધૂએ એનો ગજબનો પગભવ કર્યો આંખે જોયેલું, ખાત્રી કરેલી અને નિશાની પણ લઈ લીધેલી, છતાં પણ દેવદત્ત ડોસો જુઠ્ઠો પૂરવાર થયો અને ઉપરથી નિર્લજ્જ પણ ઠર્યો શાથી આવું બન્યું હશે ? દુર્ગિલા કુલટા હતી, જુઠ્ઠી હતી, કપટી હતી, છતાં પણ એ સાચી, શાણી અને સતી તરીકે જાહેર થઈ તેમ જ લોકથી અને પતિથી સન્માનિત બની, જ્યારે ડોસો ચોકસાઈવાળો, દીર્ઘદૃષ્ટિ અને સાચો હોવા છતાં પણ બેવકૂફ, નિર્લજ્જ અને ખોટો ઠર્યો આમાં કોઈ આ આંખે અદૃશ્ય એવી જ વસ્તુ કામ કરી ગઈ, એમ લાગે

છે? પુણ્યકર્મે અને પાપકર્મે જ આમા મોટો ભાગ ભજવ્યો છે, એ સમજાય છે? તે સમયે દુર્ગિલાનો પુણ્યોદય વર્તી રહેલો અને ગોમાનો પાપોદય વર્તી રહેલો, એ વાત ખ્યાલમા આવે છે? જેના પુણ્યનો ઉદય વર્તી રહ્યો હોય, તે બદમાશી કરનારો હોય, કપટી હોય, જૂઠો હોય, તો ય તે સજ્જન, સરલ અને સત્યવાદી તરીકે પકાવા પામે તેમ જ જેના પાપનો ઉદય વર્તી રહ્યો હોય, તે સજ્જન હોય, શાણો હોય, સાચો હોય, તો ય દુર્જન, મૂર્ખ ને ખોટા તરીકે પકાઈ જાય, આવુ પણ બને જે ખ્યાતિ આવી વ્યભિચારિણી છે અને પરાધીન છે, તેના મોહથી મહાત્માઓ તો મુઝાય નહિ, પણ સામાન્ય આત્માઓ ય જો વિવેકશીલ બન્યા હોય તો મુઝાય નહિ

આ વાતને સમજીને, સારા તરીકેની ખ્યાતિથી ફુલાવુ નહિ અને ખરાબ તરીકેની ખ્યાતિથી મુઝાવું નહિ ખ્યાતિને માટે કશો પણ પ્રયત્ન નહિ કરતા, સઘળો ય પ્રયત્ન સારા બનવાને માટે અને સારૂ કરવાને માટે કરવો જેઓ સારૂ કરવાના અને સારા બનવાના પ્રયત્નમા લાગી રહે છે, તેઓ જેમ પુણ્યોદયના સમયમા પોતાનું કલ્યાણ સાધે છે, તેમ પાપોદયના સમયમા પણ પોતાનુ કલ્યાણ સાધે છે, અથવા તો, કહો કે-તેઓ પાપોદયના સમયમા તો પોતાનુ કલ્યાણ વિશેષ પ્રકારે સાધે છે

## ગોસાએ ઉંઘ ગુમાવી

આની સમજણ જો એ ગોસામા હોત, તો ગોસાને એ બનાવથી જે આઘાત લાગ્યો, તે આઘાત લાગત નહિ પણ ગોસાને તો, એવો આઘાત લાગ્યો કે-એની ઉંઘ જ ઉડી

ગઈ 'આવી દુ શીલા પુત્રવધૂથી મારા ઘરનું શું થશે ?'–એની પણ એને ચિન્તા થવા લાગી ચિન્તામા ને ચિન્તામા, તેને દિવસે અગર રાત્રે પણ ઊંઘ સમ્યુ ય આવતું નહિ

ડોસો આમ નિદ્રારહિત બની જવાથી, એ ડોસાને રાજાની નોકરી અનાયાસે મળી ગઈ રાજાએ જોયું કે–' અન્ત પુરના રક્ષક, તરીકે આ બહુ ઉપયોગી માણસ છે ' આથી તે ડોસાને રાજાએ મનમાન્યો પગાર આપવાનુ ઠરાવીને અન્ત પુરના રક્ષક તરીકે નિયુક્ત કર્યો

રાજાની એક કુલટા રાણીનું ચરિત

રાજાની ઘણી રાણીઓમાની એક રાણી કુલટા હતી આ રક્ષક, એ રાણીનો ભક્ષક બન્યો એ રાણી વારવાર જોયા કરતી હતી કે–' નવો આવેલો રક્ષક સુતો કે નહિ ?'

એમ, એમની એક રાણી વાન્વાર પોતાને જોયા કરતી હોવાથી, ડોસાને વહેમ પડયો ' આ રાણી મને વારવાર કેમ જોયા કરે છે ?'–એવી શકાનું નિવારણ કરવાને માટે, ડોસાએ સુવાનો ઢોગ કર્યો

પેલી રાણીને જ્યા લાગ્યુ કે–ડોસો સુઈ ગયો, એટલે એ ઝટ બહાર નીકળી અને ' ડોસો ભરનિદ્રામા પોઢી ગયો છે કે નહિ '–તેની ખાત્રી કરી ગઈ તેણીને લાગ્યુ કે–ડોસો હવે ભરનિદ્રામા છે, એટલે તે ધીમે પગલે ગવાક્ષ પાસે ગઈ ત્યા જઈને તેણીએ લાકડાનુ જે એક યાત્રિક પાટીયુ હતું, તે ખસેડી નાખ્યુ નીચે રાજાનો પટ્ટહસ્તિ ઉભો હતો એ પટ્ટહસ્તિએ તેણીને રોજના કાર્યક્રમ મુજબ પોતાની સૂંઢથી [illegible] નીચે જમીન ઉપર ઉતારી દીધી.

હકીકત એવી હતી કે–રાજાના પટ્ટહસ્તિના મહાવત ઉપર એ રાણી આસક્ત થયેલી હતી મહાવતે અને રાણીએ, રોજ રાતના મળી શકાય–એ માટે, આવી ગોઠવણ કરી રાખી હતી મહાવતે પટ્ટહસ્તિને કેળવીને એવો તૈયાર કર્યો હતો કે–રાણી ગવાક્ષમા આવીને જેવી લાકડાના યાત્રિક પાટીયાને ખનેડે, કે તરત જ એ હાથી તેણીને પોતાની સૂઢથી પકડીને નીચે ઉતારે અને જ્યા મહાવત તથા રાણી પોતાનું કુકર્મ કરીને પરવારે, એટલે હાથી પાછો એ રાણીને પોતાની સૂઢથી પકડી, ઉપાડીને ઉપર ગવાક્ષમા મૂકી દે

મુમુક્ષભાવને ઉત્તેજિત બનાવો

કામી જનો પણ કાઈ કમ કુશળતા દાખવે છે? કામી જનો કામને માટે જેટલા તત્પર રહે છે અને કુશળ બને છે, તેટલી તત્પરતા અને કુશળતા જો મુમુક્ષુ જનોમા આવી જાય, તો મોક્ષ તેમનાથી છેટે રહી શકે જ નહિ વ્રત–નિયમોમા કષ્ટ લાગે, તપમા કષ્ટ લાગે, સયમમા કષ્ટ લાગે, એ બધુ શાથી? તમે ખૂબ ઉંડાણથી વિચારશો, તો જણાશે કે–મુમુક્ષુભાવની ખામીને લીધે એમ બને છે અથવા તો મુમુક્ષુભાવ જેવો જોરદાર બનવો જોઇએ તેવો જોરદાર બન્યો નથી, માટે એમ બને છે શ્રી ખધક મુનીશ્વરની ચામડી ઉતારવામા આવી, ત્યારે એમને વેદના નહિ થઈ હોય? એક ટાકણી જરા વાગે, તો ય કેવુ થાય છે? ત્યારે, જે વખતે જીવતા જાગતા માણસની ચામડી ઉતારે ત્યારે કેવી વેદના થાય, એની કલ્પના તો કરી જૂઓ. એ વેદનાની કલ્પના માત્રમા પણ કપારી ઉપજાવવાની શક્તિ છે એવી વેદનાને

એ મુનીશ્વરે કેમ વધાવી લીધી હશે? વેદનાને વેદના નહિ માનતા, કર્મછેદના માની માટે! એમનો મુમુક્ષુભાવ એટલો બધો જોરદાર હતો કે-કર્મછેદના થતી હોય, તો એમને એમની કારમી પણ વેદના લીલાવત્ પ્રિય લાગતી હતી એથી જ, જીવતા ચામડી ઉતારનારાઓને પણ એ મહામુનિએ કહ્યું કે- **ભાઈ થકી પણ ભલેરા તમે** '' આપણા ઉપર કોઈ એવો અત્યાચાર કરે, તો આપણને તે કેવા ભૂડા લાગે? પણ એ મહામુનિને એ અત્યાચારીઓ ય ભાઈ કરતા પણ વધારે ભલુ કરનારા લાગ્યા એટલે, વસ્તુત મોક્ષ આપણાથી છેટે છે-એમ કહેવું, એને બદલે મોક્ષની સાધના આપણાથી છેટે છે-એમ કહેવુ એ વધારે સારૂ છે, કારણ કે-મુમુક્ષુભાવ સબધી ખામી છે આથી, મોક્ષના અર્થી આત્માઓએ, પોતાના મુમુક્ષુભાવને ખૂબ ખૂબ ઉત્તેજિત બનાવવાનો પ્રયત્ન કર્યો જ કરવો જોઈએ, કે જેથી સયમાદિ કષ્ટ રૂપ લાગે નહિ, પણ સુખ રૂપ લાગે

મહાવતે રાણીને મારવા માડી

આ રાજાની રાણી, કામવાસનાને આધીન બનીને, કાઈ ઓછુ કષ્ટ ભોગવતી નહોતી એ રાત્રે હાથીએ રાણીને જેવી જમીન ઉપર ઉતારી, કે તરત જ મહાવતે તેણીને, હાથીને બાધવાની જે લોઢાની સાકળ, તેનાથી મારવા માડી, કારણ કે-રાણીને આજે મોડુ થઈ ગયુ હતું અને મોડુ થઈ જતા મહાવત ગુસ્સાથી વ્યાપ્ત બની ગયો હતો ગુસ્સામા આવેલો મહાવત, 'આવવામા મોડુ કેમ થયુ?'-એવુ પૂછવાને પણ વિના, રાણીને મારવા મડ્યો.

સહનશીલતા કે વિષયલાલસા ?

રાણીની એક દાસી કરતા પણ ભૂડી હાલત છે ને ! મહાવત એટલે તો દાસ ને ? પણ રાણીએ દાસને દેવ બનાવ્યો, તો એનુ ફળ એને ભોગવવું જ પડે ને ? કામાધીનતાથી તો, દાસને દેવ બનાવીને, દાસનો માર પણ ખાવો પડે કામાધીનોને કેવી કેવી ગુલામીઓ કરવી પડે છે ? આવી વાતને વધારે વિસ્તારથી કહેવા કરતા, તમે આટલા સૂચનમા સમજી જાવ, એ વધારે સારું છે તમે જો તમારા આચરણોની શાન્તભાવે વિવેકપૂર્વક આલોચના કરનારા બની જાવ, તો આ સસાર તો એવો છે કે-તમને ઘડીભરને માટે પણ આ સસારમા રહેવુ ગમે નહિ તમે જે ઘણું સહન કરી શકો છો, તે તમે સહનશીલ છો માટે નહિ, પણ તમે વિષય-કષાયના આવેશમા છો માટે ! તમારામા જો ખરેખર જ સહનશીલતાનો ગુણ હોત, તો ધર્મસ્થાનોમા એ ગુણ જરૂર દેખાઈ આવત અને સસારી સ્થાનો કરતા વિશેષ પ્રમાણમા દેખાઈ આવત પણ આજે શેઠનુ સહન કરનારો ય ગુરૂનું સહન કરી શકતો નથી રોટી રળવાને માટે ભારે કષ્ટો વેઠનારા, ધર્મક્રિયાના સામાન્ય કષ્ટમા પણ થાકી જાય છે પ્રતિક્રમણમા જ્યા ઉભા રહેવાનુ હોય ત્યા ઉભા રહીને, જ્યા ઉભા પગે બેસવાનુ હોય ત્યા ઉભા પગે બેસીને અને જ્યા ખમાસમણા દેવાના હોય ત્યા પાચેય અગો મળે તેવી રીતિએ ખમાસમણા દેવાપૂર્વક પ્રતિક્રમણની ક્રિયા કરનારા કેટલા ? ભગવાનના દર્શન અને ભગવાનનું પૂજન વિનયપૂર્વક કરનારા કેટલા ? ભગવાન સમક્ષ કે ગુરૂ સમક્ષ;અવસરે મર્યાદા જાળવનારા કેટલા ? સાધર્મિક ભાઈઓનો

હાથ જોડીને આદર કરનારા કેટલા ? જ્યારે તમે જોયું ને કે–રાણી જેવી રાણી પણ, મહાવતના હાથે, હાથીને બાંધવાની લોખંડની સાંકળથી માર ખાય છે ! કારણ ? કારણ બીજુ કોઈ નહિ, પણ વિષયસુખની લાલસા !

## ક્રોધ શમ્યો ને કામે પુન કાબૂ મેળવ્યો

રાણી આજીજી કરીને મહાવતને કહે છે કે–' તમે મને મારો નહિ આજે હું મોડી થઈ, તેમા મારો ગૂન્હો નથી રાજાએ આજે કોઈ નવા માણસને રક્ષક તરીકે રાખ્યો છે એ જાગતો હતો, એટલે હું આવું શું રીતિએ ? એ હમણા જ ઉંઘી ગયો અને લાગ જોઈને હું તરત જ અહીં આવી માટે મારા વહાલા ! તમે મારા ઉપર ગુસ્સો કરો નહિ '

રાણીએ માર ખાતે ખાતે પણ વિનયથી જ્યારે આ પ્રમાણે મહાવતને કહ્યું, ત્યારે તેનો ક્રોધ શમ્યો ક્રોધ શમ્યો, એટલે કામ જોરમા આવ્યો કામ તો રાહ જ જોઈ રહ્યો હતો કહો કે–કામની તીવ્ર લાલસાના કારણે જ ક્રોધ ઉત્પન્ન થવા પામ્યો હતો કામની તીવ્ર લાલસાએ જ મહાવતને અસહનશીલ બનાવ્યો હતો અને એ અસહનશીલતા ક્રોધ રૂપે પરિણમી હતી બાકી, કામ તો ક્રોધ શમે ને પોતાને અવકાશ મળે, એમા જ રાજી હતો ક્રોધ શમ્યો એટલે કામે કાબૂ મેળવ્યો અને બન્નેએ થાય તેટલુ કાળુ કર્યું પછી જ્યા એક પહોર રાત બાકી રહી, એટલે રાણી જેમ આવી હતી તેમ પાછી ઉપર ચાલી ગઈ

## ડોસો નિરાતે ઉંઘી ગયો

આ બનાવ, પેલા દેવદત્ત ડોસાએ

જ્યારથી રાણી ગઈ, ત્યારથી તે રાણી પાછી આવી ગઈ-ત્યા સુધીનુ બધુ ય એણે જોયુ અને સાભળ્યુ એને થયુ કે-'રાજાની રાણીઓ, કે જેમને જોવાને સૂર્યનુ કિરણ પણ સમર્થ નિવડી શકતુ નથી, તેમના શીલનો ભગ પણ જો આવી રીતિએ થાય છે, તો પછી સામાન્ય ઘરોની સ્ત્રીઓના શીલનો જો ભગ થાય, તો એમા આશ્ચર્ય પણ શુ છે ?'

તેને આવો વિચાર આવતાની સાથે જ, તેનો ચિન્તાનો બોજ એકદમ હલકો થઈ ગયો એના મનને નિરાત થઈ ગઈ આથી, તે જેવો જગ્યાક આડે પડખે પડ્યો કે તરત જ તેને ઉંઘ આવી ગઈ એ એવો ઘસઘસાટ ઉંઘવા માડ્યો કે-સવાર થઈ તો ય તે જાગ્યો જ નહિ

રાજાની પાસે જઈને જ્યારે બીજા નોકરોએ આ વાત કહી, ત્યારે રાજા સમજી ગયો કે-'જરૂર, આ વાતમા કાઈક ભેદ છે' આથી રાજાએ નોકરોને કહ્યુ કે-'જ્યા સુધી એ ઉંઘે ત્યા સુધી એને ઉંઘવા દો જ્યારે એ જાગે, ત્યારે તમે એને મારી પાસે લઈ લાવજો'

ડાસાએ રાજાને બનેલી હકીકત કહી

ચિન્તામા ને ચિન્તામા, ડાગો મહિનાઓ સુધી ઉંઘેલો નહિ એમા ચિન્તા ટળી ને મનને નિરાત વળી, એટલે એને ઉંઘ તો એવી આવી ગઈ કે-સાત દિવસો સુધી તેણે ઉઘ્યા જ કર્યું આઠમે દહાડે જ્યારે તે જાગ્યો, ત્યારે નોકરો તેને રાજાની પાસે લઈ ગયા રાજાએ તેને પૂછ્યુ કે-'જે નિદ્રા તારી પાસે મહિનાઓ થયા આવી નહોતી, તે નિદ્રા તને રાજમહેલમા આવતાની સાથે પહેલે જ દિવસે આવી ગઈ

અને તે ય એવી આવી ગઈ કે-સાત સાત દિવસો સુધી તે ઘોર્યો કર્યું, તો તેનું કારણ શું?'

ડોસો મુંઝાયો કે-'કહેવું શું?' ખરી વાત રાજાને કહેવાય શી રીતિએ, એની ડોસાને મુઝવણ હતી

રાજા એની આ મુઝવણને સમજી ગયો રાજાએ કહ્યું કે-'તું કોઈ વાતે મુઝા નહિ જે હકીકત હોય, તે તું કહી દે તું ગમે તેવી ખરાબ પણ સાચી હકીકત કહીશ, તો હું તને કાંઈ જ નહિ કરૂં તને અભય વચન આપું છું'

હવે ડોસો સ્વસ્થ થયો એણે સાત રાત પહેલાં જે જોયું હતું, જાણ્યું હતું અને વિચાર્યું હતું, તે સઘળું ય તેણે રાજાને યથાતથ્ય કહી સંભળાવ્યું તેણે જે રાણી, હાથી અને મહાવતની હકીકત કહી, તેમાં રાજાને જરા પણ શંકા પડી નહિ આથી રાજાએ તેને ઇનામ આપીને વિદાય કર્યો

રાજાની પરીક્ષા અને ખાત્રી :

ડોસાને વિદાય કર્યા પછીથી, રાજા વિચાર કરવા લાગ્યો કે-'બધી રાણીઓમાં કયી રાણી દુઃશીલા છે, તેનો નિર્ણય પહેલાં જ કરી લેવો જોઈએ, તો એ માટે શો ઉપાય કરવો?'

વિચાર કરતે કરતે, રાજાએ ઉપાય શોધી કાઢ્યો રાજાએ લાકડાનો એક બનાવટી હાથી બનાવરાવ્યો એ હાથીને પોતાના અન્તઃપુરમાં જોડવીને, રાજાએ બધી રાણીઓને ત્યાં બોલાવી પછી બધી રાણીઓને આજ્ઞા કરી કે-'આજે રાતના મેં એક સ્વપ્ન જોયું છે તેનો મારે નિર્ણય કરવો છે માટે તમે બધા તમારા બધાય વસ્ત્રોને કાઢી નાખીને, એક-પછી એક, [illegible] ઉપર ચઢી જાઓ!'

તદ્દન એકાન્ત સ્થલ હતુ અને રાજાની આજ્ઞા હતી, એટલે બીજી બધી રાણીઓ તો, પોતપોતાના વસ્ત્રોને કાઢી નાખીને લાકડાના હાથી ઉપર ચઢી ગઈ અને ઉતરી ગઈ, પણ પેલી કુલટા રાણી તો, જેમની તેમ ઉભી રહી તેણીએ રાજાને કહ્યું કે-'હુ તો આ બનાવટી પણ હાથીથી બીઉં છુ'

રાજાને એથી ગુસ્સો આવ્યો એથી રાજાએ તેણીને માત્ર કોમળ એવા કમળનાળથી જ ફટકો માર્યો ત્યા તો એ રાણી જાણે એટલા પણ મારને નહિ ખમી શકવાથી મૂર્છાને પામી હોય, તેમ જમીન ઉપર પડી ગઈ એ પડી ગઈ એમ નહિ, પણ એણે જાણી જોઈને પછાડ ખાધી

રાજા તરત જ દભને કળી ગયો અને મનમા સમજી ગયો કે-'આ જ તે રાણી છે, કે જે રાણી વિષે પેલો ડોસો મને કહી ગયો' આમ છતા પણ, વધુ ખાત્રી કરવાને માટે, રાજાએ એ રાણીની પીઠને તપાસી જોઈ, તો સાકળના પ્રહારોના સોળ પડેલા જોયા

હવે રાજાના ગુસ્સાનો પાર રહે? રાજાએ ત્યા ને ત્યા જ એ રાણીને કહ્યુ કે-'મદોન્મત્ત હાથીની સાથે ક્રીડા કરતા ભય પામતી નથી અને આ લાકડાના હાથીથી ભય પામે છે? લોખંડની સાકળના પ્રહારથી હર્ષ પામે છે અને કમળનાળના પ્રહારથી મૂર્છા પામે છે?'

સારો રાજા કેવો હોય?

રાણીને ખ્યાલ આપવાને માટે, આટલુ કહેલુ બસ હતું-રાણી પણ સમજી ગઈ.

આટલુ કહીને, રાજા સીધો જ વૈભારગિરિએ ગયો ત્યા

તેણે પેલી વ્યભિચારિણી રાણીને પણ બોલાવી તેમ જ મહાવતને પણ પટ્ટહસ્તિને લઈને ત્યા બોલાવ્યો

રાજાની આજ્ઞાથી ત્યા નગરજનો પણ એકત્રિત થઈ ગયા એ પછી, રાજાની આજ્ઞાને અનુસરીને, નગરજનો સમક્ષ ગઇ ગી ય હકીકત જાહેર કરવામા આવી, કે જેથી લોકો રાજાની ઉગ્ર આજ્ઞાના રહસ્યને પણ સમજી શકે અને 'આ રાજ્યમા આવા ગૂન્હાની બાબતમા ભારે શિક્ષા થાય છે, માટે આવો ગુન્હો તો આપણે કરવો જ નહિ'-એવા પ્રકારનો નગરજનોને બોધ પણ મળે

રાજાઓ ઉગ્ર શાસનવાળા હોય, પણ મૂર્ખા નહિ હોવા જોઈએ મૂર્ખ જો રાજા બની જવા પામે, તો તે ઉગ્ર શાસનવાળો બની શકે નહિ રાજાઓ દુષ્ટોને દમનાર હોય, પણ સજ્જનોને સતાપનાર ન હોય સારો રાજા તે કહેવાય, કે જે રાજા દુર્જનોને દડનાર હોય અને સજ્જનોને સહાય કરનાર હોય જે રાજ્યમા દુષ્ટો અને દુર્જનો કુશળ બનીને ટકેર કરી શકતા હોય અને સજ્જનો સરલ હોવાના કારણે જ સતાપનો ભોગ બનતા હોય, તે રાજ્ય સુરાજ્ય અથવા તો કલ્યાણકારી રાજ્ય નથી સજ્જનોને અને દુર્જનોને એક જ લાકડીએ હાકનારૂં રાજ્ય, પ્રજાજનોને સદાચારોથી ભ્રષ્ટ કરનારૂં અને નીતિના નિયમોનુ પણ ઉલ્લઘન કરાવનારૂં નિવડે છે. એના યોગે, પ્રજાજનો દબાથી જ રળવાની અને રઝળવાની કુટેવના ભોગ બની જાય છે-પૂર્વ-કાળના જે ઉત્તમ રાજાઓ હતા, તે પ્રજાનુ નીતિનુ [illegible] -તેની ખૂબ જ કાળજી રાખતા તેમ જ [illegible] સહાયક બનતા ભારતીય સસ્કૃતિનું એ

રાજ્યશાસન દ્વારા ભારતીય સંસ્કૃતિનું કેવું અધઃપતન થઈ રહ્યું છે, તે બતાવવું પડે તેમ નથી, કારણ કે–એવા ઉદાહરણો, આજે તો, ડગલે ને પગલે જડી આવે છે

## હાથીને પર્વતના શિખરે ચઢાવીને પડતું મૂકાવવાની રાજાની આજ્ઞા

રાજાએ, પેલી રાણીને પણ હાથી ઉપર ચઢાવરાવી અને મહાવતની સાથે બેસાડી પછી મહાવતને આજ્ઞા કરી કે– 'પહેલા હાથીને આ પર્વતના શિખરે ચઢાવ અને તે પછી હાથી પાસે પડતું મૂકાવ, કે જેથી હાથીની સાથે સાથે તમે બન્ને પણ કચડાઈ મરો'

રાજાની આજ્ઞા મુજબ, મહાવતે પટ્ટહસ્તિને પર્વતના શિખર ઉપર ચઢાવ્યો મહાવતે હાથીને એટલો બધો કેળવ્યો હતો કે–તે હાથી મહાવતને અને રાણીને લઈને પર્વતના શિખર ઉપર ચઢી ગયો

શિખર ઉપર પહોંચી ગયા બાદ, મહાવતે, હાથીના એક પગને બહાર કઢાવ્યો અને ત્રણ પગે હાથીને સ્થિર રાખ્યો

નગરજનો તો, એ દૃશ્યને જોઈને અચંબો જ પામ્યા છે કે શિખર ઉપર, એક પગને બહાર કાઢીને ત્રણ પગે હાથી સ્થિર ઉભો રહે, એ સામાન્ય વાત છે ? નગરજનોએ તો, હા–હાકાર કરી મૂકીને રાજાને કહ્યું કે–'રાજન્ ! આપ જેમ રાજાઓના રત્ન સમાન છો, તેમ આ હાથી પણ હાથીઓમાં રત્ન સમાન છે વળી, આ તો પશુ છે, એટલે આજ્ઞા મુજબ કાર્ય કરનાર છે, માટે આનો નાશ કરવો એ ઉચિત નથી.'

રાજાએ લોકોની એ વાતને સાંભળી ખરી, પણ ન

સાભળી જેવી કરી નાખી અને મહાવતને હુકમ કર્યો કે-
'હાથીને પડતું મૂકાવ!'

રાજાની આજ્ઞાને સાભળીને, મહાવતે હાથી પાસે તેનો બીજો પગ પણ બહાર કઢાવ્યો અને માત્ર બે પગોના આધારે જ હાથીને ગિરિશિખર ઉપર સ્થિર ઉભો રાખ્યો

આવા દૃશ્યને જોઇને, લોકો વધારે જોરથી પોકાર કરી ઉઠ્યા કે-' આ હાથી તો કોઈ રીતિએ વધ કરવા યોગ્ય નથી '

એ વખતે ય રાજાએ માન્યુ નહિ રાજા તો મૂગો જ રહ્યો મૌનનો અર્થ એ જ હતો કે-' મારી આજ્ઞાનો અમલ થવો જ જોઇએ '

મહાવત એ વાતને સમજી ગયો, એટલે એણે છેલ્લો દાવ અજમાવ્યો હાથીના ત્રીજા પગને પણ તેણે બહાર કઢાવ્યો અને માત્ર એક જ પગ ઉપર હાથીને ગિરિશિખર ઉપર સ્થિર ઉભો રાખ્યો.

એ હસ્તિના આવા અદ્દભુત ચરિતને જોઇને, લોકો એના નાશને જોવાને માટે અસમર્થ બની ગયા ત્યા ભારે હા-હાકાર મચી ગયો અને લોકોએ પોતપોતાના હાથોને ઉચા કરીને રાજાને વિનવતા કહ્યુ કે-' હે નાથ! આવી અદ્દભુત અને અજોડ કેળવણીથી કેળવાએલા આ હાથીને, હજુ પણ બચાવી લેવો, એ જ યોગ્ય છે જેમ દક્ષિણાવર્ત્ત શખ દુર્લભ છે, તેમ આવો બીજો હાથી મળવો એ પણ દુર્લભ છે આપ સ્વામી છો, માટે આપને જેટલી અને જેવી શિક્ષા કરવી યોગ્ય લાગે, તેવી અને તેટલી શિક્ષા અપનાધિઓને કરી શકો છો, પરન્તુ આ હાથી તો પરાધીન પશુ હોઇને નિરપરાધી છે આપ જો હજુ પણ નહિ માનો અને હાથીનો નાશ જ

થવા દેશો, તો તે આપનો અવિવેક જ ગણાશે એ અવિવેકથી આપને એવો અપયશ મળશે, કે જે અપયશને આપ સહન કરી શકશો નહિ આથી, હજુ પણ આપ કાર્યાકાર્યનો વિચાર કરીને, આ હાથીને પડતો અને અકાળે મરતો બચાવી લો છેવટ કાંઈ નહિ, તો અમારા ઉપરની મહેરબાનીને ખાતર પણ આપ આટલુ કરો !'

એક પગે ઉભા રહેવાની આવડતના યોગે મળેલુ અભયદાન

રાજા સમજી ગયો રાજાએ લોકોને કહ્યુ કે–' ભલે, તેમ થાઓ તમે મારા કહેવાથી મહાવતને કહો કે–હાથીનું રક્ષણ કરી શકાય તેમ હોય તો તે રક્ષણ કરે !'

તરત જ લોકોએ મહાવતને પૂછ્યુ કે–' હે મહાવતશ્રેષ્ઠ ! એક પગે ઉભેલા હાથીની પાસે, બાકીના ત્રણેય પગોને શિખર ઉપર મૂકાવીને, હાથીને સહીસલામત પાછો નીચે ઉતારવાનું તારામા સામર્થ્ય છે ?'

મહાવતે એ તકનો લાભ લઈને કહ્યુ કે–' રાજા જો અમને બન્નેને અભયદાન આપતા હોય, તો આ હાથીને હું ક્ષેમકુશળ નીચે ઉતારૂં'

લોકોએ પાછી રાજાને વિનતિ કરી લોકોના કહેવાથી, રાજાએ મહાવતને અને રાણીને અભયદાન આપ્યુ

રાજાએ અભયદાન આપતાની સાથે જ, મહાવતે એ હાથીને કુશળતાપૂર્વક પર્વતના શિખર ઉપરથી છેક નીચે જમીન ઉપર ઉતાર્યો પછી હાથીને ઉભો રાખીને, મહાવત અને રાણી, હાથી ઉપરથી નીચે ઉતરી ગયા

રાજાએ તેમને કહ્યુ કે–' તમને મેં અભયદાન આપ્યુ

છે, માટે હું તમને કોઈ જ શિક્ષા કર્યા વિના, મારા રાજ્ય માંથી ચાલ્યા જવાની આજ્ઞા કરું છું.'

રાજાએ આ પ્રકારે આજ્ઞા કરવાથી, એ મહાવત અને એ રાણી, ત્યાંથી પરરાજ્યમાં જવાને માટે ચાલી નીકળ્યાં

## કથા-પ્રસંગનો ઉપનય

આ કથાના આગળના ભાગનું અત્રે આપણે પ્રયોજન નથી આ કથા દ્વારા, આપણે જોવાનુ એ હતું કે-હાથી ચાર પગવાળો હોય છે, ચારે પગો દ્વારા જ ચાલવા વિગેરેની પ્રવૃત્તિ કરનારો હોય છે, આમ છતાં પણ, તેનામાં અવસર આવી લાગે તો એક પગ ઉપર પણ પોતાના દેહનો અને પોતાના દેહ ઉપર બેઠેલાનો ભાર વહન કરવાની અદ્ભુત આવડત હતી, તો એ આવડતના પ્રતાપે, એ હાથી પોતે પણ અકાલ મરણથી ઉગરી ગયો તેમ જ મહાવત અને રાણી પણ હાથીની એ આવડતના પ્રતાપે જ અભયદાનને પામી શક્યાં આવી જ રીતિએ, એક માત્ર ચરણ-કરણાનુયોગ રૂપ એક ચરણ પણ જેનું મજબૂત હોય, દૃઢ હોય, તે એક વાર તો આફતને વટાવી જાય અને બાકીના ત્રણેય અનુયોગોના ગ્રહણમાં સમર્થ બની જાય સમજવાનું એ છે કે-હાથી જે વખતે એક પગે ઉભો, તે વખતે તેના ત્રણ પગો હયાતિમાં નહોતા, એમ નહિ, ત્રણ પગોથી રહિત જ એનો દેહ હતો, એમ પણ નહિ, પરન્તુ માત્ર તે વખતે ત્રણ પગો ઉપયોગમાં નહોતા એટલું જ જે ત્રણ પગો ઉપયોગમાં નહોતા, તે ત્રણ પગોને પણ એક પગ ઉપયોગમાં લાવી શક્યો આમ, ચરણ-કરણાનુયોગમાં જીવ જો સુસ્થિર બન્યો રહે અને જો તે

લક્ષ્યવાળો હોય, તો તેને બાકીના ત્રણેય અનુયોગો પણ આવી મળ્યા વિના રહે નહિ વળી, ચારપગુ પ્રાણી એક પગે કેટલીક વાર ઉભુ રહી શકે ? બહુ થોડી વાર એમા જો એને આધાર ન મળે, તો એ ગબડી પડે તેમ ચરણ-કરણાનુયો ગની આ પ્રકારે પ્રધાનતા ખરી, પરન્તુ શેષ અનુયોગો તરફ દુર્લક્ષ્ય તો નહિ જ હોવુ જોઇએ

સારૂ લક્ષ્ય હોય તો ચરણ-કરણાનુયોગ પરમ ઉપકારક

ચરણ-કરણાનુયોગની સફલતા પણ, જીવ દ્રવ્યની શુદ્ધિમા જ રહેલી છે જે ચરણ-કરણાનુયોગ, જીવ દ્રવ્યની મલિનતાનો નાશક અને જીવ દ્રવ્યની શુદ્ધિનો સાધક ન હોય, તે ચરણ-કરણાનુયોગ, એ વાસ્તવિક પ્રકારનો ચરણ-કરણાનુયોગ જ નથી એમ તો અભવ્યો અને દુર્લભ્યોએ પણ ચારિત્રાચારોનુ પાલન ઘણું કર્યુ છે, છતા પણ તેમનો સસાર એથી છેદાયો નથી મેરૂ પર્વત જેવડો ઢગલો થાય, એટલા ઓઘા હાથમા આવ્યા અને ગયા, એવું સાભળ્યુ છે ને ? એવું શાથી બન્યું હશે ? ત્યા હૈયે વિપરીત ભાવ બેઠેલો જ માત્ર વિપરીત ભાવ બેઠેલો-એમ જ નહિ, પણ એનો આગ્રહ પણ બેઠેલો જ્યા વિપરીત ભાવ રૂપ ઝેર હૈયે પડ્યુ હોય, ત્યા ચરણ-કરણાનુયોગ ગમે તેટલો સમર્થ હોવા છતા પણ કરે શુ ? છેવટ વિપરીત ભાવનો જો આગ્રહ ન હોય અને જો કોઈ સમજાવનાર મળે તો વિપરીત ભાવને તજતા વાર લાગે તેમ ન હોય, તો ય ચરણ-કરણાનુયોગ ફાયદો કરે એટલે ચરણ-કરણાનુયોગની આ જે મહત્તા વર્ણવાય છે, તે જીવના સારા લક્ષ્યની અપેક્ષાથી જ વર્ણવાય છે જેનું લક્ષ્ય ખરાબ

નથી, ખરાબ લક્ષ્યનો જેને આગ્રહ નથી, એવો જીવ ચરણ-કરણાનુયોગના પ્રતાપે, નિર્મલતાને પામતે પામતે પરિપૂર્ણ નિર્મલતાને પામી શકે છે વિશેષ જ્ઞાનથી રહિત એવા પણ જીવને, જો તેનુ લક્ષ્ય સારૂ હોય છે, તો ચરણ-કરણાનુયોગ પરમ ઉપકારનુ કારણ બની જાય છે જ્ઞાનીએ પણ ચરણ-કરણાનુયોગના આલબનને ગ્રહણ કરીને જ તરવાનુ છે કોઈ જ્ઞાની ચરણ-કરણાનુયોગના આલબન વિના તરી શક્યો નથી એટલે સામાન્ય પ્રકારના પણ સાચા જ્ઞાનવાળો, જો ચરણ-કરણાનુયોગમા બરાબર સુસ્થિર બની જાય, તો એનો નિસ્તાર થયા વિના રહેતો જ નથી

## મુનિ બનવાની ભાવના છે?

માષતુષ નામે ઓળખતા મુનિવરની આપણે વાત કરી ગયા છીએ જેમને 'મા રુષ' અને 'મા તુષ' એટલુ પણ યાદ રહી શકે નહિ, એવા મુનિ કેવલજ્ઞાનને પામ્યા, તે પ્રતાપ કોનો? એમના લક્ષ્યમા ખામી જરા ય નહોતી, પણ ચરણ-કરણાનુયોગની સહાયતા વિના, એ કેવલજ્ઞાનને પામી શકત ખરા? એક માત્ર ચરણ-કરણાનુયોગના આલમ્બનને મજબૂતપણે પકડી રહીને, એ મહામુનિ ચારેય અનુયોગોને પામી ગયા આથી જ, જ્ઞાનીઓએ કહ્યુ છે કે-અષ્ટ પ્રવચનમાતાનુ જ્ઞાન હોય, અધિક જ્ઞાન ન પણ હોય, તો ય મુનિપણુ હોઈ શકે, પણ ચરણ-કરણાનુયોગ વિના મુનિપણુ હોઈ શકે નહિ તમે આજે ભલે મુનિ નથી, પણ તમારી ભાવના તો મુનિ બનવાની હોવી જ જોઈએ મુનિપણાના પાલન

એ બહુ વિચારવા

કેળવ્યુ કેળવાય છે કેળવણીને લીધે, હાથી જેવું વજનદાર પ્રાણી પણ જો એક પગે ખડા રહેવાની તાકાત મેળવી શકે છે, તો તમે તો માણસ છો તમારા દિલમા એ વાત વમી જવી જોઇએ કે–'મુનિપણા વિના નિસ્તાર નથી અને મારે વહેલામા વહેલી તકે મુનિપણાને પામવુ છે' શારીરિક નબળાઈ પણ ન જ હોઈ શકે–એમ નહિ, પરન્તુ આજે ઘણાઓ તો ખાલી બહાના તરીકે અને પોતાની બેદરકારીને છૂપાવવાને માટે એવી વાત કરે છે, માટે આ સૂચન કર્યું

## કર્મોદય અન્તરાય કરનારો હોઈ શકે છતા ય મુનિપણાની ભાવનાને વેગ આપ્યા કરવો

પ્રશ્ન૦ મુનિપણાને પામવાની તીવ્ર ભાવના હોવા છતા પણ ધર્મમા ઝટ પ્રવૃત્તિ થઈ શકતી નથી, જ્યારે સસારની ભાવના એટલી જોરદાર ન હોય તો પણ તેમા ઝટ પ્રવૃત્તિ થાય છે, તો તેનુ કાઈ કારણ તો હશે ને ?

જો આ વાત સમજપૂર્વકની અને પ્રમાણિકપણાથી પણ સહિત હોય, તો કહેવુ જોઇએ કે–એ પણ બનવાજોગ છે એનુ કારણ એ છે કે–સસારની ભાવનાને વેગ આપે, તેને અનુસાર પ્રવૃત્તિ કરાવે, એવા કર્મો આત્માને વળગેલા છે ત્યા કર્મો જેમ સહાયક બને છે, તેમ મોક્ષની સાધનામા કર્મો અન્તરાય કરનારા પણ બને છે મોક્ષની સાધના, ક્ષયોપશમની સાથે જ્યારે આત્માના પુરૂષાર્થનો યોગ થાય છે ત્યારે થઈ શકે છે અને આત્માને પુરૂષાર્થ કરવામા ઉત્સાહિત બનતા અટકાવે અને આત્માના પુરૂષાર્થને તોડી પાડવાને માટે મથે, એવો ય કર્મોદય હોઈ શકે છે આથી, સસારની

સામાન્ય ભાવનાથી પણ ઝટ પ્રવૃત્તિ થાય અને મુક્તિની સાધનાની ભાવના એના કરતા જોરદાર હોય તો ય તેમા ઝટ પ્રવૃત્તિ ન થઈ શકે–એ શક્ય છે, પરન્તુ, ખરી વાત એ છે કે–આપણા કર્મો તેવા છે કે નહિ, તેનું આપણને જ્ઞાન નથી આપણા તેવા પણ કર્મો ક્યારે હલકા બન્યા કે બનશે, તે આપણે જાણી શકતા નથી આથી, એના આધારે બેગી ન રહેવાય રોજ મુક્તિની સાધનાની ભાવનાને, મુનિપણાની ભાવનાને, વેગ આપવાનો પ્રયત્ન કર્યા કરવો એ ભાવનામા અને એ પ્રયત્નમા પણ કર્મોને નિર્જરવાની તાકાત છે એ ભાવનાને વેગ આપવાનો પ્રયત્ન કરતે કરતે એક દહાડો ઠેકાણું પડી જાય, પણ કર્મોના નામે લમણે હાથ દઈને બેગી રહો, તો વળે શું? રોજ વિચાર કરવો, વારંવાર વિચાર કરવો કે–'આટલા બધા મુનિઓ મુનિપણાનુ પાલન કરે છે અને હુ કેમ મુનિપણાનું પાલન કરી શકુ નહિ?' એટલે ચરણ–કરણાનુયોગને પામવાને માટે તો, ખૂબ જ લાલાયિત તથા પ્રયત્નશીલ બની જવું જોઈએ

1

૧૪–જ્ઞાન–ચરણ *

<u>જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ</u>

નવાગી ટીકાકાર તરીકે સુપ્રસિદ્ધ થયેલા, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પંચ માગસૂત્ર શ્રી ભગવતીજી સૂત્રની રચના કરવાને માટે પ્રવૃત્તિશીલ બનતા, પહેલા તો તેઓએ મગલાચરણ કર્યું અને તેની સાથે અભિધેયનુ ઉચ્ચારણ પણ કર્યું તે પછીથી, તેઓએ પોતે રચવા ધારેલા 'વૃત્તિ' રૂપ શાસ્ત્રની પ્રસ્તાવના શરૂ કરી પ્રસ્તાવનામા, ટીકાકાર મહર્ષિએ, આ શ્રી ભગવતીજી સૂત્રને સમુન્નત જયકુજરની સાથે ઘટાવેલ છે ટીકાકાર મહર્ષિએ જયકુજરના નામનિર્દેશ માત્રથી જ ઘટના કરી નથી, પરન્તુ આ ઘટના કેવી રીતિએ બંધબેસતી છે, એ પણ સખ્યાબધ વિશેષણો દ્વારા વર્ણવેલ છે એ વિશેષણો પૈકીના અગીઆર વિશેષણો તો આપણે જોઇ આવ્યા હવે બારમુ વિશેષણ બારમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિએ ફરમાવેલ છે કે–

'ज्ञानचरणनयनयुगलस्य"

એટલે કે–જયકુજરને જેમ બે નયનો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રને પણ બે નયનો છે જયકુજરના બે નયનો ક્યા, એવું પૂછવું નહિ પડે, પણ શ્રી ભગવતીજી સૂત્રના બે નયનો ક્યા, એવુ તો પૂછવું પડે, કેમ કે–આ તો ઘટના છે

ટીકાકાર મહર્ષિએ, એટલા જ માટે, આ બારમા વિશેષણમા ખુલાસો કર્યો છે અને જણાવ્યુ છે કે-જ્ઞાન અને ચરણ રૂપ નયનયુગલ છે જેને, એવુ આ શ્રી ભગવતીજી સૂત્ર છે

દેખાડનાર અને દોરનાર

આ વિશેષણ દ્વારા, ટીકાકાર મહર્ષિ ફરમાવી રહ્યા છે કે-જ્ઞાન પણ નયન રૂપ છે અને ચરણ એટલે ચારિત્ર પણ નયન રૂપ છે જેને બન્ને ય નયનો હોય, તે જ વ્યવહારમા પણ દેખતો કહેવાય છે, કારણ કે-બે આખ વિનાનાને જેમ આધળો કહેવાય છે, તેમ એક આખ વિનાનાને કાણીઓ કહેવાય છે. અહીં કોઇ કહેશે કે-' જ્ઞાન તો સ્વ-પરપ્રકાશક હોવાથી નયનની ઉપમાને પામી શકે, એ અપેક્ષાએ જ્ઞાનને નયનની ઉપમા આપવી-એ વ્યાજબી ગણાય; પણ ચરણને-ચારિત્રને નયનની ઉપમા આપવી, એ કેમ વ્યાજબી ગણાય ?' પરન્તુ, જ્ઞાનની જેમ ચરણ પણ નયનની ઉપમાને પામી શકે છે નયનો માત્ર દેખનારા જ હોતા નથી, પરન્તુ દેખાડનારા અને દોરનારા પણ હોય છે નયનો, વસ્તુત પોતે દેખતા નથી નયનો દ્વારા, આ શરીરની અદર રહેલો જે આત્મા, તે દેખી શકે છે, આ શરીરમા જો આત્મા ન હોય, આ શરીર જો ખાલી ખોખુ જ હોય, તો આ નયનો કરે શું ? કાઈ જ જોઈ શકે નહિ મુડદુ જોઈ શકે છે ખરૂં ? નહિ જ. ત્યારે નયનો, એ વસ્તુત તો શરીરધારી જીવને

દ્દશ્યમાન પદાર્થોને જોવાનું સાધન છે,

છે. નયનો દેખાડનાર બનીને દોરનારા

જોયું તેની નજદિકમા જવાની

બનાવવાની કે તેનાથી બચતા રહેવાની, એમ કાંઈક ને કાંઈક વૃત્તિ પેદા થાય છે અને એ વૃત્તિ ક્રમશ આચરણ રૂપે પણ પરિણમે છે આમ નયનો દોરનારા પણ બને છે, એટલે નયનો દ્વારા જ્ઞાનનો અને આચરણનો યોગ સધાય છે જો આ દૃષ્ટિબિન્દુથી, ટીકાકાર મહર્ષિએ કરેલી આ નયનયુગલની ઘટનાને વિચારવામા આવે, તો તે બરાબર બસબેસતી થઈ જાય છે

<u>જ્ઞાન અને ચરણનું દાન કરે છે</u>

નયનના યુગલની સાથે, જ્ઞાન–ચરણના યુગલની ઘટના કરીને, ટીકાકાર મહર્ષિએ કમાલ કરી દીધી છે આ ઘટનામા તો, ટીકાકાર મહર્ષિએ, શ્રી ભગવતીજી સૂત્રનો અને એથી કહો કે–શ્રી જૈન શાસનનો પણ સાર સમર્પિત કરી દીધો છે શ્રી ભગવતીજી સૂત્ર જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલ દ્વારા મોક્ષ માર્ગને દેખાડે છે અને મોક્ષમાર્ગે દોરે છે શ્રી ભગવતીજી સૂત્ર માત્ર જ્ઞાન જ કરાવે છે–એમ નહિ, પરન્તુ આ જ્ઞાનને પામીને શું શુ કરવું જોઈએ અથવા તો આ જ્ઞાનનો કેવી કેવી રીતિએ સદુપયોગ કરવો જોઇએ–એને પણ દેખાડે છે શ્રી ભગવતીજી સૂત્ર, માત્ર સ્વરૂપનુ અથવા હકીકતોનું જ વર્ણન કરતું નથી, પણ સ્વરૂપનુ અને હકીકતોનુ વર્ણન કરીને, જીવને શું લાભદાયક છે અને શુ હાનિકારક છે તેમ જ જે લાભદાયક છે તે શાથી લાભદાયક છે અને જે હાનિકારક છે તે શાથી હાનિકારક છે–એ વિગેરે જણાવવાની સાથે, જીવને તજવા યોગ્યને તજવાની અને આચરવા યોગ્યને આચરવાની પ્રેરણા પણ કરે છે, તેનો ઉપાય પણ બતાવે છે અને તે ઉપાયના આચરણમા જે જે વિઘ્નો આવવા સભવિત છે–તેનુ નિદર્શન

કરાવીને, તે તે વિઘ્નોને કેમ કરીને નિષ્ફલ બનાવવા, એ પણ બતાવે છે આમ શ્રી ભગવતીજી સૂત્ર દેખાડવાનુ અને દોરવાનુ કાર્ય કરવા દ્વારા, જ્ઞાનનુ અને ચરણનુ દાન કરે છે તમે જાણો છો કે-જે દેખી શકે નહિ, તે દેખાડી શકે નહિ. જેણે જે જોયુ જ ન હોય, તે તેને દેખાડે શી રીતિએ ? કોઈ કહેશે કે-આધળો બનેલો માણસ પણ દેખાડી શકે છે, પણ તેણે સમજવું જોઇએ કે-તે જ્યારે આધળો નહોતો અને દેખતો હતો, ત્યારે તેણે જે જોયેલુ અગર જાણેલુ તેને તે દેખાડી શકે છે જે જોયુ-જાણ્યુ ન હોય, તેને દેખાડી શકાય જ નહિ, એ સ્પષ્ટ વાત છે આ વાત ઉપરથી તમે સમજી શકશો કે-અહીં ટીકાકાર મહર્ષિએ એક જ્ઞાન રૂપ અને બીજુ ચરણ રૂપ-એમ જે બે નયનો શ્રી ભગવતીજી સૂત્રના જણાવ્યા છે, તે તદ્દન બરાબર જ છે

જેને જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલની પ્રાપ્તિ થાય છે, તે આન્તરિક અને બાહ્ય દુ ખોથી બચીને આન્તરિક અને બાહ્ય સુખોને પામે છે

શ્રી ભગવતીજી સૂત્ર, જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ દ્વારા જીવને કયા દોરી જાય છે ? કહો કે-જીવને મોક્ષની તરફ દોરી જઈને મોક્ષે પહોચાડે છે શ્રી ભગવતીજી સૂત્રનું આ નયનયુગલ એવું છે કે-જે કોઈ આ સૂત્રને સાચી રીતિએ જાણી શકે, યથાર્થ સ્વરૂપે હૈયામા પરિણમાવી શકે, તેને પણ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ પ્રાપ્ત થાય. શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ દ્વારા, જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળો બનીને, એ જીવ ક્રમે કરીને મોક્ષે પહોચી

જાય જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ દ્વારા મોક્ષે પહોંચવુ, એ, જ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલની પ્રાપ્તિનુ પરમ ફલ છે, પણ તે પહેલા ય, જીવને જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલની પ્રાપ્તિથી, ઘણા લાભો થાય છે જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલથી દેખનાર, દેખાડનાર, દોરાનાર અને દોરનાર બનેલો જીવ, આન્તરિક તેમ જ બાહ્ય-ઉભય પ્રકારના દુખોથી નિવૃત્તિને પામે છે અને આન્તરિક તેમ જ બાહ્ય-ઉભય પ્રકારના સુખોને પામનારો બને છે જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ જે જીવને મળે છે, તે જીવ, આન્તરિક દૃષ્ટિએ જોઈએ તો સૌથી પહેલા પાપ કરવાના ભાવની પીડાથી બચી જાય છે પાપ કરવાના ભાવની પીડાથી બચવાને લીધે, તે જીવ પાપાચરણને છૂપાવવા આદિની પીડાથી પણ બચી જાય છે એને લીધે, એ વિવિધ ભયોની આશકા રૂપ પીડાથી પણ બચી જાય છે તેને કોઈની પણ ખુશામત કરવા રૂપ પીડા પણ ભોગવવી પડતી નથી આમ આન્તરિક દુખોથી નિવૃત્ત બનેલો એ જીવ, સમાધિભાવનુ જે પરમ સુખ છે, તેને ભોગવનારો બને છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ભાવનાઓ, વિચારણાઓ તથા તેના પરિણામોમા તે જીવ રમણ કરતો થકો તો, ચક્રવર્તીના ય સુખને ટપી જાય અથવા તો દેવ-દેવેન્દ્રોના ય સુખને ટપી જાય, એવા પરમ સુખનો અનુભવ કરે છે. એવા જીવને, મુક્તિનુ જે પરમ સુખ છે, તેની ઝાંખીનો આ સંસારમા પણ અનુભવ થાય છે. આ પ્રકારે આન્તરિક દુખથી નિવૃત્તિને અને આન્તરિક સુખની રમણતાને પામેલો જીવ, બાહ્ય દુખોથી બચીને બાહ્ય સુખોને પામનારો પણ બને છે. એની જરૂરીયાતો અત્યન્ત ઘટી ગઇ હોય છે, તેને લીધે

ઘણા એવા બાહ્ય દુ ખો તો એના છાયે પણ આવી શકતા નથી પૂર્વસચિત કર્મોના ઉદયથી કદાચ રોગાદિક કષ્ટો તેને આવે છે, તો પણ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળા બનેલા એ જીવને, એ દુ ખો પણ સુખના આગમનના માર્ગને સાફ અને સરળ બનાવી રહ્યા હોય એવા લાગે છે એ સમજે છે કે-"આ કર્મો આત્માથી વિખુટા પડવા માડ્યા અને આત્મા એથી 'લઘુકર્મી બનવા માડ્યો' કર્મરહિત દશા, એ જ પરમ સુખ મય દશા છે તે દશા જેમ જેમ કર્મો જાય, તેમ તેમ નજદિકની બને એવી સમજને લીધે, એને રોગાદિક કષ્ટો પણ, અન્ય જીવોની જેમ પીડાકારી બની શકતા નથી વળી, જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળા જીવને જે પુણ્ય બધાય છે, તો તે પણ પુણ્યાનુબધી પુણ્ય બધાય છે એવા જીવને ઘણી કર્મનિર્જરા થાય અને બંધ થાય તો પુણ્યાનુબધી પુણ્યનો જ બધ થાય એટલે એ જીવ નસારમા સારી ગતિને પામે, ભોગો પભોગની ઉત્તમ ઉત્તમ સામગ્રીને પામે અને તેમા તે આસક્ત બને નહિ પણ તેનો વિરાગ જોરદાર બને આમ, સસારમા પણ, જ્યા સુધી રહેવુ પડે ત્યા સુધી બાહ્ય અને આન્તરિક સુખની પ્રાપ્તિ થાય અને પરિણામે મોક્ષસુખની પ્રાપ્તિ તો થાય જ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલને પામ્યાનુ આ ફલ છે તે જીવ પોતે તો આ ફલને પામે જ છે, પરન્તુ તે જીવથી અન્ય જીવોનુ પણ ઘણું દુ ખ ટળી જાય છે અને અન્ય જીવોને ય ઘણું સુખ પ્રાપ્ત થાય છે

જ્ઞાન-ચરણને કાર્ય-કારણનો સબંધ

આ શ્રી ભગવતીજી સૂત્રમા જ્ઞાન અને ચરણ-ઉભયનુ

જાય જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલ દ્વારા મોક્ષે પહોંચવુ, એ જ જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલની પ્રાપ્તિનુ પરમ ફલ છે, પણ તે પહેલા ય, જીવને જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલની પ્રાપ્તિથી, ઘણા લાભો થાય છે જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલથી દેખનાર, દેખાડનાર, દોરાનાર અને દોરનાર બનેલો જીવ, આન્તરિક તેમ જ બાહ્ય–ઉભય પ્રકારના દુ ખોથી નિવૃત્તિને પામે છે અને આન્તરિક તેમ જ બાહ્ય–ઉભય પ્રકારના સુખોને પામ નારો બને છે જ્ઞાન–ચરણ રૂપ નયનયુગલ જે જીવને મળે છે, તે જીવ, આન્તરિક દૃષ્ટિએ જોઈએ તો સૌથી પહેલા પાપ કરવાના ભાવની પીડાથી બચી જાય છે પાપ કરવાના ભાવની પીડાથી બચવાને લીધે, તે જીવ પાપાચરણને છૂપાવવા આદિની પીડાથી પણ બચી જાય છે એને લીધે, એ વિવિધ ભયોની આશકા રૂપ પીડાથી પણ બચી જાય છે તેને કોઇની પણ ખુશામત કરવા રૂપ પીડા પણ ભોગવવી પડતી નથી આમ આન્તરિક દુ ખોથી નિવૃત્ત બનેલો એ જીવ, સમાધિભાવનુ જે પરમ સુખ છે, તેને ભોગવનારો બને છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની ભાવનાઓ, વિચારણાઓ તથા તેના પરિણામોમા તે જીવ રમણ કરતો થકો તો, ચક્રવર્તીના ય સુખને ટપી જાય અથવા તો દેવ–દેવેન્દ્રોના ય સુખને ટપી જાય, એવા પરમ સુખનો અનુભવ કરે છે એવા જીવને, મુક્તિનુ જે પરમ સુખ છે, તેની ઝાખીનો આ સસારમા પણ અનુભવ થાય છે, આ પ્રકારે આન્તરિક દુ ખથી નિવૃત્તિને અને આન્તરિક સુખની રમણતાને પામેલો જીવ, બાહ્ય દુ ખોથી બચીને બાહ્ય સુખોને પામનારો પણ બને છે. એની જરૂરીયાતો અત્યન્ત ઘટી ગઇ હોય છે, તેને લીધે

ઘણા એવા બાહ્ય દુ:ખો તો એના છાયે પણ આવી શકતા નથી પૂર્વસંચિત કર્મોના ઉદયથી કદાચ રોગાદિક કષ્ટો તેને આવે છે, તો પણ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળા બનેલા એ જીવને, એ દુ:ખો પણ સુખના આગમનના માર્ગને સાફ અને સરલ બનાવી રહ્યા હોય એવા લાગે છે એ સમજે છે કે-આ કર્મો આત્માથી વિખુટા પડવા માંડયા અને આત્મા એથી લઘુકર્મી બનવા માંડ્યો' કર્મરહિત દશા, એ જ પરમ સુખ મય દશા છે. તે દશા જેમ જેમ કર્મો જાય, તેમ તેમ નજદિકની બને આવી સમજને લીધે, એને રોગાદિક કષ્ટો પણ, અન્ય જીવોની જેમ પીડાકારી બની શકતા નથી વળી, જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળા જીવને જે પુણ્ય બધાય છે, તો તે પણ પુણ્યાનુબંધી પુણ્ય બધાય છે એવા જીવને ઘણી કર્મનિર્જરા થાય અને બંધ થાય તો પુણ્યાનુબંધી પુણ્યનો જ બધ થાય એટલે એ જીવ સંસારમા સારી ગતિને પામે, ભોગો પભોગની ઉત્તમ ઉત્તમ સામગ્રીને પામે અને તેમા તે આસક્ત બને નહિ પણ તેનો વિરાગ જોરદાર બને આમ, સસારમા પણ, જ્યા સુધી રહેવું પડે ત્યા સુધી બાહ્ય અને આન્તરિક સુખની પ્રાપ્તિ થાય અને પરિણામે મોક્ષસુખની પ્રાપ્તિ તો થાય જ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલને પામ્યાનુ આ ફલ છે તે જીવ પોતે તો આ ફલને પામે જ છે, પરન્તુ તે જીવથી અન્ય જીવોનુ પણ ઘણું દુ:ખ ટળી જાય છે અને અન્ય જીવોને ય ઘણું સુખ પ્રાપ્ત થાય છે

<u>જ્ઞાન-ચરણને કાર્ય-કારણનો સબંધ</u>

આ શ્રી ભગવતીજી સૂત્રમા જ્ઞાન અને ચરણ-ઉભયનુ

નિરૂપણ છે આ શ્રી ભગવતીજી સૂત્ર એવી રીતિએ જ્ઞાનદાન કરે છે કે–તત્ત્વસ્વરૂપનુ જ્ઞાન પણ થાય અને ચરણની પ્રેરણા તથા દોરવણી પણ મળે જે જ્ઞાનદાન આવા પ્રકારનું નથી હોતું, તે જ્ઞાનદાન વસ્તુત જ્ઞાનદાન જ નથી. જે જ્ઞાન, ચરણ કહેતા ચારિત્રને ઘસડી લાવે, તેને જ સાચુ જ્ઞાન કહેવાય જે જ્ઞાનમા ચારિત્રને ઘસડી લાવવાનું સામર્થ્ય નથી, તે જ્ઞાન વસ્તુત તો જ્ઞાન જ નથી. ચારિત્રને લાવવાના સામર્થ્ય વિનાનું જ્ઞાન તો વાઝીયુ છે જ્યા સાચુ જ્ઞાન હોય છે, ત્યા ચારિત્રનો ભાવ અવશ્ય હોય છે ચારિત્રના ભાવનો અભાવ અને જ્ઞાનનો સદ્ભાવ–એ બે સાથે બની શકે એવી વસ્તુઓ જ નથી ચારિત્રના ભાવથી વિહોણું જ્ઞાન, એ અજ્ઞાન છે અથવા મિથ્યાજ્ઞાન છે જ્ઞાન સાથે ચારિત્રનો આવો સબધ હોઇને જ, જ્ઞાન–ચરણને અહીં જે નયનયુગલની ઉપમા આપવામા આવી છે, તે સાર્થક ઠરે છે જ્ઞાનને અને ચારિત્રને જો કશો પણ સબધ જ ન હોત, તો તો આ ઉપમા સાર્થક ઠરત નહિ, પણ આ તો સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની વાત છે સમ્યગ્જ્ઞાન જેમ સમ્યક્ચારિત્રને તત્કાલ કે પરપરાએ પણ અવશ્ય ઘસડી લાવે છે અને સમ્યગ્જ્ઞાન જેમ સમ્યક્ચારિત્રના ભાવથી કદી પણ શૂન્ય હોઇ શકતું જ નથી, તેમ સમ્યક્ચારિત્ર પણ સમ્યગ્જ્ઞાન રૂપ ગુણને વૃદ્ધિ પમાડતે પમાડતે આત્મામા રહેલા અનન્તજ્ઞાનગુણને પ્રગટાવનારૂ બને છે સમ્યક્ચારિત્રને પામેલો જીવ, સમ્યગ્જ્ઞાનના ઉપાર્જન આદિના ભાવથી, કદી પણ શૂન્ય હોઈ શકતો જ નથી એટલે સમ્યગ્જ્ઞાનના અને સમ્યક્ચારિત્રના પરસ્પર કાર્ય–કારણ ભાવના સબધને જે સમજી શકે, તે તો એમ જ કહે કે–આ નયનયુગલની ઉપમા સાર્થક

## ભણતર, ગણતર અને રળતર–એ ત્રણેયની જરૂર

દુનિયામા પણ કહેવાય છે કે–ભણતર, ગણતર અને રળતર ત્રણેય જોઇએ જે ભણ્યો હોય પણ ગણ્યો ન હોય, તેનુ ભણતર નકામુ, અને જે ભણ્યો તથા ગણ્યો હોય પણ જે રળતો ન હોય, તેનુ ભણતર ને ગણતર નકામુ ! ગણતર વિના ભણતર નકામુ અને રળતર વિના ભણતર તથા ગણતર નકામું આ વાતને, તમે તમારા વ્યવહારમા તો બરાબર સમજો છો, આજ સુધીમા તમે પણ 'ભણતર, ગણતર અને રળતર–એ ત્રણેય જોઇએ'–એવી સલાહ તો અનેક વાર અનેકોને આપી હશે જે ભણ્યો હોય પણ ગણ્યો ન હોય, તેને તમે જીન્દગીમા કેટલી ય વાર મૂર્ખ કહ્યો હશે જે ભણેલો-ગણેલો હોય પણ રળવા તરફ લક્ષ્ય ન આપતો હોય, તેને તમે 'આળસુ પાડા જેવો' અથવા તો 'લોઠ' અથવા તો 'ભણતરને લજવનારો' વિગેરે વિશેષણો પણ આપ્યા હશે આ તો તમારા પોતાના અનુભવની અને તમને ઝટ ખ્યાલમા આવે એવી વાત છે ને ? દુનિયામા જેઓ સ્થૂલ બુદ્ધિના કે જડભરત જેવા ગણાય છે, તેઓ પણ મોટે ભાગે આવી વાતને ઝટ સમજી જાય છે કેમ ? ખબર છે કે–રળતર જોઇએ, રળતર માટે ગણતર જોઇએ અને ગણતર માટે ભણતર જોઈએ તમે પૌદ્ગલિક રળતરમા રાચો છો, એટલે એ દૃષ્ટિએ તમને આવો વિચાર આવે છે અને જેઓ આત્માના રળતરને સમજે, તેમને એ દૃષ્ટિએ પણ આવો વિચાર આવે, પણ આ છે–એમા તો કોઈનાથી પણ ના પાડી

શકે જ નહિ તમારો છોકરો ને

પણ ગણ્યો ન હોય, તો તમને દુ ખ થાય છે અને તમારો છોકરો ભણેલો-ગણેલો ચતુર હોય, પણ એ જો રળવા તરફ લક્ષ્ય આપતો નથી, તો એથી તમને વધારે દુ ખ થાય છે અરે, છોકરો ભણ્યો-ગણ્યો ઓછુ હોય, પણ જો તે રળતર તરફ લક્ષ્ય રાખીને સારૂ રળી લાવતો હોય, તો તે તમને ગમે છે અને એમ થાય છે કે-'આ છોકરો વગર ભણ્યે-ગણ્યે પણ કેટલો બધો શાણો છે ? જો આ છોકરો વધારે ભણ્યો-ગણ્યો હોત, તો કેટલુ બધુ સારૂ થાત ?' આવુ તમને થાય છે ને ? આ ઉપરથી તમે સહેલાઈથી સમજી શકયા હશો કે-જ્ઞાનને અને ચારિત્રને કેવો નિકટનો અને કેવો આવશ્યક સબધ છે ? એટલે આવું જે સમજે, તે એકલા જ્ઞાનને મહત્તા આપે ખરો ? ચારિત્રની જરૂરને લોપે ખરો ? નહિ જ એ તો કહે કે-જ્ઞાન ખરૂ તે, કે જે ચારિત્રને લાવે અને ચારિત્ર ખરૂ તે, કે જે એવા પ્રકારના જ્ઞાનના ઉપાર્જનને માટે જીવને ખૂબ ખૂબ ઉત્સાહિત બનાવે ટીકાકાર મહર્ષિએ જ્ઞાન અને ચરણને નયનયુગલની જે ઉપમા આપી છે, તે કેટલી બધી યોગ્ય છે-તે તમારા ખ્યાલમા આવે, એ માટે આ વાત છે

<u>તમારા જાણવામા ધૂળ પડી</u>

પેલા શેઠની વાત તો પ્રાય તમે સાભળી હશે એની વૈરીને પણ કેવું કહેવુ પડયુ ? કહેવાય છે કે-

જાણુ જાણું શુ કરે ?, ધન લઇ ગયા દૂર;
શેઠાણી કહે શેઠને, તારા જાણપણામાં ધૂળ

શાથી વૈરીને એમ કહેવું પડયુ કે-'તમારૂં જાણ્યું ધૂળમા પડયુ ?' એ માટે કે-જાણીને, જાણવાના પરમાર્થ રૂપ

જે આચરણ, તેને એ શેઠે આચર્યું નહિ માટે!

એ વાત એવી છે કે–એક શેઠના ઘરમા રાત્રિના વખતે ચોરો આવ્યા ચોરોએ આવીને શેઠના ઘરની ભીંતને કોચીને બાકોરૂ પાડવા માડયુ, ત્યારે તેના અવાજને સાભળીને શેઠ પણ જાગી ગયો અને શેઠાણી પણ જાગી ગઈ

શેઠાણીએ ધીરેથી શેઠને કહ્યુ કે–'સાભળો છો? કોઈ આપણી ભીંતને કોચતુ લાગે છે!'

શેઠે કહ્યુ કે–'હુ જાણુ છુ'

શેઠાણી સમજી કે–શેઠ જાગે છે અને જાણે છે, એટલે વાંધો નહિ એના મનને કે–ચોરો ઘરમા પેસે તે પછીથી શેઠે એમને સપડાવવાનો અને પકડાવવાનો વિચાર કર્યો હશે આથી શેઠાણી મુગી પડી રહી

થોડી વાર થઈ એટલે પેલા ચોરો તો શેઠના ઘરની ભીંતને કોચીને ઘરમા દાખલ થયા શેઠ-શેઠાણી મુગા જ પડ્યા રહ્યા છે ચોરોએ તપાસ કરી, તો તેમને લાગ્યુ કે–ઘરમા કોઈ જાગતું નથી આથી તેઓ તે ઓરડામા ગયા, કે જે ઓરડામા તીજોરી હતી

ચોરોએ ત્યા જઈને તીજોરીને તોડવા માડી, તો ય શેઠ તો હાલ્યા ય નહિ, એટલે શેઠાણી પાછી અધીર બની એણે ધીરે રહીને શેઠને ઢઢોળ્યા અને કાનમા કહ્યુ કે–'તીજોરી તોડે છે'

શેઠે કહ્યુ કે–' ... છુ'

પાછી

એમા જે

બહાર કાઢયુ,

છૂપી રીતિએ જોયા જ કરે છે

જ્યા ચોરોએ પોટકુ ઉપાડવા માડ્યુ, એટલે શેઠાણીથી રહેવાયુ નહિ એણે શેઠને કહ્યુ કે–'આ તો બધુ ય ધન ઉપાડી જાય છે'

તો ય શેઠે તો એના મોઢાને દાબીને કહ્યુ કે–'હુ જાણુ છુ' પણ શેઠ ઉઠયો નહિ

પેલા ચોરો એ પોટકાને લઇને ઘરની બહાર નીકળવા માડયા, ત્યારે પાછુ શેઠાણીએ શેઠને કહ્યુ કે–'આ તો ઉપાડીને ચાલ્યા'

શેઠે કહ્યુ કે–'હુ જાણુ છુ'

શેઠાણી બાઈજાત બીકણ પણ ખરી અને નબળી પણ ખરી એટલે ચોરોને તો તે અટકાવી શકી નહિ, પણ તેનો ગુસ્સો બહુ વધી ગયો ચોરો જેવા ઘરની બહાર નીકળી ગયા, તેવામા જ શેઠાણીએ શેઠને જોરથી કહ્યુ કે–'ચોરો બધુ ય ઉપાડીને ગયા પણ ખરા'

તો ય શેઠ કહે કે–'હુ જાણુ છુ'

એ વખતે શેઠાણીને કહેવુ પડયુ કે–'તમારૂં જાણ્યું ધૂળમા પડયુ! જાણુ છુ, જાણુ છુ–કરતા રહ્યા, પણ બચાવ તો કશો જ કરી શકયા નહિ! આવા જાણવા ઉપર તો ધૂળ જ પડે કે બીજુ કાઈ થાય?'

જાણકાર લૂટાય તો તેને વધારે દુ ખ થાય

આ વાતમા તો તમે પણ કહેશો કે–'શેઠાણીએ શેઠને જે કાઈ કહ્યું, તે વ્યાજબી કહ્યુ છે' કેમ? જાણીને બચાવી શકાય તેમ હતું, તેમ છતા પણ બચાવનો પ્રયત્ન કર્યો નહિ,

માટે ને? નિરૂપાય હાલત હોય અને જાણવા છતા પણ બચાવ ન કરી શકાય–એ વાત જુદી છે, પણ એવા વખતેય હૈયામા શું થાય છે? એવા વખતે અજાણને જે દુ ખ થાય, તેના કરતા જાણને વધારે દુ ખ થાય અજાણને અને જાણને, જે કાંઈ ચોરાઈ જાય તેનુ નુકશાન તો સમાન છે, છતા પણ જાણને પોતાની જે નબળાઈ–પરવશતા, તેનુ પણ વધારામા દુ ખ થાય છે એને એ વિચાર કોરી ખાય છે કે–'બીજાઓ તો ઉંઘતા લૂટાય, જ્યારે હું તો જાગતો લૂટાયો!' ઉઘતો લૂટાય, તો એ લૂટાય તે છતા પણ એ લૂટાયો એની એને ગમ પડે નહિ, જ્યારે જાગતો જે લૂટાય, તેને તો લૂટાવા સાથે પોતે લૂટાયો તેની ગમ પણ પડે અને એથીએનુ દુ ખ વધી જાય લૂટાએલો જ્યા સુધી ઉઘ્યા કરતો હોય અથવા તો જ્યા સુધી એને પોતે લૂટાયો છે–એની ખબર પડે નહિ ત્યા સુધી, એ લૂટાયો હોવા છતા પણ, એમ લૂટાવાથી એને જે દુ ખ થવું જોઈએ તે દુ ખ થાય નહિ, જ્યારે જાગતો તો જાણે એટલે એને વધારે દુ ખ થાય આમ છતા ય, જાગતાને લાભનો ઘણો સભવ એને ખ્યાલ આવે કે–આવી આવી રીતિએ હું લૂટાયો અથવા તો આવા આવા કારણથી હું લૂટાયો, એટલે ભવિષ્યમા એવી રીતિએ લૂટાવાનુ બને નહિ અથવા તો ભવિષ્યમા એમ લૂટાવાનુ કારણ રહે નહિ, એવો પ્રયત્ન કરવાનું એને મન થાય જો એટલુ પણ ન થાય, તો તો એ જાગતો ય નથી ને જાણતો ય ...ી

બધા લૂટાઈ રહ્યા છો, તેની તમને ...

ક્રોધાદિ તમને કેમ અને કેવા લૂ...

વિચાર છે? તમે જો વિવેકી હો,

તો જરૂર હોય, અને એથી બચવાનો ઉપાય કરવાની વૃત્તિ પણ તમારામા જરૂર હોય જ્ઞાનને અને ચરણને કેવો નાતો છે, એક-બીજાને એક-બીજા વિના કેમ ચાલે એવું નથી, એ તમે આ ઉપરથી પણ સમજી શકયા હશો

જ્ઞાન અને ચરણ પરસ્પરની નિશ્રાએ જ મુક્તિસાધક બને

જ્ઞાનવાળાને ચરણની આવશ્યકતા અને મહત્તા સમજાય તથા ચરણવાળાને જ્ઞાનની આવશ્યકતા અને મહત્તા સમજાય, એ માટે આપણા શાસ્ત્રોમા જ્ઞાનનું અને ચરણનું વર્ણન કરતા, પરસ્પર સંવાદાત્મક વર્ણન પણ કરવામા આવ્યું છે એનું તાત્પર્ય એટલુ જ છે કે-જેટલી જરૂર અને મહત્તા જ્ઞાનની છે, તેટલી જ જરૂર અને મહત્તા ચરણની છે ન જ્ઞાન વિના ચાલી શકે કે ન ચરણ વિના ચાલી શકે! કોઈ કહેશે કે-'એ બેમા પ્રધાન કોણ?' તો કહેવું પડે કે-'બન્ને, પોતપોતાની અપેક્ષાએ પ્રધાન' જીવ વિશેષે તો કોઈને માટે જ્ઞાન ચરણનુ કારણ બને, તો કોઈને માટે ચરણ જ્ઞાનનુ કારણ બને મોક્ષમાર્ગ જ્ઞાન અને ચરણ-એ બન્નેના અન્યોન્યાશ્રયે છે મોક્ષમાર્ગનુ નિરૂપણ કરતા, કોઈએ પણ માત્ર જ્ઞાનથી મુક્તિ કહેલ નથી અને કોઈએ પણ માત્ર ચરણથી મુક્તિ કહેલ નથી જ્ઞાન અને ચરણના યોગથી મુક્તિ-એમ જ કહેલ છે પછી અમુક જીવમા જ્ઞાન પ્રધાનપણે મુક્તિસાધક બને અને અમુક જીવમા ચરણ પ્રધાનપણે મુક્તિસાધક બને, પણ જ્ઞાન જો ચરણથી સર્વથા નિરપેક્ષ હોય તો જ્ઞાન પણ મુક્તિસાધક બની શકે નહિ અને ચરણ જો જ્ઞાનથી સર્વથા નિરપેક્ષ હોય તો તે ચરણ પણ મુક્તિસાધક બની શકે નહિ

ચૂર્ણ થયુ એટલે એ દેડકો તો મર્યો, પણ એ ચૂર્ણમાંથી સખ્યાબધ દેડકાઓ પેદા થાય છે, જ્યારે જ્ઞાનથી જે કર્મનો ક્ષય થાય છે, તે તેના ભસ્મીભૂત કરેલા ચૂર્ણ સમાન છે. અહીં સમજવાનું છે સમ્યગ્ જ્ઞાન અને ક્રિયા ભાવશૂન્યા જ એમા આવો તફાવત રહે તે સ્વાભાવિક છે સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શનવિહીન હોતું જ નથી જે આત્મા સમ્યગ્દર્શન ગુણને પામેલો છે, તેના જ્ઞાનને જ સમ્યગ્જ્ઞાન કહી શકાય છે. આવું સમ્યગ્જ્ઞાન જેનામા પ્રગટે, તે પછી તે જીવ સયોગવશાત્ કદાચ મિથ્યાત્વી બની જાય, તો પણ તે જીવ અન્ત કોડાકોડી સાગરોપમથી અધિક કર્મસ્થિતિને પામતો જ નથી આ અભિપ્રાયને મુખ્ય રાખીને, શ્રી મહાનિશીથમા જ્ઞાનગુણને અપ્રતિપાતી ગુણ તરીકે વર્ણવ્યો છે

<u>વેયાવચ્ચ ગુણ</u>

પ્રશ્ન૦ અપ્રતિપાતી તરીકે તો વૈયાવચ્ચ જ અપ્રતિપાતી ગુણ કહેવાય છે ને ?

અપેક્ષાને સમજવી જોઇએ વૈયાવચ્ચ ગુણના અપ્રતિપાતીપણાનો અહીં નિષેધ નથી વળી માત્ર વૈયાવચ્ચને નહિ પણ વૈયાવચ્ચના ગુણને અપ્રતિપાતી કહ્યો છે, એ પણ નહિ ભૂલાવું જોઇએ મહા સુશ્રાવક શ્રી ઉદાયન રાજાનું ખૂન કરનારા વિનયરત્ને બાર બાર વર્ષો સુધી વૈયાવચ્ચ કરી હતી એણે તો એવી વેયાવચ્ચ કરી હતી કે--સાથેના બધા સાધુઓને એમ થઈ ગયું કે-વિનયગુણ તો આના જ બાપનો છે એથી તો એ વિનયરત્ન તરીકે ઓળખાયો પણ એણે જે વૈયાવચ્ચ કરી, તે કોરી દમ્ભ રૂપ જ હતી એ કાઈ ગુણ નહોતો ને

તેનામા તેનો જેવો બાહ્યાચાર હતો, તેવો અન્દર ગુણ પ્રગટેલો હોત, તો તો એ રાજાનું કલ્યાણ સાધી જાત આ તો કરતો હતો વિનય અને શોધતો હતો રાજાના ખૂનની તક એના પરિણામ કેટલા બધા ભૂંડા હતા ? એટલે વૈયાવચ્ચમા પણ અદરના ગુણની અપેક્ષા રહેલી છે

## જ્ઞાનની મહત્તા

જ્યા ગુણની વાત આવી, એટલે જ્ઞાનની વાત તો આવી જ ગઈ સમ્યગ્જ્ઞાનથી સહિત બનેલો જીવ, કદાચ સમ્યક્ત્વને વમી જાય અને સસારમા રખડતો પણ થઈ જાય, તો ય કચરામા પડી ગયેલી સોય જો દોરાવાળી હોય છે તો તે જેમ ઝટ હાથમા આવી જાય છે, તેમ એ જીવ થોડા જ કાળમા પુન સમ્યગ્દર્શનને અને સમ્યગ્જ્ઞાનને પામે છે આ દૃષ્ટિએ જો જોઇએ, તો જ્ઞાનગુણ એ ભવસમુદ્રમા વહાણ સમાન છે આ જ્ઞાનગુણને પામીને જે મુનિવરો ક્રિયાપાત્ર બન્યા હોય છે, તેઓ મોટા ચિત્તના ધણી હોય છે તેઓ મહા પરાક્રમી બન્યા થકા પોતાના કર્મોને ક્ષીણ કરી નાખવાનુ કાર્ય સહેલાઇથી કરી શકે છે જ્ઞાન વિનાના ક્રિયાવાળા ઘણા હોય, તો ય તેઓ આંધળાના ટોળાની જેમ શોભાને અને ક્રિયાના સાચા ફળને પામી શકતા નથી ક્રિયાના સાચા ફળને પામવું હોય, તો જ્ઞાન પરમ આવશ્યક છે જ્ઞાનના સુયોગે ક્રિયા મહત્ત્વની બને છે અને જ્ઞાન જો સાચુ હોય, તો તે કદી પણ સત્ક્રિયાનુ વિરોધી હોઈ શકતું નથી

## ક્રિયા જ ન હોય તો જ્ઞાનને સફલ કોણ બનાવે ?

ચરણ એટલે મોક્ષને ઉદ્દેશીને ભગવાન શ્રી જિનેશ્વર-

દેવોએ જે જે અનુષ્ઠાનો ઉપદેશ્યા છે તે, એટલે મોક્ષને પ્રાપ્ત કરાવનારી ક્રિયા, એ ચરણ છે જ્ઞાન ગમે તેટલુ હોય, પણ જો ચરણ ન હોય તો તે જ્ઞાન વાઝીયુ છે જ્ઞાન ફળવાળુ ત્યારે જ બને, કે જ્યારે જ્ઞાનનુ ફળ જે વિરતિ છે, તે આવે જેમ મિથ્યાત્વ રૂપ અધકાર બન્યો રહે તો તે જ્ઞાન એ જ્ઞાન નથી, તેમ જ્ઞાન ફળવાળુ બન્યુ જ ત્યારે કહેવાય, કે જ્યારે વિરતિ આવે જ્ઞાનને સફલ બનાવનાર ચરણ છે વૃક્ષ વિના ફળ પેદા થઈ શકે નહિ, પણ ફળ વિનાના વૃક્ષની કિંમતેય શી છે ? જ્ઞાનને પ્રધાન પદ આપનાર કહે છે કે–જ્ઞાન વિના ક્રિયાની શુદ્ધિ નથી જ્યા સુધી પહોચવા યોગ્ય સ્થળનુ અને સ્થળે પહોચવાના માર્ગનુ જ્ઞાન ન થાય, ત્યા સુધી એકલી ક્રિયા કરે શું ? ઇષ્ટ સિદ્ધિ કયા છે અને તેના સાધનો કયા કયા છે તેને બતાવનાર જ્ઞાન છે હિત અને અહિત તથા શાનાથી હિત અને શાનાથી અહિત–એને બતાવનાર પણ જ્ઞાન છે એ જ્ઞાન વિના ક્રિયા સત્ક્રિયા રૂપે થાય નહિ પણ અવળી થાય અને એથી સસાર વધે અજ્ઞાની ભારેમા ભારે તપ કરે, તો પણ તે તપ મોક્ષને મેળવી આપનારો બનતો નથી આથી જ કહેવાય છે કે–અજ્ઞાન એ જ મહા કષ્ટ છે આમ જ્ઞાનની મહત્તા અને આવશ્યકતા ઘણી છે, પણ આવી રીતિએ કહેવામા ક્રિયાનો નિષેધ નથી ક્રિયાને સફલ બનાવનાર જ્ઞાન છે–એમ કહ્યુ, એટલે ક્રિયા તો ઉભી જ રહી ને ? ક્રિયા જ ન હોય તો જ્ઞાન સફલ બનાવે કોને ? એટલે જ્ઞાનને નામે ક્રિયાને ઉત્થાપી શકાય તેમ નથી અને ક્રિયાને નામે જ્ઞાનને ઉત્થાપી શકાય તેમ નથી જ્ઞાનની સફળતા ચરણને લઇને છે અને ચરણની સફળતા જ્ઞાનને લઇને છે

જ્ઞાન-ચરણ ઉભયમા જોઈએ

કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ જ્ઞાન માત્રથી થતી નથી વસ્તુનુ જ્ઞાન જોઈએ, વસ્તુને મેળવવાના ઉપાયનું જ્ઞાન જોઈએ, પરન્તુ તેને મેળવવાના પ્રયત્ન રૂપ ચરણ પણ જોઈએ જ રસોઈના જ્ઞાન માત્રથી કાઈ રસોઈ તૈયાર થતી નથી, ખાવાના જ્ઞાન માત્રથી કાઈ ભૂખ શમતી નથી, ચાલવાના અથવા માર્ગના જ્ઞાન માત્રથી કાઈ ઈષ્ટ સ્થલે પહોચાતું નથી, અને વેપારના જ્ઞાન માત્રથી કાઈ કમાણી થતી નથી તે તે જ્ઞાનની સફલતા, તે તે જ્ઞાનને અનુસારે કરાતી ક્રિયાથી જ થાય છે એમ મોક્ષ રૂપ સ્થાને પહોચવાને માટે માત્ર જ્ઞાનથી નહિ ચાલે, પણ ક્રિયા ય જોઈશે જ ક્રિયાવિહીન જ્ઞાનની સાચી કિંમત ઉપજી શકતી જ નથી કેવલજ્ઞાન થયા પછીથી પણ જ્યારે સર્વસવર નામની ક્રિયા આવે છે, ત્યારે જ મોક્ષ થાય છે કેવલજ્ઞાન થયા પછીથી પણ કદાચ ન્યૂન-પૂર્વકોટિ વર્ષો સુધી ય જીવને સંસારમા રહેવું પડે-એમ પણ બને છે, જ્યારે સર્વ સવર નામનું ચરણ આવે, એટલે તો નિયમા પાચ હ્રસ્વાક્ષરના ઉચ્ચારણમા જેટલો કાલ લાગે તેટલા કાલે મુક્તિ થઈ જ જાય છે કેવલજ્ઞાન પ્રગટ્યા વિના સર્વસવર રૂપ ચારિત્ર નથી આવી શકતું, પણ યથાખ્યાત ચારિત્ર આવ્યા વિના કેવલ જ્ઞાન પણ પ્રગટી શકતું નથી જો કે-એ વાત પણ યાદ રહેવી જોઈએ કે-સર્વસવર ચરણનુ કારણ કેવલજ્ઞાન આવ્યેથી જ પ્રાપ્ત થઈ શકે છે આ બધી વાતો એટલા માટે છે કે-જ્ઞાનની અને ચરણની આવશ્યકતા અને મહત્તા સમજાય જીવે જો પોતાનું સાચુ કલ્યાણ સાધવું હોય, તો જ્ઞાન અને

ચરણ-ઉભયને સેવવાની જરૂર છે ક્રિયાહીન જ્ઞાન અને અજ્ઞાન સાથેની ક્રિયા-એ બન્ને હણાએલા છે આથી જ્ઞાનીઓએ 'ज्ञानचरणयोरेव स्यातव्यम्' અર્થાત્-જ્ઞાન અને ચરણ એ ઉભયમા રહેવુ-એમ ફરમાવ્યુ છે

<u>જ્ઞાની સત્ક્રિયાનો પક્ષપાતી હોય</u>

જ્ઞાનને અને ચરણને આવો ઘનિષ્ટ સબધ હોવાથી અને દેખવાનુ સાચુ ફળ દોરાવુ એ હોવાથી, ટીકાકાર મહર્ષિએ આ શ્રી ભગવતીજી સૂત્રના નયનયુગલ તરીકે જ્ઞાન-ચરણને જણાવેલ છે આ સૂત્રના પઠન-શ્રવણાદિનુ પરમ ફલ, એ બે આવે તો જ પ્રાપ્ત થાય તેમ છે કોઈ કોઈ ઠેકાણે જ્ઞાનને નેત્રની અને ચારિત્રને પગની ઉપમા પણ આપવામા આવેલી છે આધળો દોડી શકે, પણ કયે રસ્તે દોડવું તે જોઈ શકે નહિ તથા રસ્તામા ખાડા-ખડીઆ હોય, પથરા હોય, અગારા હોય તો તે વિગેરે જોઈ શકે નહિ જ્યારે લૂલો જોઈ શકે, પણ ચાલી શકે નહિ એટલે આધળો ય ધાર્યે ઠેકાણે પહોચી શકે નહિ અને લૂલો ય ધાર્યે ઠેકાણે પહોચી શકે નહિ જ્ઞાનથી જોવાનુ બને અને ચરણથી પહોચવાનું બને જ્ઞાન દેખાડે અને ચરણ પહોચાડે જ્ઞાન એ દિશા બતાવનાર છે અને ચરણ એ દિશાએ પહોચાડનાર છે જ્યા સુધી પ્રગતિ ન થાય, ત્યા સુધી શિવગતિ ન થાય મુક્તિસ્થાન ને મુક્તિમાર્ગનો ખ્યાલ આવે જ્ઞાનથી અને ત્યા પહોચાય ચરણથી આમા તમે કોના વિના ચલાવી શકો ? જે સમજે, તે તો કહે કે-બે ય જોઇએ જ્ઞાની જ્યારે ચરણનો વિરોધી બને, ચરણને તુચ્છ ગણીને અવગણનારો બને, ત્યારે

એ જ્ઞાની સમ્યગ્જ્ઞાની રહેતો નથી એને જ્ઞાનનું અજીર્ણ થયું છે, અથવા તો કહો કે—એ પ્રમાદી બની ગયો છે એ પ્રમાદનું પોષણ પોતાના જ્ઞાનના નામે કરવાને માગે છે નહિતર વળી, જે જ્ઞાની હોય તે સત્ક્રિયાનો પક્ષપાતી ન હોય, એ બને જ કેમ ? જે જ્ઞાની કોઈ પણ ક્રિયા ન કરતો હોય, તેને સત્ક્રિયાના પક્ષપાતની જરૂર નથી, પણ એવા જીવો તો મોક્ષમાં જ છે કોઈ પણ ક્રિયાનો કોઈ પણ અંશ ન હોય, એવું તો માત્ર મુક્તિમા જ હોય સસારમા તો ક્રિયા હોય જ અને એથી ક્રિયાનો નિષેધ કરે કોણ ? અસત્ક્રિયાનો રોધ અને સત્ક્રિયાનો સદાગ્રહ, જ્ઞાની ન કરે તો કરે કોણ ? એવો જ્ઞાની કે જે સત્ક્રિયાનો પક્ષપાતી નથી, જે ચારિત્રહીન છે, તેને જ્ઞાનીઓએ ચડાલના કુવાની ઉપમા આપી છે એવા ચારિત્રહીનના જ્ઞાનનુ કોઈ મહત્ત્વ તો નથી જ, પણ એથી એનું અને બીજા અનેકોનું નુકશાન છે

## બેયની પ્રધાનતા લાગે

છત્રીસ પ્રકારની રસોઇના નામોને જાણનારો અને બત્રીસ જાતિના શાકોના નામોને જાણનારો, એ બધુ એને બાણે પીરસાય તે છતા પણ, જો એને માત્ર ગણવા જ કરે અને કોળીઓ હાથમા લઈને મોઢામા મૂકે નહિ, તો એને એનો સ્વાદ આવે ખરો ? એનું પેટ ભરાય ખરૂં ? બાલક ભલે નામ ન જાણતો હોય, પણ એ ખાય છે તો એને એનો રસ આવે છે, તેમ જ્ઞાન ભલે ઓછુ હોય, પણ ચારિત્રનું શુદ્ધ પાલન હોય, તો એ રસ જૂદો જ છે એક ભીલ નદી ઉતરતાં પાણીમાં તણાયો તેને શરદી થઈ ગઈ, વાયુથી તે બેહોશ બની ગયો

એમા કોઈ સજ્જન માણસે એને જોયો અને એને કસ્તુરી ગળાવી દીધી એથી એની શરદી દૂર થઈ ગઇ ભીલને કસ્તુરીનું કશુ ય જ્ઞાન નહોતું, છતા ય કસ્તુરી પેટમા ગઈ તો એની શરદી દૂર થઇ ગઈ ને ? એને ચેતના પ્રાપ્ત થઈ ને ? એ રીતિએ, જ્ઞાન કરતા ચરણની પ્રધાનતા પણ કહેવાય આમ છતા પણ, જ્ઞાન એ ય પરમ આવશ્યક છે 'આ ફલ મારી ભૂખને ભાગનારૂ છે કે મારા નાશને નોતરનારૂ છે'–એની ખબર ન હોય, તો અજ્ઞાની એવા કોઈ ફલને ખાઇને મરી પણ જાય 'અજાણ્યુ ફલ ખાવુ નહિ'–એવા એક નિયમના પ્રતાપે, વકચુલ મરણથી ઉગરી ગયો અને એના સાથીદારો કિંપાકના ફલોનુ ભક્ષણ કરવાથી મરી ગયા તેમને જો જ્ઞાન હોત કે–'આ ફલ પેટમા જઈને ઝેરનુ કામ કરે એવું છે' તો એ ફલને એ લોકો પણ ખાત નહિ અને એથી એ રીતિએ થયેલા મરણથી બચી જવા પામત આ પ્રમાણે વિચાર કરીએ, તો જ્ઞાનની પણ પ્રધાનતા લાગે અમલનો લાભ જ્ઞાનાધીન છે. જ્ઞાની જો સાચો જ્ઞાની હોય, તો તે જે અનાચરણીય તેનાથી આચરાતું હોય તેનો તથા જે આચરણીય તેનાથી આચરાતું ન હોય તેનો પણ પશ્ચાત્તાપ કરે એથી એને પાપબધ અલ્પ થાય અને ચરણની પ્રાપ્તિ સુલભ બને સાચુ જ્ઞાન નિયમા ચારિત્રને પમાડે, જ્યારે સમ્યગ્જ્ઞાનના અભાવમા સમ્યક્ચારિત્ર સભવી શકે જ નહિ સમ્યક્ચારિત્રના અભાવમા સમ્યગ્જ્ઞાન હોઈ શકે, પણ સમ્યગ્જ્ઞાનના અભાવમા સમ્યક્ચારિત્ર ન જ હોય.

<u>જે જ્ઞાની ક્રિયાશીલ બને તે તરે</u>

એટલા માટે તો 'ज्ञान-क्रियाभ्यां मोक्ष ।'–એમ કહે-

વાય છે, પણ 'ક્રિયા જ્ઞાનામ્યાં મોક્ષ !'–એમ નથી કહેવાય
આ સંસારમાં સુખને મેળવવાના, ભોગવવાના અને સાચ
વવાના આશયથી ક્રિયા કોણ નથી કરતું ? આમ છતાં પણ,
પરિણામ શું આવે છે ? સુખના આશયથી કરેલી ક્રિયાથી
જ દુઃખની પ્રાપ્તિ થાય છે કેમ ? અજ્ઞાન સુખ કયા અને
શાથી, તેનું જ્ઞાન નહિ માટે ! મૂર્ખ માણસ જ ક્રિયાનો વિરોધ
કરે ક્રિયા કરનારો અને ક્રિયાથી જ જીવનારો જો ડાહ્યો
હોય, તો ક્રિયાનો વિરોધ કરે ખરો ? હા, ડાહ્યો માણસ
ખોટી ક્રિયાનો વિરોધ જરૂર કરે જે ક્રિયા પાપવાળી હોય,
પાપજનક હોય અને એથી દુઃખને દેનારી હોય, તે ક્રિયાનો
વિરોધ કરે અને કહે કે–'સુખને માટે તો અમુક અમુક
ક્રિયા અમુક અમુક વિધિથી કરવી જોઈએ' એટલે એ વિરોધ
ક્રિયાનો નથી, પણ જ્ઞાનના અભાવનો છે, અજ્ઞાનનો છે
જ્ઞાનીઓ કહે છે કે–તમે સુખને માટે ક્રિયા તો કરો જ છો,
પણ સમજીને કરવા યોગ્ય ક્રિયા કરો 'જ્ઞાન અને ક્રિયાથી
મોક્ષ'–એ પ્રમાણેના મોક્ષના ઉપાયનું નિરૂપણ કરતાં, જ્ઞાનને
પહેલું મૂકયું, કારણ કે–સમ્યગ્જ્ઞાન વિના સમ્યક્ ક્રિયા આવતી
નથી અને કેવલજ્ઞાન થયા વિના નવંસવરની ક્રિયા આવતી
નથી, પણ ક્રિયાને જ્ઞાનની પછીથી મૂકીને ય જ્ઞાનીઓએ એક
મહત્ત્વનું સૂચન એ કરી દીધું કે–જેને જ્ઞાન મળે, તેણે ક્રિયા
શીલ બનવાનું લક્ષ્ય રાખવું જે જ્ઞાની ક્રિયાશીલ બનશે તે
તરશે જ્ઞાનનું ફળ જેણે મેળવવું હશે, તેણે ક્રિયાશીલ બનવું
જ પડશે કોઈ પણ જ્ઞાની કોઈ પણ પ્રકારની સત્ક્રિયા વિના
કેવલજ્ઞાનને કે મુક્તિને પામ્યો જ નથી એટલે જ્ઞાન પછી
ક્રિયાને મૂકીને ક્રિયાની મહત્તાને વધારી દીધી છે, કારણ કે–

મોક્ષ રૂપ ફલ જ્ઞાન સાથે ક્રિયા ભળવાથી જ મળશે, એવું એમા સૂચન રહેલુ છે સસારમા જીવો ક્રિયાશીલ તો છે જ, પણ તેઓ જ્ઞાનના યોગે જ સત્ક્રિયાશીલ બની શકે છે, માટે જ્ઞાનને પહેલુ મૂક્યું સત્ક્રિયાશીલ એટલે માત્ર બાહ્ય ક્રિયાવાળો એવું સમજવુ નહિ, પણ સમ્યગ્જ્ઞાન પૂર્વકની સત્ક્રિયાવાળો, એ જ સાચી રીતિએ સત્ક્રિયાશીલ છે

## જ્ઞાન અને ક્રિયાની અપેક્ષા

કોઈ કહે છે કે–' જે કોઈ જીવ ક્રિયા કરે છે, તે સમજપૂર્વક ક્રિયા કરે છે, માટે જ્ઞાન અને ક્રિયા–બે ય આવી ગયા, તો બધાની મુક્તિ કેમ થતી નથી ?' આવુ કહેનાર એ વાત ભૂલી જાય છે કે–સમૂર્ચ્છિમ ક્રિયા કરનારા, ગતાનુગતિકપણે ક્રિયા કરનારા પણ હોય છે સમજ કશી જ ન હોય અને ગાડા કે ઉન્મત્તની જેમ ક્રિયા કરનારા પણ હોય એ સિવાયના સમજપૂર્વક ક્રિયા કરે છે–એ વાત બરાબર છે, પણ તેવાની સમજેય ઉંધી છે અને એથી ક્રિયા પણ ઊલટી છે ' જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ '–એ વાક્યમા જ્ઞાન કોને કહ્યું છે અને ક્રિયા કોને કહી છે, તે સમજવુ જોઈએ જ્ઞાનમા મિથ્યાજ્ઞાન નથી લેવાનુ પણ સમ્યગ્જ્ઞાન લેવાનુ છે અને ક્રિયામા એ સમ્યગ્જ્ઞાનના યોગે થતી સત્ક્રિયા લેવાની છે ઉંધી સમજ અને એથી ઊલટી ક્રિયા તો ચાલુ જ છે, પણ સત્ક્રિયાને ય ઉંધી સમજથી કરનારા હોય છે, માટે તો એકના એક અનુષ્ઠાનના પણ વિષ, ગર, અનનુષ્ઠાન, તદ્હેતુ અને અમૃત–એમ પાચ ભેદો જ્ઞાનીઓએ બતાવ્યા છે તત્ત્વાર્થકાર શ્રી ઉમાસ્વાતિજી મહારાજાએ કહ્યું છે કે–

'सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः ।'

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રનો યોગ, એ જ મોક્ષમાર્ગ છે અને–

'ज्ञानक्रियाभ्यां मोक्षः ।'

–એનો પણ વાસ્તવિક અર્થ એ જ છે સમજ સાચી હોવી જોઈએ થોડી પણ સમજ સાચી હોવી જોઈએ સમ્યગ્દર્શન ગુણ વિના સાચી સમજ હોય નહિ અગર થાય નહિ અને સમ્યગ્દર્શન ગુણ પ્રગટતાની સાથે જ, તે આત્માનુ જે જ્ઞાન હોય, તે સમ્યક્ કોટિનું બની જાય

સદાચરણ ધર્મ તરફ આકર્ષે

એવું જ્ઞાન અસત્ક્રિયાઓને તજાવે અને સત્ક્રિયાઓને કરાવે એક વાર સમ્યગ્જ્ઞાન ગુણ પ્રગટ્યો, એટલે છેવટમા છેવટ અર્ધ પુદ્ગલપરાવર્ત્ત કાલથી પણ અલ્પ કાળમા સમ્યક્ચારિત્ર અવશ્ય પમાય જે ક્રિયા દેખાવમા સત્ક્રિયા પણ હોય, પરન્તુ તે જો સમ્યગ્જ્ઞાન પૂર્વકની ન હોય, તો તે ક્રિયા સમ્યગ્જ્ઞાનને અવશ્ય પમાડે–એવું કહી શકાય નહિ આમ છતા પણ, સત્ક્રિયા સમ્યગ્જ્ઞાનને પામવામા કારણ ન જ બને–એવું પણ નહિ સત્ક્રિયા સમ્યગ્જ્ઞાનને પામવામા, વૃદ્ધિ પમાડવામા અને ટકાવવામા ઘણી મદદગાર નિવડે છે વળી સત્ક્રિયાને જોવાથી લઘુકર્મી ભદ્રિક જીવો અનુમોદના કરવા દ્વારા મોક્ષમાર્ગની પ્રાપ્તિનું બીજ પોતાના અન્ત કરણમા વાવે છે બાલ જીવોને ધર્મ તરફ આકર્ષવામા સદાચરણ એ પહેલુ કારણ બને છે ચારિત્ર વિનાનો જ્ઞાની નિન્દા કરાવે, પણ ' ।નિન્દા નહિ કરાવે જ્ઞાનગુણ

સાચો પરોપકારક ત્યારે જ બની શકે છે, કે જ્યારે એ ચારિત્રગુણની સોબત કરે છે ચારિત્રગુણની સોબત કરીને જ્ઞાનગુણ પોતાની મહત્તાને અને પરોપકારિતાને સુન્દર પ્રકારે સિદ્ધ કરી શકે છે, માટે જ્ઞાન અને ચારિત્ર બે ય જોઈએ અને તે સમ્યક્ પ્રકારના જોઈએ

## સમજ સાચી જોઈએ અને ક્રિયા સારી જોઈએ

સમજ સાચી ન હોય ને ઉંધી સમજ હોય, તો સારી ક્રિયા પણ એવી થાય કે–એ તારક બનવાને બદલે મારક બને

એક છોકરો પોતાના બીમાર બાપની દવા લેવાને માટે વૈદ્યને ત્યા ગયો વૈદ્યને તેણે પોતાના બાપની બીમારીની સઘળી હકીકત કહી વૈદ્યે એક કાગળમા દવા લખી આપી અને એ કાગળ પેલા છોકરાને આપતા કહ્યુ કે–' આ દવા ખલમા પાણીની સાથે ઘુટીને આપવાની છે '

વૈદ્યની કહેવાની મતલબ એ હતી કે–' આ કાગળમા જે જે ચીજો લખી છે, તે બધી ચીજો બજારમાથી ખરીદી લાવવી અને પછી એ ચીજોને ખલમા પાણીની સાથે ઘુટીને એકરસ કરી બીમારને પાઈ દેવી પણ પેલો છોકરો વૈદ્યની એ મતલબને સમજ્યો નહિ અને ઊલટુ સમજ્યો

એથી એણે તો ઘેર જઈને વૈદ્યે લખી આપેલા કાગળીયાને જ ખલમા નાખ્યુ અને પાણી સાથે લસોટવા માડ્યું એ કાગળીયુ અને પાણી બરાબર એકરસ થઈ ગયા, એટલે એ એણે એના બીમાર બાપને પાઈ દીધુ

એ પાયા પછી, બાપની બીમારી ઘટવાને બદલે વધવા માડી પેટમા શૂળનુ દર્દ ઉપડ્યુ

બાપની બીમારી આમ વધી ગઈ, એટલે પેલા વૈદ્યને ઘેર બોલાવ્યો. વૈદ્ય આવ્યો એટલે છોકરાએ કહ્યું કે–' તમે આપેલી દવા આપ્યા પછીથી તો મારા બાપની બીમારી વધી ગઈ '

વૈદ્યને જરા શકા પડી એણે પૂછ્યુ કે–' દવા લાવવામા તો કાઈ ભૂલ થઇ નથી ને ?' કારણ કે–એને ખાત્રી હતી કે–એ દવા કરે તો ફાયદો જ કરે

પેલો છોકરો કહે છે કે–' દવા બીજે ક્યાયથી લાવ્યો નથી તમારે ત્યાથી જ દવા લાવ્યો હતો અને એ જ દવા તમે કહ્યા મુજબ ખલમા ઘુંટીને મેં તરત પાઈ દીધી હતી '

વૈદ્ય કહે કે–' મેં દવા આપી નહોતી, પણ દવા લખી આપી હતી એ દવા બજારમાથી લાવવાની હતી તો પછી તેં તારા બાપને પાયુ શું ?'

છોકરો કહે કે–' મેં તો તમે જે આપ્યુ હતુ તે જ લસોટીને પાઈ દીધુ '

વૈદ્યે કહ્યું કે–' મૂર્ખા ! દવાને બદલે દવા લખેલુ કાગળીયું જ ઘુટીને પાઇ દીધુ, પછી બીમારી વધે નહિ તો થાય પણ શું ?'

પછી વૈદ્યે જાતે જ ઉપચાર કરીને એના બાપને બીમારીમાથી ઉગારી લીધો

કહેવાની મતલબ એ છે કે–સમજ જો સાચી ન હોય અને ઉંધી હોય, તો આવું પરિણામ પણ આવે એટલે સાચી સમજ સાથે સત્ક્રિયાનો યોગ મળે તો મોક્ષ સધાય

સાચું કલ્યાણ ભાવનેત્રથી જ થાય

ટીકાકાર મહર્ષિએ જ્ઞાન–ચરણને નયનયુગલની ઉપમા આપી છે, તે જ્ઞાન–ચરણના સબંધને અને કાર્યને જોઇને

આપી છે માણુસને ડાબી કે જમણી, કોઇ પણ એક આંખ ન હોય, તો ય તે કાણીયો કહેવાય પૂર્ણ દૃષ્ટિવાળો તો બે ય આંખો જેને હોય તે જ કહેવાય એમ એકલો જ્ઞાનવાળો ય કાણો અને એકલો ચરણવાળો ય કાણો આ ઉપમા દ્વારા બોધપાઠ એ લેવાનો છે કે–આ પ્રકારના નયનયુગલને પામવાને પ્રયત્નશીલ બનવુ જોઇએ આ બે આવે તો જ પરિણામે મોક્ષ મળે આમાથી એકનો પણ અભાવ હોય તો મોક્ષ મળે નહિ આ બે નેત્રો આવી જાય, તો ખોવાપણું ને રોવાપણુ ન રહે, પણ કર્મના મેલને ધોવાપણું અને એથી નિર્મલ થવાપણુ જ રહે ચર્મચક્ષુઓમા તો બેય ચક્ષુ હોવા છતા ય પગ બગડે એમ બને, જ્યારે આ બે ચક્ષુઓ એવા છે કે જે આત્મા આ બે ચક્ષુવાળો બને ને બન્યો રહે, તે આત્મા કદી પણ દુર્ગતિમા ધમડાય નહિ, પાપથી ખરડાય નહિ આ જ્ઞાન–ચરણરૂપ બે નેત્રો જેને છે, તેને માટે મુક્તિમા માગ છે, માર્ગ છે, કર્મોની ભાગાભાગ છે ચર્મચક્ષુ ચઉરિન્દ્રિયથી શરૂ થાય તેઇન્દ્રિય સુધી બધા અન્ધ બાકીનાને ચર્મચક્ષુ હોય, પણ એ ચર્મચક્ષુ સફળ ક્યારે? જ્યારે આ જ્ઞાન–ચરણ રૂપ ચક્ષુ મળે ત્યારે ચર્મચક્ષુ તો અનતી વાર મળી, પણ રખડપટ્ટી ચાલુ રહી જ્ઞાન–ચરણ રૂપ નેત્રો જઘન્યપણે પણ જો મળી જાય, તો ય સાત–આઠ ભવોમા અવશ્ય મુક્તિ મળી જાય સાચું કલ્યાણ ભાવનેત્રથી જ થાય ભાવનેત્ર આવી જાય, તો મુક્તિમહેલમા વસવાટ થાય ભાવનેત્રથી બીજા અનેક પ્રાણિઓને તારી શકાય જગતમા જેઓ માચો અને પરમ કોટિનો ઉપકાર કરી ગયા છે, કરી રહ્યા છે અને કરશે, તે ભાવનેત્રને પામવાથી જ સાચો નેત્રયજ્ઞ આ જ છે શુદ્ધ નેત્ર, શુદ્ધ ભાવનેત્ર

મળી જાય, તો ભવોભવનો અધાપો દૂર થઈ જાય, અને કદાચ અસખ્યાતા પ્રાણિઓને પણ ભાવનેત્રનુ પ્રદાન કરીને તારી શકાય ભાવનેત્રના ભોગે દ્રવ્યનેત્રનુ રક્ષણ ન હોય દ્રવ્યનેત્રના ભોગે પણ ભાવનેત્રનુ રક્ષણ કરવું એ હિતાવહ છે કિંમતી વસ્તુને માટે તુચ્છ વસ્તુનો ભોગ અપાય, એ ન્યાય્ય છે આજે જગતમા કેવી અધાધુધી મચી રહી છે? એક-બીજાનો નાશ કરીને કેવો કાળો કેર વર્તાવાઇ રહ્યો છે? પોતાની આશાઓને પરિતૃપ્ત કરવાને માટે, બીજાઓને પારાવાર નુકશાન કરીને ઇન્સાનીયતનૂ ચોગરદમ લીલામ ચાલી રહ્યુ છે આ બધુ શાથી? અથવા તો, આ સસારમા નાનુ કે મોટુ જે કાંઈ દુ ખ છે, તે શાથી છે? ભાવનેત્રના અભાવથી ભાવનેત્ર પાસે દ્રવ્યનેત્રની કિંમત નહિવત્ છે

ભાવનેત્ર-યજ્ઞ

આ શ્રી ભગવતીજી સૂત્રનુ જે શ્રવણ કરાવવામા આવે છે, તે ભાવનેત્રયજ્ઞ છે આ સૂત્રના શ્રવણથી મિથ્યાત્વની લાગેલી મલિનતા ટળે અને અવિરતિની ઉધેઈ નાશ પામે, એટલે જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ પ્રાપ્ત થાય જામી ગયેલ પડળો દૂર ન થાય, છારી-ફુલા-ખીલ ન કપાય, ત્યા સુધી નેત્ર માત્ર પીડાને પામવાને માટે જ છે એ દૂર થાય તો પીડા જાય અને પ્રકાશ પમાય, જેથી પ્રમોદ થાય, જેવાનુ મળે, અન્ધત્વ ટળે, ઇચ્છિત ફળે એમ ભાવનેત્રો એટલે જ્ઞાન-ચરણ રૂપ નયન યુગલને પામવાને માટે, મિથ્યાત્વ અને અવિરતિ-એ બે ઉપર મારો ચલાવવો જોઈએ એ બે ઉપર મારો ને માટે મારો ચલાવવો જોઈ

સૂત્રનુ શ્રવણ કરાવવું, એ એવો મારો ચલાવવા બરાબર છે, માટે આ ભાવનેત્રયજ્ઞ છે તમે જેટલો લાભ ઉઠાવો તેટલો તમને આ યજ્ઞ ફળ્યો કહેવાય એટલે કે-તમારે નિર્ણય કરવો જોઈએ કે-હવે અમારે જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલ-વાળા બનવુ છે અને એ નિર્ણયને અનુસરીને તમારે તમારા મન-વચન-કાયાના વર્તનને વળાક આપવો જોઈએ તમે બધા જો તમારા મન-વચન-કાયાના વર્તનને વળાક આપીને, જ્ઞાન અને ચરણ રૂપ નયનયુગલવાળા બનવાનો પ્રયત્ન શરૂ કરી દો, તો આ ભાવનેત્રયજ્ઞ પ્રત્યે ભાવનાશીલ જગતનુ ભારે આકર્ષણ થયા વિના રહે નહિ

## ૧૫-દ્રવ્ય-પર્યાય

<u>બે ક્ન્તમુશલો</u>

જયકુજર જેમ નયનયુગલવાળો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ જ્ઞાન-ચરણ રૂપ નયનયુગલવાળુ છે- આ પ્રમાણે ફરમાવ્યા બાદ, જયકુજરની સાથે શ્રી ભગવતીજી સૂત્રની સરખામણી કરી રહેલા ટીકાકાર મહર્ષિ, તેરમા વિશેષણ દ્વારા ફરમાવે છે કે-

" द्रव्यास्तिकपर्यायास्तिकनयद्वितयद् तमुशलस्य । "

એટલે કે-જયકુંજર જેમ બે દન્તમુશલોવાળો છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ એક દ્રવ્યાસ્તિક નય અને બીજો પર્યાયાસ્તિક નય-એ બે નયો રૂપ બે દન્તમુશલોએ સહિત છે ભગવાને દરેક પદાર્થોને બે નયથી કહ્યા છે, પ્રરૂપ્યા છે આ શ્રી ભગવતીજી સૂત્રમા ઠેકઠેકાણે 'दव्वट्ठिओ' અને 'पज्जवट्ठीओ' એવા પદોનો પ્રયોગ કરાએલો જણાઈ આવે છે દ્રવ્યાસ્તિક નય વસ્તુનુ વર્ણન અમુક પ્રકારે કરે છે અને પર્યાયાસ્તિક નય વસ્તુનુ વર્ણન અમુક પ્રકારે કરે છે એ બન્ને ય વર્ણનો દ્વારા દ્રવ્યોનુ સાચુ જ્ઞાન થઈ શકે એકના વર્ણનને જ જો પકડાય, તો એ જ્ઞાન મિથ્યા થાય સમ્યગ્જ્ઞાન ત્યારે જ કહેવાય, કે જ્યારે બન્ને ય વર્ણનોનો યથાસ્થિતપણે સ્વીકાર કરવામા આવે

સ્યાદ્વાદની મહત્તા

આ બે નયોનો જો બરાબર આશ્રય લેવાય, તો જગતમા પદાર્થસ્વરૂપના વિષયમા કોઈ પણ વિવાદ ઉભો રહેવા પામે નહિ તમામ વાદવિવાદો એકાન્તવાદથી ઉભા થયા છે સ્યાદ્વાદની વિશાલ દૃષ્ટિ અહિ સૃષ્ટિમા સર્જાઈ જાય યાને એ જો સર્વવ્યાપિની બની જાય, તો વાદવિવાદોથી મુઝાઈ ગયેલી દુનિયાની શીક્કલ ફરી જાય, મુઝવણ માત્રનો અત આવી જાય, અને ધર્મના નામે એકાન્તવાદને પોષણ મળે નહિ તકરારો, વિવાદો, વિગ્રહો અધૂરાશમા છે, પણ પૂર્ણતામા નથી જ્યા પૂર્ણતા હોય કે પૂર્ણનો આશ્રય હોય, ત્યા વિવાદ ... કેવલજ્ઞાનિઓમા કોઈ

ઉત્પન્ન થવા પામતો જ નથી તેનુ કારણ એ જ છે કે–તેઓ પૂર્ણ દષ્ટિવાળા છે સ્યાદ્વાદ, એ સપૂર્ણ દષ્ટિનુ અગ છે એનો આશ્રય નહિ લેનારાઓ અધુરા જ્ઞાનવાળા, અજ્ઞાન, મિથ્યાદષ્ટિ હોય છે જ્યા સુધી સ્યાદ્વાદ–દષ્ટિથી, શ્રી સર્વજ્ઞ-કથિત સ્યાદ્વાદ–દષ્ટિથી પદાર્થનુ નિરૂપણ ન થાય, ત્યા સુધી એ નિરૂપણ અધુરૂ જ રહે છે, કારણ કે–પ્રત્યેક વસ્તુ અનન્ત ધર્માત્મક છે અને એક દષ્ટિથી તો એ વસ્તુના અનત ધર્મો માથી માત્ર એક જ ધર્મને ગ્રહણ કરાય, એટલે બાકીના સર્વ ધર્મોનુ નિરૂપણ રહી જાય અથવા તો બાકીના સર્વ ધર્મોનો અપલાપ થઈ જાય તાત્પર્ય કે–સ્યાદ્વાદ દષ્ટિથી નિરૂપણ થાય, તો વસ્તુના એક ધર્મના નિરૂપણની સાથે તેના અનન્તા ધર્મોનુ નિરૂપણ પણ થઈ જવા પામે છે આ સ્યાદ્વાદ, એ અપેક્ષા-મૂલક વાદ છે અપેક્ષા એટલે નય, એમ પણ કહેવાય આ અપેક્ષાએ આ વાત છે, એમ તમે બોલો ત્યા અપેક્ષા નયમા ગઈ તેમજ અન્ય અપેક્ષાઓનો નિષેધ પણ નહિ થયો નયો સાત છે જો કે–સમ્મતિમા ‘ जावइया वयणपहा तावइया चेव हुंति णयवाया ।’–એમ ફરમાવીને, જેટલા વચનના માર્ગો છે, તે બધા નયો છે–એમ જણાવ્યું છે, પરન્તુ બધા નયોનો સમાવેશ સાત સો નયોમા પણ કરવામા આવ્યો છે, પાચ સો નયોમા પણ કરવામા આવ્યો છે અને સાત નયોમા પણ કરવામા આવ્યો છે

કોઈ નય વસ્તુત ખોટો નથી

કોઈ નય વસ્તુત ખોટો નથી, પણ જે નય ‘ માત્ર હુ જ છુ અને કોઈ નથી ’–એ પ્રમાણેના હુંકારમા તણાય, તે

નય ખોટો ઠર્યા વિના રહે જ નહિ નયે જો સાચા રહેવું હોય, તો એવા હુકારમા નહિ જ તણાવુ જોઇએ એવો હુકાર આવ્યો એટલે સત્યવાદીપણું ગયુ અને અસત્યવાદીપણુ આવ્યુ નય માત્ર ને તમે ખોટા કહો, તો બધા ય વચનો મૃષા જ ઠરી જાય, પણ એમ નથી જ્યા સુધી કોઈ પણ નય, સ્વપક્ષપ્રતિબદ્ધ બની જઇને અન્ય પક્ષોનો સર્વથા નિષેધ કરનારો બનતો નથી, ત્યા સુધી તે નય સાચો રહી શકે છે ખોટાપણાને લાવનાર દુરાગ્રહ છે જે અતિશય સ્વાર્થમા પડી જાય, તે ખોટુ જ કરે ને? સૌ પોત પોતાનો સ્વાર્થ ભલે સાધે, પણ નાઈ કોઈનો સ્વાર્થની આડે આવ્યા વિના પોતપોતાનો સ્વાર્થ સાધે, તો સૌ સુખે સ્વાર્થને સાધી શકે; જ્યારે બીજાના સ્વાર્થની આડે આવીને જ જે પોતાના સ્વાર્થને સાધવા માગે, તે કજીયો પેદા કરે અન્ય દર્શનોએ આવી રીતિએ જ કજીયા પેદા કર્યા છે, જ્યારે શ્રી જૈન દર્શને કજીયાઓને શમાવવાનુ કામ કર્યું છે શ્રી જૈન દર્શને, જ્યા સત્યનો અશ માત્ર પણ હોય તેનો અપલાપ કર્યો નથી, છતા પણ અન્ય સર્વ દર્શનોને મિથ્યા જ કહ્યા છે અન્ય સર્વ દર્શનોને મિથ્યા કેમ કહ્યા? બીજાના સ્વાર્થનો ઘાત કરીને માત્ર પોતાના જ સ્વાર્થને સિદ્ધ કરવાની વૃત્તિની જેમ, અન્ય દર્શનો પોતપોતાને ઇષ્ટ એવા નયને પકડીને અન્ય નયોનો સર્વથા નિષેધ જ કરનારા બન્યા છે, માટે તે સર્વ દર્શનોને શ્રી જૈન દર્શને મિથ્યા કહ્યા છે

### શ્રી જૈન દર્શનના બધા ય વાક્યો સાચા અને અન્ય દર્શનોના બધા ય વાક્યો ખોટા કેમ?

શ્રી જૈન શાસને તો જેટલે અશે જે સાચુ તેને તેટલે

અશે સાચુ કહ્યું છે અને બધા ય સત્યાશોનો નિરાગ્રહપણે સ્વીકાર કરીને, પોતે એકાન્તે સત્યવચની હોવાનું સાબીત કરી આપ્યુ છે આમ કોઈને ય ખોટા કહે નહિ અને આમ સૌને ખોટા કહે ખોટા નહિ કહેવામા આશિક સત્ય એ કારણ અને ખોટા કહેવામા એ આશિક સત્યનો એવો દુરાગ્રહ કે અન્ય સર્વ સત્યાશોનો નિષેધ એ કારણ અન્ય સર્વ દર્શનોમા આવી વિડમ્બના રહેલી છે અન્ય દર્શનો જ્યારે પોતપોતાની તત્ત્વ-સ્વરૂપ સબધી માન્યતાનુ પ્રતિપાદન માત્ર કરતા હોય, ત્યારે આપણને લાગે કે-આ વાત તો ભગવાન શ્રી જિનેશ્વરદેવોએ પણ આ જ પ્રમાણે કહેલી છે, પણ જ્યા એ દર્શનો પોત-પોતાની માન્યતાથી પર એવી સઘળી ય માન્યતાઓનો અસ્વીકાર કરીને તેનો સર્વથા અભાવ જ સિદ્ધ કરવા માટે, એટલે એ મહા મૃષાવાદી બની જાય એ કદાગ્રહને કારણે, એનુ જે આશિક સત્ય હોય, તે પણ અસત્યની જ કોટિનુ બની જાય શ્રી જૈન શાસનમા આવું કદી પણ બને નહિ જે અપેક્ષાનુ વર્ણન ચાલતું હોય તે અપેક્ષાનુ વર્ણન કરે, પણ અન્ય અપેક્ષાઓનો સર્વથા નિષેધ કરે નહિ આથી શ્રી જૈન શાસનના સઘળા ય નયવાક્યોને સાચા જ કહેવાય અને અન્ય દર્શનોના સઘળા ય વાક્યોને ખોટા જ કહેવાય

<u>દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક કોને કહેવાય?</u>

એટલે 'જેટલા વચનોના માર્ગો એટલા નયો'-એમ કહેવા છતા પણ, સાત સો નયોની પણ વાત કરી, પાચ સો નયોની પણ વાત કરી અને સાત નયોની વાત પણ કરી, એથી કાઈ મુંઝાઇ જવા જેવું નથી એમ સમજવાનું નથી કે-

બાકીના નયોનો નિષેધ કર્યો છે, પણ એમ જ સમજવાનું છે કે–તે તે નયોનો જે જે રીતિએ શક્ય હોય તે તે રીતિએ એક–બીજામા સમાવેશ કરી લેવામા આવ્યો છે સાત નયોમા પણ તમામ નયોનો સમાવેશ થઈ જાય છે કેટલાક નયો કેવળ સામાન્યગ્રાહી છે, કેટલાક નયો વિશેષગ્રાહી છે, જ્યારે કેટલાક નયો સામાન્ય અને વિશેષ–એ ઉભયને ગ્રહણ કરનારા છે કેટલાક નયો ચારેય નિક્ષેપાઓને ગ્રહણ કરનારા છે, જ્યારે શબ્દાદિ નયો ભાવ માત્રને ગ્રહણ કરનારા છે એ શબ્દાદિ નયો નામાદિ ત્રણ નિક્ષેપાઓને ગ્રહણ કરનારા નહિ હોવાના કારણે, ચારેય નિક્ષેપાઓને ગ્રહણ કરનારા નયોમા તેમનો સમાવેશ નહિ કરતા, સર્વ નયોના સમાવેશવાળા જે સાત નયો છે, તેનો બે વિભાગોમા પણ સમાવેશ કરવામા આવ્યો છે પ્રથમના ચાર નયોનો અને મતાન્તરે ત્રણ નયોનો જે વિભાગ છે, તે નયવિભાગ દ્રવ્યને ગ્રહણ કરનાર છે, જ્યારે પાછળના ત્રણ નયોનો અને મતાન્તરે ચાર નયોનો જે વિભાગ છે, તે નયવિભાગ પર્યાયને ગ્રહણ કરનાર છે જે નયો પ્રધાનતયા દ્રવ્યને ગ્રહણ કરનારા છે, તે નયોને દ્રવ્યાસ્તિક નયો કહેવાય છે 'દ્રવ્ય છે, દ્રવ્ય છે'–આમ બોલનારા, દ્રવ્ય પ્રતિપાદક નયો, દ્રવ્યનો ગુજારવ કરનારા નયો દ્રવ્યાસ્તિક નયો ગણાય, એ સ્પષ્ટ છે હવે જે નયો પ્રધાનતયા પર્યાયને ગ્રહણ કરનારા છે, પર્યાયપ્રતિપાદક નયો છે, તે નયોને પર્યાયાસ્તિક નયો કહેવાય છે સામાન્યને ગ્રહણ કરનાર દ્રવ્યાસ્તિક નયો છે, જ્યારે પર્યાયને ગ્રહણ કરનાર પર્યાયાસ્તિક નયો છે એક નયવિભાગ દ્રવ્યત્વને અનુલક્ષીને વાત કરે જ્યારે બીજો નયવિભાગ પર્યાયત્વને અનુલક્ષીને વાત

ગુણ સહભાવી અને પર્યાય ક્રમભાવી

જગતમા જેટલા પદાર્થો છે, તેમા દ્રવ્યત્વ અને પર્યાયત્વ સિવાય કાઈ છે જ નહિ કોઈ પણ પદાર્થને લગતી કોઈ પણ વાતનો તમે વિચાર કરો, તો તમને લાગશે કે-જે પદાર્થની આ વાત છે, તે પદાર્થના દ્રવ્યત્વની વાત છે અગર તો તેના પર્યાયત્વની વાત છે કોઈ પણ પદાર્થના દ્રવ્યત્વની અથવા તો તેના પર્યાયત્વની વાત ન હોય, એવી કોઈ વાત જ આ દુનિયામા સભવતી નથી જો દ્રવ્યત્વનુ અસ્તિત્વ જ ન હોય, તો પર્યાયત્વ સભવે જ નહિ, કેમ કે-દ્રવ્ય હોય તો જ દ્રવ્યના પર્યાયો હોય હવે જો પર્યાયોની ભિન્નતાનું અસ્તિત્વ ન હોય, તો આ સસાર જ સભવી શકે નહિ દ્રવ્યના ભિન્ન ભિન્ન પર્યાયોને કારણે જ સસાર છે દ્રવ્ય તે કહેવાય, કે જે ગુણ અથવા પર્યાયવાળુ હોય ગુણ તથા પર્યાય વસ્તુત તો એક જ છે, પણ ફરક એટલો છે કે-જે સહભાવી હોય છે તેને ગુણ કહેવાય છે અને જે ક્રમભાવી હોય છે તેને પર્યાય કહેવાય છે દાખલા તરીકે સોનુ સોનાની જે ચમક, તેને સોનાનો ગુણ કહેવાય એ સોનાના જે ભિન્ન ભિન્ન ઘાટો બને, તે બધા એના પર્યાયો કહેવાય સોનાનો ઘાટ ગમે તે બનાવો, એટલે પર્યાય બદલાય પણ ગુણ કાયમનો કાયમ રહે માટે ગુણ સહભાવી કહેવાય અને પર્યાય ક્રમભાવી કહેવાય આજે સોનાનો આ ઘાટ ને કાલે બીજો ઘાટ, એટલે પર્યાયો તો ક્રમભાવી જ થયા ને ? પર્યાયને અવસ્થા વિશેષ પણ કહેવાય છે દ્રવ્યોની ભિન્ન ભિન્ન અવસ્થાઓ, એ સર્વને દ્રવ્યના પર્યાયો કહેવાય

અજ્ઞાનને રસ ઉપજે ક્યાંથી ?

આ તો બહુ જ સામાન્ય કોટિની વાત છે. નયોની વાત આવી, એટલે આટલું તમને કાંઈક ખ્યાલ આવે એ પૂરતું કહેવાય છે બાકી તો, નયોની ચર્ચા એ બહુ મોટી ચર્ચા છે નયોની ચર્ચા ચાલે અને એમા આત્મા તન્મય બની જાય, તો એ વખતે એ કામ કાઢી જાય નયોની ચર્ચા એટલે તત્ત્વસ્વરૂપની ભિન્ન ભિન્ન અપેક્ષાઓની વિચારણા અહીં તમને જો નયોની વિસ્તૃત વ્યાખ્યામા ઉતારવામા આવે, તો તમારો રસ વધી જવાને બદલે ભાગી જવા પામે એ શક્ય છે ઘણી રસદાયક વાત પણ, સુજ્ઞ જનોને જ રસ ઉપજાવી શકે છે અજ્ઞાન જનોને માટે રસદાયક વાત પણ રસદાયક બની શકતી નથી પૌષ્ટિક ખોરાક પણ જે એને પચાવી શકે તેને માટે પુષ્ટિ કરનારો બને બીજાને તો ઝાડા જ થઈ જાય એમ, તમે જો ભણેલા હો, તો તો તમારી પાસે જ્યારે નયોના ભિન્ન ભિન્ન સ્વરૂપની અને પરસ્પરના સમન્વયની વાત કરવામા આવે, ત્યારે તમારો સાભળવાનો અને જાણવાનો રસ એકદમ વધી જવા પામે તમને એમ થઈ જાય કે–'આવું સાભળવા જેવું, જાણવા જેવું, વિચારવા જેવું, આ જગતમા બીજુ છે જ શુ ?' આ બધી દ્રવ્યાનુયોગની વાતો કહેવાય તમને આ વાતોમા રસ ઉપજે, એવું તમે ભણેલા છો ? તમારે ના જ કહેવી પડે તેમ છે ને ? મોટે ભાગે તમને આ વિષયનુ જ્ઞાન નથી તેમ જ આવા જ્ઞાનની તમને વિશેષ દરકાર હોય એવુ પણ જણાતું નથી

લઈને ° ? તમને શ્રી જૈન શાસનને પા

પરમ ભાગ્યશાલિતા છે, તેનો સાચો ખ્યાલ જ આવતો નથી એને લઇને તમે ઘણી વાર શકામા પડી જાવ છો અને કેટલાકોને તો 'મિથ્યાત્વ' અને 'મિથ્યા દર્શનો' એવી વાત પણ અશાતિ ઉપજાવે છે

તમને રસ નથી તેનુ કારણ શુ?

તમને દરકાર શાની છે? તાલાવેલી શાની છે? તમન્ના શાની છે? મોટે ભાગે કલદાર કમાવાની! અર્થ અને કામ સિવાય તમને કોઈ વસ્તુનો રસ છે ખરો? ધર્મનો રસ પણ જો માત્ર અર્થ-કામ પૂરતો જ હોય, તો એને ધર્મરસ કહેવાને બદલે અર્થ-કામનો રસ કહેવો એ જ સમુચિત છે ધર્મનો સાચો રસ તો, મોક્ષના રસને યોગે જોઈએ અર્થ-કામનો રસ ન હોય, તો ધર્મનો રસ ફાયદો કરે અને મોક્ષના રસથી જ ધર્મનો રસ હોય, તો તે મહા ફાયદો કરે મોક્ષના રસથી ધર્મનો રસ હોય, તો આ જ્ઞાનની આવી બેદરકારી ન હોય આજે દુનિયાની ઉપર ઉપરની સામાન્ય પણ વાતોમા તમને કેટલો બધો રસ છે? જ્યારે દ્રવ્યાનુયોગ કે જે ખરેખરો કસદાર છે, તેનો તમને કેટલોક રસ છે અથવા તો રસ છે કે નહિ-એનો તમે તમારે માટે, તમારા હિતને માટે વિચાર કરો જ્યારે તમે દ્રવ્યાનુયોગમા રસ લેતા થશો, ત્યારે તમે તત્ત્વજ્ઞાનથી ભરપૂર એવા આવા સૂત્રગ્રન્થોના શ્રવણમા રસીયા બનશો આવુ નક્કર જ્ઞાન નથી, આ જ્ઞાનની નક્કરતાનુ ભાન નથી, માટે તમને રસ નથી અને એટલે સાચી વસ્તુ, યદ્યપિ તમે શ્રવણ કરવાને આવો છો, છતા ય તમને સમજવામા મુશ્કેલી નડે છે તમને હજુ તો માર્ગે લાવવાનો પ્રયાસ

ચાલી ગ્યો છે તમને જો આ માર્ગનુ બરાબર ભાન થઈ જાય, તો તમે સમજપૂર્વક એમ કહી શકો કે–એક માત્ર શ્રી જૈન દર્શન સિવાય સર્વ દર્શનો મિથ્યા જ છે આ વાતને તમે સમજી પણ શકો અને સમજાવી પણ શકો એથી તમે તમારા પરમ ઉપકારને સાધવાની સાથે, અનેકોના પણ પરમ ઉપકારને સાધનારા બની શકો

શ્રાવકની ફરજ

પૂર્વકાળમા એવા પણ સુશ્રાવકો હતા, કે જે જાતે અને ધધે કુભાર હતા કુભાર હોવા છતા પણ, એમનામા કુભાર પણું નહોતું રહ્યુ અને એમણે સુભારપણું મેળવ્યુ હતુ મિથ્યા ત્વના અને અજ્ઞાનના બોજાને ફેંકી દઈને, એમણે સમ્યગ્જ્ઞા નનો બોજો સ્વીકાર્યો હતો સમ્યગ્જ્ઞાન એમને બોજલ નહોતું લાગતું, પણ તારક લાગતું હતું એ સુભારવાળા બનીને, કર્મના ભારને ફેંકી દેવા માગતા હતા કુભાર હોવા છતા પણ, એ શ્રી જૈન શાસ્ત્રના તત્ત્વજ્ઞાનમા જીવનને તરબોળ કરનારા, કહો કે–એ જ્ઞાન સરોવરમા ઝીલનારા હતા, અને એથી જ તેઓ જમાલિની ઉત્સૂત્રપ્રરૂપણાને સમજી, એના ખોટાપણાને પિછાનીને, એના સગને પણ છોડી શક્યા હતા, તેમ જ જમા લિથી ભરમાઈ જઇને, ભગવાને કહેલા સૂત્ર ' कडे माणे कडे 'ને નહિ માનનારી પ્રિયદર્શના સાધ્વી, કે જે નસારિપણે ભગ વાન શ્રી મહાવીર પરમાત્માની પુત્રી હતી તથા જમાલિની ધર્મપત્ની હતી, તેને યુક્તિથી સમજાવીને પુન માર્ગસ્થ બનાવી શક્યા હતા શ્રાવકોની ફરજ શી છે ? સમજો, નોધી લ્યો કે–શ્રાવકો એટલે શ્રમણોપાસકોની ફરજ ` ંથી બહાર

જતાને, ઉન્માર્ગે વળી જતાને, યુક્તિથી માર્ગમા લાવવાની, માર્ગમા ટકાવવાની છે, નહિ કે-તેની સાથે ચેડા કાઢવાની, તેના ઉપર આક્ષેપો મૂકવાની, તેની વિરૂદ્ધ છાપાના કાગળોને કાળા કરીને પ્રચાર કરવાની કે તેની નિન્દાદિ કરવાની છે ! દૂષણો જોવાની શ્રાવકની ફરજ નથી દૂષણોને જોનાર શ્રાવકને તો શોકયની ઉપમા અપાઈ છે અને શાસ્ત્રકાર મહાત્માઓએ ત્યા સુધી કહ્યુ છે કે-આવા શોકયની ગરજ સારે એવા શ્રાવકોમા નિશ્ચયથી સમ્યક્ત્વ નથી આવા શાસ્ત્રોનુ સદ્ભાવે શ્રવણ કરવામા આવે, કહેવાતી વાતોને હૃદયમા ઉતારવામા આવે, તો સાચા શ્રાવક એટલે કે-ભાવ શ્રાવક બનાય છે, તેમ જ આવા શ્રવણથી, કોઈ પણ વાતને અપેક્ષાપૂર્વક સમજવાનુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે આમાથી તો સાધુપણું, યાવત્ સિદ્ધપણુ પણ આવે તાત્પર્ય કે-આ કસદાર જ્ઞાનામૃતપાનનો રસ કેળવો અને જીવનને સાર્થક બનાવવાનુ સામર્થ્ય મેળવો !

નયવાક્યો મિથ્યાવાક્યો જ છે-એમ ન કહેવાય

આપણી ચાલુ વાત તો એ હતી કે-ભગવાને દરેકે દરેક પદાર્થને, પદાર્થ માત્રને દ્રવ્યાસ્તિક નયથી તેમ જ પર્યાયાસ્તિક નયથી જાણવા તથા માનવાનુ કહેલુ છે આ વાતને આત્મા દ્રવ્યની અપેક્ષાએ તમે વિચારો, એટલે સહેલાઈથી તમે આ વાતને સમજી શકશો કોઈ પણ આત્મા અમર છે, એ તો તમે જાણો છો ને ? પ્રાણોનો વિયોગ થાય છે, મરણ થયુ એમ કહેવાય છે, છતા આત્મા તો મરતો જ નથી ગમે તેમ થયા કરે, તે છતાં પણ આત્મદ્રવ્ય કાયમનુ કાયમ જ રહે છે આ

થઈ દ્રવ્યાસ્તિક નયની વાત આત્માના અમરપણાને સ્વીકારવા છતા પણ, જન્મ-મરણાદિ થાય છે, ચતુર્ગતિમા પરિભ્રમણ થાય છે, એ બધાનો કોઇ ઇન્કાર થઈ શકે તેમ છે? કહો કે-નહિ જ એ બધુ પર્યાયાસ્તિક નયને માનવાથી ઘટી શકે છે દેવગતિમા પણ એ જ આત્મા અને નરકાદિ ગતિમા પણ એ જ આત્મા, છતા એ દેવ, નારક આદિ પણ કહેવાય-આમ બેય નયોનો મેળ સધાય જેઓ આત્મસ્વરૂપથી વિમુખ બનીને પુદ્ગલમા ગચે-માચે છે, તેઓ ભવમા નાચે છે, ભમે છે, પરિભ્રમણ કર્યા કરે છે ક્રિયાની કઠિનતાથી ડરીને સત્ક્રિયાથી દૂર રહેનાર તથા દુનિયાની શક્ય એટલી તમામ ક્રિયાઓને કર્યે જનારા આત્માઓને ભવમા ભમવુ પડે છે એમા, એ કોઈ કોઈ વાર સારા કર્મોને કરીને પુણ્યેય ઉપાર્જે છે અને કુકર્મોથી પાપનુ ઉપાર્જન તો ઘણે ભાગે ચાલુ હોય છે આમ, સસારમા પરિભ્રમણ કરતો જીવ, પોતપોતાના કર્મોદયને અનુસરીને વિવિધ રૂપોને ધારણ કરનારો બને છે દેવ પણ એ જ બને છે, મનુષ્ય પણ એ જ બને છે, તિર્યંચ પણ એ જ બને છે અને નારકી પણ એ જ બને છે જીવ એનો એ-એ દૃષ્ટિ છે દ્રવ્યાસ્તિક નયની, જ્યારે 'આ દેવ, આ મનુષ્ય, આ તિર્યંચ અગર આ નારક'-એમ જે કહેવાય, તે પર્યાયાસ્તિક નયની દૃષ્ટિથી કહેવાય એટલે બન્નેય નયો જરૂરી છે આ બે નયોમા કયો નય અસત્યવાદી છે? નિજ નિજ અપેક્ષાએ તો બેય સત્યવાદી છે ને? પણ એ બન્નેય સત્યવાદી ક્યા સુધી? એક-બીજાનો સર્વથા નિષેધ કરે નહિ ત્યા સુધી! પોતે પોતાની વાત પ્રતિપાદક શૈલિએ કહે, તેમા અસત્યવાદી નહિ જ! એટલે જેટલા નયવાદો, એ બધા

મિથ્યાવાકયો જ છે-એમ તો નહિ જ કહી શકાય

<u>બે નયોમા દ્વાદશાગીનો સાર</u>

પુણ્ય-પાપવશાત્ પર્યાયોમા પરિવર્તન થયા કરે છે. આ જમાનામા ઉપાશ્રયના બારણા પાસે શેઠીયાઓની જેટલી મોટરો નહિ દેખાય, તેટલી સીનેમાગૃહો કે વારાગનાગૃહો પાસે દેખાશે મોટરમા જૂદે જૂદે સ્થલે દેખાય, ત્યારે તેમને માટે તે તે સ્થાનાનુસાર શબ્દ બોલાય, રખડેલ કહો, લપટ કહો, તો ય શેઠ તો એનો એ જ ને? દ્રવ્ય અને પર્યાયનો ફરક સમજી ટયો દ્રવ્ય તરીકે કાયમીપણું, એ વાતનો નિર્દેશ દ્રવ્યાસ્તિક નય કરે છે અને એ દ્રવ્યના જે જે અવસ્થાન્તરો થયા કરે છે, તેનો નિર્દેશ પર્યાયાસ્તિક નય કરે છે આજના મોટરમા બેસનારાઓ આખલાઓ, ગર્દભો વિગેરે પણ થાય, તેમ જ સુકૃતના યોગે કોઈ જન્મમા ધર્મમૂર્તિ બનીને સ્વર્ગે પણ જાય અને કદાચ મોક્ષે પણ જાય આત્મા એનો એ, છતા ય ભિન્ન ભિન્ન ગતિ આદિમા પર્યાય પલટાય જેવું આત્મામા, તેવું પુદ્ગલમા જગતમા જેમ કદી પણ એકેય જીવ નવો પેદા થતો નથી, તેમ કોઇ એકેય જીવ કદી પણ સર્વથા વિનાશને પામતો નથી એમ, જડ પરમાણુઓમા પણ કદી નથી તો ઉમેરો થતો કે નથી તો ઘટાડો થતો જે હોય તે રહે છે એ નાશ પામતુ નથી, તેમ નવું ઉત્પન્ન થતું નથી ઉત્પાદ અને વ્યયનો સિદ્ધાન્ત પર્યાયાસ્તિક નયની અપેક્ષાએ છે અને ધ્રુવનો સિદ્ધાન્ત દ્રવ્યાસ્તિક નયની અપેક્ષાએ છે ભગવાને ત્રિપદીમા આ ત્રણ જ વાત કહી એમા આખી દ્વાદશાગી આવી ગઈ એટલે આ બે નયોને જે બરાબર

આહે, તે દ્વાદશાંગીના સારને પામેલો કહેવાય

## આ નયોને દન્તમુશલોની ઉપમા શા માટે?

હવે આ વિશેષણને અંગે આપણે એટલી વાત વિચારી લઈએ કે–દન્તમુશલ તરીકે આ બે નયોને કેમ ગણાવ્યા? જયકુંજર યુદ્ધમાં દન્તમુશલથી કામ લે છે દન્તમુશલથી તે શત્રુના હક્કા–છક્કા છોડાવે છે, શત્રુસૈન્યની ઘટાને ભેદે છે તથા પોતાના સ્વામીને જયશ્રી વરમાળા ધારણ કરાવે છે દન્તમુશલ હાથીને શોભાવે પણ છે અને હાથીના પરાક્રમનો પડઘો પણ દન્તમુશલ દ્વારા થાય છે તેમ આ બે નયો એવા છે કે–આ બન્ને નયોને સાથે રાખીને વાત કરનાર શ્રી જૈન શાસન, એકાન્તવાદી સર્વ દર્શનોને પરાસ્ત કરી દે છે આત્માને એકાન્તે નિત્ય માનનારાઓ પર્યાયાસ્તિક નયની વાચા સામે ટકી શકતા નથી અને આત્માને એકાન્તે અનિત્ય માનનારાઓ દ્રવ્યાસ્તિક નયની વાચા સામે ટકી શકતા નથી આત્માને એકાન્તે મુક્ત માનનારાઓ અથવા તો આત્માને એકાન્તે બદ્ધ માનનારાઓ પણ, આ બે નયોની વાચા સામે ટકી શકતા આત્મા નિત્ય પણ છે અને પારિણામિક સ્વભાવવાળો પણ છે આ રીતિએ જ સમગ્ર જગતની સઘળી ય ઘટનાઓને ન્યાય આપી શકાય છે આ બે નયો સાથે રહીને, શ્રી જૈન શાસનની માન્યતાને જયવન્તી બનાવે છે આ વસ્તુને લક્ષ્યમાં રાખીને વિચારતા, ટીકાકાર મહર્ષિએ આ દ્રવ્યાસ્તિક નય અને પર્યાયાસ્તિક નય–આ બે નયોને દન્તમુશલની જે ઉપમા આપી છે, તે સુયોગ્ય જ ઠરે છે

## ૧૬–નિશ્ચય–વ્યવહાર

બે ગણ્ડસ્થલો

આગળના વિશેષણમા પણ નયની જ વાત આવે છે. સમુન્નત જયકુંજરની સાથે શ્રી ભગવતીજી સૂત્રની ઘટના કરતા, ટીકાકાર મહર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવ-સૂરીશ્વરજી મહારાજા, ચૌદમા વિશેષણ તરીકે ફરમાવે છે કે–

" निश्चयव्यवहारनयसमुन्नतकुम्भद्वयस्य "

એટલે કે–જયકુંજરને જેમ સમુન્નત એવા બે ગણ્ડસ્થલો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ નિશ્ચય નય અને વ્યવહાર નય–આ બે નયો રૂપ બે ગણ્ડસ્થલોથી યુક્ત છે.

નિશ્ચય નય ને વ્યવહાર નય

નિશ્ચય નય અને વ્યવહાર નય, એ બે નયોના પણ વિશેષ વર્ણનમા તમારી પાસે નહિ ઉતરતા, તમને સામાન્ય પ્રકારે ખ્યાલ આવે એવું કહેવુ પડશે સુનિશ્ચિત અથવા તો પરિપૂર્ણ કાર્યદશાને માન્ય કરનારો નિશ્ચય નય છે, જ્યારે વ્યવહાર નય તો કારણને પ્રધાનતા આપીને ચાલનારો છે એક દાખલો લો સામાન્યપણે તમે જાણો છો કે–ચોથુ ગુણ-સ્થાનક અવિરત સમ્યગ્દૃષ્ટિ જીવોનુ છે, પાચમુ ગુણસ્થાનક દેશવિરત સમ્યગ્દૃષ્ટિ જીવોનુ છે અને છઠ્ઠુ ગુણસ્થાનક સર્વ-વિરત સમ્યગ્દૃષ્ટિ જીવોનુ છે આમ છતા પણ, નિશ્ચય નયનું

સમ્યક્ત્વ તો સાતમા ગુણઠાણાની જે અપ્રમત્ત દશા છે, તેમા મનાય છે એ તો કહે છે કે-સમ્યગ્દષ્ટિ અને અવિરત શાનો ? પ્રમાદી શાનો ? જે સર્વવિરત અને અપ્રમત્ત હોય, તે જ સમ્યગ્દષ્ટિ નિશ્ચય નય ગુણસ્થાનકોના ક્રમને સ્વીકારે નહિ એને બધે બધી પૂર્ણતા જોઇએ શ્રી તીર્થંકર ભગવાનને શ્રી તીર્થંકર ભગવાન ત્યારે જ કહેવાય, કે જ્યારે એ ભગવાન સમવસરણમા વિરાજીને દેશના દઈ રહ્યા હોય બાકીના સમયમા, નિશ્ચય નયની અપેક્ષાએ, એ શ્રી તીર્થંકર ભગવાન નહિ એટલે જેને આપણે આન્તરિક શુદ્ધ લક્ષ્ય કહીએ, તેને જ નિશ્ચય નય પ્રધાનતા આપે છે વ્યવહાર નય તો, સ્થૂલ દષ્ટિએ જોનાર છે એ તો બાહ્ય ક્રિયાને પ્રધાનપદ આપીને ચાલનારો છે

<u>બે નયથી શુ સિદ્ધ થાય છે ?</u>

આ બે નયો, શ્રી જૈન શાસન કેવું સમુન્નત છે, એના દર્શકો છે શ્રી જૈન શાસન જેમ આન્તરિક શુદ્ધિમા માનનાર છે, તેમ બાહ્ય શુદ્ધિમા પણ માનનાર છે-એ, આ બે નયોથી પૂરવાર થાય છે બાહ્ય શુદ્ધિનો સ્વીકાર, કેવળ આન્તરિક શુદ્ધિની અપેક્ષાએ જ છે-એવું શ્રી જૈન શાસનનુ જે મન્તવ્ય છે, તે પણ આનાથી બહાર આવે છે સારાપણાના એક અંશનો પણ અસ્વીકાર કરનારૂ આ શાસન નથી-એમ વ્યવહાર નયથી સિદ્ધ થાય છે અને સારાપણું એ સાચુ સારાપણું ત્યારે જ ઠરે છે, કે જ્યારે તે-આત્માને નિર્મલ બનાવે છે-એમ નિશ્ચય નયથી સિદ્ધ થાય છે વિચારકો કે-આ બન્ને ય દષ્ટિઓને સ્વીકાર્યા વિના ચાલે એવું ?

કરણનું સારાપણું પેદા થવું જ જોઈએ-એમા પણ કોઈથી ના પાડી શકાય નહિ અને અન્ત કરણના સારાપણાને પેદા કરવામા કે સારાપણાને પેદા થવામા જે કારણ રૂપ બની શકે તેમ હોય, તેનો પણ આદર કરવાની કોઈથી ના પાડી શકાય તેમ નથી. નિશ્ચયમા સાધ્યનો સમાવેશ થાય અને વ્યવહારમા સાધનનો સમાવેશ થાય સાધ્ય વિના સાધન કિંમત વિનાનુ, અને સાધ્ય હોય પણ સાધન ન હોય, તો તે દરિદ્રીના મનોરથની જેમ નિષ્ફલ

બન્ને ય નયોનુ શરણ સ્વીકારવુ જોઈએ

નિશ્ચય નય જ્ઞાનાત્મક પ્રતિપાદનવાળો છે અને વ્યવહાર નય ક્રિયાત્મક પ્રતિપાદનવાળો છે એટલે જ, અહીં ટીકાકાર મહર્ષિએ, આ બે નયોને સમુન્નત કુમ્ભોની ઉપમા આપી છે શ્રી જૈન શાસન ક્રિયાનિષેધક અધ્યાત્મવાળુ નથી અને અધ્યાત્મનિષેધક ક્રિયાવાળુ પણ નથી અધ્યાત્મદષ્ટિ પણ જોઈએ અને અધ્યાત્મદષ્ટિ સફળ નિવડે તેવી ક્રિયા પણ જોઇએ આત્માનો જે મૂળભૂત સ્વભાવ છે, અનન્તજ્ઞાનાદિમય એવો જે સ્વભાવ છે-તેનો ખ્યાલ પણ જોઈએ અને વર્તમાનમા આત્મા કર્મોના યોગથી મલિન બનેલો હોઈને આત્માનો જે અનતજ્ઞાનાદિમય સ્વભાવ છે તે આવરાએલો છે, માટે તે આવરણો ટળે એવા પ્રકારની પ્રવૃત્તિઓ પણ જોઇએ આત્માને જડની કશી જ અસર નથી થતી, એ કયી અપેક્ષાએ અને આત્માને જડની અસર થાય છે, તે કયી અપેક્ષાએ-એ બે ય જાણવુ જોઇએ એ વિના, મોક્ષ સધાય -નહિ ને મોક્ષ પમાય નહિ આત્માને જો પોતાના મૂળભૂત

સ્વભાવમા જ સ્થાપિત બનાવવો હોય, તો આ બન્ને ય નયોનુ શરણ સ્વીકારવું પડે આ બેમાથી એક પણ નયનો અસ્વીકાર કરનાર તો, સસારમા વિભાવદશામા જ રઝળ્યા કરે છે

## દોરીના બેય છેડા હાથમા રાખીને એક તરફ ઢીલ મુકીને બીજી તરફ ખેંચાય

કેવળ એક નયના આધારે ચાલનારો અને બીજા નયની સતત અવગણના કરનારો મિથ્યાદૃષ્ટિ છે બે ય નયોને જે સ્વીકારે, તે જ સમ્યગ્દૃષ્ટિ છે આ નિશ્ચય નય અને વ્યવહાર નયમા પણ સાતેય નયોનો અને એથી સઘળા ય નયોનો સમાવેશ થઈ જાય છે મનને સુન્દર-નિર્મલ બનાવવું જોઇએ, અને જેવું મન નિર્મલ તેવું જ વચન પણ નિર્મલ અને વર્તન પણ નિર્મલ બને, એવી રીતિએ પ્રવર્તવું જોઇએ આ રીતિએ જે પ્રવર્તે, તે પૂર્ણ નિર્મલતાને પામે એકલા મનને નિર્મલ બનાવવાનું કહે અને વચનની તથા વર્તનની મલિનતા ચાલે-એમ કહે, તે કદી નિર્મલ બની શકે નહિ તમે વલોણું જોયુ છે ? દહીંમાથી માખણને તારવવાને માટે શું શું કરવું પડે છે, તે જાણો છો ? એનો આશ્રય લીધા વિના માખણ પણ નીકળી શકતું નથી નર હોય કે નારી હોય, પણ વલોણું વલોવે ત્યારે બે ય હાથોમા દોરીને રાખવી પડે છે દોરી રાખીને પણ યથાવિધિ ક્રિયા થાય તો જ ફળ મળે માખણ દહીંમા જ રહેલુ છે, પણ એ માખણ જરૂરી ક્રિયા વિના નીકળે નહિ તેમ આત્માના ગુણો આત્મામા જ રહેલા છે, પણ જરૂરી ક્રિયા વિના તે પ્રગટે નહિ. દહીંમા રહેલા માખણને કાઢવાને માટે દહીંને ગોળીમા નાખવું પડે એ દહીંની વચ્ચે

ગોળીમા રવૈયો નાખવો પડે પછી બે જણ પોતપોતાના બન્ને હાથોમા દોરી રાખીને રવૈયાને ફેરવે રવૈયો ફરે કયારે? દોરીને એક બાજુ ખીંચાય ત્યારે બીજી બાજુ ઢીલી મૂકાય અને બીજી બાજુ ખીંચાય ત્યારે એક બાજુ ઢીલી મૂકાય, તો રવૈયો બરાબર ફરી શકે આમ વલોવાય તો વલોવનાર માખણને ભાળે દોરી ખીંચવાની અને ઢીલી મૂકવાની પદ્ધતિને અહીં બરાબર ઘટાવો નિશ્ચયની જરૂરીઆત પડે ત્યારે વ્યવહારની દોરીને ઢીલી મૂકીને નિશ્ચયની દોરીને ખીંચવી પડે અને વ્યવહારની જરૂર પડે ત્યારે નિશ્ચયની દોરીને ઢીલી મૂકીને વ્યવહારની દોરીને ખીંચવી પડે આમ એક દોરીને ઢીલી મૂકીને બીજી દોરીને ખીંચાય, પણ બે ય દોરીના છેડા હાથમા ને હાથમા જ રહેવા જોઇએ એક પણ છેડો જો હાથમાથી છૂટી જાય, તો રવૈયો ફરતો બધ પડી જાય, તેમ નિશ્ચય કે વ્યવહાર-એકને ય તજીને, કલ્યાણ સાધી શકાય નહિ બન્નેને સાથે રાખે તે કેવલજ્ઞાન રૂપ માખણને મેળવે

<u>વ્યવહારથી વચિત રહેનારો વચના પામે</u>

આ પચમાગ શ્રી ભગવતીજી સૂત્ર પણ નિશ્ચય નયને અને વ્યવહાર નયને લઇને ચાલી રહ્યુ છે શ્રી વીતરાગ પરમાત્માના શાસનના બધળા ય શાસ્ત્રો, બન્ને ય નયોના આધારે ચાલી રહ્યા છે એકલા નિશ્ચય નયને વળગી પડનારાઓ, પોતાની જાતને અધ્યાત્મી તરીકે ઓળખાવીને મોક્ષસાધક ક્રિયાથી વચિત બને છે જો તેઓ સર્વ ક્રિયાઓથી રહિત બનતા હોત, તો તો વાત જૂદી હતી, પણ એ બીચારાઓ તારક ક્રિયાઓથી જ વચિત બની જાય છે માત્ર

ધર્મક્રિયાઓમા–ધર્મક્રિયાઓના વ્યવહારમા જ તેઓ વ્યવહારથી પર બને છે, બાકી તો, વ્યવહાર વિના તેઓનો વ્યવહાર ચાલે છે જ ક્યા ? ખાવાનો, પીવાનો, પહેરવાનો, ઓઢવાનો, એમ પૌદ્‌ગલિક ભોગોપભોગને લગતા વ્યવહારને ચાલુ રાખીને, તેઓ પોતાને વ્યવહાર વિનાના કહેવડાવે છે એવી બધી ક્રિયાઓ કરે અને ધર્મક્રિયાઓમા અખાડા કરે, એનો શો અર્થ ? એનો અર્થ અનર્થ પ્રમાદની પીડાનો જ એ એક પ્રકાર છે જ્યા સુધી દેહને અગેનો વ્યવહાર, બાહ્ય વ્યવહાર છૂટે નહિ, ત્યા સુધી આત્મા જો આત્મહિતકર ક્રિયાના વ્યવહારથી વચિત બને છે, તો તે વચના જ પામે છે જ્યા સુધી બાહ્ય વળગેલુ છે, ત્યા સુધી આત્મહિતકર ધર્મવ્યવહારની જરૂર જરૂર છે બાહ્ય બલા છૂટે એટલે વ્યવહાર આપોઆપ અટકે છે, પણ ત્યા સુધી ધર્મવ્યવહારથી અટકનાર પોતે લટકે છે સિદ્ધાવસ્થાને સપ્રાપ્ત કર્યા પછીથી બહારનુ વળગણ નથી અને એથી વ્યવહાર નથી, પણ એ પહેલા વ્યવહારને તજવાનું કહેનાર–ધર્મવ્યવહારની જરૂર નથી એવુ કહેનાર, કેવળ ભવભ્રમણના વ્યવહારમા જ અટવાઈ રહે છે એવા નિશ્ચયવાદીઓ, એકાન્તવાદમા ગબડી જઈને, દુર્ગતિના ખાડામા ગબડી પડે છે, કારણ કે–તેઓ ઉત્સૂત્રપ્રરૂપણા રૂપ મહા ભયકર પાપને ઉપાર્જનારા બને છે

<u>શુદ્ધ વ્યવહાર આન્તરિક શુદ્ધિ માટે જોઈએ</u>

અણસમજ આદિના કારણે જેઓ એવાઓથી દોરવાઈ ગયા હોય, પણ જેઓ આગ્રહી ન હોય, તેઓ શ્રી ભગવતીજી સૂત્રરૂપ જયકુજરના નિશ્ચય નય તથા

રૂપ ગણ્ડસ્થલોથી, એકાન્તવાદને તજનારા અને સ્યાદ્વાદમા સ્થાપિત થનારા બને છે શ્રી ભગવતીજી સૂત્રના જ્ઞાનને પામેલાની પાસે, એકાન્તવાદ ટકી શકતો જ નથી જેમ નિશ્ચયના એકાન્તે આગ્રહી નહિ બનવુ જોઇએ, તેમ વ્યવહારના પણ એકાન્તે આગ્રહી નહિ જ બનવુ જોઇએ વ્યવહાર હોય અને નિશ્ચય ન હોય, તો પણ અર્થ સરતો નથી કેટલાક અભવ્યો પણ પૌદ્ગલિક સુખની લાલસાથી શુદ્ધ વ્યવહારવાળા બને છે એમની કરણી એવી પણ હોઈ શકે છે કે–દેખાવમા કોઈ એની ખામી બતાવી શકે નહિ અભવ્ય કદાચ એવી પણ કરણી કરે, કે જે કરણી ગણધરભગવાન શ્રી ગૌતમસ્વામિજીની કરણીને પણ મ્હાત કરે, એવી હોય હવે કે કાઈ બાકી ? પણ તત્ત્વને નહિ જાણનારાઓ જ એને મહત્ત્વ આપે ત્યા વ્યવહાર માત્ર છે અને નિશ્ચયનુ નામેય નથી, એટલે એ વ્યવહાર મોક્ષસાધક બનવાને બદલે મોક્ષરોધક બને એમા દોષ વ્યવહારનો નથી, પણ નિશ્ચયના અભાવનો છે અથવા તો કુનિશ્ચયનો છે અભવ્યથી અનેક ભવ્યો તરે, એ પ્રતાપ વ્યવહારનો છે અને એ નામદાર કોરો ધાક્કોર જેવો એટલે મેલો ને મેલો જ રહે, એ પ્રતાપ એનામા સુનિશ્ચય નથી આવ્યો એનો છે આમ તો, જગતમા નિશ્ચય ને વ્યવહાર ચાલુ છે, પણ સમ્યગ્જ્ઞાન દ્વારા જે નિશ્ચય થાય, તે જ સાચો નિશ્ચય કહેવાય એ નિશ્ચય વ્યવહારને શુદ્ધ બનાવ્યા વિના રહે જ નહિ શુદ્ધ નિશ્ચય શુદ્ધ વ્યવહાર માગે જ જેનો નિશ્ચય શુદ્ધ વ્યવહારને માગે નહિ, તેનો નિશ્ચય એ વસ્તુતઃ નિશ્ચય જ નથી સમ્યગ્જ્ઞાનના અભાવમા નિશ્ચય થાય પૌદ્ગલિક સુખની રમણતાનો એ નિશ્ચય શુદ્ધ વ્યવહારને બહા-

રથી આચરવા દે, પણ અંદરથી મલિન જ બનાવ્યા કરે. અશુદ્ધ વ્યવહારને માગેનો શુદ્ધ વ્યવહાર, એ વસ્તુત શુદ્ધ વ્યવહાર જ નથી શુદ્ધ વ્યવહાર આન્તરિક ને બાહ્ય શુદ્ધિને માટે જ જોઇએ એ નિશ્ચય વિના બને નહિ અભવ્ય બીચારો વ્યવહારનિષ્ણાત બનવા છતા પણ તરતો નથી, નિશ્ચય વિના !

વ્યવહાર શિવબીજ પણ બને ને ભવબીજ પણ બને

નિશ્ચયની અવગણના કરનારા અને વ્યવહારમા જ સર્વસ્વને સ્થાપનારા પણ મહા અજ્ઞાનિઓ જ છે કહ્યું છે કે–

**'व्यवहारप्रतिभासो दुर्णयकृतवालीशस्य भवबीज व्यवहार चरण पुनरनभिनिविष्टस्य शिवबीजम् ।**

વ્યવહારનો પ્રતિભાસ સસારનુ બીજ બને છે વ્યવહારનો પ્રતિભાસ, એટલે માત્ર વ્યવહારનું જ પોષણ કરવામા આવે એવો જે વ્યવહાર, તે સસારનુ બીજ થઇ જાય છે વ્યવહારની આચરણા હોય, પણ એનો જ આગ્રહ ન હોય તો એ જ વ્યવહાર શિવબીજ રૂપ બની જાય છે તાત્પર્ય એ છે કે–વ્યવહારના કે નિશ્ચયના એકેયના કદાગ્રહી નહિ બનવું જોઇએ જ્યા સુધી કાર્ય ન બને, પરિપૂર્ણ ફળ ન મળે, ત્યા સુધી કારણને વળગી રહેવું જોઇએ ને ? એટલે વ્યવહારને વળગવું એ આવશ્યક તો છે જ, પણ વ્યવહારને જે સાધન સમજીને વળગ્યો હોય, તે નિશ્ચયની–સાધ્યની શોધમા જ રહે અને એનો વ્યવહાર તો તારક જ નિવડે હું તો એવાના વ્યવહારની વાત કરી રહ્યો છુ, કે જે નિશ્ચયની શોધમા નથી અને માત્ર વ્યવહારનો જ કદાગ્રહી છે એવાનો વ્યવહાર, એવાને માટે, સસારનુ બીજ બને છે કદાગ્રહ વિનાનાને એ

જ વ્યવહાર શિવબીજ બની શકે છે શિવબીજ બની શકે એવો પણ વ્યવહાર જ્યારે સસારબીજ બની શકે છે, તો નિશ્ચયના નામે વ્યવહારનો નિષેધ કરવાની વાતો કરવા રૂપ વ્યવહાર સસારબીજ બને, એમા આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. નિશ્ચયની અને વ્યવહારની વાતમા ય તારવાની શક્તિ છે, પણ વાત સમજપૂર્વકની અને કદાગ્રહ વિનાની હોય તો! કદાગ્રહ બધાને ડોળે સદાગ્રહ સદા જોઈએ અને કદાગ્રહ કદી પણ જોઈએ નહિ

ઉપેક્ષા રાખનારો ડૂબે ને અપેક્ષા રાખનારો તરે

વ્યવહાર એનો એ, પણ એકને માટે એ શિવબીજ બને અને અન્યને માટે એ ભવબીજ બને, તેમા કારણ એકનો નિશ્ચય છે અને અન્યનો નિશ્ચયાભાવ જ માત્ર નહિ પણ નિશ્ચયનો નિષેધ છે બાકી, શ્રી માષતુષ મુનિ વ્યવહારથી ફાવ્યા કે નહિ ? પણ એમણે ગુરૂની આધીનતા કેવી સ્વીકારી હતી ? તેઓ નિશ્ચય તરફ બેદરકાર નહોતા સ્ફટિકની પાસે જો ફુલ મૂકવામા આવે, તો ફુલના રગને અનુસારે સ્ફટિક પણ લાલ, લીલુ, પીળુ વિગેરે દેખાય છે, કેમ કે-સ્ફટિકનો એ સ્વભાવ છે સુરતમા સ્ફટિકની મૂર્તિઓની પાછળ રગ-બેરગી પુષ્પોને ગોઠવીને એવી રચના કરવામા આવે છે કે-પ્રથમ નજરે સ્ફટિકની ખબર પણ પડે નહિ સ્ફટિકમા જેમ રગો દૃશ્યમાન થાય છે, તેમ યોગ્ય આત્માને ગુરૂનો ઉપદેશ ફળે છે પવિત્ર બનવાની ભાવનાવાળા આત્માને, સ્વચ્છ બનવાની-નિર્મલ બનવાની ભાવનાવાળા આત્માને, લઘુકર્મી ભવ્યાત્માને ગુરૂનો ઉપદેશ અસર કરે છે, ગુરૂનો બોધ ફળે છે

એવા આત્મામા નિશ્ચયનુ જ્ઞાન વિશેષ નથી, છે વ્યવહારમા, પણ વ્યવહારનો કદાગ્રહ નથી તો તે ક્રમશ કેવલજ્ઞાનને પણ પામી શકે છે યાવત્ સપૂર્ણતયા કર્મનો ક્ષય કરી શકે છે અને આત્માને સ્વસ્વરૂપમા લાવીને સ્થાપી શકે છે સ્વમા અથવા ગુરૂમા નિશ્ચય છે જેમને, તેઓ, તે આશ્રયે, વ્યવહારને આચરતા મોક્ષફળને મેળવી શકે છે મતલબ કે-કેવલ વ્યવહારમા હોય અને નિશ્ચયમા ન જ હોય, તે તો મગમા કોરડુ જેવા હોય છે એમને વ્યવહાર તારી શકતો નથી. ભગવાનના દર્શન મોક્ષને માટે કરવા જોઇએ, એ લાગણી, એ નિશ્ચયનો અશ છે બેમાથી એકની ઉપેક્ષા કરનારો ડૂબે છે, જ્યારે અપેક્ષા રાખનારો તરે છે ભગવાનનો અનુયાયી એટલે અપેક્ષાવાદી. આવો અપેક્ષાવાદ આવે, ત્યારે જ આત્મા દેવલાસ્વાદ મેળવે છે અને આત્માને આબાદ બનાવે છે નિશ્ચય અને વ્યવહાર-એ બન્નેની વચ્ચે પરસ્પર કાર્ય-કારણભાવનો સબધ પણ છે શુદ્ધ નિશ્ચય શુદ્ધ વ્યવહારને લાવે અને શુદ્ધ વ્યવહાર પણ નિશ્ચયને પામવામા કારણ બની શકે

## ૧૭–યોગ અને ક્ષેમ :

### યોગ અને ક્ષેમ રૂપ બે કાન

જયકુંજરની સાથે શ્રી ભગવતીજી સૂત્રની સરખામણી કરીને, શ્રી ભગવતીજી સૂત્રની મહત્તાનો ખ્યાલ આપી રહેલા ટીકાકાર મહર્ષિ, પોતે રચેલી શાસ્ત્રપ્રસ્તાવનામા, પદરમા વિશેષણ તરીકે ફરમાવે છે કે–

"योगक्षेमकर्णयुगलस्य।"

એટલે કે–જયકુંજરને જેમ બે કાનો છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રને પણ યોગ રૂપ અને ક્ષેમ રૂપ બે કાનો છે.

### છાપેલી પ્રતિની ભૂલ

અત્રે એક વાતનો ખૂલાસો કરવો આવશ્યક છે શ્રી ભગવતીજી સૂત્રની ટીકાવાળી આ જે છાપેલી પ્રત છે, તેમા આ વિશેષણ નથી એમ લાગે છે કે–છપાવતા રહી જવા પામ્યુ હશે અથવા તો કોઈ ભૂલવાળી હસ્તલિખિત પ્રતના આધારે ચાલ્યા જતા ભૂલ રહી જવા પામી હશે આ વિશેષણ ન જ હોય, એમ તો બને નહિ, કારણ કે–હાથીના સઘળા ય અગોની ટીકાકાર મહર્ષિએ અત્રે ઘટના કરી છે- જયકુંજરના બધા અગોનો તેઓ ઉલ્લેખ કરે અને કાનોનો ઉલ્લેખ કરે નહિ–એ બને નહિ પ્રતને શોધનારે જો જરા વધુ લક્ષ્યથી જોયું હોત, તો આવી ભૂલ રહી જવા પામત

નહિ અન્યમાં પ્રતિમા આ વિશેષણ પ્રાપ્ત થાય છે તેમાંથી લઈને જ અત્રે આપણે આ વિશેષણનો વિચાર કરીએ છીએ

નાથ તે કે જે યોગ-ક્ષેમને કરે

લોકનાથની વ્યાખ્યા કરતા, મહાપુરૂષો ફરમાવે છે કે-જગતના જીવોના યોગને અને ક્ષેમને જે કરનાર હોય, તેને નાથ કહેવાય હિતકારી વસ્તુ મેળવી આપવી, એનુ નામ 'યોગ' કહેવાય છે અને જે હિતકારી વસ્તુ મળેલી હોય કે મેળવી આપેલી હોય-તેનુ પરિપાલન કરાવવુ, એનુ નામ 'ક્ષેમ' કહેવાય છે આવી રીતિએ જે યોગને અને ક્ષેમને કરવાનુ સામર્થ્ય ધરાવતો હોય અને યોગને અને ક્ષેમને કરતો હોય, તે જ ખરો નાથ છે પોતાને નાથ કહેવડાવવા છતા પણ અથવા તો પોતે નાથ બની બેસવા છતા પણ, જેઓ પોતે જેના નાથ છે, તેના યોગને અને ક્ષેમને કરનારા નથી હોતા, તો તેઓ નાથપણાની વિડમ્બના જ કરનારા હોય છે એવા નાથોથી તો નાથપણું વગોવાય છે એવા નાથોના આશરે રહેવા કરતા તો, અનાથ રહેવું સારૂ કોઈના પણ નાથ બનવું હોય, તો માણસે નાથ કોને કહેવાય અને નાથે શું કરવું જોઈએ-એને સમજી લઈને, નાથ તરીકેના કર્ત્તવ્યને અદા કરવાને માટે તત્પર બન્યા રહેવું જોઈએ તેવી શક્તિ ન હોય, તો નાથ બનવુ નહિ અને તેવી શક્તિ પમાય ત્યા સુધી સનાથ બન્યા રહીને તેવી શક્તિને મેળવવાનો પ્રયત્ન કર્યા કરવો, એ જ હિતાવહ છે

નાથની ગણ ભગવાન

વમે હ કે-નાથ બનવાની

લાયકાત કોનામા હોઈ શકે છે ? જગતનો નાથ જગતનુ કેવુ ભલુ કરે, તો તે ખરેખરો નાથ કહેવાય ? રાજા આદિ નાથ કહેવાય છે તો રાજા આદિના કર્તવ્યને જાણો છો ? પોતાની પ્રજાને સુખના સાધનો પમાડવા અને પ્રજાની પાસે સુખના જે સાધનો હોય, તેનુ રક્ષણ કરવુ, એ રાજાની ફરજ છે. પ્રજાના સુખના સાધનોને લૂટનાર, પ્રજાની પીડાની દરકાર નહિ કરનાર, પ્રજાના ભોગે રાજસમૃદ્ધિની રક્ષા ને વૃદ્ધિ કરનાર રાજા, એ રાજા નથી પણ લૂટારો છે રાજ્યનો સાચો સચાલક તે જ, કે જેને અહર્નિશ પ્રજાના સુખની ચિન્તા રહે અને પ્રજાના સુખ માટે જરૂરી શકય પ્રયત્ન કરતા જે અચકાય નહિ સાચો રાજા તો પ્રજાની આબાદીમા જ પોતાની આબાદી માનનારો હોય છે આવો સાચો રાજા પણ, પ્રજાના કલ્યાણનુ કારણ, કેટલેક અશે બને ? સસારના જીવ માત્રના કલ્યાણની વાત તો તેની મર્યાદામા નથી તેની પ્રજા પૂરતી જ તેની મર્યાદા છે એ પ્રજાના પણ ઈહલૌકિક અથવા તો પૌદ્ગલિક કલ્યાણની એને અપેક્ષા છે જ્યારે આપણે તો એવા નાથની વાત કરવી છે, કે જે જગતના જીવ માત્રના નાથ કહેવાવાને લાયક હોય એમા, સૌથી પહેલો નબર ભગવાન શ્રી જિનેશ્વરદેવોનો જ આવે જગતના જીવ માત્રના કલ્યાણને કરનારા શાસનની સ્થાપના તો, માત્ર એ જ પરમ પુણ્યવતોથી થાય છે પૌદ્ગલિક સુખના સાધનોનો યોગ કરી આપીને અને તેનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરીને પણ, કોઈ પણ જીવને સાચી રીતિએ અને સર્વ પ્રકારે દુઃખથી મુક્ત કરી શકાતો નથી અને એથી સપૂર્ણ સુખને પમાડી શકાતો નથી એ માટે તો, એક માત્ર મોક્ષનું જ દાન કરવું આવ

શ્યક છે સાચો નાથ, પરમ નાથ તો કેવળ મોક્ષનું દાન કરવાના જ લક્ષ્યવાળો હોય બીજા જે કોઈ દાનો એ કરે, તે પણ મોક્ષહેતુથી જ કરે, માટે એ દાનોનો સમાવેશ મોક્ષ દાનમા જ થાય જેને મોક્ષ મળે, તેનુ સઘળું ય દુ ખ સદાને માટે જાય અને તે સદાને માટે નપૂર્ણ કોટિના સુખને પામનારો બની જાય આવું દાન, ભગવાન શ્રી જિનેશ્વરદેવો કરે છે આવું દાન પોતે જ કરે છે એમ નહિ પણ પોતે આવું દાન કરવાનો જે માર્ગ–તેને વહેતો કરે છે, કે જે માર્ગના પ્રતાપે અનેકાનેક અન્ય જીવો પણ મોક્ષનુ દાન કરનારા બને છે આવી રીતિએ મોક્ષનુ દાન કરનારા નાથની તોલે અન્ય કોઈ જ નાથ આવી શકે નહિ

## મોક્ષનુ દાન ઉપદેશથી જ થાય અને તેમા સામા જીવની પણ લાયકાત જોઈએ

મોક્ષનુ દાન મોક્ષનો ઉપાય બતાવવા દ્વારાએ જ થઈ શકે છે કોઈ પણ પૌદ્‌ગલિક વસ્તુની માફક, મોક્ષ દઈ શકાતો નથી તમે જ જૂઓ કે–સસારમા વિદ્યાદાન કેવી રીતિએ દેવાય છે? ભણાવનાર અને ભણનારના સુયોગે જ વિદ્યાદાન કરી શકાય છે ને? વિદ્યા અપાતી નથી, પણ બતાવાય છે આને આ કહેવાય અને આને તે કહેવાય, આના સયોગથી આમ બને અને તેના સયોગથી તેમ બને, આવી આવી રીતિએ બતાવવા દ્વારા જ વિદ્યાનુ દાન કરાય છે ભણાવનાર ગમે તેટલુ બતાવે, પણ ભણનાર જો એને ગ્રહણ કરી શકે નહિ, ગ્રહણ કરી શકે પણ યાદ રાખી શકે નહિ અને યાદેય રાખે છતા તેના ઉપર વિચારણાદિ કરે નહિ, તો શું

થાય ? વિદ્યાદાન સફલ થવામા ભણુનારની પણ યોગ્યતા અને મહેનત અવશ્ય જોઇએ એવું જ મોક્ષદાનમા છે ભગવાને તો મોક્ષને ઉપાય બતાવ્યો, પણ એ ઉપાયને યથાસ્થિતપણે જાણુવાનો અને આચરવાનો પ્રયત્ન તો આપણે જ, સસારના જીવોએ જ કરવો પડે ભગવાને મોક્ષની સાધનાની જરૂર દર્શાવી, પણ એ વાત રૂચે એવી લાયકાત અને લઘુકર્મિતા ન હોય, તો શુ થાય ? મોક્ષ સાધવો એ જરૂરી છે–એમ લાગે, પણ ભગવાને બતાવેલા મોક્ષમાર્ગ ઉપર શ્રદ્ધા પ્રગટે–એવો કર્મનો ક્ષયોપશમ ન હોય, તો શું થાય ? મોક્ષમાર્ગ ઉપર શ્રદ્ધા પ્રગટી, પણ એ માર્ગને આચરવા જોગો કર્મનો ક્ષયોપશમ ન હોય, તો શુ થાય ? મોક્ષમાર્ગને આચરવા જોગો ક્ષયોપશમ હોય, પણ અપ્રમત્તભાવ આવે અને ક્ષપકશ્રેણિ મડાય–એવુ પરિણામોનુ પરિબળ પામવા જોગી આન્તરિક અને બાહ્ય સામગ્રી ન હોય, તો શું થાય ? ક્ષપકશ્રેણિ માડી અને કેવલજ્ઞાનને ય પ્રગટાવ્યુ, પણ તે પછી આયુષ્યકર્મ જેટલુ બાકી હોય, તેટલો વખત સસારમા રહેવુ જ પડે, એમા બીજુ શું થાય ? મોક્ષ તો જ્યારે સકલ કર્મોનુ સપૂર્ણપણે ક્ષીણપણું થઈ જાય, ત્યારે જ મળે ને ? આ બધુ માત્ર ભવ્ય જીવોને માટે જ સભવે છે ભવ્ય જીવોમા જ આવી લાયકાત હોઈ શકે છે ભવ્ય જીવોને પણ કાલ પાકચા પછીથી જ એ લાયકાત કાર્યગત બને છે ભવ્ય જીવોના કાલનો પરિપાક થયા પછીથી પણ ભવિતવ્યતા, લઘુકર્મિતા, નિમિત્ત અને પુરૂષાર્થ આદિની અપેક્ષા રહે છે જ કોઈપણ કાર્ય પાચે ય કારણો મળવાથી જ સભવી શકે છે એટલે મોક્ષના દાનમા સામેવાળા જીવનો સુયોગ પણ જોઈએ આથી તો ભગવાનને ભવ્ય

જગતના નાથ કહેવાય છે

## રત્નત્રયીને પામે અને પાળે-એવા ઉપકારની સર્વોત્તમતા

ભવ્ય જગતના નાથ એવા ભગવાન, ભવ્ય જીવોને શું મેળવી આપે છે અને શાનું પરિપાલન કરે છે? ભગવાન ભવ્ય જીવોને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર રૂપ રત્નત્રયી મેળવી આપે છે અને તેનું જ પરિપાલન કરે છે રત્નત્રયીને પામી શકવાની લાયકાતવાળા જીવો રત્નત્રયીને પામી શકે અને તેમને પ્રાપ્ત થયેલ રત્નત્રયીનુ તેઓ રક્ષણ કરી શકે, પરિપાલન કરી શકે-એવો જ ઉપદેશ ભગવાન આપે છે રત્નત્રયીને પામી શકે અને પાળી શકે-એવા પ્રકારનો ઉપદેશ આપવો, એના જેવો આ જગતમા બીજો કોઈ જ ઉપકાર નથી અન્ય ઉપકારો તો અલ્પકાલીન પણ હોય, ઉપકાર થવા-ન થવાની ભજનાવાળા પણ હોય, પરિણામે અપકારક નિવડે-એવા પણ હોય અને કદાચ વર્તમાનમા અપકારક નિવડે-એવા ય હોય, પરન્તુ રત્નત્રયીને પામી શકે અને પાળી શકે-એવા ઉપદેશના દાન રૂપ જે ઉપકાર છે, તે ઉપકાર એવા કોઈ જ દૂષણથી દૂષિત નથી એ ઉપકારને જે ઝીલી શકે, તે આ લોકમા ય સુખી થાય અને તેનુ ભવિષ્ય ચન્દ્રની ચઢતી કલાની જેમ ઉજ્વલ બનતું જાય એમા એ ભૂલે તો વાત જૂદી છે, બાકી ઉપકારમા ખામી નહિ માનો કે-આવા ઉપકારને એક વાર ઝીલ્યા પછીથી જીવ પ્રમત્ત બની જાય, ભૂલી જાય, ગબડી જાય, તો ય આ ઉપકાર તો એવો છે કે-એ જીવ પુન અલ્પ કાલમા જ રત્નત્રયીને પામ્યા વિના રહે નહિ એક વાર જેણે આ ઉપકારને ઝીલ્યો, તેનો

મોક્ષ અવશ્યભાવી સમજી જ લેવો

## કાનની ઘટના યોગ્ય જ છે

ભગવાને મોક્ષદાન જે ઉપદેશ દ્વારા કર્યું છે, તે ઉપદેશનો જ આ શ્રી ભગવતીજી સૂત્રમા સગ્રહ કરાએલો છે આથી ભગવાનને જેમ યોગને અને ક્ષેમને કરનાર કહેવાય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રને પણ યોગને અને ક્ષેમને કરનાર કહેવાય ઉપદેશને ગ્રહણ કરનારે, પહેલા તો આ ઉપદેશને સાભળવો પડે ને ? જેને કાન ન હોય અથવા કાન હોય પણ બહેરાશ હોય, તે ઉપદેશને સાભળી શકે નહિ શ્રી ભગવતીજી સૂત્રમાનો આ ઉપદેશ ભગવાને દીધેલો છે, પણ એને સાભળીને ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ સગ્રહેલો. આથી જ, આ શ્રી ભગવતીજી સૂત્રને યોગ રૂપ અને ક્ષેમ રૂપ બે કાનો છે, એવી ઘટના કરવામાં આવી છે શ્રી ભગવતીજી સૂત્ર પણ, રત્નત્રયીને જ પામી શકાય અને પાળી શકાય— એવો ઉપદેશ આપે છે આ ઉપરથી એ વાત પણ સમજી લેવી જોઈએ કે—શ્રી ભગવતીજી સૂત્રને સાભળનારે, શ્રી ભગવતીજી સૂત્રને ભણનારે, એક માત્ર રત્નત્રયીને જ પામવાનો અને પાળવાનો આશય રાખવો જોઈએ

## સદ્ગુરૂઓ પણ ભવ્ય જીવોને સનાથ બનાવે છે

ભગવાનની ગેરહાજરીમા, ભવ્ય જીવોનુ સનાથપણું સદ્ગુરૂઓમા રહેલુ છે ભગવાનની ગેરહાજરીમા તો, માત્ર સદ્ગુરૂઓ જ ભવ્ય જગતના આધાર રૂપ છે સદ્ગુરૂઓ જો ભગવાનને જ નાથ બનાવીને પ્રવર્ત્તે, તો તેઓને માટે ભવ્ય જગતના સનાથપણાનુ પરિપાલન બહુ જ સુલભ છે સદ્ગુ-

રૂઓએ પહેલો પ્રયત્ન પોતાની રત્નત્રયીની પાલનાનો કરવાનો છે અને રત્નત્રયીની પાલના કરતે કરતે રત્નત્રયીનો પ્રચાર કરવાનો છે રત્નત્રયીની પાલનાને નેવે મૂકનાર વેષધારિઓ પોતે જ અનાથ બની ગયેલા છે, તો બીજાઓને તેઓ પોતાનાથી સનાથ શી રીતિએ બનાવી શકવાના હતા? એટલે પરોપકારના નામે પણ રત્નત્રયીના માર્ગથી ભ્રષ્ટ થતા ગઓ, સાચા પરોપકારને સાધનારા બની શકતા જ નથી વળી, સદ્ગુરૂઓ તો, પોતાના શિષ્ય-પ્રશિષ્યાદિને રત્નત્રયીમા વૃદ્ધિ પમાડનારા તથા તેમની રત્નત્રયીની પાલનામા સહાયક બનનારા હોય છે કોઈ પણ જીવ રત્નત્રયીના માર્ગથી ભ્રષ્ટ બને નહિ–તેની તેઓને ભારે કાળજી હોય છે રત્નત્રયીના માર્ગથી ભ્રષ્ટ થતા જીવની ઉપર તો, તેઓ કરૂણાનો ધોધ વરસાવીને, તે જીવને રત્નત્રયીમા સુસ્થિર બનાવવાનો પ્રયત્ન કરે છે આ શાસન પડતાને કે પડેલાને પાટુ મારનાર નથી, પણ પડતાને ઝીલનાર છે અને પડેલાને પણ ઉદ્ધરનાર છે નાથનુ કામ કલ્યાણ જ કરવાનુ છે અકલ્યાણ કરવાનુ કામ નાથનુ નથી અકલ્યાણ કરી રહેલાને કલ્યાણ કરનારા બનાવવા–એ નાથનું કામ છે, પણ કોઈ અકલ્યાણને પથે પડી જાય–એવું કરવાનુ કામ નાથનું નથી સદ્ગુરૂઓ પણ ભવ્ય જગત્‌ને સનાથ બનાવનારા જ હોવા જોઈએ ભવ્ય જગત્ તે જ ગુરૂઓથી સનાથ બની શકે છે, કે જે સદ્ગુરૂઓ માત્ર રત્નત્રયીને પામી શકે અને પાળી શકે–એવા જ પ્રકારના ઉપદેશનું અને આચરણનુ દાન કરે છે રત્નત્રયીની પ્રાપ્તિમા અથવા [illegible]ની પાલનામા વિઘ્નકર બને, એ [illegible] પણ [illegible]થી બોલી શકાય જ નહિ એવ

એ નાથપણાને પણ ગુમાવે અને સનાથપણાને પણ ગુમાવે.

## નાથ તરીકેની તમારી ફરજ બજાવો છો?

હવે થોડી તમારી વાત પણ કરી લેવી પડશે ને! તમે લોકો નાથ બનવાને અને નાથ કહેવડાવવાને તો ઘણા રાજી છો, પણ નાથપણાની લાયકાતમાં મોટું મીંડુ છે, એવું મોટે ભાગે દેખાય છે પારકી જણીના નાથ બનવાને માટે તો તમે વાગતે વાજે, ઘોડે ચઢીને, ઉત્સાહભેર જાવ છો ને? ઘરમાં છોકરો જ્યારે જન્મે છે, ત્યારે પણ પિતા બન્યાનો–નાથ બન્યાનો ઉત્સવ ઉજવો છો ને? કોઈ નોકર કહે કે–' આપ તો મારા નાથ છો ' તો એ સાંભળવું તમને બહુ મીઠું લાગે છે ને! આટલો બધો નાથ કહેવડાવવાનો અને નાથ બની બેસવાનો શૉખ છે, પણ નાથ તરીકેની ફરજનો તમને કેટલો ખ્યાલ છે? જેના જેના તમે નાથ, તેને તેને સુખના સાધનો મળે અને તેના સુખના સાધનો ટકયા રહે, એવું કરવાની તમારી વૃત્તિ ખરી? તમે આજે બાયડી-છોકરા માટે શું કરો છો–તેની મને ખબર છે, પણ એમાં તમારી સ્વાર્થી વૃત્તિ કામ કરે છે કે તમારી ફરજનું તમારું ભાન કામ કરે છે? તમને પ્રતિકૂળતા પડે, તો તમે ફરજના ભાનથી કેટલું કરો, એ સવાલ છે! બાયડી-છોકરાનું પાલન સ્વાર્થને અને મોહને આધીન બનીને થાય છે, માટે જ નોકરો પ્રત્યે એવી કાળજી રહેતી નથી આપણે તો, આથી પણ આગળની વાત કરવી છે તમે જેના નાથ કહેવડાવો છો, તેનું સાચુ કલ્યાણ થાય, એ કેમ રત્નત્રયીને પામે, એની ચિન્તા તમને છે ખરી? શ્રાવકો એવા પણ હતા, કે જે પોતાના આશ્રિત પશુઓને

પણ રત્નત્રયી પમાડવાનો પ્રયત્ન કરતા હતા પણ ખામી મૂળમા છે તમને રત્નત્રયી કેટલી ગમે છે, એ જ અગત્યની વાત છે તમને જો રત્નત્રયીને પામવાની ઇચ્છા હશે, તો તમે આ શ્રી ભગવતીજી સૂત્રના યોગ-ક્ષેમકર ગુણનો લાભ લઈ શકશો, અને જો તેમ થશે, તો તમે સસારમા રહેશો ત્યા સુધી પણ, તમારા આશ્રિતોના સાચા કલ્યાણનો પ્રયત્ન કરનારા બની શકશો

## ૧૮-પ્રસ્તાવનાથી અનુમાન .

પ્રસ્તાવના રૂપ પ્રચણ્ડ શૂઢ

આ શ્રી ભગવતીજી સૂત્ર યોગ અને ક્ષેમ રૂપ કર્ણયુગલે કરીને સહિત છે-એવા પ્રકારની શ્રી ભગવતીજી સૂત્રની ઓળખ આપ્યા બાદ, જયકુજરની સાથે શ્રી ભગવતીજી સૂત્રની ઘટના કરવા દ્વારા, આપણા હૃદયમા શ્રી ભગવતીજી સૂત્રની મહત્તાને સ્થાપિત કરી રહેલા ટીકાકાર મહર્ષિ, શાસ્ત્રપ્રસ્તાવનામા આગળ વધતા, સોલમા વિશેષણ તરીકે ફરમાવે છે કે-

" प्रस्तावनावचनरचनाप्रकाण्डशुण्डादण्डस्य । "

એટલે કે-જયકુજર જેમ પ્રચણ્ડ એવી શૂઢવાળો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રને પણ પ્રસ્તાવનાની વચન રચના રૂપ પ્રચણ્ડ શૂઢ છે

પ્રસ્તાવના કેવી હોય, એ વાત તો આપણે કરી ગયા છીએ શૂંઢની જગ્યાએ પ્રસ્તાવના જણાવી, તેનું કારણ એ છે કે-શૂંઢથી આ હાથી છે-એવું જ્ઞાન થાય છે શૂંઢ એકલી દેખાતી હોય, તો પણ તે દ્વારા હાથી અનુમિત થાય છે શૂંઢ હાથીના અગ્રભાગમા હોય છે શૂંઢ ઉપરથી હાથી કેટલો ઉંચો છે ને કેવો લક્ષણવતો છે, તેની કલ્પના પણ આવી શકે છે હાથીનાઘણા યકાર્યો શૂંઢ દ્વારા કરે છે એવી જ રીતિએ, પ્રસ્તાવના દ્વારા પણ આ ગ્રન્થ કયો છે અને કેવો છે, એની પિછાન થાય છે પ્રસ્તાવનાથી ગ્રન્થની વિશદતા, મહત્તા, લાક્ષણિકતા આદિને જાણી શકાય છે પ્રસ્તાવના પણ ગ્રન્થની આદિમા જ હોય છે સાચો ગ્રન્થકાર જે પ્રસ્તાવના કરે છે, તે પ્રસ્તાવનાને વળગી રહીને જ ગ્રન્થને વહાવે છે આમ પ્રસ્તાવનાને અપાએલી ગઢની ઉપમા સ્થાને જ છે

ટીકાકાર મહર્ષિએ માત્ર શૂંઢ નહિ જણાવતા, પ્રચણ્ડ શૂંઢ જણાવેલ છે જયકુંજરની શૂંઢ પ્રચણ્ડ હોય છે શ્રી ભગવતીજી સૂત્રની પ્રસ્તાવના પણ એવી પ્રચણ્ડ છે કે-આખા ગ્રન્થમાની એક પણ બાબતને કોઈ મિથ્યા ઠરાવવાને માટે સમર્થ બની શકે નહિ એવી વચનરચનાથી પ્રસ્તાવના કરવામાં આવેલી છે કે-એ પ્રસ્તાવના સૂત્રના સત્યવાદિપણાની સુરક્ષક બની રહી શકે

## ૧૯—નિગમનની મહત્તા

<u>અતુચ્છ પુચ્છ રૂપ નિગમન</u>

આમ જયકુંજરના લગભગ બધા અંગોની વાત થઈ ગઈ માત્ર એક અંગ બાકી રહ્યું જયકુંજરનું આગળના ભાગનું અંગ શૂંઢ, તેમ જયકુંજરની પાછળના ભાગનું અંગ કયું ? પુચ્છ ટીકાકાર મહર્ષિએ સત્તરમા વિશેષણમા પુચ્છની વાત કરી છે તેઓશ્રી ફરમાવે છે કે—

" निगमनवचनातुच्छपुच्छस्य। "

એટલે કે-જયકુંજરને જેમ અતુચ્છ એવું પુચ્છ હોય છે, તેમ શ્રી ભગવતીજી સૂત્રને પણ નિગમનવચન રૂપ અતુચ્છ એવું પુચ્છ છે

<u>નિગમનથી લાભ</u>

નિગમન કોને કહેવાય ? તમે કોઈ પણ એક અથવા તો વધુ વિષયોનું પ્રતિપાદન કર્યું અગર તો કોઈ કથા કહી એ બધાને અન્તે, પૂર્વે જે કાઈ પણ કહ્યું, તેને સમેટી લઈને કથનને પૂર્ણ કરવામા જે કહેવાય, તે નિગમન છે એમા વાત તો પૂર્વે જે કહેવાઈ હોય તે જ આવે, પણ ભાવ રૂપે અને સૂચન માત્ર રૂપે આવે, અથવા તો ગ્રન્થના તાત્પર્યનો ખ્યાલ આવે-એવી રીતિએ આવે નિગમન એટલે ઉપસહાર, એમ પણ કહી શકાય અન્ત ભાગમા જે સાર દર્શાવાય, તે નિગમન

તમે નવલિકાઓ વિગેરે વાચો છો, તેમા ઘણી વાર એ લોક, પ્રસ્તાવના વિગેરેની માફક છેવટે ઉપસહાર પણ આવે છે ને? કેટલાકો એવા હોય છે કે–આમ વિસ્તૃત પ્રતિપાદન કરતા આવડે, પણ ઉપસહાર કરતા આવડે નહિ ઉપસંહાર તો એવો હોય કે–ગ્રન્થના રહસ્યને ખોલી નાખે પાછલી બધી વિગતોને મનમા ઉપસ્થિત કરાવી દે શ્રી ભગવતીજી સૂત્ર પણ નિગમનરહિત નથી પણ નિગમનયુક્ત છે અને જે નિગમન છે, તે પણ અતુચ્છ છે નિગમન ક્ષુદ્રતાવાળુ નથી, પણ ગભીરતાવાળુ છે પરમ ઉપકારીઓ નિગમન કેવુ કરે છે, તે તો સ્થાને જોવાને મળે છે ઉપકારીઓએ રચેલા કથાગ્રન્થોમા ય એ હોય છે, પણ એ વસ્તુ લક્ષ્યમા આવે–એવી દૃષ્ટિ જોઇએ ને ? નવલિકાઓના નિગમનની વાત ખાસ વાચે, ખાસ યાદ રાખે અને ધર્મકથાઓના નિગમનને પ્રાય વાચ્યું–ન વાચ્યું કરે કેમ કે–પણે રસ છે અને અહીં રસ નથી, એવી જ દશા મોટે ભાગે છે ને ? તમે જો ધર્મકથાઓના નિગમનને પણ સારી રીતિએ વાચ્યુ હોત, તો ય તમને શાસનના રહસ્યનો ઘણો ખ્યાલ આવ્યો હોત

મધુબિન્દુનુ દૃષ્ટાન્ત

તમારામાના ઘણાઓએ મધુબિન્દુની કથા વાચી કે સાભળી હશે, પણ એનુ નિગમન તમને યાદ છે ? એનું નિગમન યાદ રહે, હૈયે રહે અને તમે આવી રીતિએ સંસારમા નફકરા થઇને રહી શકો, એ બની શકે એવી વસ્તુ જ નથી.

કોઇ એક આદમી સાર્થની સાથે એક દેશથી બીજા દેશમા અને બીજા દેશથી ત્રીજા દેશમા ફરતો એક વાર

એવું બન્યુ કે–જે સાર્થની સાથે તે ફરતો હતો, તે સાર્થ ભૂલથી એક અટવીમા પેઠો

અટવી તો ઘણી મોટી હતી, પણ સાર્થ જ્યા અટવીમા પેઠો કે તરત જ તે સાથને લૂટવાને માટે ચોરો આવી પહોચ્યા

ચોરો આવ્યા, એટલે સૌએ જરના ભોગે પણ જાનને બચાવવાને માટે ભાગવા માડયુ તેમને ખબર હતી કે–આ ચોરો આપણું જર તો બધુ લૂટી લેશે, પણ આપણા જાન પણ લેશે, કેમ કે–આપણે જીવતા રહીએ એમા ચોરોને પોતાના જીવનુ જોખમ લાગે

બધા ભાગ્યા, એટલે પેલો મુસાફર પણ ભાગ્યો [illegible] વખતે ભાગી છૂટવુ એટલો જ ખ્યાલ હતો, પણ [illegible] ક્યા જવુ એનો ખ્યાલ નહોતો પેલો મુસાફર એવા [illegible] ભાગ્યો કે–તે દોડતો દોડતો મહા અટવીમા પહોચી [illegible]

મહા અટવીમા પહોચી ગયેલા તે પુરુષની [illegible] એક હાથી પડ્યો એ હાથી ઘણો ઉચો હતો, [illegible]-લમાથી મદના ઝરણા ઝરતા હતા, તેણે પોતાની [illegible] ઉચી કરી હતી, તેના પગલા જોરદાર હતા, [illegible] તાબા જેવું રાતું હતુ, મેઘની જેમ તે ગર્જના [illegible] ક્રોધથી ઉદ્ધત બનેલો તે સાક્ષાત્ યમરાજ [illegible]

આવો જગલી હાથી પૂઠે પડે [illegible] જીવ લઈને ભાગે કે બીજુ કાઈ થાય [illegible] પણ એને એમ જ થયા કરે [illegible]

પેલો માણસેય નાઠો, ઘણે [illegible]

આવી [illegible] માણસ [illegible]

ત્યા [illegible]

ગયેલો હતો પેલા માણસે વિચાર કર્યો કે-'જો હું આ કુવામા પડતું મૂકું તો કદાચ બચી જાઉં ! આમેય હવે મરવાનું તો છે જ, પણ કુવામા પડવાથી કદાચ બચી જવાય'

આવો વિચાર કરીને તેણે કુવામા પડતું મૂક્યું, પણ તેના હાથમાં એક ડાળ આવી ગઈ કુવાને કાંઠે એક વડવૃક્ષ હતું એ વૃક્ષની એક મોટી ડાળ કુવાના મધ્ય ભાગમા સર્પાકારે લટકતી હતી અચાનક એ ડાળ પેલાના હાથમા આવી ગઇ અને એના આધારે તે લટકતો રહ્યો

હાથીએ એ કુવાની પાસે આવીને પોતાની સૂંઢ વડે એ માણસને કુવામાથી બહાર ખેંચી કાઢીને મારી નાખવાનો વિચાર કર્યો અને તેવો પ્રયત્ન પણ કર્યો, પણ હાથીની સૂંઢ એ માણસને આંબી શકી નહિ

આમ તત્કાલને માટે તે પુરૂષ હાથી તરફના ભયથી તો બચી ગયો, પરન્તુ એણે નીચે કુવામા નજર કરી તો એક મોટો અજગર તેના તરફ મીટ માંડીને મો ફાડીને બેઠેલો જણાયો 'હમણા આ માગ મોઢામા પડે ને હમણા હું ગળી જાઉં'-એવી રીતિએ એ અજગર પેલા માણસને જોઈ રહ્યો હતો

એ અજગરને જોતા, પેલા માણસે ડાળને જોરથી પકડી અને બચવાનો ઉપાય શોધવાને માટે તેણે પોતાની નજરને બીજે દોડાવી, તો તેણે ત્યા પોતાને તાકીને બેઠેલા ચાર ભયકર સર્પોને જોયા આણે અત્યાર સુધી એ સર્પોને જોયા નહોતા, પણ સર્પોએ તો આને ક્યારનો ય જોયો હતો અને એથી તે સર્પો પોતાની ફણાઓને ઉંચી કરીને ફુફાડા મારી રહ્યા હતા

નીચેની પરિસ્થિતિને આવી જોઈને, એ માણસે ઉંચે જોવા માડયુ ઉંચે જોયુ તો, જે ડાળને પકડીને એ માણસ લટકી રહ્યો હતો, તે ડાળને છેદવાનો પ્રયત્ન, એક ધોળો અને એક કાળો-એવા બે ઉંદરો કરી રહ્યા હતા

એક બાજુ બે ઉંદરો ડાળને છેદવાનો પ્રયત્ન કરી રહ્યા હતા, જ્યારે બીજી બાજુ પેલો મદોન્મત્ત હાથી, એ માણસ તેના હાથમા નહિ આવ્યો તેથી, આખા વડવૃક્ષને જાણે ઉખેડી નાખવાને માગતો હોય, તેમ એ વૃક્ષની શાખાને હલાવી રહ્યો હતો અને એથી જ એ માણસે પકડેલી ડાળ હીંચોળાની જેમ હાલતી હતી

આટલી ભયાનકતા જાણે કમ હોય, તેમ વધારામા બન્યું એવું કે-એ શાખા ઉપર મધપુડો હતો હાથીએ શાખાને હલાવી, એટલે મધપુડાને વળગેલી મધમાખીઓ ઉડી મધમાખીઓ ઉડીને પાસેના માણસને વળગી પડે છે, એ તો તમે જાણો છો ને ? પેલી મધમાખીઓ પેલા માણસના આખા ય શરીરને વળગી પડી અને ડખ દેવા લાગી

આટલી બધી ભયકારક અને દુ ખમય હાલતમાં એ માણસને એક સુખ પ્રાપ્ત થયુ શાખાના હાલ્યા કરવાથી મધપુડામાથી મધનુ એક એક બિન્દુ પેલા માણસના કપાળ ઉપર પડવા માડયુ અને તે ધીમે ધીમે નીચે ઉતરતા એ માણસના મોઢામા પડવા લાગ્યું

એ મધના બિન્દુઓનો એટલો સ્વાદ મળતા, એ માણ સને ભારે સુખ અનુભવવા જેવું લાગ્યુ તેને એ સુખનો એટલો બધો લોભ લાગી ગયો કે-તે તેની ચોમેર જે ભયાનકતા પ્રસરી રહેલી હતી, તેને સાવ વિસરી ગયો.

મધુબિન્દુ દૃષ્ટાન્તનો ઉપનય

આ થયુ દષ્ટાન્ત હવે આનો ઉપનય જૂઓ ઉપનય પછી નિગમન આવે ઉપનય કર્યા વિના નિગમન કરે, તો તે સ્થાને ગણાય નહિ આ દષ્ટાન્તનો ઉપનય કરતા ઉપકારી મહાપુરૂષો ફરમાવે છે કે-જે પુરૂષ કહ્યો, તેને સ્થાને સસારી જીવ સમજવો, જે મહા અટવી કહી, તેને સ્થાને ચતુર્ગતિ રૂપ સસાર સમજવો, જે હાથી કહ્યો, તેને સ્થાને મૃત્યુને સમજવું, જે કુવો કહ્યો, તેને સ્થાને મનુષ્યજન્મને સમજવો. જે અજગર કહ્યો, તેને સ્થાને નરક સમજવી, જે ચાર સર્પો કહ્યા, તેને સ્થાને ક્રોધ, માન, માયા અને લોભ રૂપ ચાર કષાયો સમજવા, વડવૃક્ષની જે ડાળ કહી, તેના સ્થાને આયુષ્યકર્મને સમજવું, એ ડાળને છેદી રહેલા જે બે ઉંદરો કહ્યા, તેને સ્થાને ધોળા ઉંદર તરીકે સુદી પખવાડીયાને સમજવું તથા કાળા ઉંદર તરીકે વદી પખવાડીયાને સમજવુ, જે મધમાખીઓ કહી, તેને સ્થાને સસારની વિવિધ વ્યાધિઓ સમજવા, અને જે મધનું બિન્દુ કહ્યું, તેને સ્થાને વિષયજન્ય ક્ષણિક તથા અત્યલ્પ એવું સસારનું સુખ સમજવુ બધી ઘટના તો તમે સમજી ગયા ને ? આને સ્થાને આ સમજવું ને આને સ્થાને તે સમજવું, આ બધો ઉપનય થયો

દૃષ્ટાન્તનુ નિગમન

હવે આ દષ્ટાન્તને અંગે જે કહેવાય, તેને નિગમન કહેવાય જે જીવ આવી રીતિએ ચારે કોરથી ભયથી ઘેરાએલો હોય, તે જો બુદ્ધિમાન હોય, તો કદી પણ વિષયજન્ય સુખમા આસક્ત બને નહિ એ પુરૂષને જો કોઈ દેવ અગર

વિદ્યાધર એ કુવામાંથી બહાર કાઢવાને ઈચ્છે, તો એ પુરૂષ મધુબિન્દુના સ્વાદની લાલસાએ જરા સરખો પણ વિલંબ કરે નહિ સંસારી જીવો, મધુબિન્દુના સ્વાદમાં લુબ્ધ બનીને, શાણપણને ગુમાવી બેઠા છે અને એથી જ તેઓ નિશ્ચિન્તપણે વિષયજન્ય સુખોનો ભોગવટો કરી શકે છે મૃત્યુ પૂઠે પડેલું છે, આયુષ્ય ક્ષીણ થઈ રહ્યું છે, ચાર કષાયો પીડીને પાછા પાપથી ભારે બનાવી રહ્યા છે અને વિષયલુબ્ધ જીવ બહુ પાપથી ભારે બને તો નરકગતિમાં જ જાય એવી હાલત છે, છતાં પણ એ બધાને માણસ ક્ષણિક, અત્યલ્પ અને દુ ખથી ભરેલા એવા વિષયજન્ય સુખની લાલસાને વશ બનીને ગણકારતો નથી

આ નિગમન હૈયે વસે તો

આ દૃષ્ટાન્ત તમે કોઈ વાર સાંભળેલું કે વાંચેલુ ખરૂ? એનો ઉપનય પણ સાંભળેલો કે વાંચેલો? કદાચ ત્યાં સુધી તો કેટલાકોને આ દૃષ્ટાન્ત પણ યાદ હશે, પણ નિગમન યાદ છે કે નહિ, એજ અગત્યની બાબત છે નિગમન પણ માત્ર જાણવા ખાતર જ યાદ હોય, તો તેનો કાંઈ વિશેષ અર્થ નથી નિગમન હૈયે એવું વસી જવું જોઈએ કે-વિષયજન્ય સુખનો માત્ર ભોગવટો કરતાં જ નહિ, પરન્તુ વિષય જન્ય સુખના ભોગની ઈચ્છા થાય અને તરત જ આ નિગમન યાદ આવે આ નિગમન જો યાદ આવે, તો વિચાર થાય કે-'હું તે બુદ્ધિમાન છું કે બેવકૂફ છું?' અને એમાંથી તો ઘણા ઘણા વિચારો આવે એ વિચારોમાં, વિષયજન્ય સુખને ભોગવવાની ઈચ્છા કાં તો નાશ પામી જાય અને કાં

તો એવી પાગળી બની જાય કે-વિષયોનો વિજય મુશ્કેલ બની જાય પણ જીવને આ વાત રૂચવી જોઈએ ને ? પોતે સંસાર રૂપ મહા અટવીમા અટવાઈ ગયેલો છે, બચમન્ત પંચેન્દ્રિયમા લટકી રહ્યો છે, મૃત્યુ સમીપ આવી રહ્યું છે અને વિષયજન્ય સુખો માત્ર મધુબિન્દુ જેવા છે, એ વિગેરે વાતો હૈયે જચવી જોઈએ ને ? તમને કોઈ સંસાર ઓછો પીડતો નથી, પણ વિષયજન્ય સુખોની આશામા, વિષયજન્ય સુખોના આસ્વાદમા તમે સંસારની પીડાઓને ગણકારતા નથી અત્યારે તો માત્ર એક જ વાત છે ને કે-મેળવાય તેટલુ મેળવો અને ભોગવાય તેટલુ ભોગવો ?

સદ્ગુરૂના આલમ્બનને મહણ કરાતુ નથી

મધુબિન્દુના દૃષ્ટાન્તમા, એવી હકીકત પણ આવે છે કે-વડવૃક્ષની શાખાએ લટકી રહેલો પુરૂષ, એક દેવદંપતિ, કે જે ત્યા થઈને વિમાનમા પસાર થઈ રહ્યુ છે, તેના જોવામા આવે છે એ પુરૂષની અવસ્થાને જોઈને દેવીને દયા આવે છે અને તે પોતાના સ્વામીને એ પુરૂષની રક્ષા કરવાની પ્રેરણા કરે છે દેવીની પ્રેરણાથી દેવ વિમાનને નીચુ ઉતારે છે અને પેલા પુરૂષને આલંબન આપીને વિમાનમા લેવાને માટે હાથ લંબાવે છે એ વખતે મધુબિન્દુઓના સ્વાદમા લીન બનેલો પેલો પુરૂષ, દેવે આપેલા આલંબનને ગ્રહણ કરતો નથી 'આ એક ટીપું ચાખી લઉં'-'આ એક ટીપું ચાખી લઉં'-એમ કર્યા કરે છે અને દેવને થાકીને ચાલ્યા જવું પડે છે એ પુરૂષ રૂપ સંસારી જીવને, દયા રૂપી દેવીની પ્રેરણાથી તારવાની ઈચ્છા સદ્ગુરૂઓને થાય છે, સદ્ગુરૂઓ એને આલમ્બન

આપીને બચાવી લેવાનો પ્રયત્ન કરે છે; પણ વિષયજન્ય સુખમા લીન બનેલો ભવાભિનંદી જીવ, 'આટલુ ભોગવી લઉં'-'આટલુ ભોગવી લઉં'-એમ કર્યા કરે છે અને સદ્‌ગુરુઓએ આપેલા આલમ્બનને તે ગ્રહણ કરતો નથી આ વાત તમને કેટલે અંશે લાગુ પડે છે, તેનો વિચાર તમારે કરી લેવાનો છે સદ્‌ગુરુઓની પ્રેરણાને તમે ઝીલો છો કે નહિ અને સદ્‌ગુરુઓ આલમ્બન આપે છે તેને ગ્રહણ કરો છો કે નહિ-એ વાત હું કહું, તેના કરતા તમે જ તમારે માટે વિચારી લો, એ વધારે સારું છે

<u>ભવ ખટક્યા વિના ભ્રમણ અટકે નહિ</u>

તમને લાગે છે ખરું કે-તમે ભવાટવીમા ભૂલા પડી ગયા છો? ભવ નામ સંસાર એ મહા અટવી છે, એમ લાગે છે? એક મરણ આપે એવી અટવી ખટકે છે અને અનન્તા જન્મ-મરણોવાળી ભવાટવી, મહા ભયકર ભવાટવી, જીવને ખટકતી નથી કાયમ ક્લેશવાળી, કાયમ કાતીલ ક્લેશવાળી કર્કશ ભવાટવી માટે જીવને કટાળો આવતો નથી કેવું શોચનીય? આ ભવાટવી ખટકે, તે પછી જ ભવભ્રમણ અટકે એ વિના તો જીવ લટકે ભવાટવીનુ ભાન થાય, તો દાન-શીલ-તપ-ભાવને સાચી રીતિએ સેવાય અને એ દ્વારા મુક્તિને લેવાય બેડો પાર કરનારી વસ્તુનો આ જીવ યાર બનતો નથી, તેનો પ્યાર કેળવતો નથી અને જેનાથી ખુવાર થવાનુ છે તેનો યાર બને છે, એટલે માર ખાઈ રહ્યો છે ભવને અટવી મનાઈ નથી, પછી ખટકે શી રીતિએ? વાપો જ અહીં છે કલ્યાણની સાચી ભાવનાનો પ્રાદુર્ભાવ ક્યારે

થાય? ભવને અટવી મનાય, એ અટવીની ભયંકરતાનો ખ્યાલ આવે ત્યારે! ભવનો ભય લાગવો જોઈએ. એ ભય શાથી નથી લાગતો, એ ભેદ ભાગવો જોઈએ આટલી ઉત્તમ સામગ્રી મળી છે, છતા પણ તમે જો ભવના ભયંકરપણાને નહિ સમજો, તો તમારૂં થશે શું? ભગવાન અને ભગવાનની આજ્ઞા તમારા હૈયે ક્યારે સ્થાપિત થઈ શકે? ભવ ભયંકર લાગ્યા પછીથી જ! એટલે તમે સૌથી પહેલો પ્રયત્ન એ કરો કે-ભવ ભયંકર લાગે દેવ-ગુરૂના દર્શનાદિ જે કરો તે આ માટે કરો. રોજ સંસારના સ્વરૂપનુ ચિન્તન કરવાનો વિચાર કરો

## સંસારમા રહેવુ ને મરણથી બચવુ એ શક્ય નથી

આમ તો તમે મૃત્યુથી ખૂબ જ ડરો છો શું તમે એમ સમજો છો કે-અહીં જે મૃત્યુ થવાનું છે, તે પહેલ વહેલુ જ થવાનુ છે? ના, તો પછી તમને મરવાનો ડર શાનો લાગે છે? મરવાનો ડર જો સાચો હોય, તો સંસારનો ડર લાગ્યા વિના રહે? મરણ કોને આભારી છે? જેનો સંસાર જાય, તેનુ મરણ જાય સંસારમા જે હોય, તે કદી પણ મરણથી બચી શકે નહિ આપણે આ સંસારમા આજ-કાલના નથી, ૫૦-૧૦૦ વર્ષોથી નથી, પણ અનાદિકાલથી છીએ સંસારમા આપણે અનન્તો કાલ વિતાવ્યો અને અનન્તા મરણોને પામ્યા જ્યા સુધી આપણે સંસારમા રહેવાના, ત્યા સુધી તો મરવાના જ મુક્તિમા ગયેલા જ મરે નહિ મુક્તિમા ગયેલા કેમ મરે નહિ? એમને જન્મ નથી માટે. એમને જો જન્મ હોત, તો એ પણ મરત એમને જન્મ નથી, કારણ કે-એમને જન્માવે એવુ કર્મ એમણે રહેવા દીધુ નથી એ સકલ કર્મોથી

સર્વથા રહિત બની ગયેલા છે જન્મે તે મરે અને ન જન્મે તે જ કે જે કર્મરહિત જ હોય તમે જન્મ્યા છો, એટલે મર્યા વિના છૂટકો થવાનો છે? અને મર્યા પછી પણ જન્મ્યા વિના ય છૂટકો થવાનો છે? એ જન્મમા ય મરવાનુ તો ખરૂ જ ને? તો પછી મરવાનો ડર શો? મરણના ડરને જન્મના ડરમા કેન્દ્રિત બનાવો જન્મથી ડરીને જન્મના ડરને કર્મના બધના ડરમા કેન્દ્રિત કરો કર્મના બધથી ડરીને સવરને સાધી નિર્જરા કરવા માડો નવા કર્મ બધાય નહિ, બધાય તે તરત ખપ્યા કરે અને જૂના કર્મોની નિર્જરા સધાય, તો કર્મરહિત પણે મરવાનો અવસર આવે એ રીતિએ જે મરે, તે મરીને જન્મે નહિ અને જે જન્મે નહિ તેને મરવાનુ કદી પણ આવે નહિ મરણથી આટલા બધા ડરનારા તમે, જો વિવેકમા આવી જાવ, તો તમે ભવથી જ ડરનારા બનો, સસારથી જ ડરનારા બનો અને તમે સમજો કે–સસારથી છૂટ્યા વિના મરણથી છૂટાય એ શક્ય જ નથી

મારનાથી બચો તો મરવાથી બચાય

સસારથી છૂટવાને માટે, જીવે અહિંસક ભાવને પેદા કરીને, એને ખૂબ ખૂબ ખીલવવો જોઈએ મારનારો મરવાથી બચી શકતો નથી મારવાથી બચવુ, એ મરવાથી બચવા બરાબર છે પોતાના માટે જે અન્ય કોઈ પણ પ્રાણીને મારે છે, તે વસ્તુત પોતાને મારે છે અને પોતાના મરણને જ પેદા કરે છે મરતા તે નથી, કે જે કોઈ પણ પ્રાણીને, સત્ત્વને, ભૂતને કે જીવને મારતો નથી મરણનો ડર હોય, મરવુ ન ગમતુ હોય, મરણને જ મારવુ હોય, તો તમે કોઈ પણ

જીવને મારો નહિ! ન જ મારો, બલ્કે તમારો સ્વાર્થ હણાતો હોય, તો પણ ન જ મારો! પોતાના સ્વાર્થને માટે બીજાના સ્વાર્થને લૂંટનારા ભવમાં ભટકનારા છે, પોતાના આત્મામાં દુઃખને ભરનારા છે, પોતાના સુખને હણનારા છે, પોતાના ઉત્થાનને તિલાંજલિ દેનારા છે સજ્જન કે સુજ્ઞ પ્રાણી તે જ કહેવાય, કે જે બીજાના સ્વાર્થને લૂંટતો નથી જે અહીં પોતાની થોડીશી મતલબને ખાતર બીજાના પ્રાણને, ધનને, યશને લૂંટે છે, તે અનેક જન્મોમાં પામર બનીને ખરાબ અવસ્થાને ભોગવે છે મારવાનું બંધ કરીને જ મરવાનું બંધ કરી શકાય છે મારવાનું બંધ કરવાને માટે, જીવો ક્યા ક્યા હોય છે—તે જાણવાનો પ્રયત્ન કરવો જોઈએ, જીવોના મરણમાં કેવી કેવી રીતિએ નિમિત્ત બનાય છે—તે જાણવું જોઈએ અને શાના શાના ત્યાગથી જીવોના મરણમાં નિમિત્ત બનતા બચાય—એ જાણવું જોઈએ આ બધી વાતોનો જ્યારે તમને સાચો ખ્યાલ આવે, ત્યારે તમારા હૈયામાં સાધુપણાને માટે તલસાટ જાગે પછી તમને સાધુજીવનને પામ્યા વિના ચેન પડે નહિ એનું કારણ એ છે કે—અહિંસક ભાવનો સાચો અને પરિપૂર્ણ અમલ, એક માત્ર સાચા સાધુજીવનમાં જ થઈ શકે છે, પણ બીજે થઈ શકતો નથી આ પણ એક પ્રકારે નિગમન છે આજે જે વાતો કહેવાઈ, તેના નિગમન તરીકે તમને આ સાધુપણાને પામવાની વાત કહેવાઈ

કાલાદિ આઠ પ્રકારનો ચારૂ પરિકર

આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, સમુન્નત જયકુંજરની સરખામણીમાં આ શ્રી ભગવતીજી સૂત્રને મૂકીને, આ શ્રી ભગવતીજી સૂત્ર કેવું છે અને આ સૂત્રમાં શું શું છે, તેનો પોતાની શાસ્ત્રપ્રસ્તાવના દ્વારા ખ્યાલ આપી રહ્યા છે જયકુંજરની સરખામણીમાં વપરાએલા વિશેષણો માંથી, આપણે અત્યાર સુધીમાં સત્તર વિશેષણોને જોઈ આવ્યા અત્યાર સુધીમાં જે વિશેષણો અપાયા છે, તે સમુન્નત જય કુંજરના અંગોને અંગે અપાયા છે હવેના વિશેષણોનો પ્રકાર બદલાય છે અઢારમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફર માવે છે કે—

" कालाद्यष्टप्रकारप्रवचनोपचारचारुपरिकरस्य । "

એટલે કે—સમુન્નત જયકુંજર જેમ ચારૂ પરિકરથી યુક્ત હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ કાલ આદિ આઠ પ્રકારના પ્રવચનોપચાર રૂપ ચારૂ પરિકરે સહિત છે

કામ લેવું હોય તો બંધન સ્વીકારવું જોઈએ

પરિકર એટલે પરિવાર એવો અર્થ પણ થાય અને તંગ એવો અર્થ પણ થાય જેની આજુબાજુ જે યોગ્ય રીતિએ

વિંટળાએલ હોય, તેને પણ પરિકર કહેવાય જયકુંજરને જ્યારે શોભાને માટે કે સંગ્રામને માટે બહાર કાઢવામા આવે છે, ત્યારે તેને શણગારવામા આવે છે તેમા તેના શરીરના વચલા ભાગને તગ કરવામા આવે છે હાલમા પણ હાથીને રેશમી રગબેરગી પટાઓ બાધવામા આવે છે એ તગો હાથી પાસેથી હાથીનુ કાર્ય લેવામા સહાયક બને છે એ તગો વિના હાથી પોતાનુ ધાર્યું કાર્ય આપી શકે નહિ એ જ રીતિએ, શ્રી ભગવતીજી સૂત્ર પાસેથી ધાર્યું કાર્ય લેવું હોય, તો કાલાદિ આઠનુ જે બન્ધન છે, તેને સ્વીકારવું જ જોઇએ કાલ, વિનય, બહુમાન, ઉપધાન, અનિહ્નવન, વ્યજન, અર્થ અને વ્યજનાર્થ ઉભય–એ આઠ પ્રકારે પ્રવચનોપચાર છે આ કાલાદિ આઠને જ્ઞાનાચારો કહેવાય છે જ્ઞાનાચાર એટલે તે આચાર, કે જે આચારનુ પાલન જ્ઞાનની લેવડ અને દેવડમા અવશ્ય કરવું જોઇએ જ્ઞાન દેનાર અને જ્ઞાન લેનાર, બન્નેને માટે આ બન્ધન છે આ બન્ધનને અવગણીને જ્ઞાન લઈ–દઈ શકાય નહિ આ બન્ધનને અવગણીને, જ્ઞાનની લેવડ–દેવડ કરનારાઓ, જ્ઞાનની આશાતના કરનારા બનીને જ્ઞાનના ફલને પામનારા બની શક્તા નથી

## કાલિક સૂત્રો અને ઉત્કાલિક સૂત્રો

શાસ્ત્રકાર મહાપુરૂષો ફરમાવે છે કે–શ્રી આગમગ્રન્થો બે પ્રકારના છે એક કાલિક અને બીજા ઉત્કાલિક જે સૂત્રોના અધ્યયનાદિને માટે સમય નિશ્ચિત કરવામા આવેલો છે, તેવા સૂત્રોને કાલિક સૂત્રો કહેવાય છે જેમ કે–શ્રી આચારાગ આદિ સૂત્રોનુ સૂત્રાધ્યયન પહેલી પોરિસીમા થાય તથા છેલ્લી

પોરિસીમા થાય અને તેનુ અર્થાધ્યયન બીજી પોરિસીમા તથા ત્રીજી પોરિસીમા થાય, એમ નિશ્ચિત કરાએલુ છે જો પહેલી કે ચોથી પોરિસીમા સૂત્રાધ્યયનને કરવાને બદલે અર્થાધ્યયન કરે અને બીજી કે ત્રીજી પોરિસીમા તેના અર્થાધ્યયનને કરવાને બદલે સૂત્રાધ્યયન કરે, તો તેમ કરનાર સાધુ પ્રાયશ્ચિત્તને પાત્ર બને, એવું મહાપુરૂષોએ ફરમાવ્યું છે શ્રી દશવૈકાલિક આદિ સૂત્રોને ભણવાને માટે તેવા પ્રકારનુ કાલ સબધી નિયમન નથી, એટલે એ સૂત્રોને ઉત્કાલિક સૂત્રો તરીકે ઓળખવામા આવે છે બીજો પણ હેતુ છે સૂત્રોના અધ્યયન અગે યોગોદ્વહન કરવાના હોય છે તેમા કાલિક સૂત્રોને અગે કાલગ્રહણની પણ ક્રિયા વિશેષ કરવાની હોય છે વળી તેમા અમુક અમુક વર્ષના દીક્ષાપર્યાયની અપેક્ષા પણ રહે છે આ શ્રી ભગવતીજી સૂત્ર, એ પણ એક કાલિક સૂત્ર છે, તેથી જેનો દશ વર્ષનો કે દશ વર્ષથી અધિક એટલો દીક્ષાપર્યાય થયો છે-એવો સાધુ, કાલગ્રહણની ક્રિયા વિશેષ કર્યા બાદ જ, આ સૂત્રને ભણી શકે છે વિધિમાર્ગ એ છે કે-ત્યા સુધી ગુરૂથી એ સાધુને સૂત્રદાન કરી શકાય નહિ અને એ સાધુથી સૂત્રગ્રહણ કરી શકાય નહિ. સૂત્રજ્ઞાનનુ દાન કરવાના અભિલાષિઓએ અને સૂત્રજ્ઞાનના અર્થી આત્માઓએ, આ નિયમનુ પણ પાલન અવશ્ય કરવું જોઇએ, કારણ કે-વિધિ બલવાન છે આજ્ઞા એ આજ્ઞા જેને આજ્ઞા ઉપર પ્રેમ નથી, આજ્ઞાના પાલનની દરકાર નથી, તે સૂત્રને ભણાવે કે સૂત્રને ભણે, તેમા કાંઈ ભલીવાર આવે જ નહિ દરેક પ્રકારની આરાધનામા આજ્ઞા પ્રત્યેના આદરની જ પ્રધાનતા છે એ આદર [illegible] ા, આરાધના નહિ

## ચાર કાલવેલાએ સ્વાધ્યાયનો આદર

આઠ જ્ઞાનાચારોમા પહેલો કાલ નામનો આચાર છે એ માટે આપણે આ વાત કરી રહ્યા છીએ કાલિક સૂત્રોને અગે, સૂત્રાધ્યયન તથા અર્થાધ્યયન માટે દિવસની અને રાત્રિની જે જે પોરિમીઓ બતાવવામા આવી છે, તે તે પોરિસીઓ જ લેવી જોઇએ આ ઉપરાત, કાલિક સૂત્રો કે ઉત્કાલિક સૂત્રો–એના અધ્યયનને અગે, જ્ઞાનિઓએ જે ચાર અકાલવેલાઓ કહી છે, તેનો પણ ત્યાગ કરવો જોઇએ ચાર સન્ધ્યાઓને ભણવા અગે ચાર અકાલવેલાઓ કહેવામા આવે છે એક સૂર્યોદય પહેલાની સન્ધ્યા, બીજી સૂર્યાસ્ત સમયની સન્ધ્યા, ત્રીજી દિવસના મધ્ય ભાગ સમયની સન્ધ્યા અને ચોથી રાત્રિના મધ્ય ભાગ સમયની સન્ધ્યા આ ચાર સન્ધ્યા ઓના સમયે સ્વાધ્યાયનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ કાલિક સૂત્રો કે ઉત્કાલિક સૂત્રો–એમાના કોઈ પણ સૂત્રનો સ્વાધ્યાય, આ ચાર સન્ધ્યાઓના સમયમાથી કોઈ પણ સન્ધ્યાના સમયે થઈ શકે નહિ આ ચાર સન્ધ્યાઓમાથી કોઈ પણ સન્ધ્યાના સમયે જે સાધુ સ્વાધ્યાય કરે છે, તેને ભગવાનની આજ્ઞાનો ભગ આદિ દોષોની પ્રાપ્તિ થાય છે કોઈ કારણ વિશેષે સ્વાધ્યાયના કાલનુ ઉલ્લઘન થાય, તો તે દોષને માટે થાય નહિ જેમ કે–હૈયામા જો વિધિબહુમાન હોય, વિધિ પ્રત્યે આદરભાવ હોય, તો અવિધિ એ દોષ રૂપ નહિ રહેતા વિધિની જનેતા બને છે, પરન્તુ વિધિબહુમાન ન હોય, તો થોડો ય અવિધિ અનાભગાદિના દોષને પાત્ર ઠરે છે એટલે આદર અને ઉપયોગ, કાલે કાલોચિત અધ્યયન કરવા તરફ તેમ જ

અકાલવેલાઓએ સ્વાધ્યાયના ત્યાગ તરફ રાખવો જોઈએ

ભણવા છતા નિષિદ્ધ કાલે ભણે તો વિરાધના

નિષિદ્ધ સમયે, ભણવાના લોભે પણ ભણાય નહિ નિષિદ્ધ સમયે તો, ભણવા છતા પણ વિરાધના થાય આમ સ્વાધ્યાય કરવો એ આરાધના છે, પરન્તુ નિષિદ્ધ સમયની આજ્ઞાને અવગણી, તે વિરાધના કહેવાય એક આજ્ઞાની જાણવા છતા વિરાધના કરે, એ આજ્ઞાની અવગણના કરે, તે બીજી આજ્ઞાને પાળવા છતા પણ, આરાધક બને નહિ પણ વિરાધક બને એટલે નિષિદ્ધ સમયે ભણવાના લોભે ભણવાથી પણ આરા ધના નથી આરાધકભાવ મોક્ષદાયક છે અને વિરાધકભાવ સંસારવર્ધક છે, માટે સૂત્રની આજ્ઞા તરફ ધ્યાન આપવુ કાલે નહિ ભણતા અકાલે ભણવાથી સૂત્રની વિરાધના થવા ઉપ રાન્ત, ક્ષુદ્ર દેવતા છળી પણ જાય, તેથી આત્મવિરાધના થાય તેમ જ સંયમવિરાધનાનો પણ સભવ ખરો હમેશા, દરેક કાર્યમા, જેનો જે કાલ હોય તે કાલ જ તે કાર્યમા ફલ દાયી બની શકે છે 'સૂત્ર જેવી વસ્તુને ભણવામા વળી આ કાલે આમ ભણવુ ને આ કાલે નહિ ભણવું, એવો નિયમ કેવો ?'—આવો પ્રશ્ન, આવો તર્ક, આવી શકા રખે કરતા સારી વસ્તુઓને માટે, વિશિષ્ટ ફળને પેદા કરનારી વસ્તુ-ઓને માટે, કાલની અનુકૂળતા પણ આવશ્યક છે કોઈ કોઈ મત્રો સિદ્ધ કરવાના હોય છે, તો તેનો કાલ પણ નક્કી કરેલો હોય છે સર્પની વિદ્યા, સર્પના ઝેરને ઉતારી દેનારો મત્ર, કાળી ચૌદશે કે ગ્રહણાદિ સમયે સિદ્ધ કરવામા આવે

સિ છે, પણ તે વિનાના સમયે તેનો

છતા પણ, તેની સિદ્ધિને પામી શકાતું નથી કાલ પણ એક દ્રવ્ય છે અને તેને પણ પાચ સમવાયમા એક કારણ માનવામા આવ્યુ છે ગમે તે કાલે ભણાય એવુ છે જ નહિ

વ્યન્તર દેવો છલે છે

અકાલે ભણવાથી, સૂત્રમા ગુથાએલા તથાવિધ મત્રાક્ષરોના યોગે, વ્યન્તર દેવોની ગતિ પણ રોકાઈ જાય છે અને એના પરિણામે પણ નુકશાન થવાનો સભવ છે વ્યન્તર દેવો અકાલે જ ફરવાને નીકળે છે, માટે અકાલે સૂત્ર ભણવામા વિઘ્નની સભાવના રહેલી છે કેવળ પાઠ માત્રથી, ઉત્થાન અને સમુત્થાન સૂત્રો, ગામને અનુક્રમે ઉંચુ-નીચુ કરી નાખતા અને શાન્ત પણ કરી દેતા સૂત્રો એવા મત્રાક્ષરોથી ભરેલા પણ હોય આવા મહિમાવાળા સૂત્રો હોય છે અને તેવા સૂત્રોના ઉચ્ચારણથી દેવની ગતિ પણ સ્ખલિત થાય છે અને તેથી તેઓ ખીજાય છે એમ બનવાથી દેવો, સાધુને છળવાને છિદ્રો જોયા કરે છે પોતાની ક્રિયામા મસ્ત રહેનાર અપ્રમત્ત સાધુને, વ્યન્તર દેવો છિદ્ર વિના છળી શકતા નથી વિના છિદ્રે છળવાની તાકાત વૈમાનિક દેવોની છે પૂર્વભવનો વૈર ભાવ ઇત્યાદિ કારણે, વૈમાનિક દેવો, ક્રિયારત મુનિને ય, વિના છિદ્રે પણ છળનારા બને એ શકય છે, પરન્તુ વ્યન્તરિક દેવોની તેવી તાકાત નથી આ કારણે પણ નિષિદ્ધ સમયે સ્વાધ્યાય નહિ કરવો, એ હિતાવહ છે

ગ્લાન સાધુની સેવામા મારી સેવા રહેલી છે-એ ફરમાનને ભણવાના રસમા ભૂલાય નહિ

નિષિદ્ધ કાલે 'સ્વાધ્યાય કરી રહેલા એક સાધુને, ભર-

વાહણ બનીને, ઉપયોગ આપ્યાનો એક પ્રસંગ મહાપુરૂષોએ વર્ણવેલો છે એ પ્રસંગ એવા પ્રકારનો છે કે-એક વખત એક સાધુ કાલગ્રહણ કર્યા બાદ કાલિક સૂત્રનું અધ્યયન કરી રહ્યા હતા રાત્રિએ પણ પહેલી પોરિસીમાં મૂલ સૂત્રનું અધ્યયન થઈ શકે સ્વાધ્યાયના સમયમાં, તે સાધુને સમયની ખબર નહિ રહેવાથી, અકાલ થઈ જવા છતાં પણ તે પાઠ કરતા રહ્યા

સાધુઓને માટે ક્રિયાઓ તથા તેના સમયો નિયત છે સાધુએ પોતાની તમામ ક્રિયાઓ કાલે કાલે કરવાને માટે પ્રયત્નશીલ, ઉપયોગશીલ રહેવું જોઈએ માત્ર ક્રિયાઓ કરવી —એટલું લક્ષ્ય રાખે, પણ કાલે કરવી-એવું લક્ષ્ય ન રાખે, તો ક્રિયાઓ સીદાય વળી, અકાલે ક્રિયા કરવાથી લોકનિન્દાના પાત્ર પણ બનાય અકાલે કરનાર પોતે લોકનિન્દાને પાત્ર બનીને શાસનની નિન્દામાં પણ કદાચ નિમિત્ત બને દરેક ક્રિયા, કર્ત્તવ્યકાલે કરનારો જ ખરો પંડિત છે જિનકલ્પીની તમામ ક્રિયાઓ કાલે જ થતી જાય છે, કારણ કે-તેમનો પૂર્વનો ક્રિયાભ્યાસ તેવો થઈ ગયો છે આવી રીતિએ અપ્રમત્ત જીવને જીવવાનો પ્રયત્ન જાગી રહે, તો પ્રાયઃ અકાલે ભણવાનો અવસર ન આવે સ્વાધ્યાયના સમયે સ્વાધ્યાય કરાય અને અન્ય ક્રિયાઓના સમયે તે તે ક્રિયાઓ કરાય કેટલાક સાધુઓ ભણવામાં એટલા બધા ગુલતાન બનેલા હોય છે કે-'મારૂં ભણવાનું બગડશે' એમ ધારીને, તેઓ વૈયાવૃત્યના સમયે પણ ભણવાનું ચાલુ રાખીને, વૈયાવૃત્યના લાભથી વંચિત રહે છે એમ કરનારને પ્રભુના ફરમાનનું સાચું જ્ઞાન નથી, માટે તેને હિતાહિતનું ભાન નથી એવા અવસરને માટે, ગ્લાન સાધુની સેવાની આવશ્યકતાના અવસરને માટે, પ્રભુનું એ ફરમાન છે

કે–'મારી સેવા તે કરે છે, કે જે ગ્લાન સાધુની સેવા કરે છે, ગ્લાન સાધુની સેવા નહિ કરનારો, તેનાથી દૂર ભાગતો રહેનારો, મારી સેવા કરતો નથી' જેને પ્રભુના આ ફરમાનનુ સાચુ જ્ઞાન હોય અને એથી હિતાહિતનુ ભાન હોય, તે સાધુ કદી પણ સ્વાધ્યાયના રસને આધીન બનીને ય, વૈયાવચ્ચની અવગણના કરે નહિ

## અમુક આજ્ઞાની લતે ચઢી બીજી આજ્ઞાઓને લોપાય નહિ

ખરી વાત એ છે કે–સ્વાધ્યાય, જ્ઞાનાધ્યયન આદિ શા માટે છે, તે સમજવું જોઇએ પ્રભુની આજ્ઞાનુ જ્ઞાન પ્રભુની આજ્ઞાના પાલનને માટે મેળવાય, તો જ તે સાચુ જ્ઞાન છે. સ્વાધ્યાય આદિ, અનેક પ્રકારોથી ધર્મ થાય–એમ કહેવા છતા પણ, નિષ્કર્ષ તરીકે તો એ જ વાત કહેવાઈ છે કે–'आणाए धम्मो।' ધર્મ શ્રી જિનાજ્ઞાના પાલનમા છે આજે કેટલાકો જ્ઞાનોપાસનાના નામે ચારિત્રાચારોને નેવે મૂકવામા લાભ માની બેઠા છે ગ્રહણ કરેલી મહાવ્રતાદિના પાલનની પ્રતિજ્ઞાનો ભગ થાય છે–તેની દરકાર રાખ્યા વિના, જ્ઞાનોપાસનાને પ્રધાનતા આપી રહ્યા છે એથી, એમની જ્ઞાનોપાસના પણ એમને માટે આજ્ઞા ભજક બનાવનારી નિવડી છે સ્વાધ્યાય, પરોપકાર આદિ કોઈ પણ ધર્મસાધનની લત એવી નહિ લાગવી જોઇએ, કે જેથી લીધેલ પ્રતિજ્ઞાના ભગનો, શ્રી જિનાજ્ઞાના ભગનો પ્રસગ આવે એમા [illegible] પામતી નથી અને આજ્ઞારૂચિ ગઈ તો સર્વજ્ઞ [illegible] જેની આજ્ઞાને ભણીને, જાણીને, પ્રચારીને [illegible] જ આજ્ઞાના પાલનમા અખાડા કરવા, એ [illegible] નથી આજ્ઞાપાલક એવો ન હોય

કે-અમુક આજ્ઞાને વળગીને બાકીની આજ્ઞાઓને લોપનારો અને અમુક આજ્ઞાઓના પાલનને વળગીને, બાકીની આજ્ઞાઓને લોપનારો જે બને, તેને આજ્ઞાપાલક કહેવાય નહિ, પણ આજ્ઞાવિરાધક કહેવાય

શાસનદેવતાએ ઉપયોગ દીધો

પેલા સાધુને, સ્વાધ્યાય કરતા કરતા અકાલ થઇ ગયો-તેનો ઉપયોગ રહ્યો નહિ, પણ એ સાધુની ભવિતવ્યતા સારી હતી

એ સાધુને એ રીતિએ અકાલે કાલિક સૂત્રનુ અધ્યયન કરતા જાણીને, એ સ્થાનની સમીપમા રહેલ શાસનદેવતાને વિચાર આવ્યો કે-' આ સાધુને કદાચ કોઈ વ્યતર છળશે !' આથી, એ સાધુને વ્યન્તરના છલથી બચાવી લેવાનો, એ શાસનદેવતાએ નિર્ણય કર્યો

એ માટે, એ શાસનદેવતાએ એક આહીરણનુ રૂપ ધારણ કર્યું આહીરણના રૂપને ધારણ કરીને, પોતાને માથે એક છાશનો ઘડો મૂકયો પછી એ આહીરણ છાશ વેચવાને માટે નીકળી હોય, એવો દેખાવ કર્યો

પેલા સાધુ જ્યા સ્વાધ્યાય કરી રહ્યા હતા, તેની નજદિકની માર્ગ ઉપર, આહીરણના રૂપને ધરીને શાસનદેવતાએ આટા મારવા માડ્યા અને 'કોઈ છાશ લ્યો, કોઈ છાશ લ્યો' -એમ ઉંચા સ્વરે વારવાર બોલવા માડેયું ઘડીમા જાય, ઘડીમા આવે અને છાશ લેવાની બૂમ પાડયા કરે

એવા વારવારના અવાજથી, પેલા સાધુના સ્વાધ્યાયમાં વિક્ષેપ પડયો એથી એ સાધુએ પેલી આહીરણને પૂછ્યુ કે-

'આ તે કાઈ તારો છાશ વેચવાનો વખત છે?'

એટલે ઝટ આહીરણના રૂપને ધરનારા શાસનદેવતાએ કહ્યુ કે–'તમારો પણ આ શુ કાલિક સૂત્રનો ઘોષ કરવાનો સમય છે?'

આહીરણે આટલુ કહેતાની સાથે જ, સાધુને અકાલ થઈ ગયાનો ખ્યાલ આવી ગયો અને તેમણે પોતાની ઉપયોગ શૂન્યતાને માટે તથા અકાલે કરેલા સ્વાધ્યાયને માટે 'મિચ્છા મિ દુક્કડ' દીધુ

તાત્પર્ય એ છે કે–નિષિદ્ધ કાલ અને નિયત કાલનો ઉપયોગ રાખીને, નિષિદ્ધ કાલે સ્વાધ્યાય નહિ કરવો અને નિયત કાલે કરવા યોગ્ય સ્વાધ્યાય નિયત કાલમા જ કરવાને માટે નિશ્ચયશીલ બન્યા રહેવુ આઠ પ્રકારના જ્ઞાનાચારોમા, 'કાલ' નામનો જે પહેલો આચાર કહેવાય છે, તે આ છે

## શાસનનો રાગ હોય તો ચતુર્વિધ શ્રીસઘ ઉપર પણ રાગ હોય અને ભક્તિભાવ હોય

મહાપુરૂષોએ, કાલાચારના પાલનનો ઉપદેશ આપતાં આપેલુ ઉદાહરણ, કાલાચારના પાલન પ્રત્યે ઉદ્યમવત બનવાનુ તો શીખવે છે, પણ એમાથી બીજુ ય શીખવા જેવુ છે સાધુ ભૂલતા હોય, ભૂલ કરી રહ્યા હોય, તો તેમને કેવી રીતિએ બચાવી લેવા જોઈએ–તેનો સુન્દર ખ્યાલ પણ આ દૃષ્ટાન્તથી મળી રહે છે શાસનદેવતા દેવ હોવા છતા પણ, એને સાધુની ચિન્તા કેટલી બધી હતી? કદાચ કોઈ વ્યન્તર આ સાધુ મહાત્માને છળી ન જાય, એવી લાગણી એ દેવના હૈયામા પ્રગટી ને? કેમ? હૈયે શાસનનો રાગ હતો અને એથી સાધુ હતો માટે જેને શાસન ઉપર રાગ હોય, તેને

ચતુર્વિધ શ્રીસંઘ ઉપર પણ રાગ હોય જ. ભગવાન ઉપર જેને રાગ હોય, તેને ભગવાનના ભક્તો ઉપર પણ રાગ હોય જ. રાગ હોય-એટલુ જ નહિ, પણ જેમ જેમ અધિકગુણી તેમ તેમ અધિક ભક્તિનો ભાવ-એવી દશા હોય. તમને ચતુર્વિધ શ્રીસંઘ ઉપર રાગ છે ? ભક્તિ છે ? ચતુર્વિધ શ્રીસંઘમાની એક પણ વ્યક્તિને સીદાતી જોઈને તમારૂં હૈયુ સીદાય, એવું હૈયુ છે ? શાસનના રાગનુ આ રીતિએ પણ માપ નીકળે. જેના હૈયામા શાસનનો રાગ હોય, તેનાથી કોઈ પણ સાધુ, સાધ્વી, શ્રાવક કે શ્રાવિકા સીદાય, તે ખમાય નહિ. તેમા ય સાધુ-સાધ્વી અધિકગુણી હોવાથી, તેમના પ્રત્યે અધિકાધિક ભક્તિનો ભાવ હોય. ભક્તિનો ભાવ હોય, એટલે અવસરે રક્ષા કરવાનું મન થયા વિના પણ રહે નહિ. શાસનદેવતાના હૈયામા ભક્તિનો ભાવ હતો, માટે એ સાધુનુ રક્ષણ કરવાનો વિચાર આવ્યો અને એથી જ એ સાધુને ઉપયોગ આપવાને માટે ઉચિત ઉપાય યોજી શકાયો. સાધુની ભૂલને જોઈને, એને તિરસ્કારનો ભાવ આવ્યો નહિ, નિન્દા કરવાનુ મન થયુ નહિ, પણ એમની આશાતના ન થાય-એવી રીતિએ એમને એમની ભૂલનો ખ્યાલ આપવાનુ મન થયુ એ ભક્તિભાવનો જ પ્રતાપ હતો. કે-શાસનદેવતાએ આહીરણના રૂપને ધારણ કર્યું તમે અથવા તો આજનાઓ, સાધુઓને ભૂલતા જોઈને અથવા તો સાધુ ભૂલ કરે છે-એમ જાણીને, કેવું કરવા તરફ ઢળો, એ તમે વિચારી લો.

વિનયના ૫ર પ્રકારો

કાલાચાર પછી વિનયાચાર. જ્ઞાની, જ્ઞાન અને જ્ઞાનોપ

કરણો, એ ત્રણેય પ્રત્યેનો વર્તાવ વિનયશીલ હોવો જોઇએ, નમ્ર હોવો જોઇએ. જ્ઞાનીમા ગુરૂ, વિદ્યાદાતા અને વિશેષજ્ઞ, એ ત્રણેયનો સમાવેશ થાય છે વિનયના દશ પ્રકારો છે તેમા પહેલો **સત્કાર** નામનો પ્રકાર છે ગુરૂ, વિદ્યાદાતા અને વિશેષજ્ઞ-એ ત્રણેય પ્રકારના મુનિજનોનો સત્કાર કરવો, એટલે કે-તેમના ગુણોની સ્તવના કરવી તથા તેમને વદનાદિ કરવુ બીજો પ્રકાર **અભ્યુત્થાન** નામનો છે તેઓ આવે એટલે ઉભા થઈ જવુ, એ તેઓનો અભ્યુત્થાન નામનો વિનય છે ત્રીજો **સન્માન** નામનો વિનય એને કહેવાય કે-તેઓનુ વસ્ત્ર-પાત્ર આદિ વડે પૂજન કરવુ યોગ્ય વસ્ત્ર-પાત્રાદિને લાવી આપવામા, આ વિનયની સફલતા છે તેઓને આદરપૂર્વક આસન આણી આપવુ અને ' આ આસન ઉપર આપ પધારો ' –એમ કહેવુ, એ ચોથો **આસનાભિગ્રહ** નામનો વિનય છે તેઓના આસનને એક સ્થાનેથી લઈને અને અન્ય યોગ્ય સ્થાને સ્થાપીને, તેઓને એ આસને પધારવાનુ કહેવું, એ પાચમો **આસનાનુપ્રદાન** નામનો વિનય છે તેઓને વિધિપૂર્વક વન્દન કરવું, એ છઠ્ઠો **કૃતિકર્મ** નામનો વિનય છે તેઓને બે હાથ જોડીને નમન કરવુ, તે સાતમો **અંજલિગ્રહ** નામનો વિનય છે તેઓની ચેષ્ટા ઉપરથી તેઓના મનના અભિપ્રાયને જાણી લઈને તેનું **અનુસરણ** કરવું, એ વિનયનો આઠમો પ્રકાર છે તેમની **પર્યુપાસના** કરવી, તે વિનયનો નવમો પ્રકાર છે તેઓ ચાલતા હોય ત્યારે તેઓની સાથે અગર તેઓની આગળ નહિ ચાલતા તેઓની **પછવાડે ચાલવુ**, એ વિનયનો દશમો પ્રકાર છે આ દશેય પ્રકારનો વિનય ગુરૂ, વિદ્યાદાતા અને વિશેષજ્ઞો પ્રત્યે પણ યથાયોગ્ય રીતિએ આચરવો જોઈએ, આવા

પ્રકારનો જ્ઞાનીનો વિનય, એ પણ બીજો જ્ઞાનાચાર ગણાય છે

### વિનય એ ધર્મનું મૂળ છે

જેમની પાસેથી જ્ઞાન લેવાનું હોય, જ્ઞાન મેળવવાનું હોય, તેમના પ્રત્યે વિનયને આચરવામા આત્માને ખૂબ ખૂબ કેળવવો જોઈએ વિદ્યાદાતા ગુરૂ પરમ ઉપકરી છે, માટે તેમના ચરણોમા વારવાર ઝુકવું જોઈએ વિનય વિના તો સામાન્ય મત્ર પણ ક્યા લેવાય છે? દુનિયાનો વ્યવહાર પણ વિનય વિના ક્યા ચાલે છે? દુનિયામા પણ જેમની પાસેથી કે જેમના દ્વારા કાર્ય મેળવવું હોય, તેને સલામ ભરવી પડે છે ને? કોઈને અરજ કરવી હોય, તો 'શેઠ સાહેબ, કૃપાનિધિ' વિગેરે માનવાચક શબ્દો લખીને, તેમને 'નમસ્કાર આદિ કરૂં છુ'—એમ જણાવવું પડે છે અને અરજની વિગતમા પણ નમ્રતાભરી ભાષા વાપરવી પડે છે લૌકિક સિદ્ધિમા પણ આટલો વિનય જરૂરી છે, તો સમ્યક્ શ્રુતના જ્ઞાનનું ઉપાર્જન કરવામા, વિનય વિના ચાલે જ કયાથી? અહીં તો, વિશિષ્ટ તથા નિર્દમ્ભ વિનય જોઈએ વિનય, એ ધર્મનું મૂળ છે 'विणयमूलधम्म'—આ સૂત્રને સાધુઓએ દર પંદર દિવસે તો અવશ્ય યાદ કરવાનુ હોય છે જેનામા વિનય નથી, તેનામા ધર્મ નથી અને ધર્મ આવવાનો પણ નથી વિનય હોય તો સહનશીલતા પણ આવે, એટલે સવર પણ આવે સવર આવે એટલે નિર્જરા પણ આવે નિર્જરા થવાથી કર્મ રહિત થવાય અને કર્મરહિત થવાય એટલે મુક્તિ મળે મુક્તિ મળે એટલે આત્મા અવ્યાબાધ સુખસાગરમા શાશ્વતકાળ્યા તમામ વિનયમા સમાએલ છે,

હોતું નથી અનેક લબ્ધિઓના નિધાન એવા પણ ગણધર ભગવાન શ્રી ગૌતમસ્વામીજી, વિનયમા કચાશ આવવા દેતા નહિ વિનય, એ એવો ગુણ છે કે—જેનો વિનય કરીએ, તેનામા જે ગુણ હોય, તે ગુણનો આપણામા વિકાસ થાય, તો પછી જે જ્ઞાની ગુરૂ અનેક ગુણોના નિધિ છે, તેમનો વિનય કરીએ તો કેટલો બધો લાભ થાય? અનહદ લાભ થાય ગુરૂ જ્ઞાન આપનારા હોય, તે છતા પણ ગુરૂથી નિરપેક્ષ બનીને જ્ઞાન-પ્રાપ્તિ કરવાને જે ઇચ્છે, તેને જ્ઞાન વિપરીત રૂપે પરિણમે ગુરૂના વિનયથી, ગુરૂની ઈચ્છા ન હોય તો પણ, તેમનામા રહેલી કળા આવી મળે છે એકલવ્ય નામના ભિલ્લે, માત્ર દ્રોણાચાર્ય નામના ગુરૂની મૂર્તિની ઉપાસના કરીને, દ્રોણાચાર્યે જેને પ્રેમથી શીખવેલ એવો અર્જુન પણ ચમત્કાર પામી જાય, એવી ધનુર્વિદ્યા મેળવી હતી ને? વિનયગુણ અભિમાનને—અહકારને ગાળનાર છે જ્યા અહકાર છે, ત્યા વિનય નથી અહકારથી છૂટવુ હોય, નમ્ર બનવુ હોય, વિદ્યા મેળવવી હોય, તો વિનયગુણ ખૂબ ખૂબ કેળવો કલ્યાણ ધર્મથી છે અને ધર્મનુ મૂલ વિનય છે ધર્મના જે જ્ઞાન અને ક્રિયા—એ બે કારણો છે, તે કારણોને વિનય વિના પામી શકાતુ નથી વિનય વિના વિદ્યા નહિ અને વિનય વિના ક્રિયા ખરી? ક્રિયાની શુદ્ધિ, ક્રિયાનો ક્રમ, ક્રિયાનો રસ, વિનય વિના આવે જ નહિ

વિનય ઉપર ઉદાહરણ

મૂલ જેમ લોભ છે, તેમ સર્વ ગુણોનુ મૂલ ! માટે સમ્યગ્જ્ઞાન પણ સુલભ અને વિદ્યાની બાબતમા તો, વિનયની ખોસ

પ્રધાનતા છે શીખવનાર શીખવવાને મથે, તો ય શીખનાર વિનય વિના વિદ્યાને ગ્રહણ કરી શકે નહિ વિનયપૂર્વક ગ્રહણ કરેલુ શ્રુત જ તત્કાલ સમ્યક્ ફલને આપનારૂ થાય છે અને વિનયહીનને શ્રુત નિષ્ફલ નિવડે છે આ વિષયમા એક ઉદાહરણ આપવામા આવે છે

મહારાજા શ્રી શ્રેણિકને ચેલ્લણાદેવી નામની એક રાણી હતી, કે જે પરમ સુશ્રાવિકા હતી અને એવી પુણ્યશાલિની હતી કે-પોતાના પતિને તે સર્વ રાણીઓના કરતા અધિક પ્રિય હતી

એક વાર શ્રી શ્રેણિકને વિચાર થયો કે-'આ ચેલ્લણા મને સર્વ રાણીઓના કરતા અધિક પ્રિય છે, માટે મારે આના ઉપર અન્ય રાણીઓના કરતા અધિક પ્રસાદ કરવો જોઇએ જો હુ એક સ્તભવાળો મહેલ કરાવુ, તો તેમા રહીને આ ચેલ્લણા વિમાનમા રહેલી ખેચરીની જેમ સ્વેચ્છાએ ક્રીડા કરી શકે '

આથી, શ્રી શ્રેણિકે શ્રી અભયકુમારને એક સ્તભવાળો પ્રાસાદ બનાવવાની આજ્ઞા ફરમાવી, અને શ્રી અભયકુમારે પણ તત્કાલ એક કુશળ સૂત્રધારને બોલાવીને તે કાર્ય સુપ્રત કરી દીધુ

એ સૂત્રધાર એ મહેલને માટે જોઈતું લાકડુ લેવાને માટે જગલમા ગયો જગલમા તેણે એક પછી એક વૃક્ષને જોવા માડ્યુ એમ જોતા, તેણે એક સર્વ લક્ષણોએ સપૂર્ણ વૃક્ષને જોયુ એ વૃક્ષ એને ગમી ગયુ એ જ વખતે એને વિચાર આવ્યો કે-'ગાઢ છાયાવાળુ, ઘણુ ઉચુ, ઘણા પુષ્પો તથા ફલોથી શોભતું, મોટી શાખાઓવાળુ અને મોટા થડવાળુ આ વૃક્ષ, અસાધારણ કોટિનુ જણાઈ આવે છે, એટલે જેવું તેવુ પણ સ્થાન જો દેવતા વગરનું નથી હોતુ, તો આ વૃક્ષ તો અવશ્ય

દેવાધિષ્ઠિત હોવું જોઈએ આ વૃક્ષની શોભા જ કહી આપે છે કે–આ વૃક્ષ દેવાધિષ્ઠિત છે આથી, આ વૃક્ષને છેદતા પહેલા, હુ આ વૃક્ષના અધિષ્ઠાયક દેવની તપશ્ચર્યાથી આરાધના કરું, કે જેથી ન તો મને વિઘ્ન આવે કે ન તો મારા સ્વામીને વિઘ્ન આવે '

પૂર્વકાળના સૂત્રધારો પણ કેવા હતા? ઘરમા જો લાકડુ ખરાબ આવી જાય છે, તો એ ઘરમા રહેનાર પાયમાલ થઈ જાય છે પહેલાના સૂત્રધારો એ વિષયના જાણકાર હતા અને માલિક પ્રત્યે વફાદારીની ભાવનાવાળા હતા

પછી એ સૂત્રધારે ઉપવાસ કરીને ગધ, ધૂપ, માલા વિગેરે વસ્તુઓથી તે વૃક્ષને અધિવાસિત કર્યું એને લઈને, એ વૃક્ષનો આશ્રય કરીને રહેલો વ્યન્તર દેવ તુષ્ટ થયો

પોતાનુ આશ્રયસ્થાન આબાદ બન્યુ રહે અને શ્રી અભયકુમારની ઈચ્છા ફળે, એ માટે એ વ્યન્તર દેવે આવીને શ્રી અભયકુમારને કહ્યું કે–તૂ મારા આશ્રય રૂપ વૃક્ષને છેદાવીશ નહિ તેં મોકલેલ સુથારને તૂ એ વૃક્ષને છેદતા અટકાવી દે હુ તને એક સ્તભવાળો મહેલ કરી આપીશ, એટલુ જ નહિ, પણ તે મહેલને ફરતો એવો બગીચો કરી આપીશ, કે જેમા સર્વ ઋતુઓના પુષ્પો અને સર્વ ઋતુઓના ફળો સર્વ ઋતુઓમા મળી શકે એવા વૃક્ષો હોય '

શ્રી અભયકુમારે તરત જ પેલા સૂત્રધારને જગલમાથી પાછો બોલાવી લીધો પછી પેલા વ્યન્તર દેવે પણ પોતાની કબૂલાત મુજબ એક સ્તભવાળો મહેલ અને તેને ફરતો બગીચો બનાવી આપ્યો.

શ્રી શ્રેણિક તો એ મહેલને અને એ ઉદ્યાનને જોઈને

ખૂબ જ ખૂશ થઈ ગયા તેમણે ચેલ્લણાદેવીને એ નૂતન પ્રાસાદમા રાખી ચેલ્લણા પણ તુષ્ટ થઈ અને પોતાને મળેલી નૂતન સામગ્રીનો ઉપયોગ તે પ્રભુભક્તિમા અને પતિભક્તિમા કરવા લાગી ચેલ્લણા પોતે જ સર્વ ઋતુઓના પુષ્પોની માલાઓને રોજ રોજ ગુંથતી હતી અને એ માલાઓથી પ્રભુની પૂજા કરતી હતી તથા પતિના કેશપાશને પૂજતી હતી

ધર્મને પામેલી સ્ત્રીઓ પ્રભુભક્તા અને પતિભક્તા હોય, એમા આશ્ચર્ય પામવા જેવુ નથી શીલગુણની સ્વામિનીઓ જ્યારે ધર્મવાસિત અન્ત કરણવાળી બને, ત્યારે તેઓ પ્રભુ ભક્તિમા લીન બનવા સાથે પતિભક્તિને પણ ખીલવે

ચેલ્લણા એ રીતિએ જ્યારે સુખવિહાર કરી રહી હતી, તેવા સમયમા એક એવો બનાવ બનવા પામ્યો, કે જેને વિનય નામના બીજા જ્ઞાનાચારની સાથે સબધ છે

એ નગરમા એક માતગપતિ રહેતો હતો માતંગપતિ તો સમજ્યા ને ? ઢેડાઓનો આગેવાન એ માતગપતિ વિદ્યાસિદ્ધ હતો

એ માતગપતિની પત્ની સગર્ભા હતી તેણીને આમ્ર ફળ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો

એ ઋતુ આમ્રફળની નહોતી, છતા તેણીને એવા પ્રકારનો દોહદ ઉત્પન્ન થયો અને તેણી જાણતી હતી કે-' મારો પતિ વિદ્યાસિદ્ધ છે તથા ચેલ્લણા રાણીના ઉદ્યાનમા સર્વ કાળે આમ્રવૃક્ષો ફલસહિત હોય છે, માટે મારો દોહદ પૂર્ણ થયા વિના રહેવાનો નથી ' એટલે તેણીએ પોતાના પતિને પોતાના દોહદની વાત કરી

માતંગપતિએ પહેલા તો કહી

થતો હોવા છતા પણ અને એવો અર્થ કરવો એ જ ઘટિત હોવા છતા પણ, અઘટિત રીતિએ એનો 'દાન' એવો અર્થ કરીને, અનર્થની પરંપરાને વધારનારાઓ છે. મુક્તિમાર્ગ-દર્શક સૂત્રનો અર્થ બદલી નાખવાથી, તે સૂત્રને પોતાને માટે સંસારવર્ધક બનાવાય છે. સ્થાનકવાસી સંપ્રદાય એમ જ ઉભો થયો છે ને? સંપ્રદાયો એમ જ વધે છે ને? આજે જે મોટી ચર્ચા ચાલી રહી છે, તેમા પણ અર્થનો અનર્થ કરાઈ રહ્યો છે. ખોટો અર્થ કર્યો અને તેનો વળગાડ થઈ ગયો. હવે એ છૂટતું નથી. અભિનિવેશ નામનું મિથ્યાત્વ એ જ રીતિએ પતન પમાડે છે. ખોટો અર્થ કરનારો, સૂત્રને કાયમ રાખવા છતા પણ, છઠ્ઠા જ્ઞાનાચારના આચરણનો લાભ નથી પામી શકતો, કારણ કે તે અર્થને બદલી નાખે છે. જે અપેક્ષાથી જે અર્થ કહેવાયો હોય, તે અપેક્ષાથી તે અર્થને ગ્રહણ નહિ કરવો, એ પણ સાતમા જ્ઞાનાચારની વિરાધના છે. એટલા માટે તો, આપણે ત્યા માત્ર આગમો જ પ્રમાણ ગણાતા નથી, પરન્તુ પંચાંગી પણ પ્રમાણ ગણાય છે અને પંચાંગીને અનુસરતા મહાપુરૂષોએ રચેલા જે વિવિધ ગ્રન્થો છે તે પણ પ્રમાણ ગણાય છે. મહાપુરૂષોએ કહેલો અર્થ આપણી બુદ્ધિમાં ન ઉતરે, તો 'તત્ત્વ કેવલિગમ્ય છે'—એમ માનવું, પરન્તુ ફાવતો અર્થ કરીને તેનો પ્રચાર કરવાના પ્રયત્નમા પડવું નહિ.

### આઠમો જ્ઞાનાચાર

આઠમો જ્ઞાનાચાર 'સૂત્ર તથા અર્થ' એ ઉભય સંબંધી છે. છઠ્ઠા અને સાતમા જ્ઞાનાચારનું આચરણ કરવામા કાળજી વાળા બનેલા, આ આઠમા જ્ઞાનાચારનું તો સ્વાભાવિક રીતિએ

જ આચરણ કરનારા બની જાય છે જો એમ છે, તો પછી જ્ઞાનીઓએ આ જ્ઞાનાચારને જુદો કેમ કહ્યો?–આવો પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે એવા પ્રશ્નનુ સમાધાન એ છે કે–કેટલાક એવા હોય છે કે–માત્ર સૂત્રને જ ઓળવે, કેટલાક એવા હોય છે કે–માત્ર અર્થને જ ઓળવે અને કેટલાક એવા હોય છે કે–સૂત્રને પણ ઓળવે અને અર્થને પણ ઓળવે જે સૂત્ર બોલે તે અશુદ્ધ બોલે તેમ જ જે અર્થ કરે તે ખોટો કરે, એવાઓને બચવાને માટેનો આ આઠમો આચાર છે સૂત્ર અને અર્થ–એ બન્નેનુ શક્તિ–સામગ્રી મુજબ અને યોગ્યતા મુજબ જ્ઞાન સપાદન કરવાનો પ્રયત્ન કરવો જોઇએ

## આ આઠેય આચારો શોભાવે પણ છે અને શ્રેયોભાગી પણ બનાવે છે

આ રીતિએ આપણે આઠ જ્ઞાનાચારો સબધી કેટલીક વિચારણા કરી આવ્યા આ શ્રી ભગવતીજી સૂત્ર, આ આઠ પ્રકારના જે જ્ઞાનાચારો છે, તેનાથી પરિવૃત્ત છે આ આઠ આચારોને 'પ્રવચનોપચાર' તરીકે ઓળખાવવામા આવેલા છે, એટલે આ આઠ આચારોના પાલનમા પ્રવચનની ભક્તિ રહેલી છે એથી જ, આ આઠ આચારોને ટીકાકાર મહર્ષિએ 'ચારૂ' તરીકે ઓળખાવ્યા છે 'ચારૂ' એટલે સુન્દર, મનોહર ખરેખર, આ આઠ આચારો ઘણા જ સુન્દર અને મનોહર છે આ આઠ આચારોથી જ્ઞાન અને જ્ઞાનોપાર્જનનો પ્રયત્ન [illegible] છે જ્ઞાનને અને જ્ઞાનાધ્યયનને તે દા[illegible] [illegible]વનાર અને એને સફલતાની [illegible] આઠ આચારો છે જય

બધાતા તગોથી દેખાવડો બને છે અને એની કાર્યસાધકતામા એ તગો જેમ ઘણો મોટો ઉમેરો કરી દે છે, તેમ આ આચારોનુ પાલન પણ શ્રી ભગવતીજી સૂત્રને, શ્રી ભગવતીજી સૂત્રમા રહેલા જ્ઞાનને, શ્રી ભગવતીજી સૂત્રને ભણાવનારને, શ્રી ભગવતીજી સૂત્રને ભણનારને અને શ્રી ભગવતીજી સૂત્રના અર્થોનુ શ્રવણ કરનારને શોભાવે છે અને શ્રેયોભાગી બનાવે છે આ આઠ આચારોના સબધમા કાઈક વિસ્તારથી જે કહેવામા આવ્યુ છે, તે ખાસ હેતુપૂવક કહેવામા આવ્યુ છે તેમા ય પહેલા ત્રણ આચારોને અગે ખાસ કહેવાયુ છે એનું કારણ એ છે કે-વર્ત્તમાનમા એ તરફ લક્ષ્મ દોરવાની ખાસ જરૂર છે બહુમાનપૂર્વકનો વિનયાચાર આવે, તો બાકીના આચારોના પાલનનુ અર્થિપણું પેદા થયા વિના રહે નહિ અને જ્ઞાન સફલ નિવડયા વિના રહે નહિ બહુમાનપૂર્વકના વિનયાચારવાળા અને એથી બીજા આચારો પ્રત્યે પણ લક્ષ્ય વાળા, કેટલીક વાર અણસમજ આદિથી કાળની બાબતમા ભૂલ કરતા જણાય છે, માટે એને અગેય ખાસ કહેવાયુ છે બાકી જેઓ જાણી-બુઝીને આ જ્ઞાનાચારોની અવહીલના કરે છે, એવાઓને કહેવાનો તો અર્થ જ શો છે ? એવાઓની તો માત્ર દયા જ ચિન્તવવી રહી

## ૨૧—ઉત્સર્ગ ને અપવાદનો સબધ :

<u>શ્રી ભગવતીજી સૂત્ર રૂપ જયકુંજરથી શમ અને સિદ્ધિ</u>
<u>ગુચ્છ અને ૭</u>

નવાગી ટીકાકાર તરીકે સુપ્રસિદ્ધ થયેલા આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, પચમ ગણધર ભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ સૂત્રથી ગુથેલા શ્રી ભગવતીજી સૂત્ર તરીકે ઓળખાતા આ પચમ અગસૂત્રની ટીકાની રચના કરવાની શરૂઆત કરતા, મગલને આચર્યા બાદ અને અભિધેયને વર્ણવ્યા બાદ, શાસ્ત્રપ્રસ્તાવના કરતા, આ શ્રી ભગવતીજી સૂત્રને જયકુજરની સાથે સરખાવી રહ્યા છે જયકુજર એટલે જયપ્રધાન હસ્તિ આ હાથી જેની પાસે હોય, તે નિયમા જય મેળવે અને એથી જ આ હાથીને 'જયકુજર' કહેવામા આવે છે આ શ્રી ભગવતીજી સૂત્રનું યથાર્થ જ્ઞાન જેણે સપાદન કર્યું હોય, તે જીવરાજ પરીષહો, ઉપસર્ગો અને કષાયો ઉપર વિજય મેળવી શકે છે એનામા આવા પ્રકારના જયને સાધવાની શક્તિ પ્રગટે છે અને વિકસે છે આવા ગુણોને લક્ષ્યમા લઈને, ટીકાકાર મહર્ષિએ, આ શ્રી ભગવતીજી સૂત્રને જયકુજરની ઉપમા આપી છે જયકુજરની માત્ર ઉપમા જ આપી છે—એમ પણ નથી, પણ જયકુજરને અગે જે જે સભવે છે, તે

અગે પણ કેવી કેવી રીતે

એ ચોવીસ વિશેષણો દ્વારા બતાવ્યુ છે આ ચોવીસ વિશે ષણો જેને સમજાય અને જેના હૈયામા સમાય, તેને શમ અને સિદ્ધિ સુલભ જ છે શ્રી ભગવતીજી સૂત્ર પ્રત્યેના આદર-ભાવમા પણ એટલી મોટી તાકાત છે આમ છતા પણ, આને લૌકિક જયના કારણ એવા જયકુંજરની સાથે કેમ ઘટાવેલ છે ? એ માટે કે-પરિચિત વસ્તુના ઉદાહરણથી અપરિચિતનો ઝટ ખ્યાલ આવે છે વિશેષણોથી એવો ખ્યાલ આપ્યો છે કે-આ સૂત્ર લોકોત્તર સિદ્ધિસાધન છે બાકી તો લૌકિક તથા લોકોત્તરનો મુકાબલો કરનારો મૂર્ખ ગણાય લોકોત્તર સિદ્ધિનો રસ જન્મ-મરણને ઘટાડનાર છે અને લૌકિક સિદ્ધિનો રસ જન્મ-મરણને વધારનાર છે.

લૌકિક ઋદ્ધિની વૃદ્ધિ માટે તો મમ્મણે વિકટમા વિકટ કામ કર્યા આરામતલબીની ઉમ્મરે પણ એણે તો અપનાવ્યે જ ગમ્યું. ન જોયો દિવસ, ન જોઈ રાત કે ન જોયો ઉત્પાત ! ઘોર મધ્ય રાત્રિએ, જ્યારે દિશા પણ ન સુઝે, પખીઓ પણ માળામાથી બહાર ન નીકળે, એવા સમયે મમ્મણે નદીમા ઝપલાવ્યું હતું વરસાદને લીધે નદીમા પૂર આવેલુ તો ય ! આમ લૌકિક સિદ્ધિને માટે સતત્ પ્રયત્ન કર્યા કરવા છતા પણ, તે મરીને ગયો કયા ? બીચારો સાતમી નરકે જ ગયો

આવી સિદ્ધિ શા કામની ? આપણે તો એવી સિદ્ધિ જોઇએ, કે જે પૂર્ણ સિદ્ધિ આપે સાચી સિદ્ધિનો સકલ્પ માત્ર પણ નિષ્ફલ નથી જતો જયકુંજર જેમ લૌકિક દુ ખોને કાપનારો, લૌકિક સુખોને આપનારો અને લૌકિક જયમા સ્થાપનારો છે, તેમ શ્રી ભગવતીજી સૂત્ર પણ સઘળા ય દુ ખોને કાપે છે, સઘળા ય સુખોને આપે છે અને શાશ્વત

સ્થિતિમા સ્થાપે છે આ કાપવાપણું, આપવાપણું અને સ્થાપ વાપણું આંશિક સામ્ય રૂપે હોઈને જ, આ શ્રી ભગવતીજી સૂત્રને જયકુંજરની ઉપમાથી વર્ણવાએલ છે આત્મવિજયને માટે, આ સૂત્ર એ લોકોત્તર જયકુંજર જ છે

ઉત્સર્ગ અને અપવાદ રૂપ ઘણ્ટાયુગલનો ઘોષ

ટીકાકાર મહર્ષિએ જયકુંજરની સાથે સરખામણી કરતા, આ શ્રી ભગવતીજી સૂત્રને આપેલા ચોવીસ વિશેષણો પૈકીના અઢાર વિશેષણોને તો આપણે જોઈ આવ્યા હવે ઓગણી સમું વિશેષણ. ઓગણીસમા વિશેષણ તરીકે, ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–

' उत्सर्गापवादयादसमुच्छलदतुच्छघण्टायुगलघोषस्य । "

એટલે કે–જયકુંજર હાથી જેમ સમ્યક્પણે ઉછળતા અને અતુચ્છ એવા ઘણ્ટાયુગલના ઘોષથી યુક્ત હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ રૂપ અતુચ્છ ઘણ્ટાયુગલના ઘોષથી યુક્ત છે હાથીને શણ ગારીને જ્યારે બહાર કાઢવામા આવે છે, ત્યારે તેના મધ્ય ભાગની બન્ને બાજુએ એક એક ઘણ્ટ બાધવામા આવે છે હાથીના ચાલવાથી એ બન્ને ઘણ્ટો હાલે છે–ઉછાળા મારે છે અને એમ ઉછાળા મારવાથી–હાલવાથી વાગે છે, એટલે તેમાથી ઘોષ પેદા થાય છે એ મુજબ, શ્રી ભગવતીજી સૂત્રની પ્રરૂપણામાથી ઉત્સર્ગમાર્ગનો રણકો પણ નીકળ્યા કરે છે અને અપવાદમાર્ગનો રણકો પણ નીકળ્યા કરે છે ઉત્સર્ગ અને અપવાદ–એ બન્ને ય પ્રકારના વાદોનું, માર્ગોનું, એના સ્વરૂપનું આ શ્રી ભગવતીજી સૂત્રમા એક સરખી રીતિએ

પ્રતિપાદન કરવામા આવેલુ છે, એ આ વિશેષણનો પરમાર્થ છે.

ઉત્સર્ગનુ ને અપવાદનુ સ્થાન નક્કી કરવામા કુશળતા જોઈએ

ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ, એ બન્ને માર્ગો દેખીતી રીતિએ એક-બીજાથી વિરોધી માર્ગો હોય છે, પરન્તુ શ્રી જૈન શાસનની આ પણ એક ખૂબી છે કે-એ બન્ને ય માર્ગોને યથાસ્થાને યોજીને, સમાન ફલને પેદા કરવાની શક્તિવાળા બનાવી દીધેલા છે 'ઉત્સર્ગ એ પણ એક મોક્ષમાર્ગ છે અને અપવાદ એ પણ એક મોક્ષમાર્ગ છે'-આવું સમજીને, 'જેને જે માર્ગે ચાલવું ફાવે તેણે તે માર્ગે ચાલવું અને એ બેમાથી ગમે તે માર્ગે ચાલવામા આવે તો પણ મોક્ષ મળે'-આવું સમજવાનુ નથી 'ઉત્સર્ગ એ મુખ્ય માર્ગ છે અને અપવાદ એ ગૌણ માર્ગ છે'-એમ પણ સમજવાનુ નથી 'ઉત્સર્ગ માર્ગમા ઘણી તાકાત છે અને અપવાદમાર્ગમા તેટલી તાકાત નથી'-એવું પણ માની લેવાનુ નથી ઉત્સર્ગ જેમ પોતાના સ્થાને બલવાન છે, તેમ અપવાદ પણ પોતાના સ્થાને બલવાન છે યથાસ્થાને ઉત્સર્ગ જેમ ધ્યેયસાધક છે, તેમ અપવાદ પણ જો યથાસ્થાને હોય તો ધ્યેયસાધક જ છે પરન્તુ કયે સ્થાને ઉત્સર્ગની પ્રધાનતા છે અને કયે સ્થાને અપવાદની પ્રધાનતા છે-એનો નિર્ણય કરવામા ઘણી જ કુશળતા જોઇએ ઉત્સર્ગના સ્થાને અપવાદના સેવનમા આરાધના નહિ પણ વિરાધના અને અપવાદના સ્થાને ઉત્સર્ગના સેવનમા આરાધના નહિ પણ વિરાધના એટલે ઉત્સર્ગનું સ્થાન કયુ અને અપવાદનુ સ્થાન કયુ-એનો નિર્ણય કરવામા ભારે કુશળતા જોઇએ, માર્ગનું સુન્દર જ્ઞાન જોઈએ, તેમ સૂક્ષ્મ બુદ્ધિ પણ જોઇએ.

## વ્યાખ્યાતા ઉત્સર્ગ-અપવાદનો જ્ઞાતા જોઇએ

એટલા માટે તો, ઉત્સર્ગમાર્ગના અને અપવાદમાર્ગના જ્ઞાતા નહિ બનેલા સાધુઓને માટે પણ વ્યાખ્યાન કરવાનો નિષેધ કરવામા આવ્યો છે બન્ને માર્ગોનુ જ્ઞાન ન હોય, તો ઉત્સર્ગમાર્ગનું એવું મદન કરે, કે જેથી શ્રોતાઓને અપવાદ-માર્ગ એ જાણે પાપમા ( જ છે-એવો ભાસ ઉત્પન્ન થવા પામે અથવા તો અપવાદમાર્ગનુ એવું મદન કરે, કે જેથી શ્રોતાઓને ઉત્સર્ગમાર્ગ પ્રત્યે જે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામવી જોઇએ, તે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામે નહિ અને તેમનું મન અપ વાદોને સેવવા તરફ લલચાયા કરે વ્યાખ્યાતા જો બન્ને પ્રકારના માર્ગોનો યથાર્થ જ્ઞાતા હોય, તો તેનાથી એવો અનર્થ ઉત્પન્ન થવા પામે નહિ

## ઉત્સર્ગમાર્ગ ને અપવાદમાર્ગ કોને કોને કહેવાય ?

ઉત્સર્ગમાર્ગ કોને કહેવાય ? રત્નત્રયીની આરાધનાનો સર્વસામાન્ય જે વિધિમાર્ગ, તેને ઉત્સર્ગમાર્ગ કહેવાય છે ત્યારે અપવાદમાર્ગ કોને કહેવાય છે ? રત્નત્રયીની આરાધનાના સર્વ સામાન્ય વિધિમાર્ગ રૂપ ઉત્સર્ગમાર્ગે ચાલી રહેલા આત્માઓને ખાસ સયોગો ઉપસ્થિત થતા, તેઓ પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવા પામે નહિ, માર્ગથી ચ્યુત થવા પામે નહિ, એવા પ્રકારે સર્વસામાન્ય વિધિમાર્ગથી અન્યથા અથવા તો તેનાથી તદ્દન ઊલટા પ્રકારની પણ ક્રિયા કરાવીને, તેમને સર્વસામાન્ય વિધિમાર્ગના આરાધક બનાવી રાખવાનો જે માર્ગ, તેને અપવાદમાર્ગ કહેવાય છે આ બન્ને ય માર્ગોમા લક્ષ્ય મોક્ષની સાધના તરફ જ રાખવાનુ છે ઉત્સર્ગમાર્ગના આચરણ દ્વારા

પ્રતિપાદન કરવામા આવેલુ છે, એ આ વિશેષણનો પરમાર્થ છે.

## ઉત્સર્ગનુ ને અપવાદનુ સ્થાન નક્કી કરવામા કુશલતા જોઈએ

ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ, એ બન્ને માર્ગો દેખીતી રીતિએ એક-બીજાથી વિરોધી માર્ગો હોય છે, પરન્તુ શ્રી જૈન શાસનની આ પણ એક ખૂબી છે કે-એ બન્ને ય માર્ગોને યથાસ્થાને યોજીને, સમાન ફ્લને પેદા કરવાની શક્તિવાળા બનાવી દીધેલા છે 'ઉત્સર્ગ એ પણ એક મોક્ષમાર્ગ છે અને અપવાદ એ પણ એક મોક્ષમાર્ગ છે'-આવું સમજીને, 'જેને જે માર્ગે ચાલવું ફાવે તેણે તે માર્ગે ચાલવું અને એ બેમાથી ગમે તે માર્ગે ચાલવામા આવે તો પણ મોક્ષ મળે'-આવું સમજવાનુ નથી 'ઉત્સર્ગ એ મુખ્ય માર્ગ છે અને અપવાદ એ ગૌણ માર્ગ છે'-એમ પણ સમજવાનુ નથી 'ઉત્સર્ગ માર્ગમા ઘણી તાકાત છે અને અપવાદમાર્ગમા તેટલી તાકાત નથી'-એવુ પણ માની લેવાનુ નથી ઉત્સર્ગ જેમ પોતાના સ્થાને બલવાન છે, તેમ અપવાદ પણ પોતાના સ્થાને બલવાન છે યથાસ્થાને ઉત્સર્ગ જેમ ધ્યેયસાધક છે, તેમ અપવાદ પણ જો યથાસ્થાને હોય તો ધ્યેયસાધક જ છે પરન્તુ કયે સ્થાને ઉત્સર્ગની પ્રધાનતા છે અને કયે સ્થાને અપવાદની પ્રધાનતા છે-એનો નિર્ણય કરવામા ઘણી જ કુશળતા જોઇએ ઉત્સર્ગના સ્થાને અપવાદના સેવનમા આરાધના નહિ પણ વિરાધના અને અપવાદના સ્થાને ઉત્સર્ગના સેવનમા આરાધના નહિ પણ વિરાધના એટલે ઉત્સર્ગનું સ્થાન કયું અને અપવાદનુ સ્થાન કયુ-એનો નિર્ણય કરવામા ભારે કુશળતા જોઇએ, માર્ગનું સુન્દર જ્ઞાન જોઈએ, તેમ સૂક્ષ્મ બુદ્ધિ પણ જોઇએ.

વ્યાખ્યાતા ઉત્સર્ગ-અપવાદનો જ્ઞાતા જોઈએ

એટલા માટે તો, ઉત્સર્ગમાર્ગના અને અપવાદમાર્ગના જ્ઞાતા નહિ બનેલા સાધુઓને માટે પણ વ્યાખ્યાન કરવાનો નિષેધ કરવામા આવ્યો છે બન્ને માર્ગોનુ જ્ઞાન ન હોય, તો ઉત્સર્ગમાર્ગનું એવું મડન કરે, કે જેથી શ્રોતાઓને અપવાદ માર્ગ એ જાણે પાપમાર્ગ જ છે-એવો ભ્રમ ઉત્પન્ન થવા પામે અથવા તો અપવાદમાર્ગનુ એવુ મડન કરે, કે જેથી શ્રોતાઓને ઉત્સર્ગમાર્ગ પ્રત્યે જે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામવી જોઈએ, તે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામે નહિ અને તેમનુ મન અપવાદોને સેવવા તરફ લલચાયા કરે વ્યાખ્યાતા જો બન્ને પ્રકારના માર્ગોનો યથાર્થ જ્ઞાતા હોય, તો તેનાથી એવો અનર્થ ઉત્પન્ન થવા પામે નહિ

ઉત્સર્ગમાર્ગ ને અપવાદમાર્ગ કોને કોને કહેવાય ?

ઉત્સર્ગમાર્ગ કોને કહેવાય ? રત્નત્રયીની આરાધનાનો સર્વસામાન્ય જે વિધિમાર્ગ, તેને ઉત્સર્ગમાર્ગ કહેવાય છે ત્યારે અપવાદમાર્ગ કોને કહેવાય છે ? રત્નત્રયીની આરાધનાના સર્વ સામાન્ય વિધિમાર્ગ રૂપ ઉત્સર્ગમાર્ગે ચાલી રહેલા આત્માઓને ખાસ નયોગો ઉપસ્થિત થતા, તેઓ પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવા પામે નહિ, માર્ગથી ચ્યુત થવા પામે નહિ, એવા પ્રકારે સર્વસામાન્ય વિધિમાર્ગથી અન્યથા અથવા તો તેનાથી તદ્દન ઊલટા પ્રકારની પણ ક્રિયા કરાવીને, તેમને સર્વસામાન્ય વિધિમાર્ગના આરાધક બનાવી રાખવાનો જે માર્ગ, તેને અપવાદમાર્ગ કહેવાય છે આ બન્ને ય માર્ગોમા લક્ષ્ય મોક્ષની સાધના તરફ જ રાખવાનું છે ઉત્સર્ગમાર્ગના આચરણ દ્વારા

પ્રતિપાદન કરવામા આવેલુ છે, એ આ વિશેષણનો પરમાર્થ છે.

ઉત્સર્ગનુ ને અપવાદનું સ્થાન નક્કી કરવામા કુશલતા જોઇએ

ઉત્સર્ગમાર્ગ અને અપવાદમાર્ગ, એ બન્ને માર્ગો દેખીતી રીતિએ એક-બીજાથી વિરોધી માર્ગો હોય છે, પરન્તુ શ્રી જૈન શાસનની આ પણ એક ખૂબી છે કે-એ બન્ને ય માર્ગોને યથાસ્થાને યોજીને, સમાન ફલને પેદા કરવાની શક્તિવાળા બનાવી દીધેલા છે ‘ ઉત્સર્ગ એ પણ એક મોક્ષમાર્ગ છે અને અપવાદ એ પણ એક મોક્ષમાર્ગ છે ’-આવું સમજીને, ‘ જેને જે માર્ગે ચાલવું ફાવે તેણે તે માર્ગે ચાલવું અને એ બેમાથી ગમે તે માર્ગે ચાલવામા આવે તો પણ મોક્ષ મળે ’-આવું સમજવાનુ નથી. ‘ ઉત્સર્ગ એ મુખ્ય માર્ગ છે અને અપવાદ એ ગૌણ માર્ગ છે ’-એમ પણ સમજવાનું નથી ‘ ઉત્સર્ગ માર્ગમા ઘણી તાકાત છે અને અપવાદમાર્ગમા તેટલી તાકાત નથી ’-એવુ પણ માની લેવાનુ નથી ઉત્સર્ગ જેમ પોતાના સ્થાને બલવાન છે, તેમ અપવાદ પણ પોતાના સ્થાને બલવાન છે યથાસ્થાને ઉત્સર્ગ જેમ ધ્યેયસાધક છે, તેમ અપવાદ પણ જો યથાસ્થાને હોય તો ધ્યેયસાધક જ છે પરન્તુ કયે સ્થાને ઉત્સર્ગની પ્રધાનતા છે અને કયે સ્થાને અપવાદની પ્રધાનતા છે-એનો નિર્ણય કરવામા ઘણી જ કુશળતા જોઇએ ઉત્સર્ગના સ્થાને અપવાદના સેવનમા આરાધના નહિ પણ વિરાધના અને અપવાદના સ્થાને ઉત્સર્ગના સેવનમા આરાધના નહિ પણ વિરાધના એટલે ઉત્સર્ગનુ સ્થાન કયુ અને અપવાદનુ સ્થાન કયું-એનો નિર્ણય કરવામા ભારે કુશળતા જોઇએ, માર્ગનું સુન્દર જ્ઞાન જોઈએ, તેમ સૂક્ષ્મ બુદ્ધિ પણ જોઇએ

વ્યાખ્યાતા ઉત્સર્ગ-અપવાદનો જ્ઞાતા જોઇએ

એટલા માટે તો, ઉત્સર્ગમાર્ગના અને અપવાદમાર્ગના જ્ઞાતા નહિ બનેલા સાધુઓને માટે પણ વ્યાખ્યાન કરવાનો નિષેધ કરવામા આવ્યો છે બન્ને માર્ગોનુ જ્ઞાન ન હોય, તો ઉત્સર્ગમાર્ગનુ એવું મડન કરે, કે જેથી શ્રોતાઓને અપવાદ માર્ગ એ જાણે પાપમાર્ગ જ છે-એવો ભાસ ઉત્પન્ન થવા પામે અથવા તો અપવાદમાર્ગનુ એવુ મડન કરે, કે જેથી શ્રોતાઓને ઉત્સર્ગમાર્ગ પ્રત્યે જે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામવી જોઇએ, તે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થવા પામે નહિ અને તેમનુ મન અપ વાદોને સેવવા તરફ લલચાયા કરે વ્યાખ્યાતા જો બન્ને પ્રકારના માર્ગોનો યથાર્થ જ્ઞાતા હોય, તો તેનાથી એવો અનર્થ ઉત્પન્ન થવા પામે નહિ

ઉત્સર્ગમાર્ગ ને અપવાદમાર્ગ કોને કોને કહેવાય ?

ઉત્સર્ગમાર્ગ કોને કહેવાય ? રત્નત્રયીની આરાધનાનો સર્વસામાન્ય જે વિધિમાર્ગ, તેને ઉત્સર્ગમાર્ગ કહેવાય છે ત્યારે અપવાદમાર્ગ કોને કહેવાય છે ? રત્નત્રયીની આરાધનાના સર્વ સામાન્ય વિધિમાર્ગ રૂપ ઉત્સર્ગમાર્ગે ચાલી રહેલા આત્માઓને ખાસ સયોગો ઉપસ્થિત થતા, તેઓ પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થવા પામે નહિ, માર્ગથી ચ્યુત થવા પામે નહિ, એવા પ્રકારે સર્વસામાન્ય વિધિમાર્ગથી અન્યથા અથવા તો તેનાથી તદ્દન ઊલટા પ્રકારની પણ ક્રિયા કરાવીને, તેમને સર્વસામાન્ય વિધિમાર્ગના આરાધક બનાવી રાખવાનો જે માર્ગ, તેને અપવાદમાર્ગ કહેવાય છે આ બન્ને ય માર્ગોમા લક્ષ્ય મોક્ષની સાધના તરફ જ રાખવાનુ છે ઉત્સર્ગમાર્ગના આચરણ દ્વારા

જે લક્ષ્યને સિદ્ધ કરવાની વાત છે, તે જ લક્ષ્યને સિદ્ધ કરવાની વાત અપવાદમાર્ગના આચરણમા પણ રહેલી જ છે એટલે ફરક હૈયામા કે આશયમા પડતો નથી, પણ ફરક માત્ર બાહ્ય ક્રિયામા જ પડે છે જ્યારે એવો જ કોઈ અવસર આવી લાગે, ત્યારે સાધ્યની સાધનાને અગે જ, સર્વસામાન્ય વિધિમાર્ગથી અન્યથા પ્રકારનુ અગર તો તદ્દન ઊલટા પ્રકારનુ પણ આચરણ કરવુ પડે, તો પણ એ આચરણ જો જ્ઞાનીઓએ બતાવેલા અપવાદમાર્ગને અનુરૂપ હોય, તો તેવુ બાહ્ય દૃષ્ટિએ વિરોધી એવુ પણ આચરણ કરવામા વિરાધના નથી, પરન્તુ આરાધના છે આથી તમે સમજી શકયા હશો કે–અપવાદ માર્ગ એ ખાસ સયોગોમા જ અમલમા મૂકવાનો માર્ગ છે, જ્યારે ઉત્સર્ગમાર્ગ એ નિત્ય અમલમા મૂકવાનો માર્ગ છે અપ વાદમાર્ગને આશ્રયીને કરાતા વર્તનને વ્યક્તિની, સયોગોની મર્યાદા છે, માટે એની પ્રરૂપણા સર્વસામાન્ય માર્ગ તરીકે થઈ શકે નહિ અને ઉત્સર્ગમાર્ગની પ્રરૂપણા સર્વસામાન્ય માર્ગ તરીકે થઈ શકે સર્વસામાન્ય માર્ગ તરીકે તો, ઉત્સર્ગમાર્ગની જ પ્રરૂપણા કરવી જોઇએ

## અપવાદમાર્ગ ઉત્સર્ગમાર્ગને જ આભારી છે

અપવાદમાર્ગની ઉત્પત્તિ જ ઉત્સર્ગમાર્ગને આભારી છે ર્ગમાર્ગ ન હોય, તો અપવાદમાર્ગને દર્શાવવાની જરૂર પડે નહિ અથવા તો કહેવું જોઈએ કે–સર્વ જીવો સર્વ કાળે સરખા પ્રકારે આરાધના કરી શકે નહિ. રત્નત્રયીની આરાધના કરનારા જીવો પણ કર્મસહિત તો ખરા ને ? ત્યારે રત્નત્રયીની આરાધના કરતા કોઈકને વિચિત્ર પ્રકારનો કર્મોદય થાય, એમ

પણ બને ને? કોઈની શક્તિ ક્ષીણ થઈ જાય, એમ પણ બને ને? કોઈને માંદગી આવે, એમ પણ બને ને? અથવા કોઈ અસાધારણ પ્રયોગોમાં મૂકાઈ જાય, એમ પણ બને ને? એ બધા વખતે અથવા તો એવા બીજા પણ શક્ય પ્રસંગો પ્રાપ્ત થતાં, ચાલુ વિધિમાર્ગ મુજબ રત્નત્રયીની આરાધનાને ચાલુ રાખી શકાય તેવું ન હોય, તો શું કરવું? આરાધના રત્નત્રયીની જ કરવાની ભાવના છે, પણ ઉત્સર્ગમાર્ગે આરાધના ચાલુ રાખી શકાય તેવી સ્થિતિ નથી, તો કરવું શું? એવા વખતે કેવી કેવી રીતિએ વર્તીને રત્નત્રયીની આરાધનામાં ટકી રહેવું, એને અંગે જે ઉપાયો બતાવવામાં આવ્યા છે, તે અપવાદમાર્ગ છે જે ઉત્સર્ગમાર્ગમાં આવ્યો નથી, તેને તો અપવાદમાર્ગનો ખપ જ ક્યાં પડવાનો છે? એટલે 'અપવાદ માર્ગ એ પણ એક પ્રકારનો મોક્ષમાર્ગ જ છે, માટે આપણે તો એ માર્ગે ચાલીને કલ્યાણ સાધીશું'-આવું જેઓ માને કે બોલે, તેઓ તો માર્ગના રહસ્યને પામેલાઓ જ નથી મોક્ષના અર્થી જીવોની નજર તો, ઉત્સર્ગમાર્ગ તરફ જ હોવી જોઈએ અપવાદમાર્ગ તો, કારણ વિશેષે કોઈ વ્યક્તિ વિશેષને માટે છે કેટલાક અપવાદો એવા ય છે કે-ઘણાઓને રોજ વારંવાર સેવવા પડે, પરન્તુ એવાઓએ પણ પોતાની નજર તો ઉત્સર્ગ સેવન માર્ગના તરફ જ રાખવી જોઈએ

## ઉત્સર્ગમાર્ગની જેમ અપવાદમાર્ગને અનુસરવામાં પણ આગમના કેમ, તેને જણાવતું ઉદાહરણ

**પ્રશ્ન૦** અપવાદમાર્ગમાં ઉત્સર્ગમાર્ગથી તદ્દન ઊલટા પણ હોઈ શકે અને તેમ છતાં તે

તીરનુ કામ કર્યું, પણ તે ઊલટા પ્રકારે સન્યાસિની વ્યભિચારિણી પૂરવાર થઈ હતી, તેથી એ વિષે તો કાંઈ બોલાય તેમ નહોતુ, પણ રાજાએ કહ્યું કે-'જૈન સાધુ કેવા ભૂડા હોય છે, તે હુ તને દેખાડી આપીશ' એ જ વખતે ગજાએ મનમા ગાઠ વાળી કે-'જો તક મળે તો જૈન સાધુની બદમાશ તરીકેની ખ્યાતિ થાય એવું કાવતરૂ ગ્ચવુ'

રાજાએ પોતાના એક અતિ વિશ્વાસપાત્ર માણસને કહી રાખ્યું કે-'કોઈ જૈન સાધુ આપણા નગરમા આવે, તો તેની તપાસ રાખજે અને મને ખબર આપજે'

કેટલાક દિવસો બાદ, કોઈ એક ગીતાર્થ સાધુ વિહાર કરતા કરતા એ નગરે આવ્યા તે સાધુ એકલા જ હતા જે ગીતાર્થ હોય, તે એકલા પણ વિચરી શકે એકલાને મુશ્કેલી તો ખરી જ

પેલા માણસને જૈન સાધુ આવ્યાની ખબર પડી, એટલે રાજાને તેણે ખબર આપી હવે રાજાએ ષડ્યત્ર ગોઠવ્યુ

રાજાએ તેને કહ્યું કે-'નગર બહાર જે કામદેવનુ મન્દિર છે, તેમા પલગ, ગાદી, દારૂ, આરીસો, દીવો અને સૌન્દર્યના અમુક અમુક સાધનો મૂકાવી દે આપણા નગરની વેશ્યાને કહી દે કે-આજની રાત તેણીએ કામદેવના મન્દિરમા રહેવાનું છે અને એની બધી કળા અજમાવવાની છે. આટલી વ્યવસ્થા કરીને તારે જૈન સાધુની પાસે જવું એ સાધુને ગમે તેમ સમજાવીને અગર ગમે તેવું નિમિત્ત શોધી કાઢીને પણ, સન્ધ્યાકાળે એ કામદેવના મન્દિરમા લઇ જવા અને જેવા તે અદર પેસે કે તરત જ મન્દિરનુ બારણું બધ કરી દેવું અને બહાર તાળુ મારી દેવું તાળુ માર્યા પછી, મારી પાસે

આવીને મને ખબર આપવી અને મારા હુકમ સિવાય કોઈ પણ સયોગોમા તારે એ તાળાને ખોલવું નહિ તારે આ બધી વ્યવસ્થા એવી ગુપ્ત રીતિએ કરવી, કે જેથી કોઈને પણ આ વાતની જાણ થવા તો પામે જ નહિ, પણ ગધેય આવે નહિ '

રાજા આ પ્રકારે પોતાના દુ ખના નિવારણનો અને પોતાના કોપને સફલ કરવાનો ઉપાય યોજી રહ્યો છે તમારે આ બાબતને ગભીરતાથી વિચારવાની જરૂર છે ' રાજા ખરાબ કરી રહ્યો છે'—એવું તો તમે ઘણી જ સહેલાઈથી માની લેશો અને બોલી નાખશો, પરન્તુ તમે તમારા સયોગોમા આવા પ્રકારનું કોઈ કૃત્ય, નિર્દોષને દોષિત ઠરાવવાનુ દુષ્કૃત્ય કરો છો કે નહિ અથવા એવું તમે કરો એવા છો કે નહિ—એનો વિચાર તમારે કરવાનો છે

રાજાની આજ્ઞા મુજબ જ એના વિશ્વાસુ માણસે સઘળી વ્યવસ્થા કરી રાજાના અગત ગુપ્તચરો મોટે ભાગે ઘણા કુશળ હોય છે

કામદેવના મન્દિરને તાળુ મારીને તે રાજાની પાસે પહોચ્યો અને કહ્યુ કે—આપની સઘળીય આજ્ઞાનો સર્વ પ્રકારે અમલ કરી દીધો છે એ સાભળતા, રાજાના આનન્દનો અવધિ રહ્યો નહિ રાજાએ રાણીને કહ્યુ કે—' તારો એક જૈન સાધુ નગર બહાર કામદેવના મદિરમા રાત રહ્યો છે સવારે આપણે ત્યા જવાનું છે '

રાણી સમજી ગઈ કે—' દાળમા કાઈક કાળુ છે ' પણ તેણીના હૈયામા જૈન સાધુ વિષે ભારોભાર વિશ્વાસ હતો, એટલે મુંઝાઈ નહિ નહિ મુઝાવા છતા પણ, એને આખી

રાત ચેન પડ્યુ નહિ

ગજાએ પોતાના મત્રીઓને, સામતોને અને નગરજનોને પણ કહેવડાવી દીધુ કે–' સવારે રાજા નગરની બહારના કામ દેવના મન્દિરમા રાત રહેલા જૈન સાધુને જોવાને માટે જવાના છે, માટે સર્વેએ ત્યા સાથે આવવુ '

આટલી વ્યવસ્થા કરીને, રાજાએ એ જ રાણીની સાથે આખી રાત્રિ સુખચેનમા પસાર કરી ગણી જેવી ધર્મશીલ હતી, તેવી જ પતિભક્તા પણ હતી ધર્મની વાત સિવાય, પતિને કોઈ પ્રકારે પ્રતિકૂળ થાય–એવુ વર્તન એ કદી પણ કરતી નહિ રાજાની ધાર્મિક સિવાયની એકે એક ઇચ્છાઓને તે અનુસરતી હતી રાજાના કહ્યા વિના પણ, રાજાના ઇંગિતાકાર માત્રથી તે ગજાના અભિપ્રાયને સમજી જતી અને તેને જ અનુસારે વર્તન કરતી એના હૈયામા પણ રાજા પ્રત્યે દુર્ભાવ નહોતો, પરન્તુ રાજાને મિથ્યા ધર્મની જાળમાથી છોડાવીને, તેને સમ્યગ્ધર્મમા સ્થાપિત કરવાનો ભાવ હતો રાણી આવી રીતિએ એક પરમ પતિભક્તાને શોભે એવા વિનયાચારથી વર્તતી હતી, માટે જ રાજાની પાસે ધર્મની બાબતમા જરા ય નમતુ નહિ મૂકવા છતા પણ, રાણી પોતાના સ્થાનનુ માન જાળવી શકી હતી તેમ જ રાજાના હૈયામા પણ તે પોતાનુ સ્થાન સારી રીતિએ જમાવી ચૂકી હતી એ રાણીને જેમ ધર્મને વળગી રહેતા આવડતુ હતુ, તેમ સુશીલ પત્ની તરીકે કેમ વર્તવુ જોઇએ–એ પણ આવડતુ હતુ સદ્ધર્મના નામે પણ જો બાઈ પત્નીધર્મને ચૂકે, તો એમા એ ધર્મની પ્રભાવના કરનારી બનવાને બદલે, ધર્મની વિરાધના કરનારી બને છે ધર્મશીલ બાઈ તો, પોતાના સર્વ સ્વજનો ઉપર એવી છાપ પાડનારી

હોવી જોઇએ કે-જેમને એનો ધર્મ ન ગમતો હોય, તેમને પણ એ તો ગમતી જ હોય એના ધર્મની અવગણના કરનાર સ્વજનો પણ, એને માટે તો એમ જ કહે કે-' વહુ તો વહુ જ છે ' દરેક સ્ત્રીએ પોતાના પત્નીધર્મને આ રીતિએ અદા કરવાનો પ્રયત્ન કરવો જોઇએ પત્ની બનવુ નહિ ને સસારને તજી દેવો, એ સારૂ છે, પણ પત્ની બનવુ જ પડે તો પત્ની બની જાણવું જોઇએ પત્નીને પત્ની બનતા આવડે, એમા એના ધર્મની પ્રશસા થાય અને પત્નીને પત્ની બનતા આવડે નહિ, એમા એના ધર્મની નિન્દા થાય પરન્તુ ખરી વાત એ છે કે-જે બાઇઓના હૈયે સમજપૂર્વકની ધર્મશીલતા હોય છે, તે વિવેકિની જ હોય છે અને જે વિવેકી હોય, તે અનુચિત વર્તનથી આઘા રહેવાની કાળજી રાખ્યા વિના રહે નહિ વિવેકી જ તે કહેવાય, કે જે ઔચિત્યના આદરવાળો પણ અવશ્ય હોય આ રાણી તો પરમ વિવેકવતી હતી, એટલે ધર્મ સિવાયની બાબતમા તે પોતાના પતિ રાજાને સર્વથા અનુકૂળપણે વર્તતી આથી જ, રાણીના હૈયામા બીલ્કુલ ચેન નહિ હોવા છતા પણ, રાજા એ રાત્રિ એ રાણીની સાથે સુખચેનમા પસાર કરી શક્યો રાણી એટલી ગભીર હતી કે-રાજાને ખબર પણ પડી નહિ કે-રાણીનુ મન બેચેન છે

અહીં રાજા-રાણીની રાત્રિ આ રીતિએ પસાર થઈ, ત્યારે કામદેવના મન્દિરમા રાત્રિ કેવા પ્રકારે પસાર થઈ, તે આપણે જોઇએ આ ઉદાહરણ જે હેતુથી લેવામા આવ્યુ છે, તે હેતુ ત્યા રહેલો છે

રાજાનો માણસ, પેલા ગીતાર્થ સાધુ મહાત્માને કામદેવના મન્દિરમા લઈ જઈને, એકદમ મન્દિરનુ દ્વાર બધ કરી

દઈને ચાલ્યો ગયો.

'આ શું બન્યુ ?'-એવા વિચારમા જ્યા સાધુ મહાત્મા પાછળ જૂએ છે, ત્યા તો વેશ્યા તેમની સામે આવીને ઉભી રહી વેશ્યા એક તો રૂપવતી હતી અને તેમા મોળે શણગારને સજીને કામદેવના સામ્રાજ્યના સામર્થ્યને સ્થાપિત કરવાના કોડવાળી બનેલી હતી વેશ્યાએ તો એના નખરા આદર્યા.

સાધુ મહાત્માએ ચોમેર દૃષ્ટિ ફેરવી લીધી પોતાના સયોગોને પિછાની લીધા ષડ્યત્રના ભેદને એ પામી ગયા આવા વખતે કેમ વર્તવું, એનો એમણે તત્કાળ નિર્ણય કરી લીધો પછી વેશ્યા ઉપર એમણે એવી વેધક દૃષ્ટિ નાખી, કે જે દૃષ્ટિને વેશ્યા ખમી શકી નહિ એ એકદમ પાછી હઠી ગઈ અને થયુ કે—આ સાધુ હમણા જ મને પોતાની દૃષ્ટિથી બાળીને ભસ્મિભૂત કરી દેશે

સાધુ મહાત્માએ પોતાની તીક્ષ્ણ દૃષ્ટિને કાયમ રાખીને વેશ્યાને કહ્યુ કે-'તારે જે કરવું હોય તે કરજે, પણ મારાથી ત્રણ હાથ આઘી રહીને કરજે જો તૂ મારી પાસે ત્રણ હાથથી વધુ નજદિક આવી, તો તને જ ભારે પડી જશે '

વેશ્યા તો ડઘાઈ જ ગઈ હતી એના બધા મનોરથો કકડભૂસ થઈ ગયા હતા રાજાની આજ્ઞા હતી એટલે તેણીને રાત ત્યા રહ્યા સિવાય ઉપાય નહોતો તેમ ભાગી છૂટવાનો પણ કોઈ માર્ગ નહોતો, બાકી તો, એ વેશ્યા ત્યા એક ક્ષણને માટે ય ઉભી રહે નહિ, એવી તે ગભરાઈ ગઈ હતી, આથી તે એક ખુણામા લપાઈ ગઈ

વિચાર કરો કે—એ સાધુ મહાત્માએ વેશ્યાને કેવી દૃષ્ટિથી જોઈ હશે ? અવસરે બ્રહ્મચર્યનું રક્ષણ આમ થાય

સાધુ મહાત્માનો પોતાની આંખ ઉપર કેટલો ગજબનો કાબૂ? એ કાબૂ એમ ને એમ આવ્યો હશે? વિષયો પ્રત્યે એમણે કેટલો રોષ કેળવ્યો હશે? બહાર એ પોતાની આંખને કેટલી બધી કાબૂમાં રાખીને ફરતા હશે? મન ઉપર કાબૂ બન્યો રહે, એ માટે આંખ ઉપર કાબૂ જરૂરી છે જેની આંખ કાબૂ બહાર જાય, તેના મનને બગડતા વાર લાગે નહિ

વેશ્યા તો એક ખૂણામાં લપાઈ ગઈ પછી સાધુ મહાત્માએ ત્યાં જે દીપક હતો, તેનો ઉપયોગ કર્યો આ અપવાદમાર્ગનું આલંબન છે અગ્નિના સ્પર્શ માત્રનો પણ મનથી, વચનથી અને કાયાથી, કરવા રૂપે પણ ત્યાગ કરી ચૂકેલા, કરાવવા રૂપે પણ ત્યાગ કરી ચૂકેલા અને કરનાર-કરાવનારને સારા માનવા રૂપે પણ ત્યાગ કરી ચૂકેલા-અગ્નિના સ્પર્શના પણ ત્યાગની આવી ભીષણ પ્રતિજ્ઞાવાળા એ સાધુ મહાત્માએ દીપકને અડીને, પોતે ધારણ કરેલા વસ્ત્રોને એક પછી એક એમ સળગાવવા માંડ્યા

અગ્નિને સ્પર્શ્યા અને સળગાવે છે શાને? સંયમના ઉપકરણોને! સાધુથી અગ્નિને સ્પર્શાય? સામાન્ય રીતિએ એમ જ કહેવાય કે-'સાધુથી અગ્નિને સ્પર્શાય જ નહિ' અને એ સાધુ મહાત્મા અગ્નિને સ્પર્શીને પણ સળગાવી મૂકે છે શાને? સંયમના ઉપકરણોને! સંયમના ઉપકરણોનાં સન્માન કરાય કે સંયમના ઉપકરણોને સળગાવી મૂકાય? સંયમીની વાત તો દૂર રહી, પણ જે સંયમી નથી, તેણે ય સંયમના ઉપકરણોનું સન્માન જ કરવું જોઈએ સામાન્ય સંયોગોમાં સંયમના ઉપકરણોનું અબહુમાન પણ હાનિ કરે છે, તો સંયમના ઉપકરણોને સળગાવી મૂકવાની વાતમાં તો કહેવાનું જ શું

હોઈ શકે ?

તમને અપવાદમાર્ગનો ખ્યાલ આપવાને માટે આ વાત થાય છે અપવાદમાર્ગે ચાલવા છતા, ઉત્સૂત્રમાર્ગથી તદ્દન ઊલટા પ્રકારની ક્રિયા કરવા છતા પણ, આરાધના જ થાય અને વિરાધના ન થાય, એ કથનને સમજાવવાને માટે આ વાત છે અપવાદને અસ્થાને અગર તો ખોટી રીતિએ સેવે, તેની આ વાત નથી અપવાદના સ્થાને જ અપવાદને સુયોગ્ય રીતિએ સેવે, તેની આ વાત છે

પેલા સાધુ મહાત્માએ તો એક માત્ર લંગોટી લગાવી દીધી અને બાવાઓના દંડ જેવો દંડ બનાવી લીધો એ સિવાયના સઘળા ય સંયમના ઉપકરણોને સળગાવી મૂક્યા એને સળગાવી મૂકીને, એની જે રાખ પડી, તે રાખને પાછી પોતાના આખા ય શરીરે ચોળ્યા કરી

આવા પ્રસગને વર્ણવવાનુ કે વાચવાનુ જો ઉત્સર્ગમાર્ગની સાથે અપવાદમાર્ગને નહિ જાણનારાના હાથમા આવી જાય, તો એ કરે શુ ? મહા આરાધક એવા એ સાધુ મહાત્માને, એ તો મહા વિરાધક જ માને અને કહે ને ? કેવળ વ્યવહાર નયને વળગનારા અને નિશ્ચય નયને નહિ જાણનારા, નહિ માનનારા ક્રિયાજડો આવા પ્રસગે થાપ જ ખાઈ જાય એટલે વ્યાખ્યાનનો અધિકાર ઉત્સર્ગમાર્ગ તથા અપવાદમાર્ગ–ઉભય માર્ગોના જાણકાર ગીતાર્થોને અપાયો છે, તે યોગ્ય છે ને ?

વ્યવહારમા તો તમને આવી વાતો ઝટ સમજાય છે. તમને શકટાલ મત્રીના પ્રસગની તો ખબર હશે શ્રીયક, એ શકટાલ મત્રીનો પિતૃભક્ત પુત્ર હતો અને એ જ શ્રીયકે ભર સભામા, રાજાની હાજરીમા, એના પિતાનુ માથુ ધડથી જુદુ

કરી નાખ્યું હતું કેમ ? પિતાની એવી જ આજ્ઞા હતી એમા જ, પિતાની આબરૂનું રક્ષણ હતું એમા જ, કુટુબની સલામતી હતી શ્રીયક જો એમ કરે નહિ, તો આખા કુટુબને માથે સર્વનાશ ઉતરે તેવો હતો અને એના પિતાની ભારે બદબોઈ થાય તેવું હતું વાત ખોટી હતી, રાજાની ગેરસમજ જ હતી, પણ પરિણામ તો એવુ જ આવે એમ હતું, માટે પિતાએ ઘણું સમજાવીને શ્રીયકને આજ્ઞા કરી હતી અને શ્રીયકે ભરસભામા તેના પિતાના ધડને ને માથાને પોતાની તલવારના ઝાટકાથી જુદા કરી નાખ્યા હતા આવું ઘોર કર્મ કરનારને પિતૃભક્ત કહેવાય ? તમે ‘હા’ જ કહેવાના

આવી જ રીતિએ, યથાયોગ્ય સ્થાને અને યથાયોગ્ય રીતિએ અપવાદમાર્ગનું આલમ્બન ગ્રહણ કરનારને પણ આરાધક જ કહેવાય એવા પ્રસગોમા માત્ર બાહ્ય ક્રિયાને ન જોવાય, પરન્તુ બાહ્ય ક્રિયાના વિપરીતપણાની ઉપેક્ષા કરીને, આન્તરિક પરિણામો તરફ લક્ષ્ય અપાય આપણે ત્યા જે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવને જોવાનું વિધાન છે, તેને આવી રીતિએ અનુસરવાનું છે મોક્ષમાર્ગની આરાધનાને અને પ્રભાવનાને બાધ ન પહોચે, વિપરીત સયોગોની વચ્ચે પણ મોક્ષમાર્ગની આરાધનાને અને પ્રભાવનાને ચાલુ રાખી શકાય, એ માટે જ, અપવાદ માર્ગનું પણ ઉત્સર્ગમાર્ગની જેમ વિધાન કરવામા આવ્યુ છે

પેલા સાધુ મહાત્મા ય આખી રાત જાગતા રહ્યા અને વેશ્યા પણ આખી રાત જાગતી રહી સાધુ મહાત્માએ વેશ્યાની સામે ફરીથી જોયુ પણ નહિ અને વેશ્યા તો સુખ્તવે સાધુ મહાત્માને જ જોતી રહી, કારણ કે—સાધુ મહાત્માના હૈયામા કશો જ ડર હતો નહિ, પણ વેશ્યાના હૈયામા ડર જરૂર હતો

એમ રાત્રિ પસાર થઈ ગઈ અને સવાર થઈ રાજા રાણીને લઈને પ્રધાનો, સામંતો અને નગરજનોની સાથે કામદેવના મંદિરની પાસે આવ્યો સૌને તેણે કહ્યું કે-'જૈન સાધુ કેવા બદમાશ હોય છે, તે જૂઓ '

આમ કહીને, તેણે કામદેવના મંદિરનું દ્વાર ખોલાવ્યું જેવું દ્વાર ખૂલ્યું કે તત્ત જ ' અહીલેક' કરતો બાવો બહાર આવ્યો સૌએ જોયું કે-આ જૈન સાધુ નથી, પણ બાવો છે

રાજા તો દિઙ્મૂઢ બની ગયો એણે અંદર તપાસ કરાવી તો વેશ્યા સિવાય કોઈ ત્યાં હતું નહિ રાણીએ કહ્યું કે-'મહારાજ ! આપ કહેતા હતા ને કે જૈન સાધુ છે? જૈન સાધુ, તમે ધારો છો એવા હોય જ નહિ '

રાજા કાંઈ બોલ્યો નહિ. રાજભવને આવીને રાજાએ પોતા ગુપ્તચરને બોલાવ્યો. તેને પૂછીને ખાત્રી કરી કે-જૈન સાધુને લઈ જવામાં તો કોઈ ભૂલ થવા પામી હતી જ નહિ. પછી રાજાએ વેશ્યાને બોલાવીને રાત્રિનો વૃત્તાન્ત પૂછી જોયો. વેશ્યાએ જે બન્યું હતું તે જ યથાર્થપણે કહ્યું અને એથી રાજાના હૈયામાં, રાજાની સારી ભવિતવ્યતાના યોગે, પશ્ચાત્તાપનો ભાવ જન્મ્યો. એમાંથી, તે રાજા તેની રાણીના પ્રયત્નથી મિથ્યા ધર્મનો ત્યાગી અને સદ્ધર્મનો રાગી બન્યો.

હવે તમે એ બાબતનો વિચાર કરો કે-એ સાધુ મહાત્માએ રાતના અગ્નિને સ્પર્શવામાં અને સયમોપકરણોને સળગાવી મૂકવામાં તેમ જ સાધુને બદલે બાવા તરીકે બહાર થવામાં, ધર્મને મૂક્યો ગણાય કે ધર્મને રાખ્યો ગણાય? એમણે માર્ગની વિરાધના નથી કરી, પણ માર્ગની આરાધના કરી છે એવી આરાધના કરી છે કે-એ માર્ગમાં રહ્યા અને

પોતાની બદનામીના ભોગે માર્ગની થનારી બદનામીને બરબાદ કરી નાખી

અપવાદમાર્ગની ક્રિયા પ્રત્યે અણગમો હોય

ઉત્સર્ગમાર્ગ આરાધનાને માટે છે અને અપવાદમાર્ગ આરાધનાની રક્ષાને માટે છે રત્નત્રયીને આરાધનારને, રત્નત્રયીની આરાધનાની અભિલાષાવાળાને, ક્રિયા તરીકે ક્રિયા તો ઉત્સર્ગમાર્ગની જ ગમે એની રૂચિ ઉત્સર્ગમાર્ગની ક્રિયામા હોય, જ્યારે અપવાદમાર્ગની ક્રિયામા તો એની અરૂચિ હોય અપવાદમાર્ગની ક્રિયાથી કયારે છૂટાય-એવું દિલ થયા કરે અને ઉત્સર્ગમાર્ગની ક્રિયા કયારે થાય-એવું દિલ થયા કરે. ઉત્સર્ગમાર્ગની ક્રિયા હિંસાદિકથી રહિત હોય અને અપવાદમાર્ગની ક્રિયા હિંસાદિકથી સહિત હોય, તેમ છતા પણ ઉત્સર્ગમાર્ગની ક્રિયા કરનારના હૈયામા જેવો અહિંસાનો પરિણામ હોય, તેવો જ અહિંસાનો પરિણામ અપવાદમાર્ગની ક્રિયા કરનારના હૈયામા પણ હોય કદાચ અપવાદમાર્ગની ક્રિયા [illegible] અહિંસાનો પરિણામ વધારે જોરદાર બને, એમ પણ [illegible] કારણ કે-લક્ષ્ય અહિંસા તરફ છે અને આ [illegible] પણ જે ક્રિયા કરવી પડે છે, તેના પ્રત્યે અણગમો છે, [illegible] હોવાના કારણે, અપવાદમાર્ગને આચરનારા, [illegible] યથાયોગ્ય પ્રકારે અપવાદમાર્ગને આચરનારા, [illegible] આચરનારાની જેમ જ ભગવાનની આજ્ઞાના આરાધક છે, [illegible] ભગવાનની આજ્ઞાના વિરાધક નથી

અપવાદો માટે છે

સર્વસામાન્ય [illegible]

નહિ અને પરિણામમાં પલટો પણ આવવા દે નહિ ગમે તેવી સ્થિતિમાં પરિણામને નહિ પલટાવા દેવાને શક્તિમાન, અપવાદનો આશ્રય ન લે, તો તેમાં તેની પ્રશંસા થાય, જ્યારે ખમી શકવાને અશક્ત અને એવી પરિણામોને ટકાવી શકવાની શક્તિ વગરનો, જો ઉત્સર્ગમાર્ગને જ વળગી રહે તો દુર્ધ્યાનમાં મરે તથા માર્ગને ચૂકે એવો, જો અપવાદનો યથાયોગ્ય રીતિએ આશ્રય લઈને પણ પોતાના ચારિત્રના-રત્નત્રયીની આરાધનાના પરિણામોને ટકાવી લે અને પુન ઉત્સર્ગમાર્ગે આવી જાય, તો તેમાં તેની પ્રશંસા થાય એટલા માટે તો, અપવાદને આચર્યા વિના જ ઉત્સર્ગમાર્ગમાં સુસ્થિર રહેવાને સમર્થ એવા આત્માઓ પણ, પાસે રહીને બીજા તેવા અસમર્થ આત્માઓને અપવાદ સેવડાવે અને તેની એ પ્રકારે રક્ષા કરી લે તેઓ, અપવાદમાર્ગનો યથાયોગ્ય રીતિએ અને યથાયોગ્ય સ્થાને આશ્રય લેનારાઓને નિન્દે નહિ, પરન્તુ 'આ રીતિએ પણ તેઓ માર્ગસ્થ બન્યા રહેવાની કેવી કાળજીવાળા છે ?'–એમ વિચારે અપવાદમાર્ગને સેવનાર, ઉત્સર્ગમાર્ગના સેવનમાં સત્ત્વ બતાવનારાઓની પ્રશંસા કરે આ બેનો મેળ આવેલો હોય અપવાદમાર્ગના અભાવે તો, ઉત્સર્ગમાર્ગને આચરનારાઓનો પણ અભાવ થઈ જવા પામે. આથી, શ્રી જૈન શાસન, આ શ્રી ભગવતીજી સૂત્ર ઉત્સર્ગમાર્ગના વાદનો અને અપવાદમાર્ગના વાદનો ઘોષ કર્યા કરે છે.

યશ રૂપ પટહ

આ શ્રી ભગવતીજી સૂત્રની જયકુંજરની સાથે સરખા મણી કરી રહેલા ટીકાકાર મહર્ષિ, વીસમા વિશેષણ રૂપે ફર માવે છે કે–

'यशःपटहपटुप्रतिरवापूर्णदिक्चक्रवालस्य।"

એટલે કે–જયકુંજરની આગળ જેમ ઢોલનો ધ્વનિ થતો હોય છે અને એનો પડઘો ચોમેર–ચોમેર નહિ પણ સઘળી ય દિશાઓમા પ્રસરતો હોય છે, તેમ આ શ્રી ભગ વતીજી સૂત્રનો યશ રૂપી પટહ એવો પટુ છે કે–એમાથી જે પ્રતિરવ ઉત્પન્ન થાય છે, તે પ્રતિરવ દિક્ચક્રવાલને પૂર નારો બને છે જયકુંજરનો જ્યારે જય સાધવાને માટે ઉપ- યોગ કરવાનો હોય છે, ત્યારે તો ખાસ કરીને તેની આગળ ઢોલ વગાડવામા આવે છે એ ઢોલનો ધ્વનિ જયકુંજરને ઉત્તેજિત બનાવે છે અને જયકુંજર ઉત્તેજિત બનીને એવું કાર્ય કરે છે, કે જેથી એનો યશોવાદ દુશ્મનોમા પણ ગવાય છે આ શ્રી ભગવતીજી સૂત્રના યશ માટે તો, આપણે પહેલા વાત કરી ગયા છીએ આ સૂત્રનુ નામ તો 'विआहपन्नत्ति' છે, પરન્તુ આના પૂજ્યત્વનો પ્રકર્ષ એવો છે કે–એને લઇને આ સૂત્ર મુખ્યત્વે શ્રી ભગવતીજી સૂત્ર તરીકે ઓળખાય

છે આ શ્રી ભગવતીજી સૂત્રના આરાધકની ત્રણ ભવમા મુક્તિ થાય છે–એમ જે કહેવાય છે, તે પણ આ શ્રી ભગવતીજી સૂત્રની એક પ્રકારની યશસ્વીતા જ છે, એમ કહેવું જોઇએ

## ૨૩–અંકુશ તરીકે સ્યાદ્વાદ :

**સ્યાદ્વાદ રૂપ અકુશ**

એકવીસમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–

"स्याद्वादविशदाङ्कुशवशीकृतस्य।"

એટલે કે–જયકુંજર જેમ મોટા અકુશથી વશ કરાએલો હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ, સ્યાદ્વાદ રૂપ જે વિશદ અકુશ, તેનાથી વશીકૃત કરાએલ છે

**સ્યાદ્વાદનો પ્રતાપ**

સ્યાદ્વાદ એટલે શું ? જો તમને ટૂકમા અને સ્થૂલ રીતિએ સ્યાદ્વાદને સમજાવવો હોય, તો એમ કહી શકાય કે–કોઇ પણ નાના કે મોટા, નિરૂપણના વાકયમાથી 'જ'કારને કાઢવો અને તેને સ્થાને 'પણ'ને સ્થાપવો, તેનુ નામ સ્યાદ્વાદ છે स्याद् अस्ति અને स्यान् नास्ति વિગેરે પદ્ધતિએ તમે સ્યાદ્વાદને નહિ સમજી શકો, કેમ કે–તમે તેવા ભણેલા નથી ઉપકારી મહાપુરૂષોએ स्यात् પદ, એ નિરૂપણ માત્રમા કેટલુ બધુ આવશ્યક છે અને स्याद् પદને પ્રત્યક્ષપણે કે

પરોક્ષપણે પણ સગૃહીત કર્યા વિનાના નિરૂપણમા કેવી એક દેશીયતા આવી જાય છે તેમ જ સ્યાત્ પદને બદલે પદ પદને વળગી પડવાથી કેવા અસત્યવાદી અને અનર્થકારી બની જવાય છે, એના સબધમા ઘણું વિવેચન કરેલુ છે સ્યાદ્વાદના પ્રતાપે જ, શ્રી જૈન શાસન પોતાના જ્ઞાનવાદને અને ચરણવાદને, દ્રવ્યવાદને અને પર્યાયવાદને, નિશ્ચયવાદને અને વ્યવહારવાદને એકાન્તે સત્યવાદ તરીકે જાહેર કરી શકે છે, અને સ્યાદ્વાદના પ્રતાપે જ શ્રી જૈન શાસન અન્ય સર્વ દર્શન વાદોને યથાર્થ રીતિએ મિથ્યા વાદો તરીકે જાહેર કરી શકે છે આ રીતિએ પોતાને સત્યવાદી કહેવામા પોતાના પ્રત્યેનો રાગ કામ કરતો નથી, તેમ અન્ય સર્વેને મિથ્યાવાદી કહેવામા તેમના પ્રત્યેનો દ્વેષ કામ કરતો નથી, પરન્તુ રાગ અને દ્વેષથી પર બનીને, કેવળ વ્યાજબીપણા અને ગેરવ્યાજબીપણાને લક્ષ્યમા રાખીને જ, શ્રી જૈન શાસન પોતાને સત્યવાદી કહે છે અને અન્ય સવ દર્શનવાદોને મિથ્યાવાદી કહે છે આ વાત તમને ટૂકમા સમજાવી શકાય, એ માટે કહ્યું કે–વાક્યમાથી 'જ'કારને કાઢવો અને તેની જગ્યાએ 'પણ'ને સ્થાપવો, તેનુ નામ સ્યાદ્વાદ છે આ સ્યાદ્વાદમા અમોઘ શક્તિ રહેલી છે

## સ્યાદ્વાદની સમજ

એક બહુ જ સામાન્ય ઉદાહરણ લો કોઈ કહે કે–'આ મારા બાપ જ છે' બાપને ઉદ્દેશીને કહેનારે આ વાત કહી હોય, તો પણ આ વાત જેમ સાચી છે, તેમ ખોટી પણ છે. જો આ વાત સાપેક્ષપણે કહી હોય, તો સાચી છે અને

જૈન શાસનમા એવો કોઈ રસ હોઇ કે સભરી શકે નહિ

અંકુશની ઉપમા યોગ્ય જ છે

સ્યાદ્વાદને જે અકુશની ઉપમા આપવામા આવી છે, તે યોગ્ય જ છે વચન ઉપર સ્યાદ્વાદનો અકુશ આવશ્યક છે જે વચન ઉપર સ્યાદ્વાદનો અકુશ છે, તે જ વચન વસ્તુત સાચુ વચન છે આ શ્રી ભગવતીજી સૂત્રમા જેમ જ્ઞાનનયથી વર્ણન છે, તેમ ચરણનયથી પણ વર્ણન છે; જેમ દ્રવ્યાસ્તિક નયથી વર્ણન છે, તેમ પર્યાયાસ્તિકનયથી પણ વર્ણન છે, અને જેમ નિશ્ચયનયથી વર્ણન છે, તેમ વ્યવહારનયથી પણ વર્ણન છે એ દરેક વર્ણનો આચા એટલા જ માટે છે કે–એ બધા ય ઉપર સ્યાદ્વાદ રૂપ અકુશ છે આપણે તો, એ નયોની વાતને પરસ્પરની અપેક્ષાએ જ વિચારી છે પરસ્પર કેવી અપેક્ષા રહેલી છે, તેનુ તેના તેના પ્રસગે સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે એ સ્પષ્ટીકરણ સ્યાદ્વાદ રૂપ અકુશને જ આભારી છે જૈન શાસ્ત્રોનુ એકે એક વાકય સ્યાદ્વાદ રૂપી અકુશથી યુક્ત છે અને એથી શ્રી જૈન શાસ્ત્રોના એક પણ વાકયને મિથ્યાત્વી તરીકે તે જ વર્ણવી શકે, કે જેની બુદ્ધિ મિથ્યાત્વથી ભ્રમિત થવા પામી હોય પ્રત્યક્ષપણે સ્યાત્ પદ હોય અગર ન પણ હોય, તો પણ સ્યાદ્વાદીનુ વચન સ્યાત્ પદથી લાછિત જ છે–એમ સમજવું જોઇએ એ વાત સાચી છે કે–મિથ્યાદષ્ટિ જીવ આ સ્વરૂપે સમ્યક એવા શ્રુતના કથનને પણ, મિથ્યા શ્રુત રૂપે ગ્રહણ કરનારો બને, પણ એટલા માત્રથી જ આ શ્રુતને મિથ્યાત્વી કહી શકાય નહિ, કારણ કે–મિથ્યાદષ્ટિ જીવ સમ્યક્ શ્રુતને મિથ્યા રૂપે ગ્રહણ કરે, એમા દોષ સમ્યક્

શ્રુતના કહેનારનો નથી, પણ તેને મિથ્યા રૂપે ગ્રહણ કરનારના મિથ્યાત્વનો દોષ છે એટલા માટે તો, આગળના વિશેષણમા એ વાત પણ આવવાની છે કે–આ શ્રી ભગવતીજી સૂત્ર મિથ્યાત્વાદિ રિપુઓના દલનને માટે નિયુક્ત કરાએલુ છે જો આ સૂત્ર જ મિથ્યાત્વી વાક્યોથી ભરેલુ હોય, તો એ મિથ્યાત્વનુ દલન કરે કે મિથ્યાત્વને વધારી મૂકે ? તાત્પર્યાર્થ એ છે કે–સ્યાદ્વાદ રૂપ અકુશ વિનાના વાક્યો મિથ્યાત્વી છે, પણ સ્યાદ્વાદ રૂપ અકુશવાળા વાક્યો મિથ્યાત્વી નથી

નિત્યાનિત્યત્વ

આ વિશેષણ એમ પણ સૂચવે છે કે–સ્યાદ્વાદની દૃષ્ટિને લક્ષ્યમા રાખીને જ શ્રી ભગવતીજી સૂત્રને ભણવું, ભણાવવું, વાચવું, વચાવવું, સાભળવું ને સભળાવવું અનેકાન્ત દૃષ્ટિથી જ વસ્તુનુ યથાર્થ જ્ઞાન થાય છે આ શ્રી ભગવતીજી સૂત્રને પણ જો એકાન્ત દૃષ્ટિથી જ વાચવામા આવે, તો સદુપયોગથી સિદ્ધિગતિને પમાડે એવું પણ આ સૂત્ર, દુરૂપયોગથી દુર્ગતિમા ઘસડી જાય આથી જ, શાસ્ત્રકારો કહે છે કે–શ્રી દ્વાદશાગીની આરાધના કરીને અનન્તા તર્યા અને વિરાધના કરીને અનન્તા મર્યા જો સ્યાદ્વાદ આવડતો હોય, સ્યાદ્વાદના અકુશનો ખ્યાલ રહે, તો તો આ શ્રી ભગવતીજી રૂપી હસ્તિ મુક્તિમા વસતિ કરી આપે છે આત્માના નિત્યત્વ ધર્મનું જ્યારે વર્ણન ચાલે, ત્યારે તેને અનુકૂળ વાતો આવે અને આત્માના અનિત્યત્વ ધર્મનું જ્યારે વર્ણન ચાલે, ત્યારે તેને અનુકૂળ વાતો આવે એ બન્ને પ્રકારની વાતોને સ્યાદ્વાદથી જ સગત કરી શકાય અન ઠરાવી શકાય આત્મા દ્રવ્ય સ્વરૂપે

છે અને પર્યાયસ્વરૂપે અનિત્ય પણ છે, એટલે કથચિત્ નિત્ય, કથચિત્ અનિત્ય, એમ સમજવું જોઇએ બીજા દર્શનોમા આ વસ્તુઓની મોટી ખામી છે નિત્ય કહે એટલે 'સર્વથા નિત્ય જ છે અને કોઈ પણ પ્રકારે અનિત્ય છે જ નહિ'– એમ કહે અને અનિત્ય કહે એટલે 'સર્વથા અનિત્ય જ છે અને કોઈ પણ પ્રકારે નિત્ય નથી જ'–એમ કહે, એવી સ્થિતિ ઇતર સર્વ દર્શનોની છે આપણે કહીએ કે–આત્મા સર્વ કાળે કાયમનો કાયમ રહે છે, માટે નિત્ય પણ ખરો અને આત્મા શરીરાદિની લે–મૂક કર્યા કરે છે એ અપેક્ષાએ આત્મા અનિત્ય પણ ખરો પર્યાયી કાયમનો કાયમ રહે છે, માટે નિત્યત્વ કહેવાય અને પર્યાયીના પર્યાયો બદલાયા કરે છે, માટે અનિત્યત્વ કહેવાય સ્યાદ્વાદને અવલબીને જ આ વાત કહી શકાય નિત્ય કહીએ ત્યારે ય સાચા અને અનિત્ય કહીએ ત્યારે ય સાચા, સ્યાદ્વાદથી જ ટગય

## ૨૪–હેતુઓ રૂપી શસ્ત્રો

હેતુઓ રૂપ શસ્ત્રોથી સહિત

હવે બાવીસમુ વિશેષણ બાવીસમા વિશેષણ તરીકે ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–

" विविधहेतुहेतिसमूहसमन्वितस्य । "

એટલે કે–જયકુંજર હાથી જેમ વિવિધ હેતુવાળા શસ્ત્ર સમૂહથી સમન્વિત હોય છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્ર પણ વિવિધ હેતુઓ રૂપ જે શસ્ત્રો, તેના સમૂહથી સમન્વિત છે

હાથીને જ્યારે યુદ્ધમાં મોકલવાને માટે અથવા તો કહો કે યુદ્ધમાં લઈ જવાને માટે તૈયાર કરવામાં આવે છે, ત્યારે તેના ઉપરની અબાડીમાં અને તેના ઉપર નખાતા અખ્તરના ભાગમાં શસ્ત્રો મૂકવામાં આવે છે એ શસ્ત્રો વિવિધ હેતુઓવાળા હોય છે પોતાનું રક્ષણ કરવાના હેતુથી રખાએલા શસ્ત્રો જુદા હોય છે અને દુશ્મનને મારવાના હેતુથી રખાએલા શસ્ત્રો જુદા હોય છે દુશ્મનને મારવાના શસ્ત્રોમાં પણ, એવા પણ શસ્ત્રો હોય છે કે જે શસ્ત્રોને ફેંકીને દુશ્મનને મરાય અને એવા પણ શસ્ત્રો હોય છે કે જે શસ્ત્રોને પોતાના હાથમાં રાખીને જ દુશ્મનને મરાય રક્ષક શસ્ત્રોમાં પણ એવા બે પ્રકારના શસ્ત્રો હોય છે દુશ્મનના આવી રહેલા શસ્ત્રને અધવચ્ચે જ અટકાવી દે તેવા શસ્ત્રો પણ હોય છે અને માત્ર પોતાની પાસે જ રાખીને રક્ષામાં ઉપયોગી બનાવી શકાય તેવા શસ્ત્રો પણ હોય છે આમ જયકુંજર વિવિધ હેતુઓ વાળા જે શસ્ત્રો, તેના સમૂહથી સમન્વિત હોય છે એ જ રીતિએ, આ શ્રી ભગવતીજી સૂત્ર પણ વિવિધ હેતુઓ રૂપ જે શસ્ત્રો, તેના સમૂહથી સમન્વિત છે આ શ્રી ભગવતીજી સૂત્રમાં, એકની એક વાતનું પણ, અનેકવિધ અનેક હેતુઓથી ખંડન અગર સમર્થન કરવામાં આવેલું છે

હેતુઓને શસ્ત્રોની ઉપમા વ્યાજબી છે.

ટીકાકાર મહર્ષિએ હેતુઓને [illegible] ગણાવ્યા

છે, તેનું કારણ શું ? શસ્ત્રોનું કાર્ય શું ? શસ્ત્રનું કાર્ય મારણ અને વારણ કરવાનું છે. શસ્ત્રનું કાર્ય ઘા મારવાનું છે અને આવતા ઘાને વારવાનું, અટકાવવાનું, નિષ્ફલ બનાવવાનું છે. હેતુઓ પણ એવી જ રીતિએ કાર્યસાધક બને છે શાસ્ત્રે એક વાત કહી વાદી એ વાતમા આપત્તિ લાવીને મૂકે એ વખતે શાસ્ત્ર બે પ્રકારના હેતુઓ આપે એક તો વાદીની વાતને નિષ્ફલ, નિર્બલ બનાવી દેનારા હેતુઓ આપે અને બીજા પોતે જે વાત કહી છે તે વ્યાજબી જ છે–એવું સાબીત કરનારા હેતુઓ આપે વાદમાં માત્ર પોતાની વાતને જ વ્યાજબી ઠરાવ્યા કરવાથી કામ ચાલે નહિ સામાની વાતને ગેરવ્યાજબી પણ ઠરાવવી પડે માત્ર પોતાની વાતને ગાયા કરે, એમા વાદીને નિરુત્તર કર્યો કહેવાય નહિ વાદીની વાતને ખોટી ઠરાવવાપૂર્વક પોતાની વાતને સાચી ઠરાવાય, તો તે વ્યાજબી ગણાય વાદનો પ્રસંગ તો, આ રીતિએ હેતુઓ માગે જ, પણ તત્ત્વસ્વરૂપનું પ્રતિપાદન, માર્ગનું નિરૂપણ પણ હેતુઓ માગે અમુક અમુક હેતુઓથી, આ આમ છે–એમ કહેવું પડે અને જો આમ માનવામા ન આવે તો શુ નુકશાન થાય, એ પણ હેતુઓ આપીને સમજાવવું પડે ખંડન કરવામા પણ હેતુઓ જોઈએ અને મંડન કરવામા પણ હેતુઓ જોઈએ સાચી વાતને સાચી તરીકે અને ખોટી વાતને ખોટી તરીકે સાબીત કરવાનુ કોઈ સાધન હોય, તો તે હેતુઓ છે, માટે એને શસ્ત્રોની જે ઉપમા અપાઈ છે, તે વ્યાજબી ઠરે છે. સાચી વાતને ખોટી તરીકે સાબીત કરવાને અને ખોટી વાતને સાચી તરીકે સાબીત કરવાને મથનારાઓ પણ, હેતુઓ રૂપ શસ્ત્રોનો ઉપયોગ કરે છે શસ્ત્ર તો એવી

ચીજ છે કે-વાપરતા આવડે તો શસ્ત્રવાળો પોતાનુ રક્ષણ કરી શકે અને દુશ્મનને મારી શકે, જ્યારે વાપરતા ન આવડે તો એ જ શસ્ત્રથી પોતે મરે ને દુશ્મન ફાવે શસ્ત્રનો દુરૂપયોગ પણ થાય અને સદુપયોગ પણ થાય, તેમ હેતુઓ આપવાની આવડત તારેય ખરી અને મારેય ખરી શ્રી ભગવતીજી સૂત્રમા જે હેતુઓ આપવામા આવ્યા છે, તે સત્ય તત્ત્વસ્વરૂપને, સાચા માર્ગને બતાવવાને માટે આપવામા આવ્યા છે

હેતુઓ આપીને ક્રમશ ચઢીયાતો ઉપકાર સાધી શકાય

આ ઉપરથી એ વાત પણ ધ્યાનમા રાખવાની છે કે-માણસે પોતાની વાત, પોતાની વાત એટલે ભગવાને કહેલી પણ પોતાના મુખે કહેવાતી વાત, જ્યા સુધી બની શકે ત્યા સુધી, હેતુઓ આપવા પૂર્વક કહેવી જોઈએ જેમ કે-'સસાર અસાર છે'-એમ કહીને, માત્ર એટલુ જ કહેવાય કે-ભગવાને સસારને અસાર કહ્યો છે, માટે સસાર અસાર છે, તો એ કહેવુ સાચુ છે, છતા પણ એમ કરવુ એ ધર્મોપદેશકને માટે યોગ્ય નથી ધર્મોપદેશકે આ સસારના સ્વરૂપને એવી રીતિએ વર્ણવવુ જોઈએ, કે જેથી શ્રોતાઓને લાગે કે-ખરેખર સસાર અસાર છે એમ હેતુઓ આપીને 'સસાર અસાર છે' એવુ સમજાવવામા આવે, તો એથી સાભળનારના હૈયામા ભગવાન પ્રત્યે બહુમાન પેદા થાય છે અથવા તો ભગવાન પ્રત્યેનું બહુમાન વધવા પામે છે સાભળનારને એમ થાય કે-'ભગવાને જે કહ્યુ છે તે સાચુ જ કહ્યું છે' આ જાતિનો વિશ્વાસ જન્મે, એટલે '

## ૨૫–શત્રુસૈન્યના નાશ માટે નિયુક્ત

<u>શત્રુસૈન્યના નાશને માટે નિયુક્તિ</u>

જયકુંજરની સાથે સરખામણી કરીને, શ્રી ભગવતીજી સૂત્રની વિગતોનો તથા વિશેષતાઓનો, પોતાની શાસ્રપ્રસ્તાવનામાં ખ્યાલ આપી રહેલા ટીકાકાર મહર્ષિ આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજા, તેવીસમા વિશેષણ તરીકે ફરમાવે છે કે–

" मिथ्यात्वाऽज्ञानाऽविरमणलक्षणरिपुबलदलनाय श्रीमन्महावीरमहाराजेन नियुक्तस्य ।"

એટલે કે–મહારાજાઓ જેમ જયકુંજરને શત્રુસૈન્યનો નાશ કરવાને માટે નિયુક્ત કરે છે, તેમ આ શ્રી ભગવતીજી સૂત્રને પણ, આત્માના શત્રુસૈન્યનો નાશ કરવાને માટે, શ્રીમાન મહાવીર મહારાજાએ નિયુક્ત કરેલું છે. આત્માનું શત્રુસૈન્ય કયું ? એનો ખૂલાસો કરતાં કહ્યું છે કે–મિથ્યાત્વ–સ્વરૂપ, અજ્ઞાન–સ્વરૂપ અને અવિરમણ–સ્વરૂપ એ ત્રણ, આત્માના શત્રુ તરીકેનું કામ કરનારા છે, માટે એ ત્રણના નાશને માટે ભગવાન શ્રી મહાવીર પરમાત્માએ, આ શ્રી ભગવતીજી સૂત્રને નિયુક્ત કરેલું છે.

<u>ભગવાનને નિયુક્ત કરનાર કેમ કહ્યા ?</u>

આપણે જાણીએ છીએ કે–ભગવાન શ્રી જિનેશ્વરદેવો

અર્થથી જ દેશના દેનારા હોય છે સૂત્રની યોજના ભગવાન શ્રી જિનેશ્વરદેવો કરતા જ નથી સૂત્રની ગુંથણી તો, ગણધર ભગવાનો જ કરે છે ભગવાન શ્રી જિનેશ્વરદેવો, ગણધરદેવોની સ્થાપના કર્યા બાદ, તેમને ત્રિપદી માત્રનું દાન કરે છે અને એ ત્રિપદી ભગવાનના શ્રીમુખે શ્રવણ કરવા માત્રથી, ગણધર ભગવાનના આત્માઓ, પોતપોતાના મતિજ્ઞાનાવરણીય અને શ્રુતજ્ઞાનાવરણીય કર્મના એવા ઉત્કૃષ્ટ કોટિના ક્ષયોપશમભાવને પામે છે, કે જેને લઈને તેઓ ગણધર-નામકર્મના ઉદયને વેદતા થકા, અન્તર્મુહૂર્ત્ત માત્રમાં જ દ્વાદશાંગીની રચના કરી શકે છે ગણધરભગવાનો દ્વાદશાંગીની રચના કરી લે છે, તે પછીથી જ ભગવાન તેમને તીર્થની અનુજ્ઞા આપે છે અનુજ્ઞા વિના, દ્વાદશાંગી બીજાને આપી શકાય નહિ ગુરૂની અનુજ્ઞાને મેળવ્યા વિના, કોઈ પણ શિષ્ય કોઈને ય ભણાવી શકે નહિ-એવો વિધિ છે આપણો મુદ્દો તો એ છે કે-વર્ત્તમાન શાસનમાં ગણધરભગવાન શ્રી સુધર્માસ્વામીજીએ રચેલી જે દ્વાદશાંગી પરંપરાગત બની છે, તેને અર્થથી ભગવાન શ્રીમાન્ મહાવીર મહારાજાએ ઉપદેશેલી હતી, એટલું જ નહિ, પણ ભગવાને તેની અનુજ્ઞા પણ આપી હતી ભગવાને મહોર મારી આપી હતી આથી જ, ટીકાકાર મહર્ષિએ અત્રે 'શ્રી ભગવતીજી સૂત્રને શ્રીમાન્ મહાવીર મહારાજાએ નિર્યુક્ત કર્યું છે'-એમ ફરમાવ્યું છે

શ્રીમાન મહાવીર મહારાજાએ આ નિર્યુક્તિ જગતના જીવો મિથ્યાત્વાદિ રૂપ શત્રુઓનો નાશ સાધી ... છે

શ્રીમાન્ મહાવીર મહારાજા દ્વારા ... યુક્ત

કરાએલુ છે–એવું જણાવવાની સાથે, શા માટે આ સૂત્ર નિયુક્ત કરાએલુ છે, તેનું પણ ટીકાકાર મહર્ષિએ સ્પષ્ટીકરણ કર્યું છે મિથ્યાત્વ રૂપ, અજ્ઞાન રૂપ અને અવિરમણ રૂપ જે શત્રુસૈન્ય, તેનો નાશ કરવાને માટે આ સૂત્ર નિયુક્ત કરાએલુ છે આ સૂત્રને અગર તો આ સૂત્રને નિયુક્ત કરનારા શ્રીમાન્ મહાવીર મહારાજાને મિથ્યાત્વ, અજ્ઞાન કે અવિરમણ–એમાંનો કોઈ જ શત્રુ નથી એટલે તેમના શત્રુસૈન્યના નાશને માટે આ સૂત્ર નિયુક્ત કરાએલુ નથી, પરન્તુ જગતના જીવોના શત્રુ સૈન્યના નાશને માટે જ આ સૂત્ર નિયુક્ત કરાએલુ છે એક કાળે શ્રીમાન્ મહાવીર મહારાજાને પણ એ ત્રણેય શત્રુઓએ ઘેરેલા હતા શ્રીમાન્ મહાવીર મહારાજાનો આત્મા પણ અનન્તો કાળ એ શત્રુઓની આધીનતામા રહ્યો હતો એઓ શ્રીના આત્માને પણ અનન્તો કાળ સુધી ' હુ મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈન્યથી ઘેરાએલો છુ અને પરાભવ પમાડાએલો છુ '–એવો ખ્યાલ સરખો પણ આવ્યો નહોતો 'મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈન્યથી હુ અનાદિકાળથી ઘેરાએલો છુ અને પરાભવ પમાડાએલો છુ '–એ વાતનો સાચો ખ્યાલ તો, ભવ્યાત્માને જ આવી શકે છે ભવ્યાત્માને પણ એ વાતનો સાચો ખ્યાલ ચરમાવર્ત્ત કાલમા જ આવી શકે છે ચરમાવર્ત્તમા પણ અર્ધ પુદ્ગલપરાવર્ત્ત જેટલો સસારકાલ લગભગ બાકી રહે છતે અથવા તો એથી પણ અલ્પ સસારકાલ બાકી રહે છતે, આ વાતનો સાચો ખ્યાલ આવી શકે છે શ્રીમાન્ મહાવીર મહારાજાના આત્માને જ્યારે અર્ધપુદ્ગલપરાવર્ત્તથી પણ ઓછો, એક કોડાકોડી સાગરોપમથી કાઇક અધિક માત્ર સસારકાળ બાકી રહેવા પામ્યો, ત્યારે જ શ્રી નયસાર તરીકેના ભવમા, તે

આત્માને એ વાતનો સાચો ખ્યાલ આવ્યો કે-' હુ અનાદિ-કાળથી મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈન્યથી ઘેરાએલો છુ અને પરાભવ પમાડાએલો છુ ' શ્રી નયસારના ભવમા, એ પુણ્યપુરૂષના આત્માને જ્યા એ વાતનો સાચો ખ્યાલ આવ્યો, એટલે એમણે એ શત્રુસૈન્યની સામે હલ્લો કરવાની શરૂઆત કરી શ્રી નયસારના ભવમા, શ્રીમાન્ મહાવીર મહારાજાનો આત્મા, મૂળમાથી તો એ શત્રુઓને ઉખેડી શક્યો નહિ, પણ એ શત્રુઓને અમુક અંશે દબાવી દેવાનુ કામ તો જરૂર કરી શક્યો ત્યારથી એ આત્માએ મિથ્યાત્વાદિ શત્રુસૈન્યની સામે બળ અજમાવવા માડ્યુ, પણ એમા જેમ કોઈ વાર શત્રુ પણ ફાવી જાય અને શત્રુ ફાવી જાય એટલે પુન બન્ધનમા લઈ લે, એમ શ્રીમાન મહાવીર મહારાજાના આત્માને માટે થયુ પુન બન્ધનમા જકડાઇ ગયેલા શ્રીમાન્ મહાવીર મહા રાજાના આત્માએ, મિથ્યાત્વાદિ રૂપ શત્રુઓની આધીનતામા ઘણો કાળ પસાર કર્યો એમા જ્યારે એ આત્માને તક મળી ગઈ, એટલે એ આત્માએ એ તકનો લાભ ઉઠાવી લીધો પ્રિયમિત્ર ચક્રવર્તી તરીકેના ભવમા તેમણે એ શત્રુસૈન્યને દમવાનો અને એ શત્રુસૈન્યને નામશેષ કરી નાખવાનો પ્રયત્ન પુન આરભી દીધો એમના આત્માને એ વાત એવી જચી ગઈ કે-એમના શ્રી નન્દન મુનિ તરીકેના ભવમા તો એમણે કમાલ કરી નાખી એમના આત્માને એ વખતે એમ જ થઈ ગયુ કે-' જો મારૂં ચાલે તો હુ માત્ર મારા જ મિથ્યાત્વાદિ રૂપ શત્રુઓને મૂળમાથી ઉખેડી નાખીને અટકુ નહિ,

' જીવોના મિથ્યાત્વાદિ રૂપ શત્રુઓને

રૂપ શત્રુઓ એવા

એ શત્રુઓને કોઈ હણી શકે એવું બને નહિ મિથ્યા રૂપ પોતપોતાના શત્રુઓને હણવાનો પુરૂષાર્થ તો, દરેકે પે કરવો જોઈએ આથી, શ્રીમાન્ મહાવીર મહારાજાનો આ એવા ભાવમાં ઉત્કટપણે તરબોળ બની ગયો કે–' જો મ શક્તિ આવી જાય, તો હું સારા ય જગતના જીવોને જાવી દઉં કે–' તમારા ખરેખર શત્રુઓ મિથ્યાત્વાદિ : છે' અને એમ સમજાવીને, એ બધાને એ મિથ્યાત્વાદિ શત્રુઓને હણી નાખવાનો જે સાચો ઉપાય, તે ઉપાયનુ કરાવીને, એ બધાને એ ઉપાયના આચરણના જ એક રસિક બનાવી દઉં !' આવી ભાવદયાની ઉત્કટતાના શ્રીમાન્ મહાવીર મહારાજાના આત્માએ શ્રી તીર્થંકરનામ નિકાચિત કર્યું શ્રી તીર્થંકરનામકર્મની નિકાચનાના પ્રતા એ આત્મા શ્રીમાન્ મહાવીર મહારાજા તરીકેના ભ પોતાના મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈન્યનો મૂળમાંથી જ નાશ નાખનારા બન્યા બાદ, આ શ્રી ભગવતીજી સૂત્રને ર તો કહો કે–દ્વાદશાંગીને, મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈન્યના માટે, નિયુક્ત કરી શક્યો એટલે શ્રીમાન્ મહાવીર મ જાએ જે નિયોજન કરેલુ છે, તે પોતાના શત્રુસૈન્યના માટે નહિ પણ આપણા જેવાના મિથ્યાત્વાદિ રૂપ શત્રુસૈ નાશને માટે જ કરેલુ છે આવો શ્રીમાન્ મહાવીર મહાર આપણા સર્વે ઉપર, જગતના જીવ માત્ર ઉપર અનુપમ ઉ છે, પણ એ ઉપકારને ઉપકાર તરીકે સમજાય તો ને

મિથ્યાત્વનુ શત્રુપણું

શ્રીમાન

અનુપમ ઉપકાર કર્યો છે, પણ જ્યા સુધી મિથ્યાત્વાદિ શત્રુ સૈન્ય બહુ જ જોરદાર હોય છે, ખાસ કરીને મિથ્યાત્વ રૂપ શત્રુ જ્યા સુધી જોરદાર હોય છે, ત્યા સુધી તો તે જીવને શ્રીમાન્ મહાવીર મહારાજાનો આ પરમ ઉપકાર, પરમ ઉપકાર તરીકે લક્ષ્યમા જ આવતો નથી મિથ્યાત્વ રૂપ શત્રુ મન્દ પડે, તો જ એ ઉપકાર ઉપકાર તરીકે લક્ષ્યમા આવી શકે ત્યારે વિચાર કરો કે-જે શત્રુ આપણા ઉપરના કોઈના ઉપકારને જાણવા ન દે, એ કેવો ભયકર શત્રુ કહેવાય ? એ શત્રુની ખરી ભયકરતા તો એ છે કે-એ આત્માના સઘળા ય શત્રુઓને શત્રુઓ તરીકે ઓળખવા તો દે નહિ, પણ એમને મિત્રો તરીકે જ ઓળખાવે જોરદાર મિથ્યાત્વવાળો માત્ર બાહ્ય શત્રુઓને જ જોયા કરે, પણ આન્તરિક શત્રુઓને તો મિત્ર માન્યા કરે એને લાગે કે-સુખ તો માત્ર વિષયોના ભોગવટામા જ રહેલુ છે એને મેળવવાની, સાચવવાની ને સધરવાની વૃત્તિને પેદા કરનારો લોભ, એ એને પરમ બન્ધુ જેવો લાગે લોભે પેદા કરેલી વૃત્તિ અમલમા આવે, એ માટે એને માયા સહચરીને સેવવામા ઘણો આનન્દ આવે જ્યારે તે વિષયસામગ્રીને મેળવવા આદિમા સફળ થાય, ત્યારે તે માનને લીધે પોતાની બાહોશી માને તેમ જ નિષ્ફળતા મળે ત્યારે એ જ માન એને કહ્યા કરે કે-તારામા પાણી નથી ? એમ માન એને સદા ઉત્તેજ્યા કરે, એટલે એને લાગે કે-માન વિના તો ચાલે જ નહિ આ રીતિએ લોભને, માયાને અને માનને પોતાના હિતકારી રૂપે માનનારો, તેના વિષયસુખમા આડે આવનારાઓ ઉપર રોષ કરનારો બને જ-રોષ કરે જ-એમ નહિ, પણ રોષ કરવો જોઈએ-એમ એને લાગે રોષ ન કરી

પનુ યથાર્થ વર્ણન યથાર્થ રૂપે રૂચે, એવા પ્રકારની લાયકાત સમ્યગ્દર્શન ગુણના સુયોગે પ્રગટે છે આ બધા ઉપરથી તમારે એ વિચારવાનુ છે કે-મિથ્યાત્વ એ જીવના શત્રુપણાનું કેવું ભયકર કાર્ય કરે છે અને એના યોગે જ્ઞાન પણ અજ્ઞાન રૂપે જ કામ કરીને જીવને દુષ્કર્મોના ઉપાર્જનમા નિમિત્ત બને છે જે જ્ઞાન કર્મક્ષયનુ અને શુભ કર્મના બન્ધનુ કારણ બની શકે, તે જ્ઞાન પણ મિથ્યાત્વના પ્રતાપે અજ્ઞાન રૂપ બનીને, દુષ્કર્મોના બધનુ કારણ બને છે, એટલુ જ નહિ, પણ કોઈ જીવને બોધિની પ્રાપ્તિ દુર્લભ પણ બનાવી દઈ શકે છે

સમ્યક્ શ્રુતના ઉપાર્જનની આવશ્યકતા

મિથ્યાત્વના ક્ષયોપશમાદિથી સમ્યગ્દર્શન ગુણ પ્રગટ્યો, પણ એથી તો પૂર્વનુ જે જ્ઞાન અજ્ઞાન રૂપ હતુ તે સમ્યગ્જ્ઞાન રૂપ બન્યુ, પણ સમ્યક્ શ્રુતનો બોધ તો જોઈએ ને ? સમ્યગ્દર્શન ગુણથી એવી પણ લાયકાત આવી કે-શ્રુત માત્રને એ પોતાનામાં સમ્યગ્ રૂપે પરિણમાવી શકે, પણ સમ્યક્ શ્રુતનો અભ્યાસ સમ્યગ્દર્શન ગુણને સ્થિર કરનારો અને સમ્યગ્દર્શન ગુણવાળાની ભાવનાને અમલમા આવવામા ખૂબ જ સહાયક બને એવો હોય છે સમ્યગ્દર્શન ગુણને પામેલાની ભાવના કયી ? સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર દ્વારા મોક્ષને જ સાધવાની એ સમ્યગ્જ્ઞાનનો અને સમ્યક્ચારિત્રનો જ ખાસ અર્થી હોય, વળી સમ્યગ્દર્શન ગુણ ક્ષાયિક પ્રકારનો ન આવે, ત્યા સુધી એ ગુણ પાછો ન જ આવરાઈ જાય, એવુ નક્કી નહિ આપણે જોયું કે-ભગવાન શ્રી મહાવીર પરમાત્માના આત્માનો સમ્યગ્દર્શન ગુણ પણ આવરાઈ જવા પામ્યો હતો એટલે સમ્યગ્જ્ઞાનને વિષેનો

ઉદય અવશ્ય હોવો જોઈએ. સમ્યગ્જ્ઞાન પ્રત્યેની બેદરકારી
અથવા તો પ્રમાદને અને એવુ લક્ષ્ય પણ શત્રુની ગરજ સારે
છે સમ્યક્ જ્ઞાનના જ્ઞાનમા પ્રયત્નશીલ થતે અશે બની શકે છે

## અવિરમણ રૂપ શત્રુ

સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન રૂપ ગુણો પ્રગટવા છતા
પણ, 'અવિરમણ' નામનો ભયકર દુશ્મન તો બેઠેલો જ છે
અવિરમણ નામના ભયકર દુશ્મનની સાથે જીવવુ પડે તોય
સાવચેતીથી જીવવું પડે, કારણ કે–એનામા સમ્યગ્દર્શન ગુણ
અને સમ્યગ્જ્ઞાન ગુણ આવરાઈ જવા પામે, એવી બેફામ
હાલતમા આત્માને મૂકી દેવાની શક્તિ છે આત્મા જો
ગાફેલ બની જાય, તો ગબડી પડે આ ઉપરાન્ત, જ્યા
સુધી 'અવિરમણ' નામનો દુશ્મન જીવે છે, ત્યા સુધી
સાવધ જીવને પણ નિર્જરા સાધવામા બહુ જ મુશ્કેલી નડે
છે હવે એને એકલી નિર્જરા સાધવી છે, પણ અવિરમણ
રૂપી દુશ્મન બધથી સર્વથા બચવા દે જ નહિ સમ્યગ્દર્શન
અને સમ્યગ્જ્ઞાન ગુણની સફલતા સમ્યક્ચારિત્રને આભારી છે,
પણ જ્યા સુધી અવિરમણ રૂપી દુશ્મન જોરમા હોય છે, ત્યા
સુધી આત્મા સમ્યક્ચારિત્રને પામી શકતો નથી અવિરમણ
એટલે અવિરતિ હિંસાદિક પાપોથી અને કષાયોથી વિરામ
પામવું, એ વિરતિ, અને એનાથી વિરામ નહિ પામવુ, એ
અવિરતિ હિંસાદિક પાપોથી અને કષાયોથી વિરામ પામ્યા
કરવાની ભાવનાથી પણ લાભ થાય છે, પણ એ જ સૂચવે
છે કે–હિંસાદિક પાપોથી અને કષાયોથી જો વિરામ પામવામા
આવે તો તેથી મહા લાભ થાય વિરામ પામવામા

સમુન્નત જયકુંજર જેવા સૂત્રોની લેવી પડે છે એમા એમને કોઈ પણ પ્રકારની બાધા ઉપજે નહિ, એવો પ્રયત્ન કરવો, એ માત્ર શ્રમણોપાસકોનું જ કર્ત્તવ્ય છે-એમ નહિ, પરન્તુ સૌ કોઈનું એ કર્ત્તવ્ય છે કર્મશત્રુ સામેનું યુદ્ધ જેને ગમતું હોય, તે જે જે રીતિએ પોતાથી શકય હોય, તે તે રીતિએ મુનિઓ રૂપી યોદ્ધાઓને અનાબાધપણું પ્રાપ્ત થાય, તે માટે પ્રયત્ન કરવાને લલચાયા વિના રહે નહિ એટલે ટીકાકાર મહર્ષિ આવો પ્રયત્ન કરે, તેમા નવાઈ જેવું કાંઈ છે જ નહિ

ટીકારચના અંગે અગત્યનો ખુલાસો

અહીં ટીકાકાર મહર્ષિ એક બહુ જ અગત્યનો ખુલાસો કરે છે ટીકાકાર મહર્ષિ કેવા પ્રમાણિક છે, કૃતજ્ઞ છે, નિર ભિમાની છે, તે વિગેરે આ ખુલાસાથી જણાઈ આવે છે તેઓશ્રી ફરમાવે છે કે-" મારી પૂર્વે થઇ ગયેલા મુનિઓ રૂપી શિલ્પિઓએ રચેલી આ સૂત્રની વૃત્તિ અને ચૂર્ણિ રૂપી નાડિકાઓ હાલ પણ વિદ્યમાન છે, એ વૃત્તિ અને ચૂર્ણિ ઘણા શ્રેષ્ઠ ગુણોવાળી પણ છે, પરન્તુ તે પ્રમાણમા નાની હોવાથી માત્ર મોટાઓને જ, એટલે કે-ઘણા મોટા બુદ્ધિશાલી આત્મા ઓને જ વાછિત વસ્તુના સાધનમા સમર્થ બની શકે એવી છે આથી હું એવી મોટી વૃત્તિને રચવાનો આરંભ કરું છુ, કે જે વૃત્તિ તેવા મોટા બુદ્ધિશાલી ન હોય, તેઓને માટે પણ ઉપકારક નિવડે આ મોટી વૃત્તિની રચના પણ હું નિરાધારપણે કરવાનો નથી, પરન્તુ હાલ આ સૂત્રની પ્રમાણમાં નાની [illegible] જે [illegible] જ બીજા શ્રી જીવા[illegible]

'વિવરણો રૂપ

દોરડાઓના અર્થોનું સઘટ્ટન કરવા પૂર્વક જ હું આ વૃત્તિની રચના કરવાનો છુ " વળી તેઓશ્રી ફરમાવે છે કે-" નાડિકા જેવી આ મોટી વૃત્તિને હું માત્ર મનસ્વિપણે રચવાનો આરભ કરતો નથી, પરન્તુ સમુન્નત જયકુજરની નાડિકાની રચના જેમ હસ્તિનાયકના આદેશથી કરાય છે, તેમ હુ પણ ગુરૂજનના વચનને આધીન બનીને આ મોટી નાડિકા રૂપી મોટી વૃત્તિની રચના કરવાનો આરભ કરૂ છુ " અહીં તેઓશ્રી પોતાને માટે કહે છે કે-" પૂર્વે મુનિઓ રૂપી જે શિલ્પિઓ થઇ ગયા છે, તેમના કુલમા અમો ઉત્પન્ન થયેલા છીએ "

## સ્વતન્ત્રપણે આચરવાનો હક્ક કને છે પણ સ્વતન્ત્રપણે માર્ગપ્રરૂપણ તો ભગવાન સિવાય કોઈ કરી શકે જ નહિ

ટીકાકાર મહર્ષિએ કરેલો આ ખુલાસો કેટલો બધો સુન્દર છે! પોતે સ્પષ્ટપણે સરલતાથી જણાવી દે છે કે-હુ આ સૂત્રની ટીકાની રચના કોના આધારે કરવાનો છુ આ ખુલાસામા જેમ સરલતા, પ્રમાણિકતા અને નમ્રતા છે, તેમ આ ખુલાસામા આ વૃત્તિની પ્રમાણસ્વરૂપતાને જાહેર કરવાની તાકાત પણ છુપાએલી છે વાચનારને સ્હેજે થાય કે-પૂર્વના સમર્થ મહાપુરૂષોએ જે કહ્યુ છે, તે જ આ મહાપુરૂષે પણ કહ્યુ છે અને એથી આ રચના વિશ્વસનીય છે ટીકાકાર મહર્ષિ તો પોતાના ખુલાસામા કહે છે કે-વસ્તુત આ રચના નથી, પણ સઘટ્ટન છે જાણે કે-ચયોજન માત્ર છે આ સૂત્રની જે ટીકા તથા ચૂર્ણી છે તેનું અને શ્રી જીવાભિગમાદિ સૂત્રોના જે વિવરણો છે, જે અશો આ સૂત્રને અગે ઉપયોગી સઘટ્ટન કરવા રૂપજ મારો

એમ એ મહાપુરૂષ જાહેર કરે છે મહાપુરૂષો આવુ જાહેર કરે, તેમા નવાઇ પામવા જેવુ કાઈ છે જ નહિ જે શાસનમા, ત્રિપદી માત્રને પામીને ચૌદ પૂર્વો સહિત દ્વાદશાગીની રચના કરનારા અને તે પણ માત્ર પોતાની જ મતિથી રચના કરનારા ગણધરભગવાનો પણ એમ જ કહેતા હોય કે–'ભગવાને કહેલુ અમે કહીએ છીએ' તે શાસનમા થયેલા અને તે શાસનના મર્મને સારી રીતિએ પામેલા મહાપુરૂષો, 'અમે પૂર્વના મહાપુરૂષોએ કહેલુ જ કહીએ છીએ'–એમ કહે, એમા આશ્ચર્ય પામવા જેવુ છે જ શુ ? આશ્ચર્ય તો ત્યારે પામવાનુ હોય, કે જ્યારે તે ભગવાનના નામને કે મહાપુરૂષોના નામને ઓળવે આપણે ત્યા, શ્રી જૈન શાસનમા સ્વતન્ત્રપણે આચરવાનો અધિકાર છએ પ્રકારના અતિશયજ્ઞાનિઓને છે તેમની યોગ્યતાને લઇને તેમને આ શાસને તે પ્રકારનો અધિકાર આપેલો છે, પરન્તુ સ્વતન્ત્રપણે માર્ગનુ નિરૂપણ કરવાનો અધિકાર તો એક માત્ર ભગવાન શ્રી જિનેશ્વરદેવોને જ છે શ્રી જૈન શાસનને પામેલા બીજા સર્વે તો ભગવાનના નામે જ કહે, ભગવાને કહેલુ કહેવાનો જ આગ્રહ રાખે, ભગવાને ન કહ્યુ હોય તેવુ જો કહેવાઈ જાય અને તેની ખબર પડી જાય, તો તેને મહા પાપ થઇ ગયુ એમ માને, ભગવાને ન કહ્યું હોય તેવું કહેવાઈ ગયાથી મહા પાપ થયાનુ માનીને, તે પાપથી છૂટવાને માટે પ્રાયશ્ચિત્ત કરે, એટલા માટે તો, મહાપુરૂષો પોતાના રચેલા ગ્રન્થોને અન્તે લખી દે છે કે–'અજાણતા, ઉપયોગશૂન્યતાદિથી જો એક પણ વચન ભગવાનની આજ્ઞાથી વિરૂદ્ધ લખાઇ ગયુ હોય, તો મિચ્છા મિ દુક્કડ દઇએ છીએ '–એટલુ જ નહિ, પણ તેઓ ને કોઈ વચન આવી ગયેલુ જણાય, તો તે વચનને સુધારી

લેવાની સુજ્ઞોને ભલામણ, વિનતિ પણ કરે છે શ્રી જૈન શાસનની આ પરિપાટી છે 'શ્રી જિનના વચનથી અંશે પણ વિરૂદ્ધ બોલવુ એ ઉત્સૂત્રકથન છે અને ઉત્સૂત્રકથન એ મહા પાપ છે'–આવુ માનનાર, સદાને માટે શ્રી જિનના વચનને અનુસારે જ બોલવાની જરૂર લાગે ત્યારે બોલવાની વૃત્તિ વાળો હોય, એ સ્વાભાવિક છે આથી જ, શ્રી જિનના વચનને અનુસારે જ બોલવાની કાળજીવાળા અને શ્રી જિનના વચનને અનુસારે જ બોલી શકે એવા જ્ઞાનવાળા પૂર્વે જે મહાપુરૂષો થઇ ગયા હોય, તેમના વચનોને અનુસારે હુ કહુ છુ–એમ જો કોઇ કહે અને તે કથન જો સાચુ હોય, તો આપણને તેમના કથનને સાભળીને તેમના ઉપર ભક્તિભાવ પેદા થવો જોઇએ, નહિ કે–'મીયાના ચાદે ચાદ જેવી વાતો કરનારા છે'–એવુ કહીને તેવા સુજ્ઞ જનોનો અનાદર કરવો જોઇએ

## શાસનદેવીની પ્રેરણાવાળા પ્રસગને અગે

અત્રે પ્રસગ છે માટે એ વાત તરફ ધ્યાન ખેંચવામા આવે છે કે–આ સૂત્રની વાચના શરૂ થઈ, તેની નજદિકના સમયમા, પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવ સૂરીશ્વરજી મહારાજાએ કોની પ્રેરણાથી નવ અગસૂત્રોની ટીકા રચી છે–એ વિષે કેટલીક વાતો કહેવાઈ હતી શાસનદેવીની પ્રેરણાને વશ બનીને, આચાર્યભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ નવ અગસૂત્રોની ટીકાઓની રચના કરી, એવો શ્રી પ્રભાવકચરિત્રમા ઉલ્લેખ છે એ ઉલ્લેખને 'દન્તકથા માત્ર' તરીકે એક મુનિશ્રીએ જાહેર કરેલ હોઇને, ખૂલાસો

શ્રીમદ્

મહારાજાના સમયમા, આ શ્રી ભગવતીજી સૂત્રની ટીકા અને ચૂર્ણી વિદ્યમાન હતી, પરન્તુ તેમની પૂર્વે થઈ ગયેલા આચાર્ય ભગવાન શ્રીમત્ શીલાંકસૂરીશ્વરજી મહારાજાએ અગીઆરેય અગસૂત્રો ઉપર જે બૃહદ્વૃત્તિઓ રચી હતી, તેમા માત્ર પહેલા બે અગસૂત્રોની વૃત્તિઓ સિવાયની નવ અગસૂત્રોની વૃત્તિઓ અનુપલબ્ધ બની ગઈ હતી આથી જ, આચાર્ય ભગવાન શ્રીમદ્ અભયદેવસૂરીશ્વરજી મહારાજાએ નવ અગસૂત્રો ઉપર નવ બૃહદ્વૃત્તિઓની રચના કરી એ વાત, ટીકાકાર મહર્ષિએ અત્રે કરેલા ખૂલાસા ઉપરથી પણ સિદ્ધ થાય છે, કારણ કે-તેઓશ્રી કહે છે કે-' પૂર્વે થઈ ગયેલા મુનિઓ રૂપી શિલ્પિઓએ રચેલી વૃત્તિ અને ચૂર્ણી હાલ વિદ્યમાન તો છે જ અને તે ઘણા શ્રેષ્ઠ ગુણોએ સહિત પણ છે, પરન્તુ તે પ્રમાણમા નાની છે ' આ ખુલાસો એવું સૂચિત કરે છે કે-એ વખતે પરમ ઉપકારી આચાર્યભગવાન શ્રીમત્ શીલાકસૂરીશ્વરજી મહારાજાએ રચેલી આ સૂત્રની બૃહદ્ વૃત્તિ તો ઉપલબ્ધ નહોતી જ એટલે ' આ સૂત્રની ટીકા અને ચૂર્ણી વિદ્યમાન હતી'-એવા આ ઉલ્લેખ માત્રથી, શ્રી પ્રભાવક ચરિત્રકાર મહાપુરૂષનુ કથન ખોટુ ઠરી શકતુ જ નથી

' गुरुजनवचनात् '-એના પ્રયોગનું રહસ્ય

અત્રે એ વાત પણ લક્ષ્યમા લેવા જેવી છે કે-ટીકાકાર મહર્ષિએ ' हस्तिनायकादेशादिव गुरुजनवचनात् ' એ પ્રમાણે કહ્યું છે ' गुरुवचनात् ' નહિ કહેતા, 'गुरुजनवचनात्' એમ કહ્યુ છે, એમા રહસ્ય સમાએલુ છે આથી એટલુ તો સૂચિત થાય છે કે-જે ગુરૂની પાસે તેઓ દીક્ષિત થયા હતા, તેમના આદે-